# નિવેદન

સને ૧૯૨૭ સુધીમાં 'ગ્રંથ અને ગ્રંથકાર'ના આઠ ભાગ પ્રસિદ્ધ થયા પછી ૧૯૪૨માં નવમો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. આ પછી દસમા ભાગનું કામ પણ હાથ ધરવામાં આવ્યું હતું, પણ એ તૈયાર થતાં કેટલોક વિલંબ થયો. આ કામ વ્યવસ્થિત રીતે હાથ ધરાઈ સમયસર પ્રસિદ્ધ થાય એ માટે ગ્રંથના સંપાદનનું કામ પ્રો. ધીરુભાઈ ઠાકરને સોંપવામાં આવ્યું. એમણે ભારે જહેમત ઉઠાવી કાર્યનો આરંભ કર્યો. વિગતો તેમજ વિદેહ તથા વિદ્યમાન લેખકોની ચરિત્રવિષયક માહિતી મેળવવાનું કામ આરંભ્યું, જેમાં કેટલોક સમય ગયો. ને છેલ્લાં ત્રણેક વર્ષથી મુદ્રણકાર્ય પણ શરૂ કરી શકાયું. આ કામ વધુ ઝડપથી થાય એ માટે એમણે પ્રો. ઇન્દ્રવદન દવેની મદદ લીધી. એ બેઉ ભાઈઓએ સારો શ્રમ લઈ આ દસમો ગ્રંથ આ સ્વરૂપમાં તૈયાર કરી આપ્યો છે. એમણે એમની પ્રસ્તાવનામાં 'ગ્રંથ અને ગ્રંથકાર'ના ભવિષ્યના ગ્રંથોની યોજના વિચારી છે તેમાંનાં બે અંગોનો જ અમલ આ ગ્રંથમાં થઈ શક્યો છે. આ કામ ઉત્તરોત્તર ચાલુ જ રહેવાનું હોઈ એ યોજનાનાં ચારે અંગોથી ભવિષ્યના ભાગ સમૃદ્ધ બની શકશે એવી અમને શ્રદ્ધા છે.

આ પ્રકારના ગ્રંથની ઉપયોગિતા વિશે બે મત નથી. ગુજરાતી સાહિત્યના વિકાસમાં વિવિધ પ્રકારનો ફાળો આપનારા લેખકો-વિદેહ કે વિદ્યમાન-નું ગુજરાતી સાહિત્યના સર્વાંગીણ ઇતિહાસમાં કયા પ્રકારનું સ્થાન છે એ આવા ચરિત્રગ્રંથોથી જ સમજી શકાય. આવા શુભ ઉદ્દેશે આ સંસ્થાના ભૂતપૂર્વ સહાયક મંત્રી સ્વ. શ્રી. હીરાલાલ પારેખે આ ગ્રંથમાળાનો આરંભ કરી દરેક વર્ષે એક એક ગ્રંથ પ્રસિદ્ધ કરી આઠ ગ્રંથ બહાર પાડ્યા હતા. આ પછી પંદર વર્ષના ગાળામાં બે નવા ભાગ બહાર પડે છે. ગાળો વધુ લાગે છે, પણ તેથી નવમા ભાગમાં પાંચ

વર્ષની સાહિત્ય-સમીક્ષા આપી શકાઈ હતી તો આ દસમા ભાગમાં દસ વર્ષની સાહિત્ય-સમીક્ષા આપી શકાય છે અને એ રીતે સ્વ હીરાલાલના ઉદ્દેશની પણ પૂર્તિ થતી રહી છે

આ ગ્રથમાળાનુ ભવિષ્ય માટે દિશા અને માર્ગનું સૂચન આ પુસ્તકના સંપાદકોએ કર્યું છે તે પ્રકાશક સસ્થા એટલે ગુજરાત વિદ્યાસભાના સચાલકો હવે પછીના ગ્રંથો બહાર પાડવા માટે લક્ષમાં રાખે એ ઇષ્ટ છે

બને વિદ્વાનોએ આ દસમા ભાગ પાછળ લીધેલા શ્રમને માટે આભારની લાગણી વ્યક્ત કરતાં આનદ થાય છે

ભદ્ર, અમદાવાદ<br>
તા ૨૧-૮-૫૨

વિદ્યાબહેન ર. નીલકઠ<br>
માનાર્હ મત્રી,<br>
ગુજરાત વિદ્યાસભા

# પ્રસ્તાવના

'ગ્રંથ અને ગ્રંથકાર'ના મૂળ યોજક સ્વ. હીરાલાલ ત્રિ પારેખે એનો દરેક ભાગ દર વર્ષે તૈયાર કરીને બહાર પાડવાનો નિયમ રાખ્યો હતો. પણ તેમના અવસાન બાદ એ નિયમ જળવાઈ શકયો નહિ ઈ. સ. ૧૯૩૬માં આઠમો ભાગ બહાર પડયો તે પછી નવમો આઠ વર્ષે પ્રગટ થયો હતો. અને નવમા પછી સંજોગવશાત્ બીજાં આઠ વર્ષે આ દસમો ભાગ પ્રસિદ્ધ થવા પામે છે. પણ તેથી આ પુસ્તકમાળાના મૂળ ઉદ્દેશને ભાગ્યે જ હાનિ પહોંચી છે. ખરું જોતાં, હવે 'ગ્રંથ અને ગ્રંથકાર'ના વાર્ષિક પ્રકાશનનો હેતુ રહ્યો નથી કારણ, મોટા ભાગના ગ્રંથકારોની પરિચયરેખા પહેલા આઠ ભાગમાં અંકિત થઈ ચૂકી છે. અને વાર્ષિક સાહિત્ય-સમીક્ષાનું કામ તો ગુજરાત સાહિત્ય સભા દ્વારા ચાલે છે જ. એટલે આઠ દસ વર્ષે બહાર પડતા રહેતા 'ગ્રંથ અને ગ્રંથકાર'માં' બાકી રહેલા લેખકોનો પરિચય અને દસેક વર્ષના ગાળાના સાહિત્યના પ્રવાહનું અવલોકન આવતાં રહે તો કામ ખોરડાયા વિના ઉદ્દિષ્ટ સાહિત્યોપકારતા તેનાથી સધાતી રહે

ગ્રંથકાર-પરિચય અને સાહિત્ય-સમીક્ષા આ ગ્રંથમાળાનાં કાયમી અંગ છે. તે ઉપરાંત, એમાં વીતેલા વખત દરમ્યાન પ્રગટ થયેલાં પુસ્તકોની વર્ગીકૃત યાદી, નવલકથા જેવા સાહિત્ય-સ્વરૂપ વિશે કે અમુક ગાળાની કવિતા વિશે વિવેચન-લેખ, અથવા મુદ્રણકળા કે પ્રૂફરીડિંગ જેવા વિષય પર માહિતી આપતા લેખ જેવી પ્રકીર્ણ સામગ્રી વખતોવખત પ્રગટ થતી રહી છે. આ પ્રકારની સામગ્રીને કશી યોજના વગર યદૃચ્છયા રજૂ કરવાને બદલે તેને અનુલક્ષીને 'ગ્રંથ અને ગ્રંથકાર'નાં ચોક્કસ અંગો નક્કી કરી દેવાથી પુસ્તકની આકૃતિ બંધાય અને તેની અભ્યાસોપયોગિતા પણ વધે એ ખ્યાલથી અમે આ પુસ્તકનું કામ શરૂ કરતાં પહેલાં તેની નીચે મુજબ વિભાગ-યોજના વિચારી હતીઃ (૧) વહી ગયેલા ગાળાના વાઙ્મયના પ્રવાહનું વિહંગાવલોકન; (૨) વિદેહ તથા વિદ્યમાન ગ્રંથકારોનો સાહિત્ય-લક્ષી પરિચય; (૩) કોઇ બે (કે ત્રણ) શિષ્ટ ગુજરાતી ગ્રંથકારોનું

સર્વગ્રાહી અધ્યયન; (૪) કોઈ એક સાહિત્યપ્રકારના વિકાસ ને સ્વરૂપ-વિધાનનું નિરૂપણ અને (૫) વીતેલાં વર્ષોની પ્રતિનિધિરૂપ સાહિત્યકૃતિઓનો ટૂંકો રસલક્ષી પરિચય. આ યોજનાનુસાર વિભાગ (૩) અને (૪) માટે અનુક્રમે નરસિંહ-ભાલણ તથા ચરિત્રના સાહિત્યપ્રકાર વિશે વિસ્તૃત લેખો મૂકવાનું નક્કી કર્યું હતું અને તેનું મોટા ભાગનું લખાણ તૈયાર પણ થયુ હતું. પણ પૃષ્ઠ-સંખ્યાની મર્યાદાને કારણે તેનાં પહેલાં બે અંગો જ અગાઉની માફક અહીં સ્થાન પામી શક્યાં ને બાકીનું લખાણ લટકતું રહ્યું ! હવે પછીનાં પુસ્તકોમાં ગ્રંથકાર-પરિચયનો—ખાસ કરીને વિદ્વાનો—વિભાગ ટૂંકો થશે, એટલે અહીં ઉલ્લેખેલ યોજનાનો તેમાં સમાવેશ કરવાનો પ્રયત્ન થશે તો ગુજરાતી સાહિત્યના આ અભ્યાસગ્રંથમાં બે મહત્ત્વનાં અંગ ઉમેર્યાં ગણાશે.

વીતેલા દસકાના વાઙ્મય પર દૃષ્ટિપાત કરવામાં કૃતિ કે કર્તાના કરતાં સાહિત્યના પ્રવાહ અને પ્રકાર પર વિશેષ નજર રાખી છે. તેમાં ઉલ્લેખેલાં નામોને કેવળ દૃષ્ટાન્ત કે નમૂના તરીકે જ ગણવાનાં છે. તેમને આપેલો પૂર્વાપર ક્રમ ગુણવત્તાસૂચક નથી. 'કેળવણી' પછી આવતા વિષયોના અવલોકનમાં વિસ્તાર-ભયે મુખ્ય મુખ્ય કૃતિઓનો નિર્દેશ કરીને જ સંતોષ માનવો પડ્યો છે; અને તેમાંય અશેષ યાદી આપ્યાનો દાવો નથી.

ગ્રંથકાર-ચરિતાવલિને અંગે વિદ્યમાન લેખકોની પસંદગી કરવામાં તેમની સાહિત્યકાર તરીકેની યોગ્યતા ઉપરાંત વયનો પણ લક્ષમાં રાખેલ છે. આજ સુધીમાં સ્થાન ન પામેલા વયોવૃદ્ધ લેખકોને પહેલાં સમાવી લેવાની દૃષ્ટિ રાખી હોવાથી યોગ્યતા હોવા છતાં આજની જુવાન લેખક પેઢીમાંથી કેટલાકનો પરિચય પછીના પુસ્તક માટે મુલતવી રાખવો પડ્યો છે. એમાંના ઘણાની પ્રવૃત્તિ હજુ ચાલુ છે તે કાળક્રમે મહોરીને ચોક્કસ આકાર ધારણ કરે તે પછી આકરગ્રંથમાં નોંધાય તો અભ્યાસીઓને વિશેષ લાભ થાય એ દેખીતું છે. 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પહેલાં આઠ ભાગોમાં વિદ્યમાનો પૈકી અનેક એવા લેખકો સ્થાન પામ્યા છે, જેમનો પરિચય છપાયા બાદ જ એમની પ્રવૃત્તિ ખરેખરી વિકસી છે. એવા લેખકોનો હવે પછીના ગ્રંથોમાં નવેસર પરિચય અપાય તો જ એ વિભાગની ઉપયોગિતા સચવાય. નવમા ભાગ સુધીમાં સમાવેશ નહિ પામેલા બધા જ પ્રતિષ્ઠિત વિદ્વદ્ ગ્રંથકારોને આ ભાગમાં સમાવી લેવાનો ઇરાદો હતો. પણ હજુ ય થોડાક બાકી રહી ગયા છે.

પ્રત્યેક લેખક વિશે અને તેટલી શુદ્ધ ને સંપૂર્ણ માહિતી આપવાના આશયથી તેમને વિશે લખાયેલાં પુસ્તકોમાંથી તેમજ જાણકાર વ્યક્તિઓ પાસેથી પ્રમાણભૂત વિગતો એકઠી કરીને અહીં ઉપયોગમાં લીધી છે. તેમ છતાં કોઈ સ્થળે માહિતીની અપૂર્ણતા કે હકીકતદોષ રહી જવા પામ્યાં હોય એ અસંભવિત નથી. વિદ્યમાન ગ્રંથકારો વિશેનું ઘણુંખરું લખાણ બે વર્ષ પહેલાં છપાઈ ગયેલું હોવાથી* ઘણાની ઇ. સ. ૧૯૫૦ પછીની પ્રવૃત્તિનો અહેવાલ મૂકી શકાયો નથી.

આ કાર્યને અંગે કેટલાક લેખકોએ, વારવાર યાદ દેવડાવ્યા છતાં, માહિતી પૂરી પાડી નથી; પણ મોટા ભાગનાએ વિગતો ભરીને માહિતી-પત્ર વિના વિલંબે મોકલી આપ્યાં તે બદલ તેમનો આભાર માનવો જોઈએ. ૧૯૪૧ થી '૫૦ સુધીની વાઙ્મય-પ્રવૃત્તિનો ક્યાસ કાઢવા માટે જોઈતી વિગતો મેળવવામાં ગુજરાત સાહિત્ય સભા તરફથી છેલ્લાં દસ વર્ષમાં પ્રસિદ્ધ થયેલી કાર્યવહીઓનો ઉપયોગ કરવો પડ્યો છે. આને અંગે અમે અહીં જે તે સમીક્ષકોનું ઋણ કૃતજ્ઞભાવે સ્વીકારીએ છીએ. શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા, શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, પં. શ્રી. બેચરદાસ દોશી, શ્રી. શંકરલાલ દ્વા. પરીખ, શ્રી. નટવરલાલ ઇ. દેસાઈ, શ્રી. બચુભાઈ રાવત, શ્રી જયશંકર (સુંદરી), શ્રી. ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર અને શ્રી. મનુભાઈ જોધાણીએ પણ કેટલાક વિદ્યમાન તેમજ વિદેહ સાક્ષરો વિશે જોઈતી માહિતી મેળવવામાં ઉલટપણે સહાય કરીને અમને તેમના ઋણી બનાવ્યા છે. અનેક ગુજરાતી સાક્ષરોનો માનસિક સંપર્ક સાધવાની તક આપવા બદલ ગુજરાત વિદ્યાસભાનો, અને છાપવાની અનુકૂળ વ્યવસ્થા કરી આપવા બદલ આદિત્ય મુદ્રણાલયના સંચાલક શ્રી. મણિલાલ મિસ્ત્રીનો પણ અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

ગુજરાત કૉલેજ, અમદાવાદ
દિવાસો, સં. ૨૦૦૮

ધીરુભાઈ ઠાકર
ઇન્દુવદન દવે

---

* શ્રી. પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટનો પરિચય છપાયો તે પછી થોડેજ વખતે તેમનુ અવસાન થયું છે, તેની અહીં સખેદ નોંધ લેવી પડે છે.

સર્વગ્રાહી અધ્યયન, (૪) કોઈ એક સાહિત્યપ્રકારના વિકાસ ને સ્વરૂપ વિધાનનું નિરૂપણ અને (૫) વીતેલાં વર્ષોની પ્રતિનિધિરૂપ સાહિત્યકૃતિઓનો ટૂંકો રસલક્ષી પરિચય આ યોજનાનુસાર વિભાગ (૩) અને (૪) માટે અનુક્રમે નરસિંહ–ભાલણ તથા ચરિત્રના સાહિત્યપ્રકાર વિશે વિસ્તૃત લેખો મૂકવાનું નક્કી કર્યું હતું અને તેનું મોટા ભાગનું લખાણ તૈયાર પણ થયું હતું પણ પૃષ્ઠ–સંખ્યાની મર્યાદાને કારણે તેનાં પહેલાં બે અંગો જ અગાઉની માફક અહીં સ્થાન પામી શક્યાં ને બાકીનું લખાણ લટકતું રહ્યું ! હવે પછીનાં પુસ્તકોમાં ગ્રંથકાર–પરિચયનો–ખાસ કરીને વિદેહનો—વિભાગ ટૂંકો થશે. એટલે અહીં ઉલ્લેખેલ યોજનાનો તેમાં સમાવેશ કરવાનો પ્રયત્ન થશે તો ગુજરાતી સાહિત્યના આ અભ્યાસગ્રંથમાં બે મહત્ત્વનાં અંગ ઉમેર્યાં ગણાશે

વીતેલા દસકાના વાઙ્મય પર દૃષ્ટિપાત કરવામાં કૃતિ કે કર્તાના કરતાં સાહિત્યના પ્રવાહ અને પ્રકાર પર વિશેષ નજર રાખી છે. તેમાં ઉલ્લેખેલાં નામોને કેવળ દૃષ્ટાન્ત કે નમૂના તરીકે જ ગણવાનાં છે. તેમને આપેલો પૂર્વાપર ક્રમ ગુણવત્તાસૂચક નથી 'કેળવણી' પછી આવતા વિષયોના અવલોકનમાં વિસ્તાર–ભયે મુખ્ય મુખ્ય કૃતિઓનો નિર્દેશ કરીને જ સંતોષ માનવો પડ્યો છે, અને તેમાંય અશેષ યાદી આપ્યાનો દાવો નથી

ગ્રંથકાર–ચરિતાવલિને અંગે વિદ્યમાન લેખકોની પસંદગી કરવામાં તેમની સાહિત્યકાર તરીકેની યોગ્યતા ઉપરાંત વયને, પણ લક્ષમાં રાખેલ છે આજ સુધીમાં સ્થાન ન પામેલા વયોવૃદ્ધ લેખકોને પહેલાં સમાવી લેવાની દૃષ્ટિ રાખી હોવાથી યોગ્યતા હોવા છતાં આજની જુવાન લેખક પેઢીમાંથી કેટલાકનો પરિચય પછીના પુસ્તક માટે મુલતવી રાખવો પડ્યો છે એમાંના ઘણાની પ્રવૃત્તિ હજુ ચાલુ છે તે કાળક્રમે મહોરીને ચોક્કસ આકાર ધારણ કરે તે પછી આકરગ્રંથમાં નોંધાય તો અભ્યાસીઓને વિશેષ લાભ થાય એ દેખીતું છે 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પહેલાં આઠ ભાગોમાં વિદ્યમાનો પૈકી અનેક એવા લેખકો સ્થાન પામ્યા છે, જેમનો પરિચય છપાયા બાદ જ એમની પ્રવૃત્તિ ખરેખરી વિકસી છે. એવા લેખકોનો હવે પછીના ગ્રંથોમાં નવેસર પરિચય અપાય તો જ એ વિભાગની ઉપયોગિતા સધાય નવમા ભાગ સુધીમાં સમાવેશ નહિ પામેલા બધા જ પ્રતિષ્ઠિત વિદેહ ગ્રંથકારોને આ ભાગમાં સમાવી લેવાનો ઇરાદો હતો પણ હજુ ય થોડાક બાકી રહી ગયા છે.

પ્રત્યેક લેખક વિશે અને તેટલી શુદ્ધ ને સંપૂર્ણ માહિતી આપવાના આશયથી તેમને વિશે લખાયેલાં પુસ્તકોમાંથી તેમજ જાણકાર વ્યક્તિઓ પાસેથી પ્રમાણભૂત વિગતો એકઠી કરીને અહીં ઉપયોગમાં લીધી છે. તેમ છતાં કોઈ સ્થળે માહિતીની અપૂર્ણતા કે હકીકતદોષ રહી જવા પામ્યાં હોય એ અસંભવિત નથી. વિદ્યમાન ગ્રંથકારો વિશેનું ઘણુંખરું લખાણ બે વર્ષ પહેલાં છપાઈ ગયેલું હોવાથી* ઘણાની ઈ. સ. ૧૯૫૦ પછીની પ્રવૃત્તિનો અહેવાલ મૂકી શકાયો નથી.

આ કાર્યને અંગે કેટલાક લેખકોએ, વારંવાર યાદ દેવડાવ્યા છતાં, માહિતી પૂરી પાડી નથી; પણ મોટા ભાગનાએ વિગતો ભરીને માહિતી-પત્રો વિના વિલંબે મોકલી આપ્યાં તે બદલ તેમનો આભાર માનવો જોઈએ. ૧૯૪૧ થી '૫૦ સુધીની વાઙ્મય-પ્રવૃત્તિનો ક્યાસ કાઢવા માટે જોઈતી વિગતો મેળવવામાં ગુજરાત સાહિત્ય સભા તરફથી છેલ્લાં દસ વર્ષમાં પ્રસિદ્ધ થયેલી કાર્યવહીઓનો ઉપયોગ કરવો પડ્યો છે. આને અંગે અમે અહીં જે તે સમીક્ષકોનું ઋણ કૃતજ્ઞભાવે સ્વીકારીએ છીએ. શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા, શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, પં. શ્રી. બેચરદાસ દોશી, શ્રી. શકરલાલ દા. પરીખ, શ્રી. નટવરલાલ ઇ. દેસાઈ, શ્રી. બચુભાઈ રાવત, શ્રી. જયશંકર (સુંદરી), શ્રી. ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર અને શ્રી. મનુભાઈ જોધાણીએ પણ કેટલાક વિદ્યમાન તેમજ વિદેહ સાક્ષરો વિશે જોઈતી માહિતી મેળવવામાં ઊલટપણે સહાય કરીને અમને તેમના ઋણી બનાવ્યા છે. અનેક ગુજરાતી સાક્ષરોનો માનસિક સંપર્ક સાધવાની તક આપવા બદલ ગુજરાત વિદ્યાસભાનો, અને છાપવાની અનુકૂળ વ્યવસ્થા કરી આપવા બદલ આદિત્ય મુદ્રણાલયના સંચાલક શ્રી. મણિલાલ મિસ્ત્રીનો પણ અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

ગુજરાત કૉલેજ, અમદાવાદ
દીપોત્સવી, સં. ૨૦૦૮

ધીરુભાઈ ઠાકર
ચન્દ્રવદન દવે

---

* શ્રી. પુરુષોત્તમ ભોગીભાઈ ભટ્ટનો પરિચય છપાયો તે પછી થોડેજ વખતે તેમનું અવસાન થયું છે, તેની અહીં સખેદ નોંધ લેવી પડે છે.

# અનુક્રમણિકા

## વિભાગ પહેલો



## વિભાગ બીજો

વિભાગ ત્રીજો

## મુદ્રણશુદ્ધિ

**વિભાગ પહેલો**

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૫ | ઘોતુંક | ઘોતક |
| ૨ | ૯ | એકતાળીસ થી | એકતાળીસથી |
| ૮ | ૧ | ત્યારે | ત્યારે, |
| ૧૧ | ૨૭ | પરંતુ | પરન્તુ |
| ૧૩ | ૨૬ | અર્થઘટનાને | અર્થઘનતાને |
| ૨૫ | ૨ | આક્રમણો શારીરિક, સાહસો | આક્રમણો, શારીરિક સાહસો |
| ૨૫ | ૨૭ | આ કારણે | ઊંચી કલાના અભાવને કારણે |
| ૩૦ | ૧૪ | સાહિત્યપ્રકારોમાં | સાહિત્યપ્રકારોમાં. |
| ૩૧ | ૨૯ | રહેવું જોઈએ | રહેવી જોઈએ. |
| ૩૧ | ૩૧ | થર્યાં કરે | થયાં કરે |
| ૪૪ | ૧૦ | સાથી | સૌથી |
| ૪૭ | ૨૬ | સાર્મ્ય | સૌમ્ય |
| ૪૯ | ૧૩ | એમનું | એમની |
| ૫૯ | ૯ | મીમાંચકો | મીમાંસકો |
| ૬૩ | ૨ | એમણું | એમણે |
| ૬૪ | ૪ | વિસ્તરલ | વિસ્તરેલ |
| ૭૬ | ૧૮ | થયેલી | થયેલું |
| ૭૯ | ૨૩ | તેને | તે તે |
| ૮૨ | ૨૨ | બલે | બદલે |
| ૮૯ | ૧૩ | સોમભાઇ | સોમાભાઈ |
| ૯૧ | ૧ | બનાવી રહ્યાનું વિશાદમય | બનાવી રહ્યાનું જે જણાયું તેનું વિષાદમય |

**વિભાગ બીજો**

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૧ | પર | પણ |
| ૧૨ | ૨૨ | ૧૮૧૦માં | ૧૯૧૦માં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩ | ૧૭ | મુંબઈ પ્રાંતની ૧૮૪૩ ના | મુંબઈપ્રાંતની સનદી નોકરીમાં જોડાવા સારુ ૧૮૪૩ ના |
| ૨૫ | ૮ | ૧૮૧૦ માં | ૧૮૫૦ માં |
| ૪૬ | નીચેથી ૩ | ચાલતી | ચાલતી. |
| ૫૬ | કૃતિ નં ૮ / ૯ | મૌલિક / ગ્રીક નાટક પરથી સૂચિત | ગ્રીક નાટક પરથી સૂચિત / મૌલિક |
| ૧૦૬ | ૯ | કરવાનો | કરવાની |
| ૧૦૬ | ૧૯ | હર્યું | હર્યું. |
| ૧૧૧ | ૨૩ | ઘરમાં | થરમાં |
| ૧૧૧ | ૨૪ | પામ્યો | પામી |
| ૧૧૨ | નીચેથી ૫ | કાર્યવાહીમાં | કાર્યવહીમાં |

**વિભાગ ત્રીજો**

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬ | ૬ | દીવાળીબાઈ | દીવાળીબાઈ |
| ૩૮ | છેલ્લી | સનમતશક | સનમશતક |
| ૪૩ | છેલ્લેથી બીજી | (શ્રી સુંદરમ્) | (શ્રી મનસુખલાલ ઝવેરી) |
| ૬૩ | ૭. | પ્રેમભક્ત કવિ જયદેવ ૧૯૪૭ | ૧૯૪૫ |
| ૬૮ | છેલ્લી | સાહિત્યસભાનાં વાઙ્મયો | સાહિત્યસભાનાં ગ્રંથસ્થ વાઙ્મયો |
| ૮૨ | ૧૧ | જીવનદર્શન, 'કાવ્યાંગના', | 'જીવનદર્શન' તથા 'કાવ્યાંગના' |

**પુરવણી**

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૩ | ૧૬ | પક્ષીપાલનનાં | પક્ષી-પાલનમાં |
| ૯૪ | ૨૩ | કયુ | કર્યું |
| ૧૦૦ | ૧૪ | ગ્રાન કારો | ગ્રાનશકારો |
| ૧૦૪ | ૧૦ | મીમાંસ | મીમાંસા |
| ૧૦૪ | ૭ | ગુજરાતની નદીઓ નિધિકાઓ | ૭ ગુજરાતની લોકમાતાઓ નિબંધિકાઓ |
| ૧૧૯ | | ગ્રંથકારની ક્રમસંખ્યા ૪૫૩ પછી ઉમેરો | ૪૫૪ ચ શિવશંકર પ્રાણશંકર શુક્લ,પુ ૧૦, પૃ ૧૦૨ |

# ગયા દાયકાના વાઙ્મય પર દૃષ્ટિપાત

## [ ૧૯૪૧ થી ૧૯૫૦ ]

કાળનો પ્રવાહ 'કદી થંભ્યો સાંભળ્યો છે? સર્જક કે વિવેચક, ઇતિહાસકાર કે રાજપુરુષ, વિજ્ઞાની કે સંત, કોઇને કલે એ અટકતો નથી. જીવનની માફક સાહિત્ય પણ કાળસાગરમાં અનિવાર્યપણે તણાઈને બુદ્બુદ, તરંગ કે પ્રવાહરૂપ વિવિધ વિવર્તો ધારણ કરતાં કરતાં ઉપરતળે થયાં કરે છે. અનિત્ય, અસત્ય, ક્ષુદ્ર અને સત્ત્વહીન સઘળું એના વેગમાં ખેંચાઈને હતું ન હતું થઈ જાય છે; સાચું સત્ત્વશીલ સાહિત્ય જ સમયના વહેણમાં ટકી શકે છે. કાળ ભગવાનને પરીક્ષકોનો પરીક્ષક કહેવામાં આવે છે તે આને લીધે.

પણ એનો અર્થ એમ નહિ કે ઇતિહાસકાર યા વિવેચક કાળ ભગવાનનો ચુકાદો આવે ત્યાં સુધી નિષ્ક્રિય બેસી રહે મનુષ્યજીવનના પુરુષાર્થની કીમત એક બાજૂ સમય કાઢે છે તો બીજી બાજૂએ મનુષ્ય પોતે પણ કાઢતો રહે છે. સમકાલીન સાહિત્યનું વિવેચન એ મનુષ્ય-સમાજની આવી આત્મનિરીક્ષણની પ્રવૃત્તિ પણ છે. એ કાર્ય બીજી રીતે ગમે તેટલું અપૂર્ણ યા ખામીભરેલું હોય, પણ વિકાસવાંછુ સમાજની આંતર જાગૃતિનું એ દ્યોતક છે, તેમાં શંકા નથી. એક રીતે કાળની સાથે સાથે-અને કવચિત્ તેની સામે પણ-ટકી રહેવાની મનુષ્યની દોડનું માપ કાઢનાર જીવનવેગનો જ એ એક પ્રકારનો આવિર્ભાવ છે.

વર્તમાનનાં ચંચળ વહેણોને અવલોકવામાં અનેક અંતરાયો રહેલા છે. તેનું સ્વરૂપ અવિકૃત નથી હોતું, ગતિ નિશ્ચિત નથી હોતી તેમ મૂલ્યો પણ ઘણીવાર પલટાતાં રહે છે. એટલે એ ચાર તો શું પણ દસેક વર્ષના ગાળાના સાહિત્યનું અતિ સાવધપણે કરેલું અવલોકન પણ પાછળથી પૂરે-પૂરું યથાર્થ ન નીવડે એવો પૂરો સંભવ છે. અવલોકનાર્થે સ્વીકારેલો સમયપટ પૂર્વાપર પટ્ટીઓથી છૂટો પડેલો નથી હોતો ભૂતકાળના વિસ્તાર રૂપે જ વર્તમાન વહેતો હોય છે. એટલે વહેતાં પાણીથી ઠીક અંતરે ઊભા રહીને ભૂત અને ભાવિના અનુલક્ષમાં વર્તમાનને નિહાળવાનો પ્રયત્ન

કરવો તે ખરેખર દુર્ઘટ કામ છે. વળી એકાદ દાયકામાં જીવન કે સાહિત્યનો પ્રવાહ સાવ પલટાઈ જાય એવો નિયમ નથી; પ્રજાના જીવન પર મૂલગામી અસર કરનાર ઐતિહાસિક બળોનું આવર્તન એટલા ગાળામાં પૂરું થઈ જાય એમ હમેશ બનતું નથી; તેમ લેખકોનો સર્જન-સમય એટલામા સમાપ્ત થઈ જાય છે એમ પણ કહી શકાશે નહિ. તેમ છતાં દેશનાં રાજકીય અને આર્થિક સંચલનો, સામાજિક પરિવર્તનો અને સાહિત્યિક પરિબળોની સફળતા નિષ્ફળતાનો ઝીણો આંક નહિ તો સ્પષ્ટ અડસટ્ટો કાઢી આપે એટલી સામગ્રી તો એક દાયકાનાં જીવન-સાહિત્યમાંથી જરૂર મળી રહે. ઓગણીસમો એકતાળીસ થી પચાસ સુધીનો દસકો આગલા કોઈ પણ દસકા કરતાં આ બાબતમાં વિશેષ સમૃદ્ધ છે. આજના 'ક્ષણે ક્ષણે નવતા' ધારણ કરતા આપણા ભરચક અને કરુણઘેરા પ્રજાજીવનના પટ પરથી એ સામગ્રી અને તેણે પાડેલા નાનામોટા સંસ્કારો ભુંસાઈ જવા પામે તે પહેલાં તેનું સાહિત્યક્ષેત્રે થયેલું સંચલન નોંધી લેવુ ઘણું જરૂરનું છે. સાહિત્યનો કડીબદ્ધ ઇતિહાસ રચતી વખતે અને સાહિત્ય-વિવેચનનાં ધોરણોને સ્થિર કરતી વખતે આ પ્રકારનાં અવલોકનો પાયો પૂરવાની ગરજ સારે છે એ સમજથી છેલ્લા દાયકાના ગુજરાતી વાઙ્મય પર દૃષ્ટિપાત કરવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

## ઐતિહાસિક ઘટનાઓ : તેની સાહિત્ય પર અસર

આ દાયકાની શરૂઆતમાં બીજું વિશ્વયુદ્ધ ઘોર તાંડવ મચાવતું તેની પરાકાષ્ઠાએ પહોંચ્યું. સમગ્ર વિશ્વમાં યુદ્ધસરંજામના ઉત્પાદન અને યુદ્ધ માટેની પ્રવૃત્તિઓ ઉપર જ મુખ્ય લક્ષ અપાયું. ભય, થાક, નિરાશા, વિજયનો કેફ, સ્વાર્થ, ક્રૂરતા, સંહાર અને શાસનની વૃત્તિઓનું ઝેર લડતી સત્તાઓમાં ઊંડું ફેલાયું. ભારત તેનાથી અસ્પૃષ્ટ રહી શક્યું નહિ. તે ગુલામ હતું. તેના ઉપર રાજ્ય કરતી પ્રજા યુદ્ધ ખેલતી હતી એટલે યુદ્ધની સર્વ અસરો તેના રણાંગણે યુદ્ધ નહિ ખેલાયું હોવા છતાં તેના પર પડી. તેને માનવ, અર્થ, ઉદ્યોગો અને જીવનોપયોગી સામગ્રીનો ભોગ શાસક પ્રજા માટે અનિચ્છાએ પણ આપવો પડ્યો. પરિણામે રેશનિંગ, મોંઘવારી, ગાડીભીડ, નિયંત્રણો તેને જોવાં પડ્યાં. વળી યુદ્ધ બંગાળની પૂર્વ ક્ષિતિજે આવી પહોંચ્યું તેથી તેને વિમાની હુમલાની ચેતવણીઓ, અંધારપટ વગેરે પણ અનુભવવાં પડ્યાં. એક બાજુથી આ ગરીબ પ્રજા મોંઘવારી અને આર્થિક ભીંસમાં તેમજ ભણકારા આપતી યુદ્ધ-આફતોના ભયમાં સપડાઈ ગઈ,

ત્યારે બીજી બાજુથી નાણુનો ફુગાવો વધતો જ ચાલ્યો. મૂડીવાળાઓ, ઉદ્યોગપતિઓ, નાનામોટા વેપારીઓ અને અમલદારોએ આ તકનો મોટો લાભ ઉઠાવી કાળાં બજાર, નફાખોરી, લાંચરુશ્વત અને વિલાસવૈભવો અનહદ વધારી મૂકયાં. પરિણામે, વિશ્વયુદ્ધની જેમ ભારતની પ્રજાનો જીવન-સંગ્રામ પણ કરુણ અને ભીષણ બન્યો.

નિયંત્રણને કારણે કાગળની અછત ઊભી થવાથી ગ્રંથપ્રકાશનની પ્રવૃત્તિમાં અવરોધ આવ્યો. મોંઘવારીએ પુસ્તકોનાં મૂલ્યો વધારી મૂકયાં; ખરીદનારા ઓછા થયા. કેટલાય ઉપયોગી લેખો, મહત્ત્વની સર્જનકૃતિઓ અને નોંધપાત્ર સંશોધનો-સંપાદનો તેના રચનારની પેટીમાં અપ્રગટ પડ્યાં રહ્યાં. ઈ. સ. ૧૯૪૫ સુધી પ્રકાશનમર્યાદાની આ સ્થિતિ ચાલુ રહી.

યુદ્ધની સંહારલીલા અને તેણે પ્રલટાવેલી જીવનસ્થિતિને કેટલાક સર્જકોએ પોતાનો કવનવિષય બનાવ્યો. પ્રો. ઠાકોર, કવિ ન્હાનાલાલ, 'સ્નેહરશ્મિ', 'સુંદરમ્', ઉમાશંકર, મનસુખલાલ, માણેક, 'ઉપવાસી', 'સ્વપ્નસ્થ' આદિ કવિઓએ અને રમણલાલ, મેઘાણી, ચુ. વ. શાહ, જયંતી દલાલ ગોવિંદભાઈ અમીન, નીરુ દેસાઈ આદિ વાર્તાકારોએ કોઈ કોઈ કૃતિઓમાં તેના ઓળા પાડ્યા. પણ મરાઠી કે બંગાળી સાહિત્યમાં યુદ્ધના અને તેની જીવલેણ અસરના જેટલા પડઘા સંભળાય છે તેટલા આપણા સાહિત્યમાં સંભળાતા જણાયા નથી.

વિશ્વયુદ્ધના છેલ્લા તબક્કામાં '૪૨ની 'હિંદ છોડો 'ની લડત ભારતના ઇતિહાસ માટે યુદ્ધથીય વધુ પ્રભાવક આંદોલન બની રહી. હડતાલો, ભાંગફોડના બનાવો, આગ, હિંસા, ભૂગર્ભપ્રવૃત્તિ, અસહકાર, જેલગમન, શહીદી વગેરે, ગાંધીજી અને અન્ય નેતાઓ જેલ જતાં, દેશમાં થોડોક સમય પ્રવર્તી રહ્યાં; મુક્તિસંગ્રામના અનેક સૈનિકો અપંગ થયા, રોજીવિહીન રહ્યા; રાત્રિ-ફરમાનો, ધરપકડો અને ગોળીબારોની પરંપરા ચાલી. સરકારની દમનનીતિ અને, અસહકારીઓની. સહાનુભૂતિએ. માઝા. મૂકી.. પણ આમ. કેમ.? '૨૮ અને '૩૦ના મુક્તિસંગ્રામ વેળા આપણી સમગ્ર પ્રજા અને સાહિત્યકારોમાં જે શ્રદ્ધા, નિષ્ઠા, ઉત્સાહ અને ભવ્યોદાત્ત ભાવનાઓનાં પૂર ઊમટેલાં તે આ વખતે કેમ જણાયાં નહિ? માત્ર થોડાક જવાનો, વિદ્યાર્થીઓ અને કેટલાક પીઢ કાર્યકરોએ જ એમાં કેમ સક્રિય રસ બતાવ્યો? બાકીના બીજા બધા-લેખકો, વકીલો, મજૂરો, ખેડૂતો, કારીગરો, સરકારી અમલદારો, વેપારીઓ, શિક્ષકો વગેરે-મૂક સાક્ષી બનીને કેમ બેસી રહ્યા? શું એવું

કારણ આગલાં બે અદિાલનોમાંથી સાંપડેલી નિરાશા હતું ? વિશ્વયુધ્ધે સર્જેલી આર્થિક ભીંસને કારણે પ્રજાનું જીવન વિષમ બન્યું તેથી એમ બનવા પામ્યું હશે ? કે પછી આ લડતને જ લેખકો અને લોકો સંશયભાવથી જોતા હતા ? કારણ ગમે તે હો, પણ આગલા સ્વાતંત્ર્યસંગ્રામોએ જેટલા પ્રમાણમાં પ્રજાના અંતરનો સક્રિય ઉત્સાહ અને સાહિત્યકારોની શ્રદ્ધા અને પ્રેરકશક્તિ પ્રાપ્ત કર્યાં હતાં તેટલાં '૪૨ના અદિાલને મેળવ્યાં જણાતાં નથી. 'આતિથ્ય' અને 'પનઘટ' જેવા કાવ્યસંગ્રહોએ અને 'પાદરનાં તીરથ', 'ઝંઝાવાત', 'અણખૂટ ધારા', 'ઘુવડ બોલ્યું', 'પાવક જ્વાળા', 'કાલચક્ર', અને 'ભભૂકતી જ્વાળા' જેવી નવલકથાઓએ '૪૨ના મુક્તિસંગ્રામનું વાતાવરણ આલેખ્યું છે, પણ આગલા દાયકાઓએ ઉપજાવેલ નવીન ક્રાન્તિકારક સાહિત્ય-પ્રવાહની જેમ વિશિષ્ટ છાપ પાડે તેવું સ્વતંત્ર વહેણ એ કૃતિઓમાંથી ફૂટતું દેખાતું નથી.

ઇ. ૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે અને ૧૯૪૯ના જાન્યુઆરિની ૨૬મીએ હિંદની પ્રજાને આત્મશાસનનો પૂર્ણ અધિકાર સાંપડચો. વર્ષોની એની ઝંખના અને પુરુષાર્થ પાંગર્યાં. પણ સાધના વખતે જે સ્ફૂર્તિ અને રસ હતાં તે સિદ્ધિ પછી જાણે ઓસરી ગયાં. બીજા વિશ્વયુધ્ધે આ ગરીબ પ્રજાની કેડ ભાંગી નાખી હતી. ત્યાં તો બે કોમોની પરસ્પર કતલેઆમ અને હિજરતે, દુકાળ, ધરતીકંપ અને રેલસંકટે, બેકારી અને હલકા જીવનધોરણે, ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારે અને વહીવટીતંત્રથી ભોગવવી પડતી યાતનાઓએ પ્રજાની જીવનશ્રદ્ધા ડગાવી દીધીઃ વિષાદ, કટુતા, નિર્બળતા, રોષ અને નાસ્તિકતા (cynicism)ની ઘેરી અમાસ સ્વતંત્ર ભારત પર છવાતી ચાલી. આવી મનોદશામાં મુક્તિનો ઉલ્લાસ ઠરી ગયો. સાહિત્યકારોએ પણ સ્વાતંત્ર્યપ્રાપ્તિને વધાવવા જેટલો ઉમળકો બતાવ્યો નહિ. કેટલાંક સામયિકોમાં તેમજ 'સ્વાતંત્ર્યપ્રભાત' જેવી પુસ્તિકામાં મુક્તિદિનને બિર-દાવતાં ગીતો મળે છે, પણ એ તો અપવાદરૂપ ગણાય એટલાં જ.

ભાષણો અને લેખોમાં આપણા તત્ત્વચિંતકો કે રાજપુરુષો અહિંસાનું ક્ષિતિજ હાથવેંતમાં છે એમ ભલે બતાવતા રહ્યા હોય; રાજકોટ અદિાલનની નિષ્ફળતા પછી, બીજા વિશ્વયુદ્ધના જન્મ પછી અને ખાસ કરીને તો હિંદુ-મુસ્લિમ વચ્ચેનાં અમાનુષી કોમી હુલ્લડો બાદ પ્રજાની અહિંસામાં શ્રદ્ધા રહી નહિ. નોઆખલી, પૂ. બંગાળ, પ. પંજાબ, સિંધ અને અન્ય સરહદો ઉપરના બનાવોથી કોમી એકતા દૂર ને દૂર ધકેલાતી ગઈ. બે

કોમોએ પશુતાનેય શરમાવે તેવી પ્રવૃત્તિ આરંભી; માદરે વતનને અને લાખોની સંપત્તિ, ઉદ્યોગ, વેપાર તથા સ્વજનોને સદા માટે તજીને વિપુલ સંખ્યામાં તેમને સામુદાયિક હિજરત કરવી પડી. તેના જ પ્રત્યાઘાત રૂપે સંવેદનાને થીજાવી દે તેવી ગાંધીજીની હત્યા થઈ. પરંતુ મહાકાવ્ય કે નવલકથાનો વિષય બની શકે તેવી આ ઉન્મૂલક કલંકકથા પાંચ-પચીસ રડાંખડાં ટૂંકાં કાવ્યો કે દસ-બાર ટૂંકી વાર્તાઓ સિવાય આપણા સાહિત્યે ખાસ ઝિલાઈ નથી. એ જ પ્રમાણે પ્રજાજીવનને પોરસ ચડાવે તેવો આઝાદ હિંદ ફોજનો આઝાદી માટેનો મરણિયો પ્રયત્ન પણ બે-ચાર ઉપરછલ્લી વીરકથાઓ સિવાય સાહિત્યની સૃષ્ટિમાં સ્થિર પ્રકાશ આપે તેવી રીતે ઝિલાયો નથી.

પ્રજાના જીવન ઉપર મૂલગામી અસર કરનાર અનેક યાદગાર, રોમાંચક બનાવોને એક સાથે સાંકળી લેતો આવો સભર દાયકો ભારતના ઇતિહાસમાં જવલ્લે જ જોવા મળશે રાજકીય, સામાજિક, આર્થિક અને નૈતિક-તમામ ક્ષેત્રોમાં પ્રજાનાં વૃત્તિ, વલણ, વિચાર અને વર્તનમાં તેણે અનેક મંથનો જગાડ્યાં છે; તેમાં ધરમૂળથી અનેક પરિવર્તનો કીધાં છે. પ્રજાની જૂની શ્રદ્ધાઓ અને તેનાં પરંપરિત જીવનમૂલ્યો આ દાયકામાં ત્વરાથી બદલાતાં જાય છે, પણ કોઈ ચોક્કસ નવીન વિચારશ્રદ્ધા કે સ્થિર જીવનદર્શનનું હોકાયંત્ર જાણે કે આ ધૂંધળા વાતાવરણમાં તેને હાથ લાગતું નથી.[1] તેનું મન અસ્થિર છે. એમાંથી સનિષ્ઠા અને ક્રિયાનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટતું જાય છે. તેનામાં હૃદયબળ કરતાં બુદ્ધિનું ચાપલ્ય વિશેષ પ્રસરતું જણાય છે. બુદ્ધિના આલંબનથી આંતરિક નિર્બળતાને છાવરવાના અને બાહ્ય જગતમાં સંસ્કારિતાનો ડોળ કરવાના તેના પ્રયત્નો વધતા જાય છે. આવી છે આપણી આ દાયકાની જીવનસંપત્તિ.

એની અસર સાહિત્ય ઉપર જરૂર પડી છે. તેથી આપણું સાહિત્ય પણ જીવનના સત્ત્વશાળી અંશોને બદલે જીવનના અસ્થિર, ચબરાકિયા ભાવોનું ચિત્રણ જ કરે છે. સાહિત્યમાં આશા, માંગલ્ય અને શાંતિપૂર્ણ સૌન્દર્યની છાપને બદલે વિષાદ, ઇન્દ્રિયોત્તેજક ચાંચલ્ય અને બુદ્ધિ કે ઊર્મિના ક્ષણિક તરવરાટોની છાપ વધુ પ્રમાણમાં જોવા મળે છે. એટલામાં

---

[1] "Between two worlds,
One dead : the other powerless to be born!"
—*Mathew Arnold*

ઓછી મૂડી રોકીને વધારેમાં વધારે નફો મારી લેવાનું વલણ કોઈતિ આધુનિક સાહિત્યસર્જનમાં ઉપર્યુક્ત સ્થિતિને કારણે દેખાય તો નવાઈ નહિ. મનોમંથનની તીવ્રતા, કલાના અન્તસ્તત્ત્વની ઊંડી સાધના, પ્રજા-સમસ્તના અંતર ઉપર પ્રબળ અસર કરે, તેમનાં વૃત્તિ-વિચાર પલટાવી નાંખે તેવી ભવ્ય જીવનશ્રદ્ધાનો રણકો આજના સર્જન–સાહિત્યમાં ક્યાંય જણાતો નથી.

ગાંધીજીના આધ્યાત્મિક રાષ્ટ્રવાદનો પ્રભાવ નવીન લેખકોમાંથી ઘટતો જાય છે. રશિયાની પરદેશનીતિથી તેમના પ્રિય સામ્યવાદની મૂર્તિઓ પણ ભાંગી પડી છે. ઇંગ્લેન્ડ અને અમેરિકાની લોકશાહી તેમને સંતોષી શકતી નથી. આમ સર્જકોની પ્રિય ભાવનાઓ પત્તાંના મહેલની જેમ અસ્થિર છે. તેથી એમની કૃતિઓમાં પણ સ્થિર અને તાત્ત્વિક જીવનદર્શનનો અભાવ માલૂમ પડે છે

## પ્રેરક બળો અને લક્ષણો

તો પછી આ દાયકાનાં સાહિત્યસર્જનોનું મુખ્ય ઉપાદાન શું? તેના ઘણાખરા સર્જન–પ્રવાહોનો ઊગમ તેની પહેલાંના દોઢ-દાયકામાં જોવો પડે તેમ છે. ઇ. ૧૯૨૫ પછીના સાહિત્યનાં જે સ્થૂળ ઘડતરબળો અને લક્ષણો છે તેમાં આ દાયકે બહુ મોટો ફેરફાર થયો હોય એમ જણાતું નથી. (અલબત્ત તે વર્ષોનાં સાહિત્યલક્ષણો આજના લેખકોની તે તરફની કોઈ ઊંડી તત્ત્વનિષ્ઠાને કારણે નહિ, પણ તેમના પરંપરાપ્રાપ્ત ચલણથી જ આ દાયકે ચાલુ રહ્યાં છે.) તો પણ દેશવિદેશની અદ્યતન સાહિત્યકૃતિઓનું વાચન, માનસશાસ્ત્ર અને કામવિજ્ઞાન તરફ વધતું જતું કુતૂહલ, આધુનિક પરદેશી કલામીમાંસકોની વિચારસરણી અને સર્જકોની કલાનિરૂપણરીતિઓનો પ્રભાવ, ભૂતકાળના ઇતિહાસમાં ગૌરવ જોવા શોધવાનું વધતું વલણ, ટાગોર અને અરવિંદના અગમ્યવાદ અને તેમના કાવ્યાદર્શોની લગની, નિર્ભેળ વાસ્તવવાદનો ઊંડો આગ્રહ, ભવ્યોદાત્ત વ્યક્તિના જટિલ જીવનને બદલે પ્રાકૃત વ્યક્તિના જીવનની યાદગાર અને રસક્ષમ ક્ષણોને સાહિત્ય-વિષય બનાવવા તરફની દૃષ્ટિ, પ્રગલ્ભ પ્રયોગોમાં રાચતું લેખકમાનસ, વિષયવૈવિધ્યનો ભારે મોહ—આ બધાં એક બીજાથી સાવ ભિન્ન ગણાય તેવાં લક્ષણો આ દાયકાના લલિત સાહિત્યમાં સ્પષ્ટ જણાય છે. આ દાયકાની લેખનપ્રવૃત્તિમાં રેડિયો અને બોર્ડપરોમાં મળતાં વધુ ધન-કીર્તિથી આકર્ષાઈને નવીન લેખકો તેમને અનુકૂળ બને તેવી રચનાઓ તરફ

વળ્યા છે. લોકપ્રિયતા જ તેમનો મુદ્રાલેખ હોય એમ તેમની કૃતિઓ વાંચતાં શંકા જાય છે. આથી વિદ્વદ્ભોગ્ય કરતાં લોકભોગ્ય સાહિત્યનું પ્રકાશન ગયા કરતાં આ દાયકે વધારે થતું રહ્યું છે એમ કહી શકાય

ગયા દાયકા કરતાં આ દાયકે આપણા સાહિત્યમાં પશ્ચિમના વીસમી સદીના સાહિત્યની અસર પણ વધુ વરતાય છે. કૃતિના સ્વરૂપ અને રચનાવિધાન પરત્વે, વિષયની વિધવિધ નિરૂપણપદ્ધતિઓ અને રીતિઓ દાખવવામાં, વસ્તુનું મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ સાધી બતાવવામાં તથા જાતીય કામનાઓનું પૃથક્કરણ કરી તેમને રસવિષય બનાવવામાં આધુનિકો આ સદીના પશ્ચિમી લેખકોને સારી પેઠે અનુસરે છે.

આ દાયકાના કેટલાક લેખકો ગામડામાંથી આવ્યા છે. તેમનું લેખન સ્વાનુભૂત ગ્રામજીવનના જીવંત રસથી પોષાય છે. ચાહીને તેઓ માણેલી ગ્રામસૃષ્ટિની સુંદરતા–અસુંદરતાઓનું નિરૂપણ કરવા તરફ ઢળ્યા છે. આગલા દાયકાની 'સોરઠ તારાં વહેતાં પાણી', 'સાપના ભારા' કે 'વળામણાં' જેવી કૃતિઓએ મેળવેલી સફળતાથી ઉત્તેજાયા હોય તેમ, પન્નાલાલ, પેટલીકર, મડિયા, પીતાંબર પટેલ, દુર્ગેશ શુક્લ, ચંદરવાકર, પ્રેમશંકર ભટ્ટ, જશભાઈ પટેલ આદિ લેખકોએ આ દાયકે ગ્રામધરતી અને સમાજના તળપદા રંગોને તેમની કૃતિઓમાં વધુ પ્રમાણમાં ઉઠાવ આપ્યો છે.

આ દાયકાના સાહિત્યમાં ઉલ્લાસ અને પ્રસન્નતા કરતાં દુઃખ, વિષાદ અને કટુતાનાં તત્ત્વો વધુ ગોચર અને પ્રતીતિકર બને છે. સર્જક–માનસ શ્રદ્ધા અને શ્રેયની ઝંખના વ્યક્ત નથી કરતું એમ નહિ, પણ એની અભિવ્યક્તિ બુદ્ધિપૂર્વક કે સભાનતાથી થતી હોય એમ જણાય છે; જ્યારે જિવાતા જીવનની વિષમતાની અને વર્તમાન પ્રતિકૂળ પરિસ્થિતિઓની તેની ઝાંખી સચોટ અને તીવ્ર હોવાથી તેમાં તેની ખરી વ્યાકુળતા અને સંવેદનાનાં દર્શન થાય છે. સમગ્ર પ્રજાના જીવનમાં લેખકને વેદનાના જ સૂરો સંભળાતા હોવાથી આમ બનવું સ્વાભાવિક છે. ભારતીય પ્રજામાં આળસ, ગરીબી, વિલાસી વૃત્તિ, ઉપરના ચળકાટનો મોહ, સ્વાર્થલોલુપતા દંભ અને નીતિભ્રંશ ગયા દાયકા દરમિયાન ફૂલતાં ગયાં છે; બીજી તરફ, તેના સામુદાયિક જીવનમાંથી ઉત્સવો, આનંદો અને જીવનપોષક અદિલનોને દેશવટો મળ્યો જણાય છે. પછી સાહિત્યમાં જીવનની પશુતા, મલિનતા, ઝંઝાવાત અને માનસિક યાતનાઓનાં ચિત્રો વિપુલ પ્રમાણમાં જોવા મળે એમાં કશું દુઃખ કે આશ્ચર્ય નથી; એમાં ખુદ જિવાતું જીવન જ કારણભૂત છે.

ત્યારે સામાન્ય વિષયોને રસનું વાહન બનાવવા તરફની વધતી જતી રૂચિ, ઊર્મિ કે કલ્પના કરતાં સ્થૂળ વિગતો અને વસ્તુઓનું ચિત્રણ કરવાનો શોખ, કૃતિના અંતરંગ કરતાં તેની બાહ્ય આકૃતિ સાધવા તરફ વધુ લક્ષ, જીવનની સપાટી ઉપરના જ ભાવોને તાકવાની વૃત્તિ, ભાષાની ને વાણીની છટાઓ તથા શૈલીનું વૈવિધ્ય બતાવવામાં દેખાતો રસ, પાત્રો અને પ્રસંગોનું મનોવૈજ્ઞાનિક પદ્ધતિથી થતું આલેખન અને મનરંજન કરવાનો જ મુખ્ય હેતુ આ દાયકાના સર્જનાત્મક સાહિત્યનાં વ્યાવર્તક લક્ષણો છે. પ્રાચીન પરાક્રમશીલ સંસ્કૃતિની કથાઓના ગૌરવગાનથી વીર ને અદ્ભુત રસ પીરસવાના તેમજ ગુનેગારો, બહારવટિયાઓ અને ઉપેક્ષિતોમાં માણસાઈના દીવા પ્રગટાવનારી ભાવનાના આલેખનના પ્રયત્નો ક્વચિત્ તેમાં નજરે ચડે છે, તેમ છતાં મુખ્યત્વે કરીને આ દાયકાના લેખકોએ જીવનની કોઈ સ્થિર અને ઉદાત્ત ભાવનાનું મંગલ દર્શન કરાવવા કરતાં વર્તમાનનાં અનેકરંગી વાસ્તવચિત્રો આલેખવાનું જ ધાર્યું હોય એમ લાગે છે. આમ જીવનની ઊંડી ઝંખના અને નિરાશા— એમ પરસ્પર વિરોધી ભાવોના પ્રબળ ધક્કા રૂપે જ આ દાયકાની સાહિત્ય-સરિતા વહી રહી છે.

પણ આ તો થઈ લલિત સાહિત્યની વાત. લલિત સાહિત્ય તેના સંગીન સ્વરૂપમાં વિપુલ પ્રમાણમાં જન્મે તે પહેલાં પ્રજાની જીવનદૃષ્ટિને સંસ્કારે, તેને શક્તિશાળી બનાવે, તેનામાં અમુક વિચારોનું સ્થાયી વાતાવરણ દૃઢ બનાવે તેવા ચિંતન-સાહિત્યની એટલે કે વિચારકોની વાણી અને પ્રવૃત્તિની ખાસ આવશ્યકતા રહે છે. સર્જકોના ઘડતરમાં તેના યુગવિચારો, તેના આઘાત-પ્રત્યાઘાત અને આંદોલનો તથા વાતાવરણ-શક્તિનો ઘણો મોટો ફાળો રહે છે. રવીન્દ્રનાથને ઘડવામાં બાહ્ય સમાજનો પરોક્ષ ફાળો નાનોસૂનો ન કહેવાય. ગોવર્ધનરામ કે ન્હાનાલાલના વ્યક્તિત્વને તેજસ્વી બનાવવામાં પશ્ચિમી સંસ્કૃતિનો પ્રત્યાઘાત બુલંદ છે. એ જ પ્રમાણે હાલના ગુજરાતમાં પણ જ્યારે ચંચલ લોલક જેવા વિચારોના ગડગડાટ શમી જશે, એક સ્થિર પ્રકાશવાળી દૃષ્ટિ, વિચાર અને વાતાવરણનું આકાશ જામશે, ત્યારે જ સર્જનાત્મક સાહિત્ય ચેતનવંતું અને ખરા અર્થમાં સમૃદ્ધ બનશે.

લલિતેતર સાહિત્યમાં આ દાયકે સારું જોમ આંચ્યું છે. ચરિત્રપુસ્તકો અને ચિંતનલેખોના સંગ્રહો સારા પ્રમાણમાં પ્રકાશન પામ્યા છે. તેમાં

નિરૂપિત જીવન, વિચાર અને કલા દીપ્તિમાન છે. પ્રાચીન–મધ્યકાલીન કાવ્યોના વિદ્વત્તાપૂર્ણ સંશોધનો-સંપાદનો આ દાયકે આપણને ઠીક ઠીક મળ્યાં છે. વિવેચનના સંગ્રહોનું પ્રમાણ સંતોષકારક છે ડાયરીનું સાહિત્ય આ દાયકે જ પહેલવહેલું આપણને ગ્રંથાકારે સાંપડ્યું છે. આત્મકથાઓ લખવા–છપાવવાનો વ્યવસાય પણ વધ્યો છે. આ સૌ ગ્રંથોમાં તેમના લેખકોનું અભ્યાસબળ, મનનપ્રિયતા, તોલનશક્તિ, શૈલીની સચોટતા અને વિદ્વત્તા જોવા મળે છે. એકંદરે લલિત વિભાગ કરતાં લલિતેતર વિભાગનું બળ આ દાયકાને ગૌરવ અપાવે તેવું છે.

## સાહિત્યના પ્રવાહો

દશ વર્ષમાં જૂના પ્રવાહો બદલાઈ ન જાય, પણ તેમાં થોડીઘણી વધઘટ તો અવશ્ય થાય. કોઇ નવું ઝરણું તેમાં આવી ભળી જાય, તેની ગતિ અને દિશામાં કંઈક ફેરફાર થાય, તેનાં જળ ઊંડાં કે છીછરાં બને, કોઈ કોઈ પ્રવાહ લુપ્ત પણ થઈ જાય. કાળની ગતિ, વર્ષાની ધારા, મૂળનાં પાતાલ ને જમીનના થર પ્રમાણે બનતું રહે. ગયા દાયકામાં સાહિત્યનું એકાદ સ્વરૂપ વિપુલતાને પામ્યું હોય તો આ દાયકામાં તે ક્ષીણ બને અને પ્રવાહની કેટલીક નવી દિશા ચાલુ થયા બાદ પુનઃ તે જૂની દિશા તરફ પણ વહેવા માંડે. આગલા દાયકામાં કોઈ સાહિત્યકાર ઉપેક્ષા પામ્યો હોય તે નવા દાયકામાં ઉપાસનાને પાત્ર પણ બને.

એ પ્રમાણે તપાસીએ તો આગલા દાયકા કરતાં આ દાયકાનો કાવ્યપ્રવાહ અસંત ક્ષીણ લાગે છે. નવલિકા, નાટક ને નવલકથાના પ્રવાહમાં ક્યાંક ક્યાંક તાણી નાંખે એવાં જળોનું જોસ જણાય છે, પણ થોડેક દૂર ગયા કે વળી પ્રવાહ છીછરો માલૂમ પડે છે; રેતીના સુક્કા પટ નજરે ચડે છે. લલિતેતર સાહિત્યમાં વિવેચન, સંપાદન, અનુવાદ, સંશોધન, ઇતિહાસ, પ્રવાસ અને વિજ્ઞાનના પ્રવાહો આગલા દાયકાની જ ગતિએ છે. પણ ચિંતન અને ચરિત્રનો સાહિત્યપ્રવાહ તો આગલા દાયકાથી ય વધુ સમૃદ્ધિ પામ્યો છે. પ્રત્યેક પ્રવાહને વિગતવાર વિસ્તારથી નિહાળીએ.

## કવિતા

ગઈ પેઢીના કવિઓમાંથી કવિ ન્હાનાલાલ, પ્રો. ઠાકોર અને રા. ખબરદારની સર્જનપ્રવૃત્તિ ચાલુ રહી છે. નવીન કવિઓની પ્રથમ પેઢીમાંથી ચંદ્રવદન, મેઘાણી, સ્નેહરશ્મિ, ઉમાશંકર, પૂજાલાલ, મનસુખલાલ,

માણેક, કેશવ શેઠ, જ્યોત્સ્નાબહેન શુક્લ અને જુગતરામ દવેના નૂતન કાવ્યસંગ્રહો, બાદરાયણનો પ્રથમ કાવ્યસંગ્રહ અને ડોલરરાય માંકડનું એક લાંબું કથાકાવ્ય આ સમયમાં પ્રગટ થયેલ છે. કોલક, મોહનીચંદ્ર, હરિશ્ચંદ્ર ભટ્ટ, પ્રબોધ, પારાશર્ય, નાથાલાલ દવે, પ્રહ્લાદ પારેખ, પ્રજારામ રાવળ, સ્વપ્નસ્થ, અરાલવાળા, ગોવિંદ સ્વામી, અનામી, ગોવિંદ પટેલ, દુર્ગેશ શુક્લ, સ્વ. પ્રભુભાઈ પટેલ, પુષ્પા વકીલ, દેવશંકર જોષી, મિનુ દેસાઈ, નિરંજન ભગત, નંદકુમાર પાઠક, પ્રશાંત, જહાંગીર દેસાઈ, જશભાઈ પટેલ, આનંદ કવિ, અમીન આઝાદ, વગેરે ઉદય પામતા નવીન કવિઓમાંથી કેટલાકના પહેલા તો કેટલાકના બીજા કે ત્રીજા કાવ્યસંગ્રહો આ ગાળામાં પ્રકાશન પામ્યા છે. આપણી બુઝર્ગ પેઢીના ભુલાઈ ગયેલા એક સારા કવિ હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીનો એક કાવ્યસંગ્રહ ઉમાશંકર અને નાથાલાલ દવેની સંયુક્ત મહેનતથી સંપાદિત થયો છે. આ ઉપરાંત રાજેન્દ્ર શાહ, રતિલાલ છાયા, ઉશનસ્, બાલમુકુંદ દવે, જયંત પાઠક, વેણીભાઈ પુરોહિત, હસિત બૂચ, ઉપેન્દ્ર પંડયા, પિનાકિન ઠાકોર, શેખાદમ આબુવાલા આદિ તરુણ કવિઓ પણ અવારનવાર માસિકોમાં પોતાની રચનાઓ ચમકાવતા રહે છે. આમ સંખ્યાદૃષ્ટિએ આપણા કવિઓ અને આપણાં કાવ્યોનો ફાલ આ દાયકે થોડો ઊતર્યો નથી.

આગલા દાયકાની કવિતામાં વિશેષે જોવા મળતું દલિતો, અકિંચનો ને ઉપેક્ષિતોનું ગાન આજની કવિતામાં ઘટવા લાગ્યું છે. ગાંધીજીએ છણેલા વિષયો અને બતાવેલી નીતિએ અગાઉની કવિતાને જે પ્રેરણાજળ પાયું હતું તે અત્યારની કવિતામાં જણાતું નથી. તેને બદલે હાલનાં કાવ્યોમાં પ્રકૃતિ, પ્રણય અને ભક્તિનો વિષય વધારે આવિષ્કાર પામ્યો છે. આ દાયકાના પ્રત્યેક કાવ્યસંગ્રહનો અડધો અડધ ભાગ પ્રકૃતિ અને પ્રણયનાં ભાવચિત્રોથી ભરપૂર જણાય છે.

પ્રકૃતિનિરૂપણમાં કવિઓનું વલણ સૌન્દર્યલક્ષી તેમજ વાસ્તવદર્શી રહ્યું છે. સાદા અલંકારો, બુટ્ટાદાર તરંગો, કવિતોચિત પદાવલિઓ અને પ્રાદેશિક સૌન્દર્યશ્રી વડે પ્રકૃતિનાં સરલરમ્ય વિગતપ્રચુર વર્ણનો કાવ્યોમાં સભર ભર્યાં છે. સાથે સાથે ચિંતન, સ્વાનુભવકથન અને વૃત્તિમય–ભાવાભાસનું આલંબન પણ પ્રકૃતિ બની છે. કુદરત પ્રત્યે પિયુભાવ, બાલભાવ, સખ્યભાવ ભક્તિભાવ–એમ જુદા જુદા કવિઓએ પોતપોતાની નિરાળી દૃષ્ટિ વડે પ્રકૃતિને નિરખી અને પીધી છે.

પ્રણય–આલેખનમાં સ્વચ્છ દામ્પત્યની પ્રસન્નગંભીર પ્રૌઢિ કરતાં યૌવનની નિરકુંશ મસ્તી, ચાંચલ્ય, અશાંતિ, પ્રેમનું વૈફલ્ય, દર્દ અને તેમાંથી ઉદ્ભવતા સ્વૈરવિહારી ચિંતનનું નિરૂપણ વિશેષે જોવા મળે છે.

આ દાયકાનાં કાવ્યોનો કેટલોક ભાગ વિસરાઈ ગયેલ ભક્તિ અને ઈશ્વર-તત્ત્વ તરફ પુનઃ જાગતું વલણ બતાવે છે. કવિ પૂજાલાલ ભક્તિ, સ્તુતિ અને પ્રાર્થનાને જ ત્રણ–ચાર કાવ્યસંગ્રહોના વિષય બનાવે છે. કોઈ અજ્ઞાત કવિની 'શ્રી ગંગાચરણે' 'તુજ ચરણે' 'હૃદયપોકાર' 'મનને' 'જીવનપગલે' આદિ પુસ્તિકાઓમાંની ભક્તિ-પોષક કવિતા તેનું બીજું નિદર્શક દૃષ્ટાંત છે. શ્રી. સુંદરમસંપાદિત 'દક્ષિણા' ત્રૈમાસિકમાં રજૂ થતાં મૌલિક અને અનુવાદિત કાવ્યો તેમજ વિવિધ સામયિકોમાં પ્રગટ થતાં રહેતાં સુંદરમથી માંડીને શ્રીકાન્ત માહુલીકર સુધીના કવિઓનાં કાવ્યો આ દાયકાની કવિતાને આધ્યાત્મિક ઝોક પણ આપે છે. 'યાત્રા' 'અભિસાર', 'મંજૂષા', 'ગોપીહૃદય', (અનુવાદ) 'ભગવાનની લીલા' વગેરે કૃતિઓમાં પ્રતીત થતી પ્રભુશ્રદ્ધા અને અગમ્ય તત્ત્વની ઝંખના પણ આ વાતનું સમર્થન કરે છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના અનેક અનુવાદો અને 'વેદાંતવિલાસ' કે 'શંકરવિલાસ' જેવા જૂની પદ્ધતિના પદસંગ્રહોની બે ત્રણ વર્ષમાં જ થતી ચાર ચાર આવૃત્તિઓ બતાવે છે કે આમજનતાનો બહોળો વર્ગ પારંપરિક ધર્મપુસ્તકો માટે ઠીક રુચિ બતાવે છે.[1]

હાસ્યરસનાં કાવ્યો પણ વીતેલા દાયકામાં ઠીક સંખ્યામાં મળેલાં છે. આગલા દાયકામાં શેષ, સુંદરમ્ આદિના સંગ્રહોમાં જોવાતાં તેમ આ દાયકાના સંગ્રહોમાં ય ક્યાંક ક્યાંક કટાક્ષપ્રધાન કે વિનોદપ્રધાન કાવ્યો મળી રહે છે. ઉપરાંત આ ગાળામાં 'કટાક્ષકાવ્યો' 'વૈશંપાયનની વાણી' અને 'નારદવાણી' એ ત્રણ સંગ્રહો કેવળ હાસ્યરસનાં જ પ્રગટ થયેલાં છે એ નોંધપાત્ર બિના છે. તેમાંથી પહેલા બે સંગ્રહોના કર્તા અનુક્રમે દેવકૃષ્ણ જોશી અને કરસનદાસ માણેકમાં હાસ્યની સ્વાભાવિક દૃષ્ટિ, છંદો અને ઢાળોની સારી હથોટી, શિષ્ટ તેમજ તળપદા શબ્દો પરંતુ એકસરખું પ્રભુત્વ, વાણીની રમૂજ, ચાતુર્ય અને દૃષ્ટિની વેધકતા વરતાય છે. ત્રણે

૧. બીજી તરફ આ હકીકત ઉપરથી એમ કહી શકાય કે ભક્તિ અને તત્ત્વજ્ઞાનની ભૂમિકા ઉપર પણ આધુનિક કવિતાપ્રવાહને લોકરુચિ ભાગ્યે જ અપનાવી શકી છે.

સંગ્રહો મુખ્યત: એમાંના તીક્ષ્ણ કટાક્ષથી અને અંશત : તેમાંનાં ઠઠ્ઠાચિત્રોથી (caricatures) રોચક બન્યા છે. એમાંનાં ઘણાંખરાં કાવ્યો દૈનિકો દ્વારા લોકપ્રિય બન્યાં છે, જોકે તેમાં સાહિત્યિક ગુણવત્તાની માત્રા એકધારી સચવાઈ નથી.

જૂના વિષયો ઉપરાંત પ્રત્યેક કાવ્યસંગ્રહમાં તેમના કવિઓના નિજી મનોભાવો ને વિચારતરંગોને વિષય બનાવવામાં આવ્યા છે. માનવ મનની, સમાજની અને રાષ્ટ્રના કે વિશ્વના ઘડાતા ઇતિહાસની પરિસ્થિતિઓ પર કવિઓએ યથાશક્તિ ચિંતન ચલાવ્યું છે. સૌ ચિંતન-કાવ્યોમાં વિશ્વનાં દુઃખોનો ઉકેલ શોધવાનો પ્રયત્ન થયો છે, પરંતુ ચિંતનમાં નવીનતા અને ઊંડાણની ઊણપ ઘણુંખરું વરતાય છે. એવાં કાવ્યોમાં કવિતા કરતાં બુદ્ધિયુક્ત વિચારની નિબંધિયા રજૂઆત અને મહાળુતાની છાપ વધુ પ્રમાણમાં જોવા મળે છે. ઉમાશંકર, સ્નેહરશ્મિ અને મનસુખલાલ જેવા આગલા દાયકાના સફળ ચિંતનશીલ કવિઓ પણ તેમનાં વિચારપ્રધાન કાવ્યોની આ ઊણપ ભાગ્યે જ સુધારી શકયા છે.

પદ્યપ્રભુત્વ અને વાણીની છટાઓ આ દાયકાની કવિતામાં વિશેષે સધાયાં જણાય છે. સુદીર્ઘ કાવ્યો આ દાયકે ઠીક ઠીક ઊતર્યાં છે. ઉમાશંકરનાં 'પ્રાચીના'માં પ્રગટ થયેલ કથાકાવ્યો તો સુવિદિત છે. તેમાં ઉપજાતિનો,' વૈદિક અનુષ્ટુપનો અને આર્ષ છંદોભંગીઓવાળી વાણીના સરલ છતાં ગૌરવયુક્ત પ્રવાહનો મધુર નિનાદ ગુજરાતી પદ્ય અને વાણીના રૂપને અપૂર્વતાથી ભરી દે છે. પૃથ્વી છંદની ૧૦૩૮ પંક્તિઓમાં 'ધરુવીને' સંબોધતા ચિંતનપ્રધાન કાવ્યમાં સ્વપ્નસ્થે પદ્યરચનાની સારી હથોટી બતાવી છે. મહાકાવ્ય લખવાની આકાંક્ષામાં ગોવિંદભાઈ પટેલે ૧૭ સર્ગ અને ૩૪૫ પાનાંમાં 'ગુરુ ગોવિંદસિંહનું' એક વિસ્તારવાળું ચરિતકાવ્ય વિવિધ વૃત્તોમાં સંવાદપ્રધાન બોધક આખ્યાનકાવ્યની શૈલીના ઢાળમાં ઉતાર્યું છે. પ્રાચીન અનુષ્ટુપની લાંબાં કથાકાવ્યો માટેની વાહનક્ષમતા સિદ્ધ કરતું ૧૨૩૭ પંક્તિઓ સુધી લંબાતું 'ભગવાનની લીલા' જાણીતા વિવેચક ડોલરરાય માંકડે પ્રગટ કર્યું છે. સ્નેહરશ્મિના 'વર્ષાગમને' કે 'પૂર્ણિમા' જેવાં છંદોબદ્ધ કાવ્યોમાં અવનવીન વાક્છટાઓ અને મધુર લયકલ્લોલ જોવા મળે છે. વૈદિક રચનાઓથી માંડીને દોહરા–સોરઠા સુધીના છંદો ભાવપ્રાકટ્ય માટે આ દાયકે વપરાયા છે; તેમાં ઘણી ભાંગફોડ થઈ છે, પણ કેટલીક વાર તો એમાં નવીન લય અને અસુલભ સંવાદિતા નવીનતર

કવિઓને હાથે પણ જળવાયાં છે, એ તેની સિદ્ધિ તરફનું શુભ પ્રયાણ ગણાય. ઉમાશંકર, મનસુખલાલ, સ્નેહરશ્મિ આદિ અને કોલક, પારાશર્ય, સ્વમસ્થ આદિ કવિઓએ તેમની જુદી જુદી વાગ્વિદગ્ધતાનો અનેક પ્રયોગો દ્વારા વિકાસ સાધી બતાવ્યો છે. એથી કાવ્યમાં રમતિયાળપણું, પ્રવાહિતા અને સ્વાભાવિકતા આવ્યાં છે.

'૩૦—'૪૦ના ગાળાની કવિતા મુખ્યત્વે અગેય, વિચારપ્રધાન, મૂર્તભાવી, અર્થકલક્ષી અને સૉનેટના કાવ્યસ્વરૂપમાં લોભાતી ઠાકોરશૈલીની છાપવાળી હતી. હાલની કવિતા વાસ્તવલક્ષી, બુદ્ધિપ્રધાન અને પ્રવાહી પદ્યરચનાની હિમાયત કરતી મટી તો નથી ગઈ, પણ ઇતિહાસનું પુનરાવર્તન સાચું ઠરાવતી હોય તેમ, સ્વ. કવિ ન્હાનાલાલની કવિતાની ઉપેક્ષા પામેલી સિદ્ધિઓ—શબ્દતેજ, સુગેયતા, ભાવલાલિત્ય અને ધ્વનિમાધુર્ય-નું પ્રતિબિંબ ઝીલવાની કારીગરીમાં ઉત્સાહ બતાવતી થઈ છે. એને લીધે એમાં રંગવિલાસી લોલવિલોલ ભાવોની સાથે જૂના ગુજરાતી તથા બંગાળી ઢાળોની લઢણ વધતી દેખાય છે. 'આતિથ્ય', 'પનઘટ', 'અભિસાર' જેવા અગ્રણી કવિઓના કાવ્યસંગ્રહોમાં ગીતોનું વધેલું પ્રમાણ તેમજ 'છંદોલય', 'પથિક' 'કાલિંદી' આદિ નવીનતર કવિઓનાં પુસ્તકોમાં ગીતોએ રોકેલો મોટો ભાગ અને એ ગીતોમાંની શૈલી ને રંગરૂપરચના આ હકીકતનું સમર્થન કરવા બસ છે. એકંદરે કવિઓ ઠાકોરશૈલીની રુક્ષતા કે અતિપરિચિતતાથી થાકયા હો કે ન્હાનાલાલ-દયારામે સાધેલું તત્ત્વ અવગણાયું છે એ કાવ્યસૌન્દર્ય માટે ઠીક નથી થયું એમ સમજ્યા હો, ગમે તેમ, પણ શૈલી પરત્વે ન્હાનાલાલ, બોટાદકર, મેઘાણીથી અટકી ગયેલો રંગપ્રધાન કાવ્યપ્રવાહ આ દાયકે ઠાકોરશૈલીની સાથે સમાન્તર વહેતો સ્પષ્ટ પ્રતીત થાય છે.

સંકુલતા અને અલોકપ્રિયતા અદ્યતન કવિતાનાં ગવાઈ ગયેલાં અપલક્ષણો છે. આ દાયકાની કવિતાએ તેમાંથી મુક્ત થવાના ઠીક પ્રયત્નો કર્યા જણાય છે. અર્થઘટનાને અંગે શૈલીમાં આવતી દુર્બોધતા, કર્કશતા અને ટાહાશને તજીને ગેયતાને અનુષંગે મધુરતા, લાલિત્ય અને વાગ્મિતાના શૈલીગુણો ખિલવવાનું વલણ તેણે બતાવ્યું છે.

અલોકપ્રિયતાને નિવારવા તો એથી યે વધુ સક્રિય પ્રયત્નો થયા દેખાય છે. ઉત્તર હિંદમાં થતા મુશાયરાઓ અને કવિસંમેલનોની દેખાદેખીથી તેમજ સામાન્ય જનતાને કાવ્યાભિમુખ કરી તેમાં રસ લેતી કરાવવાના હેતુથી

આપણે ત્યાં વારતહેવારે જાહેર ચોગાનમાં અને રેડિયો ઉપર કાવ્યગાનની પ્રવૃત્તિ આ દાયકામાં શરૂ થઈ છે. એમાં સ્થાનિક ગઝલમંડળો, લેખક-મિલનો અને રેડિયોએ તેમજ ઉમાશંકર, મનસુખલાલ, જ્યોતીન્દ્ર, બાદરાયણ, કાલક, જ્યોત્સ્ના શુકલ, જયમનગૌરી આદિ કવિ-કવયિત્રીઓએ સક્રિય રસ દાખવ્યો છે. જો કે પ્રો. વિષ્ણુપ્રસાદ, શ્રી. વિશ્વનાથ આદિ વિવેચકોએ એમાંની કવિતાઓને કરામતી, કઢંગી, સભારંજની, કૃત્રિમ જોડકણાં કહી એ ઉપરનો એમનો સ્પષ્ટ અણગમો જાહેર કર્યો છે, તો પણ દલપતરામથી અટકી ગયેલો સભા સમક્ષ કાવ્યપઠનનો કે લલકારનો રિવાજ ફરીને ગુજરાતમાં શરૂ થયો છે. વંચાતી કવિતા ઉપર આની એ અસર થઈ કે 'કૂલાન્ત' અને 'કલાપી'ની ગઝલશૈલી પહેલાં મુસ્લિમ કવિઓ કે પતીલની ગઝલમાં જ અટવાતી તેને બદલે હવે મુક્ત બની સુંદરમ્, ઉમાશંકર, મનસુખલાલ, બાદરાયણ, બેટાઈ આદિ કવિઓનાં નવાં કાવ્યોમાં વિશિષ્ટ લઢણો તરીકે વિહરવા લાગી છતાં આ શૈલીના સૌથી વધુ પુરસ્કર્તા કવિઓ તો શયદા, અમીન આઝાદ, નસીમ, શૂન્ય, આશુ-વાલા આદિ મુસ્લિમ કવિઓ અને પતીલ, ગાફેલ, વેણીભાઈ, બાલમુકુંદ, નિરંજન ભગત આદિ હિંદુ કવિઓને ગણાવી શકાય. એમની કોઈ કોઈ ગઝલોમાં બુદ્ધિચાતુર્યના ચમકારા ઉપરાંત કાવ્યનાં સાચાં તત્ત્વો પણ મળી રહે છે.

અલબત્ત, ગુજરાતી મુશાયરાઓથી કે રેડિયો ઉપર થતાં કાવ્યગાનોથી ગુજરાતી આમવર્ગે ઊંચી કાવ્યરુચિ કેળવી હોય એવી સ્થિતિ ઉદ્‌ભવી નથી અને એમાં રજૂ થતાં કાવ્યોનો મોટો ભાગ તો જોડકણાંની જ પ્રતીતિ કરાવે છે. તો પણ શાળા-કોલેજોના વર્ગો કે પુસ્તકાલયો અને વિદ્વાનોના કમરામાં ભરાઈ રહેતી કવિતાને જો આપણે જનતાના હૈયામાં ઘૂમતી કરવી હોય તો આ પ્રથાને પોષવી પડશે. ગઝલો કે કાવ્યો વિષયોનું વૈવિધ્ય બતાવી ભાવનિરૂપણમાં ઊંચી સુરુચિ ને કલાસંયમ સાધે, લાગણીનો સાચો વૈભવ લાવી તેના સર્જકના વ્યક્તિત્વની ખરી ખુમારી દાખવે, શબ્દોનો વિવેક તેમજ ભાષા-છંદની શુદ્ધિ માટે દરકાર રાખીને બુદ્ધિચાતુર્યનો તેજસ્વી ચમકાર ઝીલે અને લોકરુચિને વશ થવાના નહિ પણ તેને કવિતા માટે કેળવવાના નિમિત્તરૂપ મુશાયરાને ગણીને કાવ્યની રજૂઆત કરવાની પદ્ધતિ જો અખત્યાર કરવામાં આવે તો આ પ્રવૃત્તિ સાહિત્યનું અહિત સાધનારી ન નીવડે.

કાવ્યપ્રવાહની દિશા અને તેમાં થયેલા ફેરફારો તપાસ્યા બાદ હવે

આપણે કાવ્યત્વની દૃષ્ટિએ આ દાયકાની કવિતાને કસી જોઈએ.

આગલા દાયકાના નૂતન કવિઓએ કવિતાના ક્ષેત્ર પરત્વે જે આશાઓ ઉગાડી હતી તે હજી આશાઓ જ રહી છે. માણેક, પ્રહ્લાદ પારેખ, સ્વ. હરિશ્ચંદ્ર ભટ્ટ, નાથાલાલ દવે, નિરંજન ભગત જેવા નવીનતર પેઢીના આશાસ્પદ કવિઓ એમની કેટલીક નોંધપાત્ર લાક્ષણિકતાઓ સાથે સર્જકબળ ખિલવતા માલૂમ પડ્યા છે એ શુભચિહ્ન છે, તો પણ એકંદરે કાવ્યના ક્ષેત્રમાં આ દાયકો જૂના પીઢ કે નવીન ઊછરતા કવિઓ દ્વારા કશું ક્રાન્તિકારક, ઉત્સાહી આંદોલન જન્માવી શક્યો નથી. સંખ્યાદૃષ્ટિએ દોઢસોએક વધુ નાનાં મોટાં મૌલિક કાવ્યપુસ્તકો આ દાયકાને સાહિત્ય-ચોપડે જમા થયાં હોવા છતાં પૂરા દસને પણ કાવ્યભોગી વર્ગ ઉમળકાભેર વધાવશે કે કેમ એ શંકા છે.

હાલ તો કવિઓની સર્જન–પ્રતિભા થાક ખાતી હોય એમ જણાય છે. અર્વાચીન કવિતાનાં ઉત્તમ પુસ્તકોની હરોળમાં બેસી શકે તેવાં નાનાં મોટાં થઈને માત્ર ચાર જ કાવ્યપુસ્તકો આ દાયકામાં ગણાવી શકાય તેમ છે. એક છે તેમના 'અર્ધ્ય' કરતાં વધુ ઊંચી સર્જકતા, વૈવિધ્ય અને ચિંતનશીલતા બતાવતું સ્નેહરશ્મિનું 'પનઘટ'; બીજું છે પુરાણ-પ્રસિદ્ધ પાત્રોને તથા પ્રસંગોને અર્વાચીન ભાવનાની દીપ્તિ વડે અપૂર્વ કૌશલથી આલેખતું ઉમાશંકરનું 'પ્રાચીના'; ત્રીજું છે ફારસી શાયરોની મસ્તીના પડઘા પાડતું માણેકનું રમણીય 'મહોબતને માંડવે' અને ચોથું છે તેમની રંગદર્શી રીતિની સર્વ ઉત્તમતા સહિત દામ્પત્યભાવને તાજગીપૂર્વક આલેખતું ન્હાનાલાલનું નાનકડું 'પાનેતર'.[1] બાકીનાં કાવ્યપુસ્તકોમાં તેમના કવિઓની કેટલીક વિશેષતાઓ હોવા છતાં એકંદરે સર્જનશક્તિ નિર્બળ જણાય છે. ભાષાની ચારુતા, પદ્યપ્રભુત્વ, વિવિધ વાક્છટાઓ, નિરૂપણરીતિનું કૌશલ, રસિકતા, મનોભાવોનું વૈવિધ્ય વગેરે કાવ્યનાં અન્યથા અનુપેક્ષણીય અંગો પરત્વે તેમણે સારી સિદ્ધિઓ બતાવી છે, પરંતુ કાવ્યના સમગ્ર કલ્પનાવ્યાપાર અને રસચમત્કૃતિ પરત્વે મોટા ભાગના કાવ્યસંગ્રહો નિરાશા ઉપજાવે છે. એમાં સ્વાનુભૂત જીવનદર્શનની ગહનતાની, તીવ્ર ભાવકથનની મર્મસ્પર્શી ચોટની અને વ્યંજનાવ્યાપારથી થતી રસનિષ્પત્તિની મોટી ઊણપો રહેલી છે. તેમનાં કાવ્યોમાં રૂપ, રંગ અને રીતિનો રૂઆબ છે, પણ

૧. સ્વ. મેઘાણીએ 'રવીન્દ્રવીણા'માં તેમની સર્જકતા અને રૂપાંતરકલાનો ઉત્કૃષ્ટ પરિચય કરાવ્યો છે; પણ 'રવીન્દ્રવીણા' આખરે તો રવિબાબુની જ ને?

તેમના વ્યક્તિત્વની—આત્માની–ખુશબો નહિ જેવી જ છે. ઉમાશંકરના 'ગંગોત્રી' અને 'નિશીથ'નીતુલનામાં તેમનું જ 'આતિથ્ય' કેવું આયાસજન્ય અને ગવાળુ લાગે છે! મનસુખલાલના વ્યક્તિત્વની જે સૌરભ 'આરાધના'માં મળતી તે 'અભિસાર'માં જણાય છે? કયાં 'પરિજાત'માંનાં પૂજાલાલનાં ભક્તિકાવ્યો અને કયાં 'ઊર્મિમાળા', 'જપમાળા', આદિમાંનાં તેમનાં સ્તોત્રો! ગયે દાયકે 'દર્શનિકા', 'કુરુક્ષેત્ર', મ્હારાં સોનેટો', 'કલ્યાણિકા', આદિ બુઝર્ગ કવિઓના અને 'કાવ્યમંગલા', 'વસુધા', 'નિશીથ', 'યુગવંદના', 'ઈન્દ્રધનુ', 'કોડિયાં', આદિ નવીન કવિઓના ડઝનબંધ પ્રથમ પંક્તિના કાવ્યસંગ્રહો સાંપડયા હતા, જ્યારે આ દાયકે એવાં પકવ શૈલીવાળાં, નૂતન વિચારનું પ્રસ્થાન બનાવતાં, ભર્યાં કાવ્યજળની છાલકો મારતાં પુસ્તકો કેટલાં વારુ? આગલા દાયકાની સરખામણીમાં આ દસકાના 'આતિથ્ય', 'અભિસાર', 'જપમાળા', 'પ્રતીક્ષા', 'સ્વાતિ', 'સંસ્કૃતિ', 'કાલિંદી', 'ધરતીને', 'આકાશનાં ફૂલ', 'મંજૂષા' 'કેસૂડો અને સોનેરુ', 'પ્રતિપદા', 'ચક્રવાક્'. 'છંદોલય', 'પ્રત્યૂષ', 'સંવેદના' આદિ સંગ્રહો સામાન્ય કોટિના નથી જણાતા?

## નાટક .

આપણા સાહિત્યમાં નાટકના પ્રકાર ઉપર વાચકોનું તેમજ લેખકોનું. ધ્યાન સદા ઓછું જ રહેતું આવ્યું છે. નવલકથાઓ અને નવલિકાઓ જેટલાં નાટકો ખરીદાતાં નથી તેમ વંચાતાં પણ નથી, એટલે ઝાઝાં લખાતાં પ નથી. ધંધાદારી નાટકો અને સાહિત્યિક નાટયરચનાઓ વચ્ચે બાપમાર્યાં વેર હોય એવી પરિસ્થિતિ અનેક પ્રયોગો, અને પ્રયત્નો છતાં આજ સુધી પલટી શકાઈ નથી. રંગભૂમિ પર ભજવાતાં નાટકો ભાગ્યે જ પુસ્તકાકારે પ્રકાશન પામે છે અને સાહિત્યિક નાટકોનો ધંધાદારી રંગભૂમિ જવલ્લે જ સ્વીકાર કરે છે. વળી નાટયકલા તેના સર્જકનું અન્ય કલાઓ કરતાં વિશેષ એકાગ્ર ચિત્ત અને સૂક્ષ્મ કૌશલ અપેક્ષતી હોવાથી તેની આરાધના ધારીએ તેટલી સહેલી નથી.

આ બધાં કારણોને લીધે આગલા દાયકાઓની જેમ આ દાયકો, પણ સાહિત્યના આ પ્રકાર પરત્વે કશું વધારે ખાટી ગયો નથી. નાનામોટાં મળીને લગભગ પચાસ જેટલાં નાટકનાં મૌલિક પુસ્તકો આ દાયકે પ્રકાશન પામ્યાં છે. ત્રિઅંકી તેમ જ એકાંકીનાં પુસ્તકોનું પ્રમાણ લગભગ સરખું રહ્યું છે.

ત્રિઅંકી નાટકોમાં 'અલ્લાબેલી', તથા '૧૮૫૭ અને 'જલિયાંવાલા' જેવાં રડયાંખડયાં ઐતિહાસિક વસ્તુવાળાં નાટકોને બાદ કરતાં મોટા ભાગની કૃતિઓ સામાજિક છે. સૌ પ્રશ્નોના પ્રશ્ન રૂપ સ્ત્રી-પુરુષના સંબંધને આ નાટકોમાં ભિન્ન ભિન્ન રીતે સ્પર્શવામાં આવ્યો છે. શ્રી. ચંદ્રવદન જેવા લેખક કેવળ જાતીય વિકૃતિને જ કેન્દ્રમાં રાખે છે તો શ્રી. મુનશી જેવા સ્ત્રી અને પુરુષની આધુનિક સામાજિક સ્થિતિના વિપર્યાસનો ઉપહાસ કરે છે; બાકીના પૈકી કેટલાક મનોવૈજ્ઞાનિક પદ્ધતિએ લગ્ન તથા સ્ત્રીસ્વાતંત્ર્યની સમસ્યાને ચર્ચવાનો પ્રયત્ન કરે છે તો કેટલાક જૂની સ્થિતિને જ નવાં પાત્ર અને પ્રસંગો દ્વારા આલેખે છે. 'ધૂમ્રસેર', 'છીએ તે જ ઠીક', 'પાંજરાપોળ', 'અલ્લાબેલી', 'ધરા ગુર્જરી', 'ડૉ. મધુરિકા', 'અર્વાચીના', 'શિખરિણી', 'હું ને મારી વહુ', 'પારકી જણી', 'સરી જતું સુરત', 'કુંવારાં જ સારાં!' અને 'ઈશ્વરનું ખૂન'—એટલાં આ દાયકાનાં મુખ્ય લાંબાં નાટકો છે.

'ધૂમ્રસેર' અને 'અલ્લાબેલી' આ વર્ષોના પ્રતિનિધિરૂપ, કલામય કરુણાન્ત નાટકો છે. 'છીએ તે જ ઠીક', 'હું ને મારી વહુ', 'પાંજરાપોળ', અને 'અર્વાચીના' લાક્ષણિક મુક્ત પ્રહસનો છે. 'ધરા ગુર્જરી', 'સરી જતું સુરત', 'પારકી જણી' અને 'કુંવારા જ સારાં!' ઓછેવત્તે અંશે અગંભીર ગણી શકાય તેવાં સામાજિક નાટકો છે.

'ધૂમ્રસેર', 'અલ્લાબેલી' અને 'છીએ તે જ ઠીક' નાટકના કલાવિધાન પરત્વે તેમજ તખ્તાલાયકીની દૃષ્ટિએ આ દાયકાનાં સર્વોચ્ચ નાટકો ગણાય. ચંદ્રવદને આ ગાળામાં ત્રણ નાટકો આપ્યાં છે, પણ તેમાં તેમની નાટ્યકલાનો કોઈ વિશેષ અંશ ખીલેલો દેખાતો નથી. ઊલટું, સંયોજનની એકાગ્રતા ઉવેખીને દૃશ્યતા અને અભિનય-પ્રયોગોને આરાધતાં વિશૃંખલતાનો દોષ એમની કલા વહોરી લે છે. એ જ પ્રમાણે મુનશીનાં નાટકો પણ ભજવવામાં સફળતા પામ્યાં છતાં તેમની નાટ્યકલાને તેમનાથી વધુ જોમ મળ્યો છે એમ કહી શકાશે નહિ. એ બાબતમાં ચુનીલાલ મડિયા, ગુલાબદાસ બ્રોકર અને ગુણવંતરાય આચાર્યની કૃતિઓ કંઈક વિશેષ આશા આપે છે. એમની રચનાઓ આપણા ગરીબ નાટ્યસાહિત્યમાં નોંધપાત્ર ઉમેરારૂપ છે. એ જોતાં આ ત્રણેય નાટ્યસર્જકો નાટકનાં અંગ-ઉપાંગોની ખિલવણી પરત્વે વધુ સજાગ રહીને આથીય ઉત્તમ રચનાઓ હવેના દાયકાને આપે તો નવાઈ નહિ.

એકાંકી નાટકોમાં પહેલી નજરે વિષય, સંવિધાન અને શૈલી એમ ત્રણે દૃષ્ટિએ વૈવિધ્ય આ દસ વર્ષોમાં જોવા મળે છે. ધૂમકેતુના 'શ્રીદેવી'માં અને યશોધરના 'હુ-એન-સંગ'માં ઐતિહાસિક; દુર્ગેશ શુક્લ, જયંતિ દલાલ, પન્નાલાલ, મડિયા, ઉમાશંકર, ચંદરવાકર આદિમાં ગામડાંનું નીચલા થરનું કે શહેરના મધ્યમ વર્ગનું લોકજીવન અને ગુલાબદાસ, ગોવિંદ અમીન, ઉમેશ કવિ, દલાલ આદિમાં પ્રતીત થતી સામાજિક સમસ્યાઓ, નૂતન મનોવ્યાપારો કે સામાન્ય હાસ્યપર્યવસાયી વિષયો આ દાયકાના એકાંકીનું વિષયવૈવિધ્ય નક્કી કરે છે. સંવિધાનની અનોખી સિદ્ધિ બતાવતું યશોધરનું 'રણછોડલાલ', પુરાણા નાન્દી અને ભરતવાક્યનો નૂતન પ્રયોગ દાખવતું શ્રીધરાણીનું 'પીયો ગોરી', સંયોજનના પ્રગલ્ભ પ્રયોગરૂપ દલાલનું 'અંધારપટ' અને રંગભૂમિની નવીન રચના અપેક્ષતું તેમનું 'સોયનું નાકું', રહસ્યમય વસ્તુનું સુશ્લિષ્ટ આયોજન દાખવતું દુર્ગેશનું 'હૈયે ભાર', એકસ્થલાંકી અકૃત્રિમ રચનાવાળું ઉમેશનું 'ઘરફૂકડી', સંયોજન અને લાઘવના ઉત્તમ નમૂનારૂપ ઉમાશંકરનું 'મારી શોક્ય' અને ચમત્કારક વળાંકબિંદુ તાકતું ચંદરવાકરનું 'પિયરના પડોશી' આ દાયકાની સંવિધાનકલાનું વૈવિધ્ય દાખવતી એકાંકી કૃતિઓ છે. દુર્ગેશની રંગપ્રધાન તરંગલીલાવાળી 'પૃથ્વીનાં આંસુ' જેવી રચનાઓની ભાષાશૈલી, કવચિત્ ન્હાનાલાલની આલંકારિકતા તરફ, કવચિત્ તીખા કટાક્ષો તરફ અને કવચિત્ તળપદી ચલણી લઢણો તરફ ઢળતી દલાલની તેમનાં 'જીવનદીપ', 'અવિરામ' અને 'દ્રૌપદીનો સહકાર'માં છે તેવી લાક્ષણિક સંવાદશૈલી, ઉમાશંકરથી માંડીને ચંદરવાકર સુધીની કેવળ તળપદી શૈલી, ગોવિંદ અમીનની ઊર્મિલ છતાં વિનોદી શૈલી અને પન્નાલાલની વાસ્તવલક્ષી છતાં પ્રફુલ્લ શૈલી ઠીક વૈવિધ્ય જાળવે છે.

પરંતુ એકાંકીના કેટલાક લેખકોએ ઔચિત્યવિવેકનું ભાન રાખ્યા વિના કેવળ પશ્ચિમી નાટ્યકૃતિઓની નકલ કરવાનું જ ચાલુ રાખ્યું છે તે ઠીક નથી થયું. ઝીણી ઝીણી વિગતોથી ભરેલી તખ્તા માટેની દીર્ઘસૂત્રી નાટ્યસૂચીઓમાં,–સંવાદોમાં રોજના વ્યવહારની ઘરાળુ પ્રાદેશિક બોલીઓનું વધુ પડતું પ્રદર્શન કરાવવામાં અને ઉદ્દંડ મનોવ્યાપારોનું નિબંધની કક્ષાએ પહોંચે ત્યાંસુધી આલેખન કરવામાં એકાંકીનો કયો હેતુ સરતો હશે તે સમજાતું નથી. ઘણીવાર તો પ્રયોગશીલતા કે નવીનતાના શોખમાં વસ્તુની નાટ્યોચિતતાની સૂઝ પણ રહેતી નથી.

સંવાદો દ્વારા અમુક સ્થળ-સમયનું વાતાવરણ-ચિત્ર આલેખ્યું એટલે એકાંકી થઈ ગયું એવો કશોક ખ્યાલ તેમના મનમાં હશે કે શું, પણ ગોવિંદ, ચંદરવાકર આદિ કેટલાક લેખકો તેમની અનેક રચનાઓમાં તેમના અનુભવો, તળપદા જીવનના પ્રસંગો અને નિરીક્ષણની વિગતોનું સંવાદોમાં યથાતથ રૂપાંતર કરીને જ એકાંકીમાં અટકી જાય છે. કેવળ પાત્રોના સંવાદ, પ્રસંગનું ચિત્રણ, પ્રશ્નની ચર્ચા, અને એકાદ નવી ઘટનાથી તેનો વળાંક એટલે નાટક નહિ, પણ એકાંકીના લઘુસ્વરૂપની મર્યાદામાં રહીને હેતુને ક્રમશઃ સ્પષ્ટ કરે તેવી પાત્રક્રિયાઓ દ્વારા તેના સ્વાભાવિક ક્રમમાં વસ્તુમાંથી અકૃત્રિમપણે સ્ફુટ થતી ઊર્મિ કે અનુભૂતિ એકાંકી નાટકનું પ્રાણતત્ત્વ છે એ ભાવના આપણા સારા ગણાય તેવા નાટ્યલેખકોની કૃતિઓ પણ ભાગ્યે જન્માવી શકી છે. એકાંકીનું કોઈ કોઈ અંગ તેમની કૃતિઓમાં સરસતાથી ઊતર્યું હોય, પણ સમગ્ર નાટ્યકૃતિ તેનાથી સંપૂર્ણ કલાકૃતિનું સ્વરૂપ પામી શકતી નથી. કદીક નાટકનો મૂળ વિચાર કે હેતુ જ શિથિલ, અસ્પષ્ટ અને નિર્બળ હોય છે; કદીક ચબરાકિયા સંવાદોમાંથી આકર્ષણ જમાવી નાટક વિરમી જાય છે; કદીક નાટકનો ઉપાડ કુશળતાથી થાય છે તો તેનો અંત ઢીલો-પોચો કે અસ્વાભાવિક બની જાય છે; કદીક સંઘર્ષનું તત્ત્વ જરૂરી જમાવટ કરી શકતું નથી; કદીક, રમણલાલ, મેઘાણી, ધૂમકેતુમાં બને છે તેમ, અનેકાંકીનું વસ્તુ એકાંકીમાં પ્રવેશી જાય છે; તો કદીક 'પારકી જણી'માં બન્યું છે તેમ, એકાંકીનું વસ્તુ ત્રિઅંકીમાં ફુલાવીને રજૂ થતું હોય છે.

વળી આપણા નાટ્યકારોનું ધ્યાન પણ શૈલી, આયોજન અને સ્વરૂપના અખતરાઓમાં જેટલું રોકાય છે તેટલું નાટકના અંતર્ગત સૌન્દર્યસ્વરૂપ ઉપર મંડાતું નથી. તેથી જ અત્યારનાં નાટકોમાં જીવન-સામગ્રી હોવા છતાં તેમાંથી કોઈ વિશિષ્ટ, તીવ્ર, જીવનદર્શન માલૂમ પડતું નથી.

આજે વીસમી સદીના મધ્યાન્ત સુધી ગુજરાતે પ્રહસનો, સામાજિક બોધપ્રધાન અને ઐતિહાસિક તેમજ ધાર્મિક ચમત્કારવાળાં જ નાટકો ઉમળકા-ભેર વધાવવાની રુચિ બતાવી છે. આથી ગંભીર પ્રકારનાં વિચારપ્રધાન કે ધ્વનિપ્રધાન નાટકોને હરખભેર આવકાર મળતો નથી. રંગભૂમિ ઉપર 'ધૂમ્રસેર' કરતાં 'છીએ તે જ ઠીક' અને 'બારણે ટકોરા' કરતાં 'એળે નહિ તો બેળે' લોકાદરને પાત્ર વધુ ઠરે છે. પણ તેમાં પ્રજારુચિનું પ્રાકૃત વલણ એકલું જ જવાબદાર નથી; ગંભીર નાટકોમાં જીવન અને કલા વચ્ચે

મુનશીએ એમની સમર્થ શૈલીમાં 'લોપામુદ્રા' નાટકના અનુસંધાન રૂપે ઋગ્વેદકાલની બે રસિક કથાઓ 'લોમહર્ષિણી' અને 'ભગવાન પરશુરામ' સર્જી છે, જેમાં બીજી તો 'રાજાધિરાજ' પછીની ગુજરાતી સાહિત્યની તેમ મુનશીની શ્રેષ્ઠ ઐતિહાસિક નવલકથા છે. પાત્રનું વ્યક્તિત્વ અને વૈવિધ્ય, કથાનું ઘટ્ટ-મનોહર પોત, વાતાવરણનો આકર્ષક ઉઠાવ, ભાવના-સંઘર્ષ અને જીવનદર્શન અને સમગ્ર કૃતિની ઊંચા કલાવિધાનવાળી નાટ્યાત્મકતા 'ભગવાન પરશુરામ'ને ઐતિહાસિક નવલોમાં ઊંચું સ્થાન અપાવે છે.

બીજાઓમાંથી રમણલાલે ઈ. સ ના પ્રથમ પચાસ વર્ષોના સમયનું ઈરાનથી માળવા અને છેક ગુજરાતના તાપી પ્રદેશ સુધીની ભૂમિનું 'ક્ષિતિજ'ના ઉત્તરાર્ધમાં ચિત્રણ કર્યું છે; આઠમી સદીના મેવાડના વીર બાપા રાવળનાં ઈતિહાસ અને લોકકથાને 'કાલભોજ'માં આલેખ્યાં છે; અને 'પહાડનાં પુષ્પો'માં મેવાડના સુપ્રસિદ્ધ વીર રાણા પ્રતાપના પિતા ઉદયસિંહની ઘડતરકથા નિરૂપી છે. ચુનીલાલ શાહે પૂરતા ઐતિહાસિક સંશોધન બાદ અકબરના સમયના રૂપમતી અને બાજબહાદુરના જાણીતા પ્રણયકિસ્સાને 'રૂપમતી'માં નિરૂપ્યો છે; સોલંકીના અસ્તકાળની અંધાધૂંધીની પીઠિકા ઉપર એક મહત્ત્વાકાંક્ષી, રાષ્ટ્રભક્ત અને પરાક્રમી યુવાનની પ્રણયકથા 'એકલવીર'માં આત્મકથાની ઢબે આલેખી છે; અને મૂળરાજપુત્ર ચામુંડના ગાદીત્યાગ અને તેણે લીધેલી સમાધિના બે ઐતિહાસિક પ્રસંગોને પ્રકાશમાં લાવવા 'નીલકંઠનું બાણ' નામની કલ્પનાપ્રધાન ઐતિહાસિક નવલ રચી છે. સ્વ. મેઘાણીએ તેરમી સદીના વસ્તુપાળ-તેજપાળને ગુજરાતનો પુનરુદ્ધાર સર્જતા 'ગુજરાતનો જય' ખંડ-૨ માં બતાવ્યા છે. 'ચૌલાદેવી'થી શરૂ થયેલી ધૂમકેતુની સોલંકી યુગની યશોગાથા 'રાજસંન્યાસિની' 'કર્ણાવતી' 'વાચિનીદેવી', 'જયસિંહ સિદ્ધરાજ', 'સિદ્ધરાજ જયસિંહ', 'અવંતીનાથ' આદિ નવલો દ્વારા આ દાયકે આગળ વિસ્તરી છે. ગુણવંતરાય આચાર્યે સોરઠે મહમદ તઘલખને આપેલો પરાજય આલેખતી 'વતનનો સાદ', અને અર્ધ ઈતિહાસ અને લોકકથાનું મિશ્રણ કરતી 'ગિરનારને ખોળે' રચી છે તથા ઈ. સ. ૧૭૦૭ થી આરંભાયેલા હિન્દુ રાજ્યનું પુનરુત્થાન અને હિંદુ પ્રજાના ઘડતરમાં ગુજરાતનો હિસ્સો બતાવવાના આશયથી 'સેનાપતિ' નવલથી એક નવલમાળા પણ શરૂ કરી છે. બે હજાર વર્ષ પહેલાંનાં સિંધુતીરનાં ગણરાજ્યોના સમયમાં ડૂબકી મારતી અને તત્કાલીન પ્રજાસત્તાની ગૌરવકથા

આલેખતી 'દીપનિર્વાણ' દર્શક આપી છે. ધાર્મિક કથાવસ્તુને નવલસ્વરૂપમાં વણતી 'ઋષભદેવ', 'મહર્ષિ મેતારજ', 'મત્સ્યગલાગલ' આદિ તેમજ 'વિક્રમાદિત્ય હેમૂ', 'ભાગ્યનિર્માણ' 'પ્રેમભક્ત કવિ જયદેવ' આદિ કથાઓ 'જયભિખ્ખુ'એ ચટકદાર સંસ્કૃતમય શૈલીમાં નિરૂપી છે. રામચંદ્ર ઠાકુરે 'આમ્રપાલી' અને 'મીરાં પ્રેમદીવાની'માં પ્રસિદ્ધ નાયિકાઓના જીવનઝંઝાવાત અને પ્રેમશ્રદ્ધા આલેખ્યાં છે. મંજુલાલ દેસાઈએ 'ભગવાન ચાણક્ય'નું પોતાની દૃષ્ટિએ દર્શન કરાવ્યું છે. ચંદ્રભાઈ કા. ભટ્ટે ''૫૭નો દાવાનળ'માં બળવાનું રોમાંચક વાતાવરણ આલેખ્યું છે. આ ઉપરાંત ધનશંકર ત્રિપાઠીએ અને નૌતમ સાહિત્યવિલાસીએ પણ ઐતિહાસિક નવલો લખી છે.

છેલ્લાં પચીસ વર્ષની ઐતિહાસિક ઘટનાઓને વિષય બનાવતી કે તેનું વાતાવરણ આલેખતી 'બંદીઘર (દર્શક)', 'અણુપૂટ ધારા' (અશ્વિનીકુમાર), 'પ્રભુ પધાર્યા' અને 'કાળચક્ર' (મેઘાણી), 'ઝંઝાવાત' ભા. ૧–૨ (રમણલાલ), 'કાજળ કોટડી' (ઈશ્વર પેટલીકર), 'પાદરનાં તીરથ' 'ધીમુ અને વિભા' (જયંતી દલાલ), 'ઘુવડ બોલ્યું' (નિરુ દેસાઈ), 'દેશદ્રોહી' (સ્વ. 'પ્ર.'), 'ભભૂકતી જવાળા' (રામુ અમીન) આદિ કલ્પનાપ્રધાન નવલકથાઓ આ દાયકે પ્રસિદ્ધ થઈ છે. એમાં આઝાદ હિંદ ફોજના બહાદુરીભર્યા મરણિયા રણજંગે જન્માવેલી 'કદમ કદમ બઢાયે જા' અને 'અધૂરા ફેરા' જેવી નવલો પણ સમાવેશ પામી શકે.

આગલા દાયકાની ઊંચી કક્ષાની ઐતિહાસિક નવલો 'જય સોમનાથ', 'કર્મયોગી રાજેશ્વર', 'રાજહત્યા', 'અવંતીનાથ', 'દરિયાલાલ', 'જગતના મંદિરમાં', 'જળસમાધિ', 'ભારેલો અગ્નિ', 'ક્ષિતિજ' (પૂર્વાર્ધ), 'સોરઠ તારાં વહેતાં પાણી', 'ચૌલાદેવી' ને 'બંધન અને મુક્તિ'—ની હરોળમાં આ દાયકાની 'રૂપમતી' 'એકલવીર' 'ગુજરાતનો જય' ખંડ–૨, 'કર્ણાવતી' 'અવંતીનાથ' (ધૂમકેતુ), 'લોમહર્ષિણી' 'વતનનો સાદ' 'દીપનિર્વાણ' 'જીવનનું ઝેર' 'ભગવાન ચાણક્ય' 'આમ્રપાલી' 'મત્સ્યગલાગલ' આદિ નવલકથાઓ ગુણદૃષ્ટિએ સ્થાન પામે. 'પ્રભુ પધાર્યા' 'બંદીઘર' અને 'અણુપૂટ ધારા' ને ગુજરાતની કલ્પનાપ્રધાન ઐતિહાસિક નવલોમાં ગૌરવભર્યું સ્થાન મળે. આમ સંખ્યા કે ગુણવત્તામાં ઐતિહાસિક નવલ પરત્વે આ દાયકો ગયા દાયકાથી જરા પણ ઊતરે તેવો નથી.

આ ઐતિહાસિક નવલોમાં પ્રણય, વીર, અદ્‌ભુત કે કરુણ જેવા રસોનું તેમજ સ્થળ કાળ અને પાત્રોનું વૈવિધ્ય મુગ્ધ કરે તેવું છે. પરિચિત કે

અજાણ્યા ઇતિહાસ-પ્રદેશોમાંથી ઇષત્ વસ્તુ કે નાનકડો પાત્રસમૂહ ઉપાડી લઈને તેની આસપાસ પોતાની પ્રિય ભાવના ફલિત કરે તેવી અદ્ભુત અને રોમાંચક ઘટનાઓની ગૂંથણી કરવી તથા પોતાની કલ્પનાને ગમતાં પાત્રો ચીતરી કંઈક જાસૂસકથાનો, કંઈક યુદ્ધકથાનો, કંઈક પ્રણયકથાનો અને કંઈક રાષ્ટ્રભક્તિની ભાવનાનો રસ ચખાડવો એ આપણા ઐતિહાસિક નવલકથાકારોની સામાન્ય આદત થઈ પડી છે. મુનશી એ પરંપરામાં અગ્રજ છે અને ધૂમકેતુ અનુજ છે. સર્વ ઐતિહાસિક નવલકારો જાણ્યે-અજાણ્યે પણ મુનશીના ઘણાખરા કસબોને અપનાવે છે. ક્રિયાશીલ, ચતુર અને સંજોગોના સ્વામી જેવાં તેજદાર પાત્રો, જિજ્ઞાસાપોષક અને વર્ધક ઘટનાઓ તથા ક્રિયાઓ, રસિક કાવ્યમય વર્ણનો, સમકાલીન ભાતીગળ વાતાવરણ, અને એ બધાંની વચમાં રાષ્ટ્રપ્રેમ, કર્તવ્યનિષ્ઠા, પ્રતિજ્ઞાપાલન, સ્વાર્પણ અને અન્ય ગૌરવશીલ ભાવનાઓનાં ચમકતાં બિન્દુઓ મૂકવાં— એમ નવલકથાને આકર્ષકતા અર્પવામાં આપણા નવલકારો ઘણુંખરું મુનશીની કથાઓને આદર્શસ્થાને રાખતા જણાય છે.

અલબત્ત લેખકોનું પોતાનું વ્યક્તિત્વ, તેમની કૃતિઓને મુનશીનીનાથી નિરાળી બતાવે છે. ચુનીલાલ શાહની કૃતિઓમાં રોમાંચક અને અદ્ભુત પ્રસંગો પણ ગંભીર અને સ્વસ્થ શૈલીમાં જ આલેખાય છે. વાર્તા માટે ઇતિહાસની ભૂમિકા નક્કર હકીકતોના લંબાણથી અને ક્વચિત્ તો શુષ્ક લાગે તેટલી પ્રચુરતાથી પણ તેઓ નિરૂપે છે. ક્રિયાનો આવેગ તેમની કથાઓમાં હમેશાં મંદ હોય છે. ગુણવંતરાય આચાર્ય લખાવટમાં મુનશીની અસરકારકતા લાવવા મથે છે પણ પત્રકારની આદત તેમને છોડતી નહિ હોવાથી તેમની શૈલી ઘણીવાર છાપાળવી કાઠિની, ઉપરછલ્લી અને અકારણ ઊર્મિલ બની બેસે છે. તેમનાં પાત્રોની ઊર્મિઓ, ભાવનાઓ તથા ક્રિયાઓ ઘણી વાર નાટકી લાગે છે. ધૂમકેતુ ભાવનાશીલ વાતાવરણને સોલંકી યુગની કથાઓમાં છાવરવાનો સફળ પ્રયત્ન કરે છે. વાતાવરણ જમાવતી વર્ણનકલા અને ચંચળ, ઉસ્તાદ પાત્રોનું સર્જન મુનશીની જેમ તેમને હાથ બેસી ગયેલ છે. પણ તેમની કથાઓમાં સંઘર્ષનું તત્ત્વ તેના સ્વાભાવિક. ક્રમમાં નહિ પ્રગટતાં જાસુસકથાઓની જેમ પૂર્વયોજિત ક્રમ અનુસાર બુદ્ધિના દાવપેચ દેખાડવા જ હાજર થતું હોય એમ જણાય છે. રમણલાલ અને મેઘાણી આ દાયકે પોતાની રૂઢ વાર્તાપદ્ધતિથી આગળ વધ્યા જણાયા નથી.

આપણા ઐતિહાસિક નવલકારો રાજખટપટો, ભેદનાં તત્ત્વો, મંત્રીઓની મુત્સદ્દીગીરીઓ અને પરાક્રમો, રાજ્યોનાં આક્રમણો શારીરિક, સાહસો અને સુંદરીને વરવા-વરાવવા માટેનાં રાજસી ને તામસી ઘર્ષણોથી આગળ વધીને સૂક્ષ્મ, આંતર સંઘર્ષણનું નિરૂપણ કેમ નહિ કરતા હોય ! ઐતિહાસિક નવલકથામાં આંતરિક સંઘર્ષ રસવત્તાની કોટિએ ન પહોંચી શકે એવું તેમનું ધારવું હશે? ઇતિહાસ માત્ર આવાં બાહ્ય રાજસી તત્ત્વોનાં જ ઘર્ષણોથી ભરેલો છે એવા કોઈ ખ્યાલમાં તેઓ અટવાતા હશે ? એકાદ સોલંકી અને ગુપ્તયુગના શૌર્યની હૂંસાતુંસી, પ્રતિજ્ઞાપાલન, બુદ્ધિની ચતુરાઈ, દેશભક્તિ, વફાદારી કે એવા અન્ય ગુણો બતાવવા સિવાય ઐતિહાસિક ઘટનાઓનું અન્યથા કશું મહત્ત્વ નહિ હોય? જો આમ હોય તો ઇતિહાસનો ખ્યાલ અને ઐતિહાસિક નવલકથાની શક્તિની સંભાવના વિશે આપણે સો વર્ષ પાછળ છીએ.

· આ તો થઈ આપણા સર્જકોની દૃષ્ટિ વિશેની ફરિયાદ. ઇતિહાસના કથાતંતુના વણાટ વિશે બીજી ફરિયાદ છે. જેમ જેમ કૃતિની કલામાં યાન્ત્રિકતા અને કસબ પ્રવેશતાં જાય તેમ તેમ કૃતિઓમાં ગોઠવાતાં વિવિધ રસોનાં કૃત્રિમ ચોકઠાં ને પ્રાન્તપ્રસંગોની બુદ્ધિયોજિત હારમાળા અનાકર્ષક જ લાગતાં રહેવાનાં. વર્ણનોમાં રોમાંચનું તત્ત્વ ભેળવવાથી રસજમાવટ થતી નથી. વીર કે અદ્‌ભુત રસ પૂર્વયોજિત અકસ્માતોની પરંપરાવાળી પ્રસંગઘટનાઓમાં બુદ્ધિબળયુક્ત સંવાદો કે ભેદી ચમત્કારો આલેખવાથી જ નિષ્પન્ન થતો નથી. ઊલટું, આવા બુદ્ધિથી ઉપજાવેલા કસબો કૃતિના બીજા-ત્રીજા વાચને ખુલ્લા પડી જતાં બુઠ્ઠા પડી જાય છે : સિંહનું ચામડું ઓઢીને શિયાળ વનનો રાજા બનવાના પ્રયત્નો કરતું હોય, એવી તેમાંની બનાવટી રચના લાગે છે. રસકલા સમગ્ર આત્માની કલા હોવાથી એમાંથી જીવંત પ્રાણતત્ત્વના સર્વ અંકુરો એકીસાથે ફૂટી નીકળી ભીતરમાં એક મનોહર સંવાદી સંગીત ઉપજાવે છે. ઉત્તમ કલા વધુ ને વધુ પરામર્શે કારીગરીનું ગોપન કરી ઉત્તરોત્તર વિશેષ રસાનંદ આપે છે. ઘણીખરી ઐતિહાસિક નવલો સામાન્ય 'સ્ટંટ ફિલ્મો'નો ભાસ આપે છે તે આ કારણે.

સાહિત્યસર્જનમાં ઇતિહાસ તો એક નિમિત્ત માત્ર છે : સર્જનનું તે બાહ્ય કારણ છે. સર્જનનું આંતર કારણ તો કલામાત્રના સર્જનનું જે આંતર કારણ હોય તે જ છે. આપણી ઐતિહાસિક નવલોમાં ઇતિહાસ સર્જનનું આંતર કારણ બની બેઠો છે. એથી નવલકથામાં કાં તો ઇતિહાસની

વિકૃતિ થાય છે કે કાં તો ઇતિહાસની સ્થૂળ વિગતોને જ વળગી રહેવાનું વલણ દાખલ થાય છે. પરિણામે ઐતિહાસિક નવલો જાસૂસકથાઓ કે પ્રાચીન સ્થળસમયના પટ ઉપર રચાતી કેવળ પ્રણયકથાઓ જ બની રહે છે. એમાં કુતૂહલપોષણ કે મનોરંજન સિવાય ભાગ્યે જ બીજું કોઈ તત્ત્વ જણાય છે. જીવનનું કોઈ વ્યાપક સત્ય કે ઊંડું રહસ્ય તેમાંથી નીકળી આવતું નથી. ઇતિહાસને ઉપરછલ્લી દૃષ્ટિએ જોઈ જઈ તેને પોતાની પ્રિય કે ઇષ્ટ ભાવનાઓનું વાહન બનાવ્યા કરતાં તત્કાલીન માનવજીવનનો, તેનાં વૃત્તિ-વલણ અને પ્રવૃત્તિનો તેમજ તેનાં રહસ્યો ઉકેલતી ઘટનાઓનો ઊંડો, તુલનાત્મક, તટસ્થ અભ્યાસ કર્યા બાદ તેમાંથી પ્રેરણા લઈ પોતાની સર્જકતાને સ્વતંત્રપણે વિહરવા દેવી જોઈએ.

## સામાજિક નવલકથા

આ દાયકામાં લગભગ ૧૨૫ જેટલી મૌલિક સામાજિક નવલકથાઓ પ્રકાશન પામી છે, જે બતાવે છે કે સામાજિક નવલકથા ઐતિહાસિક કરતાં વિશેષ લોકપ્રિય છે.

એમાંની કેટલીક ગ્રામસમાજને સ્પર્શે છેઃ ('મળેલા જીવ', 'જનમટીપ', 'માનવીની ભવાઈ', વગેરે); કેટલીક આધુનિક શહેરી સમાજ અને શિક્ષણનું પ્રતિબિંબ પાડે છે ('બે મિત્રો', 'કળિયુગ', 'વતવાસ', 'ફૂટેલાં સુવર્ણપાત્રો', 'વિષચક્ર', 'છાયાનટ', 'પરિવર્તન', 'ભાઈબીજ', 'અધૂરું જીવન' વગેરે); થોડીક નારીત્વના ઉજ્જવલ અંશોને લક્ષનારી છે ('વિકાસ', 'ચંદા', 'મારી હૈયાસગડી' 'ધરતીનો અવતાર', 'નિવેદિતા' વગેરે); અને ઘણી બધી દામ્પત્યપ્રણયત્રિકોણના વિષયમાં રાચે છે. આ ઉપરાંત સંયુક્ત કુટુંબજીવનનો પ્રશ્ન 'તપોવન'માં, હરિજનોનો પ્રશ્ન 'માનવતાનાં મૂલ'માં, ગવાલી જીવનનો ચિતાર 'પુનરાગમન'માં, વેશ્યાનું જીવન 'ચિત્રાંગદા' અને 'મારા વિના નહિ ચાલે'માં, બહારવટિયાઓની માનવતા અને ખમીર 'પાતાળ કુવો' વગેરેમાં, પોલીસ તંત્રની પોકળતાનું ચિત્રણ 'બોજલ'માં, રજવાડી ખટપટનું આલેખન 'પાછલે બારણે'માં, અને શહેરના શ્રીમંત ભદ્ર સમાજનું 'કદલીવન'માં જોવા મળે છે. 'સરી જતી રેતી' જેવી કોઈ કોઈ નવલ કેવળ જિન્સી ભાવચેષ્ટાઓની છબીઓ પાડવા જ જાણે આલેખાઈ છે, તો 'કાજળ કોટડી' જેવી કેટલીક ૧૯૪૭થી લગભગ આજ સુધીની સમયપટ્ટી પર લોકજીવનનું પ્રતિબિંબ ઝીલે છે. ઉપરાંત 'શોધમાં (સ્વ. રમણભાઈ), 'લંબોદર શર્મા'

અને 'આચાવરી જેવી હાસ્યરમિક કથાઓ, 'અધૂરું સ્વપ્ન' ને 'સુવાસિની' જેવી વિજ્ઞાનવિષયક નવલો અને થોડીક જાસૂસકથાઓ પણ આ દાયકે પ્રગટ થઈ છે.

'વ્યાજનો વારસ', 'યૌવન', 'કદલીવન', 'જિગર અને અમી' અને સને ૨૦૦૫ સુધીના વિશ્વજીવનની કલ્પના કરતી 'પ્રલય' જેવી કૌતુકરંગી નવલો, 'તપોવન' 'લખ્યા લેખ' 'ત્રણ પાંખડી' 'સોહાગ' 'વિલોચના' જેવી પ્રશ્નપ્રધાન નવલો, 'માનવીની ભવાઈ' ને 'જનમટીપ' જેવી પાત્રપ્રધાન નવલો, 'પાછલે બારણે' 'કળિયુગ' જેવી વાતાવરણપ્રધાન નવલો નવલપ્રકારોનું વૈવિધ્ય દેખાડી આપે છે.

શૈલીની બાબતમાં પન્નાલાલમાં મુનશી-મેઘાણી-શૈલીનાં સફળ તત્ત્વો સમર્થતાથી પ્રગતિ કરતાં માલૂમ પડે છે, તો પેટલીકરની નવલોમાં રમણલાલની શૈલી વિકસતી જોવા મળે છે. ચુનીલાલ શાહ તેમની સ્વસ્થ અને ઋજુ શૈલીમાં પણ સારું રસતત્ત્વ લાવી શક્યા છે, જ્યારે વર્મા-પરમારે 'ખંડિત કલેવરો'માં લાક્ષણિક કટાક્ષશૈલીનો સફળ પ્રયોગ કરી બતાવ્યો છે. મડિયા, પીતાંબર પટેલ, અશ્વિનીકુમાર, યશોધર મહેતા, વિનોદિની નીલકંઠ આદિની શૈલીમાં રંગદર્શિતા ધ્યાન ખેંચે છે.

આમ વિષય, પ્રકાર અને શૈલી પરત્વે આ દાયકાનું સામાજિક નવલકથાનું સાહિત્ય ઠીક ઠીક ગાતબર છે. તેમાંથી 'મળેલા જીવ', 'જનમટીપ', 'ખંડિત કલેવરો', 'અણખૂટ ધારા' 'તપોવન' એ પાંચ નવલો સર્જકતા અને હેતુની દૃષ્ટિએ છેલ્લી પચીસીની પ્રથમ પંક્તિની નવલોમાં સ્થાન પામે તેમ છે. અને 'માનવીની ભવાઈ' તો સમગ્ર ગુજરાતી નવલસાહિત્યનું એક પ્રાણવાન પુષ્પ છે.

ગયા દાયકાના સામાજિક નવલકારો પૈકી રમણલાલ, મેઘાણી, ચુનીલાલ શાહ, ગુણવંતરાય આચાર્ય, ઇંદ્ર વસાવડા, હરજીવન સોમૈયા, સોપાન, રામનારાયણ ના. પાઠક, જયંતી દલાલ, નીરુ દેસાઈ, સૌજન્ય, મસ્તફકીર, અંબાલાલ શાહ, રમણીક દલાલ આ દાયકે નવા પ્રકારનો લઈને આવે છે. પણ નવીન લેખકોની સંખ્યા તેમનાથી ઝાઝી જણાય છે. પન્નાલાલ, પેટલીકર, બચુભાઈ શુક્લ, ગોવિંદભાઈ અમીન, મડિયા, અશ્વિનીકુમાર, જયમલ્લ પરમાર-નિરંજન વર્મા, વિનોદિની નીલકંઠ, પીતાંબર પટેલ, યશોધર મહેતા, ધીરજલાલ શાહ, ચંદુલાલ દલાલ, પ્રેમશંકર ભટ્ટ, પ્રાણલાલ મુનશી, રઘુનાથ કદમ, રમણ વકીલ, ચંદરવાકર, નંદકુમાર પાઠક,

રાજહંસ, કૃષ્ણલાલ શાહ, ઉછરંગરાય ઓઝા, દિવ્યાનંદ, પ્રબોધ મહેતા, જટુભાઈ મહેતા આદિ પચીસથીય વધુ લેખકોએ આ દાયકે નવલકથાના ક્ષેત્રમાં રીતસર પ્રથમ પ્રવેશ કર્યો છે. આ બધામાંથી સર્જક તરીકે કાળના પ્રવાહમાં કેટલા તરતા રહેશે એનો નિર્ણય તો ભવિષ્ય કરશે, પણ ખરી સર્જન-શક્તિ અને અનુભવસમૃદ્ધિ બતાવનારા પન્નાલાલ અને પેટલીકરનું ભવિષ્ય ઊજળું છે એ તો એમની નવલસંખ્યા અને તેમાંની ગુણસંપત્તિએ ક્યારનું ય બતાવી દીધું છે.

પન્નાલાલ અને પેટલીકર આ દાયકાના શ્રેષ્ઠ નવલકારો છે. બેઉ લેખકો ગામડામાંથી આવે છે અને ગ્રામજીવનના અપરોક્ષ અનુભવના નિચોડરૂપે વિવિધરંગી નવલો અને નવલિકાઓ રચ્યે જાય છે. બન્નેની કૃતિઓ ગુજરાતના ગ્રામવાતાવરણને નવલકથામાં તાદૃશ કરે છે. ગ્રામવાસી માનવોનાં હૈયાંને બન્ને અપૂર્વ કૌશલથી ખુલ્લાં કરી બતાવે છે. બન્ને ગામડાના લોકોની રહેણીકરણી, રીતિનીતિ, વટવહેવાર, ઈર્ષ્યા-દ્વેષ, કલહ-કલેશ, આનંદપ્રમોદ ઇત્યાદિનું નકસીદાર ચિત્ર ઉપસાવી શકે છે અને ધરતીની સુગંધવાળી ગ્રામબોલી દ્વારા ધારી અસર ઉપજાવી શકે છે. પેટલીકરની વિશિષ્ટતા રોજ-બ-રોજના જિવાતા જીવનના પ્રશ્નોની સુધારક દૃષ્ટિએ ચર્ચા કરવામાં અને કથનપદ્ધતિના વિવિધ આકર્ષક પ્રયોગો કરવામાં રહેલી છે, તો પન્નાલાલની વિશેષતા વાસ્તવ જીવનના નિરૂપણ દ્વારા વ્યાપક માનવતા ફલિત કરી બતાવવામાં રહેલી છે. બન્ને લેખકો પાત્રનું ઊંડું મનોવિશ્લેષણ સફળપણે કરી શકે છે. પરંતુ પન્નાલાલનું કલાફલક પેટલીકરના કરતાં વધારે વિશાળ અને ઉદાત્ત છે. બન્ને હજુ પ્રગતિ કરી રહ્યા છે. ગોવર્ધનરામ, મુનશી અને રમણલાલે પાડેલી ગુજરાતી નવલકથાની ઉચ્ચ પ્રણાલિકાને આ બે લેખકો પોતાની કલા-સાધના દ્વારા ટકાવી રાખશે એમ કહીએ તો ખોટું નથી.

જૂનાઓમાંથી રમણલાલની સર્જકતાનાં હવે વળતાં પાણી જણાય છે. મેઘાણી આ દુનિયામાં હવે રહ્યા નથી. મુનશી સામાજિક વિષયોને સ્પર્શતા નથી. ગુણવંતરાય આચાર્ય એમની મર્યાદાઓને વટાવી શકતા નથી. પણ ચુનીલાલ શાહ, દર્શક અને જયંતિ દલાલ—એ આગલા જૂથમાંથી, અને ચુનીલાલ મડિયા, અશ્વિનીકુમાર, જયમલ્લ પરમાર, ગોવિંદ અમીન, પીતાંબર પટેલ, યશોધર મહેતા અને વિનોદિની નીલકંઠ એ પછીના જૂથમાંથી, નવલકથાની કલાની જરા વધુ કડક ઉપાસના કરે તો આ ક્ષેત્રે ફાલી શકે તેમ છે.

ગુણવંતરાય આચાર્યની ઘણીખરી અને 'વ્યાજનો વારસ', 'સુરભિ', 'યૌવન', 'કળિયુગ', 'છાયાનટ', 'પાવકજ્વાળા' જેવી અન્ય નવલોમાં સીનેમાના કથાનકોની શૈલીની છાયા વધુ જોવામાં આવે છે. એમાં જીવનની સ્વાભાવિકતાનું પ્રમાણ ઓછું અને નાટકીપણાનું પ્રમાણ હદથી જ્યાદે એવું આ અસરે જ બન્યું છે.

સુધારાના માર્ગોનું સૂચન કરીને વાચકને એ વિષે વિચાર કરતા કરવાના હેતુથી લખાયેલી ધ્યેયલક્ષી સાંસારિક કથાઓની સંખ્યા આ દાયકે ઘટી નથી. પાત્રોના મનોવિશ્લેષણ, ચમકદાર કથનરીતિ અને ઘટનાઓની સુવ્યવસ્થિત આનુપૂર્વી દ્વારા જીવનના અનુભવો કે અવલોકનોને રજૂ કરવાની હિકમત ગયા દાયકા કરતાં આ દાયકાના નવલકારોએ એકંદરે સવિશેષ દાખવી છે, પણ બીજી તરફ વાસ્તવલક્ષિતાને નામે કામલોલુપતાનાં, વ્યભિચારનાં અને સ્ત્રીપુરુષ વચ્ચેના માંદલા જાતીય ભાવોનાં અમર્યાદિત ચિત્રો પણ આ ગાળાની નવલોમાં ઉભરાયાં છે. 'જ્યાં જુઓ ત્યાં પ્રેમ જ પ્રેમ! એ સિવાય નથી તો લેખકોને કંઈ લખવું સૂઝતું .....!' 'સુરભિ'ની નાયિકા પાસે પન્નાલાલે બોલાવેલું આ વાક્ય આપણા ઘણાખરા લેખકો માટે સાચું ઠર્યું છે.

આનો અર્થ એવો નથી કે નવલકથામાં પ્રણયનાં, શૃંગારચેષ્ટાનાં કે સ્ત્રીપુરુષનાં જાતીય આકર્ષણોનાં ચિત્રો ન આવે. પણ આવે તો સાભિપ્રાય, અનિવાર્ય હોય ત્યાં જ આવે: કામચેષ્ટામાં રસ લેવાની વૃત્તિથી નહિ, જીવનના કોઈ સર્વવ્યાપી વિચાર કે ભાવને મૂર્ત કરવાના હેતુથી તે આવે; આવે તો સર્જકના કલાસંયમમાં કસાઈને આવે, એટલું જ સૂચવવાનો હેતુ છે. અલકકિશોરી અને સરસ્વતીચંદ્રવાળા પ્રસંગમાં જાતીય વિકારનું ચિત્રણ કેટલી નાજુકાઈથી થયું છે! 'ગુજરાતનો નાથ'માં 'ઉષાએ શું જોયું?' એ પ્રકરણમાં રસસમાધિ ચડે તેવું ચિત્રપટ નથી રચાયું?

આ દાયકાની નવલોમાં આલેખાયેલા જીવન અને ગુંથાયેલા પ્રશ્નોની બારીક તપાસ કરીએ તો તેમાં આગલા દાયકાથી ખાસ કોઈ નવીન તત્ત્વો માલુમ પડશે નહિ. પશ્ચિમના સાહિત્યે, વર્તમાન કેળવણીએ, જગતમાં ઊઠેલા નવવિચારનાં મોજાંએ આપણા વૈયક્તિક અને સામાજિક જીવનમાં જે ઝંઝા ઉત્પન્ન કરી છે તેનું સાક્ષાત્ પ્રતિબિંબ આપણી સાંસારિક નવલોમાં આગલા દાયકાની જેમ પડે છે. પ્રેમીઓ, દંપતીઓ, સાથે રહેતાં

કુટુંબી જનો, ખેડૂતો, મજૂરો, બહારવટિયાઓ, વેશ્યાઓ, અછૂતો આદિનાં જીવનઘર્ષણોનાં ચિત્રો તો બે દાયકાઓ જૂનાં છે.

પરંતુ એ સર્વમાં મધ્યબિંદુએ રહેતી આધુનિક જીવનની વિષમતા, યુદ્ધોત્તર પરિસ્થિતિએ પલટાવેલા વ્યક્તિના સામાજિક અને નૈતિક જીવન-ધોરણ તેમજ લોકમાનસ અને દૃષ્ટિ એમાં ખાસ ધ્યાન ખેંચે છે. ભાવનામય દૃષ્ટિકોણથી આલેખાયેલા સંસારચિત્રો એમાં નથી મળતાં એમ નહિ, પણ લેખકોનો સ્ત્રી–પુરુષ સંબંધને સમજવાનો નૂતન દૃષ્ટિકોણ, સામાજિક રીતરસમો પરત્વે ઝડપથી બદલાયેલી વિચારશ્રેણી, વૈજ્ઞાનિક દૃષ્ટિને નામે જાતીય આકર્ષણનો પુરસ્કાર અને ગુના–પાપ–વિકૃતિનું કારણ સમાજની નાગચૂડ, આર્થિક ભીંસ, શાસન પદ્ધતિ, પરંપરિત વારસો, બચપણના સંસ્કાર કે અજ્ઞાન છે એવું વિચારવલણ સંસારનું ભાવનામય કરતાં વાસ્તવિક દર્શન જ વધારે કરાવે છે આ દાયકાના સાહિત્યમાં સમકાલીન જીવનનું સૌથી વધુ ઘેરું અને પૂર્ણ પ્રતિબિંબ ઝિલાયું હોય તો તે કાવ્ય કે નાટકમાં નહિ પણ નવલકથા અને નવલિકાના સાહિત્યપ્રકારોમાં નવલકથાના કલાવિધાનનો વિકાસ આ દાયકામાં ઠીક થયો ગણાય વસ્તુની આકર્ષક માંડણી, વાર્તાના મધ્ય ભાગ સુધી વધતો રહેતો કથારસ, પ્રસંગોના પ્રકાશમાં પાત્રોના ચારિત્ર્યનું ક્રમશઃ થતું સ્ફુટીકરણ, યોગ્ય વાતાવરણનો ઉઠાવ, નાટ્યાત્મક પ્રયોગોનું ઘડતર, સ્થળ–પાત્રને અનુરૂપ રસાળ ગદ્યશૈલી, ભાવપોષક ચબરાકિયા સંવાદો અને સંઘર્ષ તત્ત્વોનો આછો સંભાર આ દાયકાની સારી ગણાય તેવી પચીસેક નવલકથાઓમાં પ્રતીત થાય છે. તેમ છતાં 'માનવીની ભવાઈ', 'મળેલા જીવ', 'જનમટીપ', 'ખંડિત કલેવરો' અને 'અણખૂટ ધારા' જેવી પાંચેક નવલકથાઓ સિવાયનીના અંત ઉતાવળિયા અને શિથિલ માલૂમ પડે છે પાત્રોનું વર્તન, ભાવસંઘર્ષણ કે પ્રસંગયોજના અન્યથા સારી નવલોના ઉત્તરાર્ધમાં પણ અસંબદ્ધ કે બનાવટથી દાખલ કર્યાં હોય તેવાં કૃત્રિમ જણાય છે.

આ દાયકાના કેટલાક નવલકથાકારોનું ઘડતર ગામડામાં થયુ હોવાથી ગ્રામજીવનનું ભાતું તેમણે સારી પેઠે બાંધ્યું છે તેથી ગ્રામધરતીનાં વસ્તુ અને પાત્રો સાથે તેમનાં પહેરવેશ, બોલી, રીતરસમ, સ્વભાવ અને જીવન-પ્રશ્નોનું નિરૂપણ વાતાવરણને વફાદાર રહીને તેમણે કરી બતાવ્યું છે. પ્રાદેશિક બોલીઓની શક્તિ, માર્મિકતા અને રસવત્તા તેમણે તેમની કૃતિઓ દ્વારા સિદ્ધ કરી બતાવ્યાં છે અને ગુજરાતી સાહિત્યને ઘણા નવા

અપરિચિત છતાં વિશિષ્ટ બળવાળા, અર્થસુંદર સચોટ શબ્દપ્રયોગોની તેની વિવિધ લઢણો સમેત લહાણ કરી છે. ગુજરાતી ગદ્યને આ શબ્દોએ નવી છટા ને બળ આપ્યાં છે.

પણ વિવિધ જિલ્લાઓની તળપદી બોલીઓનો કલાકૃતિઓમાં ઉપયોગ તેમનું ઔચિત્ય ને સૌન્દર્યક્ષમતા જાળવીને જ થાય અને કેવળ પ્રાદેશિક બોલીના લહેકા કે શબ્દોની નવીનતાના મોહથી લલચાઈ લેખકો સાધનને સાધ્ય બનાવી દેવાની પાયાની ભૂલના ભોગ ન થઈ પડે તો સારું, એટલો તે અતિરેક પ્રત્યે અંગુલિનિર્દેશ કરવો જોઈએ.

વિષયને માટે નવાં નવાં જીવનક્ષેત્રો તરફ નવીન લેખકોનું ધ્યાન ખેંચાતું ગયું છે. પણ આલેખ્ય વિષયનો ચોકસાઈવાળો, ઊંડો અને સર્વાંગી અભ્યાસ બધા નવલલેખકોનો હોય એમ જણાતું નથી. વાસ્તવલક્ષી નવલોમાં વસ્તુની રજૂઆતમાં જે ચીવટ, હેતુ ને આમૂલ પકડ ફ્રેન્ચ કે રશિયન નવલો બતાવે છે, પાત્રમાનસપરિવર્તન કે પ્રસંગઘટનાની યોજનામાં જે સ્વાભાવિકતા ને સચોટતા અંગ્રેજી કે અમેરિકન નવલોમાં જોવા મળે છે તે ગુજરાતીમાં જૂજ જ જોવા મળે છે. વિષયની બાબતમાં પણ હજી ઘણા બધા અક્ષુણ્ણ પ્રદેશો પડેલા છે. અસાધ્ય રોગોથી ખવાતા જતા રોગીઓનો જીવનપ્રદેશ, પૂરતું જીવનપોષણ નહિ મેળવી શકવાને લીધે અકાળે કરમાતા કે વિકૃત વૃત્તિઓવાળા બની બેસતાં બાળકોનો પ્રદેશ, નારીનાં સ્વમાન, તેજ ને પરસ્પર આંતરિક વિરોધી લાગણીઓથી ઘડાતા સ્વતંત્ર વ્યક્તિત્વનો પ્રદેશ, ગૂઢ રહસ્યવાદી ફિલસૂફીનાં પડ (Mystic) ઉકલતો અધ્યાત્મ જીવનનો પ્રદેશ, કવિઓ–કલાકારોનાં ઊંડાં મંથનો સંવેદનો અને જીવનવ્યાપારોને આલેખતો પ્રદેશ, જન્મથી મૂંગાં આંધળાં પાગલ ગુનેગાર અને અનીતિના ધંધા ચલાવનારાંની વાસ્તવિક મનોવ્યથાઓ, માનસપ્રવૃત્તિઓ અને જીવનસંઘર્ષનો પ્રદેશ, અને આવા તો અનેક વિષયો સર્જકની કલ્પનાપાંખે બેસીને અવતરણ પામવાના હજી બાકી છે. ભાતભાતના લોકના જીવનમાં રહેલું વૈવિધ્ય ને વિશિષ્ટત્વ અને તેને અથડાતાં હવાપાણી અને ખડકખેતરોનું અવલોકન–મનન સતત કરતા રહી તે ઉપર સર્જકશક્તિ અને કલ્પનાપાંખના બળ વડે મનોહર શિલ્પરચના આપણા લેખકોએ કરતા રહેવું જોઈએ. મૌલિક સર્જકતા જ્યાંસુધી એવું ઉત્તમ બળ પ્રાપ્ત ન કરે ત્યાંસુધી જગતની મહાન શિષ્ટ નવલકથાઓના અનુવાદો આપણી ભાષામાં થયાં કરે એ ઇચ્છવા જેવું છે.

# નવલિકા

નવલકથા કરતાં નવલિકાનું કળાસ્વરૂપ આપણે ત્યાં મોડું ઘડાયું હોવા છતાં ટૂંકા ગાળામાં તેની પ્રગતિ ઝડપથી થઈ છે. નવલિકાની લોકપ્રિયતાનાં વિધવિધ કારણો આગળ ધરવામાં આવે છે અને પ્રત્યેક નવો લેખક ટૂંકી વાર્તા ઉપર તો હાથ અજમાવવાનો તથા પ્રત્યેક દૈનિક કે સામયિકને વાર્તા વિના તો ચાલે નહિ જ એવી રસમ પડેલી છે. તેમ છતાં નવલિકાસંગ્રહોની સંખ્યા નવલકથાનાં પુસ્તકો કરતાં આ દાયકે વધવા પામી નથી તેનું શું કારણ હશે? શ્રી ધૂમકેતુ જેવા સિદ્ધહસ્ત નવલિકાકાર પણ નવલકથાના ક્ષેત્રમાં જ ઘૂમતા રહ્યા છે અને જૂની વાર્તાઓને એકત્રિત કરી તેના ચારેક સંગ્રહો છપાવવા સિવાય બીજી રીતે નવલિકાને તેમણે ઓછી રીઝવી છે. શું સામાન્ય જનસમૂહને માત્ર બે ઘડીના વિચાર-વિનોદ ખાતર જ નવલિકા પાસે જવું નહિ ગમતું હોય! તેને જીવનના મોટા પટ ઉપર વિહરતાં પાત્રોની સૃષ્ટિ વિશેષ પ્રિય હશે? અનેક ઘટનાઓ, પાત્રો, વર્ણનો, સંઘર્ષોની ફૂલગૂંથણીનું સાહિત્ય બાળવતા રસપ્રવાહમાં તેને ચિરકાલ સુધી તણાવું હશે! વિચાર કે લાગણીના લગીર ઝબકારાથી એનાં રસતરસ્યાં હૃદય પરિતૃપ્ત નહિ થતાં હોય? કે પછી નવલકથા કરતાં નવલિકા તેની સમજશક્તિ અને રસેન્દ્રિયની સૂક્ષ્મતાની વધુ અપેક્ષા રાખતી હશે તેથી? ગમે તેમ, નવલિકા કરતાં નવલકથા આ દાયકે વિશેષ લોકપ્રિય અંગ ઠર્યું છે. વારંવાર આગળ કરવામાં આવતાં લોકપ્રિયતાનાં કારણો આ પરિસ્થિતિમાં વાજબી ઠરતાં નથી. આમ કહેવાનો હેતુ નવલિકાની કલા નવલકથાની કરતાં સરલ છે કે ઊતરતી છે એવો નથી; પણ લોકોની રુચિ દાયકે દાયકે કેમ પલટાતી રહે છે તે તરફ માત્ર ધ્યાન દોરવાનો છે.

આ દાયકે લગભગ સો જેટલા વાર્તાસંગ્રહો પ્રગટ થયા છે, જે સંખ્યા ગયા દાયકા કરતાં આ દાયકે નવલિકાનો પ્રવાહ ધીમો વહે છે એમ સૂચવે છે. છેલ્લાં દસ વર્ષ દરમ્યાન પ્રતિવર્ષે, નવલિકાઓનો ફાલ, વાતાવરણ અનુકૂળ હોવા છતાં, પ્રમાણમાં ઊતરતો જતો જણાયો છે.

સિદ્ધહસ્ત નવલિકાનવેશોના કેટલાક સંગ્રહો મળ્યા છે; પણ લેખકોએ અગાઉ રળેલી કીર્તિમાં તે કશો વધારો કરતા નથી. ઊલટાનું 'આકાશદીપ,' 'અંતરાય' 'રસબિંદુ', 'દ્વિરેફની વાતો—ભાગ ૩', 'ઉન્નયન' અને 'સૂર્યા' જેવા વાર્તાસંગ્રહો તેમના લેખકોના અગાઉના સંગ્રહોની અપેક્ષાએ

સામાન્ય જણાય છે. જૂના અને પીઢ વાર્તાલેખકોએ કોઈ કોઈ સરસ વાર્તાઓ આપી નથી એવું નથી; પણ એકંદરે એ પેઢીએ આ દાયકાના નવલિકાસાહિત્યમાં કશું નવીન પ્રસ્થાન કર્યું દેખાતું નથી.

શ્રી. ધૂમકેતુકૃત 'આકાશદીપ', 'પરિશેષ', 'વનછાયા' અને 'મેઘબિંદુ'; દ્વિરેફકૃત 'દ્વિરેફની વાતો' ભા. ૩; રમણલાલકૃત 'રસબિંદુ' તથા 'કાંચન અને ગેરુ'; સુંદરમ્‌કૃત 'ઉન્નયન'; ઉમાશંકરકૃત 'અંતરાય,; મેઘાણીકૃત 'વિલોપન' 'માણસાઈના દીવા' અને 'રંગ છે બારોટ'; ગુલાબદાસ બ્રોકરના 'વસુંધરા', 'સૂર્યા' 'અને ઊભી વાટે'; ચુનીલાલ શાહનો 'રૂપાનો ઘંટ'; ગુ. આચાર્યનો 'તરંગ'; સોપાનનો 'ત્રણ પગલાં'; વિનોદરાય ભટ્ટકૃત 'મેઘધનુષ' અને 'એને પરણવું ન્હોતું'; રસિકલાલ છો. પરીખકૃત 'જીવનનાં વહેણો'; 'ચાધર'ના લેખકમંડળે પ્રગટ કરેલો તેનો બીજો ભાગ:—આ છે જૂના નવલિકાકારો પાસેથી આ દાયકે મળેલા નવા નવલિકાસંગ્રહો. આમાંથી 'પરિશેષ', 'માણસાઈના દીવા', 'વિલોપન', 'ઊભી વાટે', તથા 'કાંચન અને ગેરુ' જેવા વાર્તાસંગ્રહો આ દાયકાનાં નોંધપાત્ર પ્રકાશનો ગણાય.

આ દસ વર્ષમાં કેટલાક નવીન આશાસ્પદ વાર્તાલેખકો આ ક્ષેત્રને સાંપડ્યા તે પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, ચુનીલાલ મડિયા, જયંતી દલાલ, જ્યોત્સ્ના ખંડેરિયા, બાબુભાઈ વૈદ્ય, ઉમેદભાઈ મણિયાર, મુરલી ઠાકુર, ચંદુલાલ પટેલ, દર્શક, સ્વ. હરજીવન સોમૈયા, રમણલાલ સોની, હરિકૃષ્ણ વ્યાસ, જયભિખ્ખુ, સત્યમ્, ઈન્દ્ર વસાવડા, અશોક હર્ષ, ડૉ. જયંત ખત્રી, બકુલેશ, નિરુ દેસાઈ, પ્રશાન્ત, પૂર્ણાનંદ ભટ્ટ, દેવશંકર મહેતા, પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, મકનજી પરમાર, કાન્તિલાલ પરીખ, અરવિંદ શાસ્ત્રી, રણજિત શેઠ, વર્મા–પરમાર, વ્રજલાલ મેઘાણી, નાથાલાલ દવે, સ્વમસ્થ, સુરેન્દ્ર ત્રિપાઠી અને ઉમેશ કવિ. આ પાંત્રીસથી ય વધુ નવા લેખકો તરફથી એકંદરે લગભગ ૬૦ જેટલા વાર્તાસંગ્રહો મળ્યા છે. વાર્તાકલા, જીવનતત્ત્વની પકડ, શબ્દ–સામર્થ્ય, રસનિષ્પત્તિ અને પ્રયોગ-વૈવિધ્યની દૃષ્ટિએ ઉપરના નવીન લેખકોમાંથી પન્નાલાલ, પેટલીકર, મડિયા અને જયંતી દલાલ વિશેષ શક્તિવાળા જણાયા છે.

જ્યોત્સ્ના ખંડેરિયા, મણિયાર, મુરલી ઠાકુર, બાબુભાઇ, રણજિત શેઠ આદિ જાણ્યે અજાણ્યે ધૂમકેતુ—મેઘાણીની વાર્તાશૈલીને અનુસરે છે. પણ નવીન લેખકોનો મોટો ભાગ બહુધા દ્વિરેફ–ઉમાશંકર–સુંદરમની શૈલી

તરફ ખેંચાયો હોય એમ લાગે છે. આ દાયકાના સ્વતંત્ર શૈલીના જુવાન લેખકો પૈકી જૂનાઓમાંથી ઉમાશંકર, સુંદરમ્, યશોધર, માણેક, જિતુભાઈ મહેતા અને કિશનસિંહ તથા નવાઓમાંથી પન્નાલાલ, પેટલીકર, મડિયા અને દલાલ હવે પછીના દાયકામાં નવલિકાના સાહિત્યપ્રકારને સર કરી જાય તો નવાઈ નહિ. ધૂમકેતુ અને તેમનું અનુકરણ કરનારાઓ ઉપર ફ્રેન્ચ વાર્તાકાર મોપાસાંનો, તો દ્વિરેફ-ઉમાશંકર અને તેમને અનુસરનારાઓ ઉપર રશિયન વાર્તાકાર ચેખોવનો પ્રભાવ પડ્યો હતો. પણ હવે, જુવાન ઊગતા લેખકોમાં અમેરિકન વાર્તાકાર સારોયાન વિશેષ પ્રિય થતો જાય છે.

આ દાયકે મળેલા વાર્તાસંગ્રહોમાંની કેટલીક વાર્તાઓ આગલા દાયકામાં લખાયેલી છે. કેટલીક પૌરાણિક કથાઓ, બોધકથાઓ કે કિશોર-કથાઓ છે કેટલાક લેખકોએ કલાદૃષ્ટિથી નહિ–સમાજહિતૈષી, શૈક્ષણિક કે નીતિ ધર્મ અને સદાચાર ફેલાવવાના હેતુથી વાર્તાઓ લખી છે.

આ દાયકાની કલાત્મક નવલિકાઓ જીવનની વિચિત્રતાઓ અને વિષમતાઓને વધુ સ્પર્શતી રહી છે. 'સુંદરમ્'ની 'ખોલકી' અને 'માને ખોળે' અને નિરુ દેસાઈની 'ભલો માણસ' જેવી કૃતિઓ નગ્ન વાસ્તવ-વાદની લાક્ષણિક વાર્તાઓનું પૂરું પ્રતિનિધિત્વ ધરાવે છે. નક્કર વાસ્તવ-દર્શન આજની ઘણીખરી વાર્તાઓના પ્રાણરૂપ બની ચૂક્યું છે. તેને પરિણામે જીવન પ્રત્યેની વૈજ્ઞાનિક દૃષ્ટિ, જીવનના સર્વ વ્યાપારોને માનસશાસ્ત્રીય દૃષ્ટિએ જોવાનું વલણ, મધ્યમ અને નીચલા વર્ગો તેમજ ગ્રામસમાજનું ઝીણવટવાળું નિરૂપણ, જીવનના પ્રાકૃત અને જિન્સી ભાવોનું પૃથક્કરણ, ધીંગા વિગતપ્રચુર વાતાવરણનું આલેખન અને જિવાતા જીવનને વિષય બનાવવાનું વલણ આ દાયકાની મોટા ભાગની નવલિકાઓમાં જોવા મળે છે. સાથે સાથે સંવિધાન અને નિરૂપણની પ્રયોગશીલતા, અંતસ્તત્ત્વ કરતાં રચનાકલા ઉપર અપાતું વધુ લક્ષ અને રસના આસ્વાદ કરતાં વિચાર કે લાગણીનાં ઝબૂકિયાં કરાવવા તરફ રહેતો વધુ ઝોક આધુનિક નવલિકાને વિશેષ ટૂંકી, સ્વરૂપસુઘટિત અને બુદ્ધિજન્ય ચમત્કારની રેખા જેવી બનાવે છે. આમ, બુદ્ધિજીવી અને પ્રયોગપૂજક યુગવાતાવરણ, વિષમતા અને યાતના તથા સ્વાર્થ દંભ અને વિલાસથી ભર્યું, આધુનિક જીવન અને ચેખોવ, સારોયાન આદિ પરદેશી વાર્તાકારોનો કલાકસબ એ આ નવલિકાકારોનાં પ્રેરણા-સ્થાનો છે.

આ વાર્તાઓમાં વીરકથાઓ, આધ્યાત્મિક પ્રેમની મંગલ ગાથાઓ, જૂના યુગનું દર્શન કરાવતી ઐતિહાસિક વાર્તાઓ, કાવ્યકલ્પનાના ફુવારા

ઉડાડતી રંગદર્શી ભાવનામય વાતાવરણપ્રધાન કથાઓ અને માનવહૃદયની ઉદાત્ત-મનોહર લાગણીનું ઉત્કટતાથી આલેખન કરતી રોમાંચક કહાણીઓ નથી મળતી એમ નહિ, પણ તે કૃતિઓ જેટલું વાસ્તવચિત્રણ કરાવવા તરફ લક્ષ રાખે છે, તેટલું ભાવનાનું ઉદ્‌બોધન કરવા તરફ રાખતી નથી. એકંદરે તેમાં કાવ્યનું માધુર્ય કે કલ્પનાનાં ઉડ્ડયન નથી. તેમાં છે વિવિધ માનસ, વૃત્તિ, કક્ષા, સંસ્કાર અને રુચિનું છબીરાગી આલેખન. એમાં ક્યાંક મર્મવેધી કટાક્ષ છે, ક્યાંક સહાનુભૂતિભર્યો દૃષ્ટિકોણ છે; ક્યાંક ઉગ્રતા અને તીખાશ છે; ક્યાંક રસિકતા અને નવી રીતિની ચાપલ્લાશ છે. પણ એ બધામાં ય વ્યક્ત થતો સૂર જીવનના વિષાદ અને નિરાશાનો છે. હોકાયંત્ર વિનાનું જીવનનાવ જાણે કે સંસારસાગરમાં વિચારમોજાંથી અથડાતું કુટાતું કોઈ અનિશ્ચિત દિશા તરફ ધકેલાઈ રહ્યું હોય એવો આ દાયકાની વાર્તાઓમાંથી જીવનનો સૂર સંભળાય છે.

જે રહસ્યને વાર્તા દ્વારા લેખક અભિવ્યક્તિ આપવા ઇચ્છે છે તેની યોગ્યાયોગ્યતા કે બલાબલ તપાસવાનો ઉચિત અને સ્થિર દૃષ્ટિકોણ આપણા ઘણા વાર્તાકારોમાં જણાતો નથી. કેટલીક વાર્તાઓમાં તો તેમના લેખકોનો દૃષ્ટિકોણ તંદુરસ્ત પણ લાગતો નથી. ટૂંકમાં કહીએ તો નવી નવલિકા જેટલી ચિત્તને ચમકાવતી જાય છે તેટલી ચિત્તને ખેંચી જતી નથી; જેટલી ભાવકને બુદ્ધિપ્રધાન પૃથક્કરણ કરવા પ્રેરે છે તેટલી તેની સંવેદનાને જાગ્રત કરતી નથી. છતાં સંવિધાનનું કૌશલ, નિરૂપણની સ્વસ્થતા, વિષય ને રીતિનું વૈવિધ્ય અને વર્ણન ને કથનની ચોટ સાધવામાં ગયા દાયકા કરતાં તેણે સારી પ્રગતિ બતાવી છે. ઈશ્વર પેટલીકરની 'દુઃખનાં પોટલાં' અને 'લોહીની સગાઈ', ચુનીલાલ મડિયાની 'કમાઉ દીકરો' અને દ્વિરેફની 'કેશવરામ' આ દાયકાની સર્વશ્રેષ્ઠ નવલિકાઓ છે.

ઉપસંહાર : વીતેલા દાયકાના ગુજરાતના સમગ્ર સર્જનાત્મક સાહિત્ય તરફ છેલ્લી દૃષ્ટિ ફેંકીએ તો તેમાં 'આપણી સર્જકશક્તિએ અનુભવેલી ઓટ'નાં દર્શન થાય છે. ગયા દાયકાના આપણા સમર્થ સર્જકો રમણલાલ, રામનારાયણ, ધૂમકેતુ, સુંદરમ્, ઉમાશંકર, ધનસુખલાલ, ગુણવંતરાય, ચંદ્રવદન, મનસુખલાલ આદિ ઉત્તરોત્તર ચઢિયાતી કૃતિઓ આપવાને બદલે એમની આગલી કૃતિઓથી ઊતરતી કક્ષાની—કોઈ વાર તો એમનો સાહિત્ય-વ્યવસાય ચાલુ છે એટલું જ બતાવતી કૃતિઓ પ્રગટ કરે છે તે શું બતાવે છે?

બીજા વિશ્વયુદ્ધને પરિણામે કે આધુનિક જીવનભીંસને કારણે આમ બન્યું હોય એમ ઘડીભર લાગે, પણ તે કારણ સંગીન નથી. કેમકે સાચા સર્જકનો પ્રાણ તો હમેશાં સંવેદનશીલ હોય છે. સર્જક મનુષ્ય છે; મનુષ્યસહજ સર્વ મર્યાદાઓથી એ બંધાયેલો છે એ સાચું. પણ ઉપાધિઓ, યાતનાઓ કે ભયથી ગભરાઈને એ સામાન્યોની જેમ પ્રલોભનો, સ્વાર્થો અને અસત્યને વશ થઈ જાય એવું એને વિશે કેમ માની શકાય? એની સંવેદના ઊલટી આવા ગજગ્રાહથી વધુ તીવ્ર બને; બુઠ્ઠી ન બની જાય. કારણ કે સાચો સર્જક સર્વસાધારણ શુદ્ધ માનવનો ભક્ત છે અને તેવો માનવ જ તેનું રસકેન્દ્ર છે. એનું હૃદય કરુણાથી માતબર છે. એનું ચિત્ત સંસારસાગરનાં અનેક મોજાંથી ભિંજાય તો પણ કમલપત્રના જેવું ઊર્ધ્વસ્થ અને પ્રફુલ્લ જ સદા રહે. ફ્રાન્સ, ઈટલી અને રશિયાએ બીજા વિશ્વયુદ્ધની પારાવાર ભયંકર અસર અનુભવી છતાં યુદ્ધ દરમિયાન એ દેશોની સર્જનપ્રવૃત્તિ વધુ ચેતનવંતી શાથી બની? સર્જનશક્તિમાં આવેલી ઓટનું કારણ આ દાયકાની બાહ્ય વિષમ પરિસ્થિતિઓમાં નહિ, પણ સર્જકમાં પોતામાં જ શોધવું ઘટે.

જીવન જીવવા, જીવનને મૂલવવા, જીવનનું ખરું ને તાત્ત્વિક રહસ્ય પ્રીછવવા કેવળ તેનું અવલોકન કે પૃથક્કરણ કરવું બસ થશે નહિ. જેમ કેવળ લાગણીથી નહિ તેમ કેવળ બુદ્ધિથી પણ જીવનનું સત્ય દર્શન થશે નહિ એ દર્શન આવે છે સર્જકના ઘટ સાથે ઘડાઈ ગયેલી તેની ઉન્મેષશાલિની જીવનશ્રદ્ધાના તેણે કલામાં અનુભવેલ આત્મસાક્ષાત્કારમાંથી.

પ્રાચીન સર્જકોમાં જીવનના વ્યવહાર પરત્વે, જીવનના હેતુ અને સ્વરૂપ પરત્વે જેવી દૃઢ શ્રદ્ધા હતી; પંડિત–યુગના સર્જકોમાં લગ્ન, નીતિ, સમાજજીવન અને મનુષ્યની ઊર્ધ્વગામી પ્રવૃત્તિઓ વિશે જે અપાર અનુરાગ હતો; ગાંધીજીએ આત્મમંથન અને રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા જે વિશિષ્ટ દર્શન તત્કાલીન સર્જકોમાં ઉગાડ્યું હતું એમાંનું કશુંક કે એવું કશુંક આ દાયકાના સર્જકોની શ્રદ્ધા–લગનીનું અધિકારી ભાગ્યે જ બની શક્યું છે. એથી આ દાયકાના ઘણાખરા સર્જકો કાં તો ફૅશન પ્રમાણે આગલા દાયકાની જીવનદૃષ્ટિનાં ઉચ્ચારણો માત્ર કર્યાં કરે છે, અથવા તો પશ્ચિમનાં વિચારવલણનો તૈયાર 'ગાઉન' જ પહેરી લે છે. એકંદરે આ દાયકાના સર્જનાત્મક સાહિત્યમાંથી ચિરંજીવ જીવનદર્શનનો સ્થિર પ્રકાશ ભાગ્યે જ જોવા મળે છે. સાહિત્યકાર જીવનથી મુક્ત બની સાહિત્યસોગઠાં ખેલી નહિ શકે. લોકપ્રિયતા કે રંજનના કૂવામાં ડૂબકિયાં ખાતાં ખાતાં વિશાળ ને જટિલ

જીવનનું તલગામી દર્શન તે કરી શકશે નહિ. અને કોઈ પણ કલાસર્જનમાં જીવન-દર્શનની ત્રૂટી ચલાવી ન લેવાય. બંધાઈ ગયેલા ચીલાઓની બહાર સર્ગશક્તિએ સ્વતંત્ર વિહાર કર્યે જ છૂટકો. સર્જક-પ્રતિભાને જીવનક્રમ અને તેના સૌન્દર્યપ્રેરક અંશો સિવાય બીજા કશાનું બંધન નથી.

## ચરિત્ર

હવે વળીએ કલા અને શાસ્ત્ર બંનેનાં તત્ત્વોના સુમેળવાળા સાહિત્ય-પ્રકાર ચરિત્ર તરફ.

વીતેલા દાયકાનો ચરિત્ર-વિભાગ સૌથી વધુ માતબર છે. એમાં નાની મોટી મળીને લગભગ ૧૫૦ કૃતિઓ પ્રગટ થઈ છે. એમાં સરદાર વલ્લભભાઈનું વિસ્તૃત જીવનચરિત્ર છે તો 'શુક્રતારક' જેવું રસાળ જીવનચિત્ર પણ છે; 'અડધે રસ્તે' જેવી સર્જનાત્મક આત્મકથા છે તો 'મહાદેવભાઈની ડાયરી' જેવી અપૂર્વ રોજનીશી પણ છે; 'આચાર્ય આનંદશંકરભાઈ' જેવી પૂજ્યભાવથી નીતરતી સંસ્મરણ-પુસ્તિકા છે તો 'લિ. સ્નેહાધીન મેઘાણી' જેવું મુલાયમ પત્રસાહિત્ય પણ છે; સાંદિપનીનાં (? સાંદીપનિનાં) રેખાચિત્રો અને 'ગ્રામચિત્રો' જેવાં વિવિધ વર્ગનાં પ્રતિનિધિઓનાં રેખાચિત્રો છે તો 'આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય' જેવી ટૂંકી અને બોધક જીવનકથા છે.

એના ચરિત્રનાયકોની સૃષ્ટિ વિવિધ કાળ, દેશ અને ક્ષેત્રમાં વ્યાપ્ત છે. સ્વતેજે ઘૂમી વળી પોતાના વ્યક્તિત્વને ચિરસ્મરણીય બનાવી જનાર શંકરાચાર્યથી માંડીને ભીમજી હાડવૈદ સુધીના વિખ્યાત-અવિખ્યાત જીવનની અનેકદેશીય સામગ્રી આ દાયકાના ચરિત્રસાહિત્યમાં સાંપડે છે.

કબીર, મીરાં અને શ્રીમન્નૃસિંહાચાર્યજી જેવા સંતો-ભક્તો, શંકરાચાર્ય, મહાવીર જેવા ધર્મસંસ્થાપકો, લૂઈ-પાશ્વર અને મેડમ ક્યૂરી જેવા વૈજ્ઞાનિકો, રવિશંકર મહારાજ અને મોતીભાઈ અમીન જેવા મૂક પ્રજા-સેવકો, કસ્તુરબા જેવી આત્મસંપત્તિ-વાળી આદર્શ નારીઓ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, ફ્રાન્સની રણચંડી જોન ઓવ્ આર્ક અને વીર સુભાષ જેવાં ક્રાન્તિ-સેનાપતિઓ, સરદાર વલ્લભભાઈ જેવા લોખંડી રાજ-પુરુષ, પં. ભગવાનલાલ ઈન્દ્રજી જેવા પુરાતત્ત્વવિદ, કલાપી અને સાગર જેવા મસ્ત કવિઓ, નવલરામ જેવા ધીર વિવેચકઃ આમ યાદી કરીએ તો પાર ન આવે એટલી બધી વ્યક્તિઓનાં જીવનચરિત્ર લખાયેલાં છે. આ સૌમાં

ગાંધીજી વિશે તો પાંત્રીસથીય વધુ ચરિત્ર-પુસ્તકો મળે છે. આ દાયકાનું કોઈ વર્ષ એવું કોરું નહિ ગયું હોય, જેમાં ગાંધીજીના ચરિત્ર વિશેનું કોઈ ને કોઈ પુસ્તક પ્રગટ થયું નહિ હોય સર્વતોમુખી વ્યક્તિત્વ ધરાવનાર આવા મહાન પુરુષના જીવનનું પ્રતિબિંબ અનેક ગ્રંથોમાં ઝિલાતું રહે એમાં કશું આશ્ચર્ય પણ નથી

પરંતુ ચરિત્રગ્રંથોનું પ્રમાણ અને ચરિત્રનાયકોની સૃષ્ટિનું વૈવિધ્ય જેટલું સંતોષપ્રદ છે તેટલું ચરિતાલેખન નથી અણીશુદ્ધ, સર્વાંગસંપૂર્ણ જીવનચરિત્રો કરતાં નાયક વિશેની ચરિત્રસામગ્રીનો સંગ્રહ કરનારાં કે તારવણી દ્વારા તૈયાર કરેલાં પુસ્તકો અહીં વિશેષે જોવા મળે છે સર્જનાત્મક શૈલીમાં ચરિત્રનાયકના આંતર અને બાહ્ય, અંગત અને જાહેર જીવનનાં તમામ પાસાંને આલેખીને તેના સમગ્ર જીવનનું તેમજ તેની સમકાલીન જમાના ઉપર પડેલી અને ભાવિ યુગ ઉપર પડનારી અસરો બતાવતું એક પણ ચરિત્રપુસ્તક આ દાયકે મળ્યું નથી પૂજ્યભાવ, ગુણપૂજક બુદ્ધિ અને વ્યક્તિની જાહેર જીવનની સિદ્ધિઓથી પ્રેરાઈને તથા વાચકમાં નાયકના ગુણોની પ્રતિષ્ઠા સ્થાપવાના આશયથી જ હજી ઘણાખરાં ચરિત્રો લખાતાં માલૂમ પડે છે માનવીસામાન્ય વિશેનું શાસ્ત્રીય અને શુદ્ધ જ્ઞાન એમાંથી મેળવવા ઇચ્છતો વાચક ઘણુંખરું નિરાશ થતો હોય છે.

આમ છતાં હકીકતોની ઇતિહાસશુદ્ધ સામગ્રીનો વ્યવસ્થિત સંગ્રહ કરતાં અને ચરિત્રનાયકના વ્યક્તિત્વનાં મહત્ત્વનાં પાસાં સ્પષ્ટ કરતાં થોડાંક દળદાર ચરિત્રપુસ્તકો આ દાયકે મળ્યાં છે એમાંથી આત્મકથા ક્રમે ગાંધીજીની વિકાસકથા આલેખતું પ્રભુદાસ ગાંધીકૃત 'જીવનનું પરોઢ' તેમાંની હકીકતોની પ્રમાણભૂતતા, મનોવિશ્લેષણની સૂચકતા, નિરૂપણકલાની રમ્યતા અને નાયકના આંતર સ્વરૂપનું વિકાસદર્શન કરાવતી તેના કર્તાની કાવ્યમય તેમજ સંયમપૂત દૃષ્ટિને કારણે આ દાયકાનાં ઉત્કૃષ્ટ ચરિત્રપુસ્તકોમાંનું એક છે એવો જ બીજો સમર્થ પ્રયત્ન 'સરદાર વલ્લભભાઈ-ભાગ પહેલો'માં શ્રી નરહરિ પરીખે કર્યો છે ૧૯૧૭ની ગોધરાની પહેલી ગુજ. રાજકીય પરિષદથી માંડીને ૧૯૨૯ની લાહોર કૉંગ્રેસ સુધી તેમણે ભજવેલા મહત્ત્વપૂર્ણ રાજકીય ભાગને નિમિત્ત બનાવીને ગુજરાતના રાજકીય ઘડતરનો કડીબદ્ધ ઇતિહાસ વિસ્તારથી આ પુસ્તકમાં આલેખાયો છે મહાદેવભાઈની 'વીર વલ્લભભાઈ' અને 'એક ધર્મયુદ્ધ' એ પુસ્તિકાઓમાંથી, 'બારડોલી સત્યાગ્રહનો

ઇતિહાસ' એ પુસ્તકમાંથી, 'નવજીવન'માંના કેટલાક લેખોમાંથી, મણિબહેને એકઠી કરી રાખેલી સામગ્રી અને અન્ય નિકટના સંગીઓ તરફથી લેખકે ચીવટ, ખંત અને નિષ્ઠાથી વલ્લભભાઈની ચરિતસામગ્રી ભેગી કરીને તેનો ઉચિત ઉપયોગ કર્યો છે. તેમના નિરૂપણમાં વ્યવસ્થા, સરલતા, ચોકસાઈ અને સાદાઈ છે. સરદારના જટિલ વ્યક્તિત્વનાં અનેક પાસાં યોગ્ય પ્રસંગો દ્વારા ઊકેલીને, તેમના વિશે તરેહતરેહના ગપગોળા વહેતા મૂકનાર સૌને શ્રી નરહરિભાઈએ આ ચરિત્ર દ્વારા ચૂપ કર્યા છે. એમના કુટુંબજીવન ઉપરાંત સામાજિક અને મુખ્યતઃ રાષ્ટ્રીય જીવનનું તથા તેમનાં સ્વભાવ, વિચાર, વલણ અને શ્રદ્ધાનું વિગતવાર દર્શન આ પુસ્તકમાં થાય છે. જો કે પુસ્તકમાં સરદારના જાહેર જીવનનું અને શક્તિઓનું જેટલું ઝીણવટભર્યું વર્ણન છે તેટલું તેમના અંગત જીવનનું અને સ્વભાવનું નિરૂપણ થયું નથી. સરદારના સમયનું સામાજિક વાતાવરણ પણ એટલી સચોટતાથી ચિત્રિત થયું નથી. તેને બદલે રાજકીય વાતાવરણ અતિ લંબાણથી આલેખાયું છે. સાહિત્યિક રજૂઆત અને મહાદેવભાઈના જેવી શૈલી કે પ્રમાણદૃષ્ટિ આ ચરિત્રને સાંપડી નથી. વિગતો અને રાજકીય વૃત્તાંતોની કેટલીક પુનરાવૃત્તિઓ તથા કેટલાક અનાવશ્યક વિષયાંતરો પણ તેમાંથી ટાળી શકાયાં હોત. તો પણ સરદારના મહાન વ્યક્તિત્વને સમજવા અને તેમની શક્તિઓ અને સિદ્ધિઓને પિછાનવા માટે આ એક જ વિસ્તૃત અને પ્રમાણભૂત પુસ્તક હાલ તો ઉપલબ્ધ છે.

આ ઉપરાંત 'મહારાજ થયા પહેલાં', 'રવિશંકર મહારાજ', 'અમારાં બા', 'બાપુની પ્રસાદી', 'મહાદેવભાઈનું પૂર્વચરિત' 'મોતીભાઈ અમીન : જીવન અને કાર્ય', 'મહાવીરકથા', 'વડોદરા-નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, ભાગ ૧-૨', 'કલાપી', 'પં. ભગવાનલાલ ઇન્દ્રજી', 'બાપુની ઝાંખી', 'સાગર-જીવન ને કવન', 'દી. બ. અંબાલાલભાઈ', 'કલ્યાણરાય બક્ષીનું જીવનવૃત્તાંત', 'સરદાર પૃથ્વીસિંહનું જીવનચરિત', 'ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ', 'તર્પણ' (શ્રી. વિઠ્ઠલરાય મ. મહેતાનાં સ્મરણચિત્રો), 'શ્રી. શારદાદેવી', 'ચલો દિલ્હી', 'દેશભક્ત ભુલાભાઈ', 'ગાંધીજીના સાન્નિધ્યમાં' 'મહારાજની સાથે', 'શ્રીમન્નૃસિંહાચાર્યજી', 'કવિવર રવીન્દ્રનાથ ઠાકુર', 'કાઠિયાવાડના ઘડવૈયા', આદિ છોટાંમોટાં નોંધપાત્ર જીવનવૃત્તાંતોમાં તેમના લેખકોનાં અભ્યાસ, વિભૂતિપૂજા, અનુભવસંસ્મરણોની ઉષ્મા અને આકર્ષક શૈલી વરતાય છે.

સર્જનાત્મક અંશો દાખવતી, આન્દ્ર મોર્વાંને અનુસરીને લખાણમાં કલ્પના અને ચિત્રશૈલીનો રસ લાવતી સ્વ. નવલરામ પંડયાની જીવનકથા 'શુક્રતારક' રા. વિજયરાયે આ દાયકે આપી છે. પરંતુ એ કૃતિ ટૂંકું જીવનચિત્ર છે. ચરિત્રની પ્રમાણભૂતતા જોખમાય એટલા પ્રમાણમાં એમાં કલ્પનાનો રંગ છે. વળી ચરિત્રનાયકની સળંગ શૃંખલિત સર્વગ્રાહી આકૃતિ પણ એમાંથી ઊપસતી નથી એ એની મોટી મર્યાદા છે.

આદરપાત્ર વ્યક્તિ વિશેનાં સ્વાનુભવજન્ય સંસ્મરણો આલેખતાં, તેમનાં જીવન અને પ્રવૃત્તિનો દ્યોતક, સમભાવી તથા રસદાયી પરિચય કરાવતાં કે તેમના વિસ્તૃત જીવનચરિત્ર માટેની બહુવિધ સામગ્રી મેળવી આપતાં મધ્યમ બરનાં ચરિત્રો આ દાયકે ઠીક ઠીક સંખ્યામાં મળ્યાં છે. 'અમારાં બા', 'બાપુની પ્રસાદી', 'રવિશંકર મહારાજ', 'મહાદેવભાઈનું પૂર્વચરિત' જેવી કૃતિઓ તો દાયકાઓ સુધી ગુજરાતનાં કિશોર-કિશોરીઓને પ્રેરણા આપશે. 'કલાપી' અને 'બાપુની ઝાંખી' ચરિત્ર-સ્વાધ્યાયના વર્ગમાં આવે.

ગુજરાતનો વાચકવર્ગ ચરિત્રપુસ્તકોનો નવલકથાના જેટલો શોખ ધરાવતો નથી. જીવનચરિત નવલકથાના જેટલું જ લોકપ્રિય અંગ થઈ શકે. વળી ચરિત્રો કેવળ ખ્યાતિ પામેલા મહાન પુરુષોનાં જ લખાય એવો ખ્યાલ પણ પ્રવર્તતો લાગે છે. પરંતુ વિખ્યાત મહાન પુરુષોની ગણતરી કરીએ તો પણ હજી ક્યાં બધી વિભૂતિઓનાં ચરિત્ર લખાયાં છે? દયારામ, કાન્ત, નરસિંહરાવ, રમણભાઈ, આનંદશંકર, ન્હાનાલાલ, મુનશી, બ. ક. ઠાકોર આદિ સાહિત્યકારો; સર પ્રભાશંકર પટ્ટણી, સર મનુભાઈ, વિઠ્ઠલભાઈ પટેલ, સર ફિરોજશાહ મહેતા આદિ રાજપુરુષો; ઠક્કર બાપા, મુનિશ્રી. સંતબાલજી આદિ મૂક પ્રજાસેવકો; સર જમશેદજી ટાટા, રણછોડલાલ છોટાલાલ આદિ ઉદ્યોગપતિઓ અને પ્રો. ગજ્જર આદિ વૈજ્ઞાનિકોનાં વિસ્તૃત, પ્રમાણભૂત ચરિત્રો હવેના દાયકે લખાશે ખરાં?

### આત્મકથા

આત્મકથા ચરિત્રનો જ એક પ્રકાર છે. એ પ્રકાર પરત્વે આ દાયકો જાણે આગલા બધા દાયકાનું સાટું વાળી નાખવાને પ્રવૃત્ત થયો હોય એમ આત્મચરિત્રોની સંખ્યા અને સમૃદ્ધિ જોતાં જણાય છે.

ભાવનાશાળી જુવાન તનસુખ ભટ્ટથી માંડીને ઉચ્ચ કોટિના સર્જક અને રાજપુરુષ રા. મુનશી સુધીના લેખકોએ આ દાયકે આપવીતીઓ

પ્રસિદ્ધ કરી છે. 'અડધે રસ્તે' અને 'સીધાં ચઢાણ ભા. ૧–૨' (મુનશી), 'આથમતે અજવાળે' (ધનસુખલાલ મહેતા), 'જીવનનાં ઝરણાં' (રાવજીભાઈ પટેલ). 'જીવનપંથ' (ધૂમકેતુ), 'ગઈ કાલ' (રમણલાલ), 'પંચોતેરમે' (બળવંતરાય ક. ઠાકોર), 'મેં પાંખો ફફડાવી' (તનસુખ ભટ્ટ), એમ મળીને આઠેક આત્મકથાઓ આ દાયકે પ્રકાશન પામી છે. એ ઉપરાંત દુર્ગાશંકર શાસ્ત્રી અને દી બ. કૃષ્ણલાલ ઝવેરીએ પોતાના અક્ષર-જીવનનાં સંસ્મરણો છૂટક લેખો રૂપે સામયિકોમાં પ્રગટ કર્યાં છે. ચંદ્રવદન મહેતાની આપવીતી પણ 'કુમાર'માં હપ્તે હપ્તે છપાય છે.

આમાંથી 'જીવનનાં ઝરણાં' સિવાયની બધી જ આત્મકથાઓ સાહિત્યકારોની છે એ બિના ખાસ ધ્યાન ખેંચે છે. આપણી ભાષામાં ગાંધીજી અને નારાયણ હેમચંદ્રને બાદ કરીએ તો આપવીતીઓ માત્ર સાહિત્યકારોએ જ કેમ લખી હશે ! સાહસિક વેપારીઓ, ધારાશાસ્ત્રીઓ, ડૉક્ટરો, અખબારના તંત્રીઓ, ઉચ્ચ કોટિના અમલદારો, શિક્ષિકાઓ કે મિડવાઈફોનાં વીતકો કે અનુભવો તેમને જ હાથે લખાઈને મળે તો આપણું આત્મકથાસાહિત્ય અને માનવીસામાન્ય વિશેનું જ્ઞાન કેવું વિપુલ, શુદ્ધ અને વૈવિધ્યયુક્ત બને ! શૈલી અને દૃષ્ટિ પરત્વે 'જીવનનાં ઝરણાં' ગાંધીજીની 'સત્યના પ્રયોગો'ને અનુસરે છે, તો અન્ય આત્મકથાઓ મુનશીની 'અડધે રસ્તે'ની જેમ કથારસને વિશેષ મહત્ત્વ આપે છે; જ્યારે 'મેં પાંખો ફફડાવી' 'સ્મરણયાત્રા'ની ઢબે આલેખાઈ છે.

ગુજરાતી આત્મકથાના સ્વરૂપવિકાસમાં મુનશીની આત્મકથાનો ફાળો સૌથી વિશેષ મૂલ્યવાન ગણાશે. આત્મકથાને શુદ્ધ સર્જનનો એક પ્રકાર નિર્મી બતાવવાનો મુનશીનો એ પ્રગલ્ભ પણ સફળ પ્રયત્ન છે. તેમની આત્મકથા 'અડધે રસ્તે' નવલકથાના જેવી સાદ્યંત રસપૂર્ણ છે. તેમની રસૈકલક્ષી કલમે સર્જનાત્મક કલ્પનાનું સિંચન તેમની આ વિસ્તૃત આત્મકથામાં પણ કરેલું છે. પોતે અનુભવેલી ઊર્મિઓ અને ભાવનાઓને સીધે સીધી વાચકના અંતરમાં સંક્રમિત કરીને આત્મકથાનો લેખક સર્જકની ધન્યતા અનુભવી શકે એ વાતની પ્રતીતિ સૌથી મોટા પ્રમાણમાં મુનશીની આત્મકથા કરાવે છે. પરંતુ સત્ય કરતાં પ્રતિષ્ઠા અને અહમને લેખક વધુ મહત્ત્વ આપતા હોવાથી તેમના જીવનની વિકૃત બાજૂનું વર્ણન કે નિખાલસ આત્મચિંતન જોઈએ તેટલી તટસ્થતાથી આવશ્યક પ્રમાણમાં એમાં થઈ શક્યું નથી. આ દૃષ્ટિએ નર્મદ, મણિલાલ અને ગાંધીજીની

આત્મકથાઓની સરખામણીમાં મુનશીની આત્મકથા ઊતરતી જણાય છે તેમ છતાં તેની સરસતા અને કલામયતાને કારણે તેમજ તેની ચિત્રાત્મક રસમધુર ગદ્યશૈલીને કારણે ગુજરાતી આત્મચરિત્રના ઇતિહાસમાં 'અડધે રસ્તે' એક અવિસ્મરણીય સીમાસ્તંભ તરીકે ચિરંજીવ રહેશ એમાં શંકાને સ્થાન નથી.

આથમતે અજવાળે', 'જીવનપંથ', 'ગઈ કાલ' આદિ આત્મવૃત્તાંતો તેમના નાયકોનો અંગત તેમજ તેમના કુટુંબીઓ, બાલમિત્રો, સહાધ્યાયીઓ, શિક્ષકો શુભેચ્છકો ઇત્યાદિનો રસળતી શૈલીમાં પરિચય આપવા સાથે પોતાનાં બાનપણ અને કિશોર-તરુણ-અવસ્થાનાં ખટમધુરાં સ્પંદનોને તાજાં કરી આજથી અર્ધી સદી પર વીતી ગયેલા જમાનાનાં ચિત્રોને ખડાં કરી દે છે પણ આમ બનવાથી પાર્શ્વવર્તી ભૂમિકાને કેન્દ્રસ્થ નાયકનું મહત્ત્વ મળતા લેખકની જીવનકથા ગૌણ બની બેસે છે, આપવીતી માત્ર સંસ્મરણોનાં વિશૃંખલ ચિત્રોનું રૂપ ધારણ કરે છે રા દુર્ગાશંકર શાસ્ત્રી, પ્રો બ ક ઠાકોર અને દી બ ઝવેરીનાં સંસ્મરણોમાં આમ બને છે એ તો એમની વિશિષ્ટ દૃષ્ટિ ને હેતુને લઈને પોતા કરતાં પોતાના જમાનાનો સ્મરણમાં સંઘરેના અહેવાન આલેખી પોતાના સમયના ઇતિહાસની અભ્યાસસામગ્રી પૂરી પાડવી તથા પોતાના સમકાલીન મિત્રો, પંડિતો આગેવાનો અને લોકસંસ્થાઓ વિશે નવીન માહિતી આપી તેમને પ્રકાશમાં આણવાં, એવું પ્રયોજન તેમના સ્મરણ-લેખ પાછળ રહેલું છે પણ અન્ય આપવીતીઓમાં તો પોતાના જમાનાના સંદર્ભમાં સ્વવ્યક્તિત્વનું જ નિરૂપણ એ મુખ્ય લક્ષ્ય હોવાથી આ મર્યાદા ખૂંચે છે

વળી તેથી ય મોટી મર્યાદા આત્મચરિત્રકારોમાં અંતર્મુખતાના અભાવની છે આત્મકથા એટલે ઊંડી આત્મનિરીક્ષામાં તવાઈને આકાર પામતું વ્યક્તિનું સ્વલિખિત સત્યપૂર્ણ આંતરચિત્ર અંતર્મુખ બન્યા વિના આત્મકથાનો લેખક પોતાનું વ્યક્તિત્વ યથાર્થ નિરૂપી શકે નહિ આ દાયકાના આત્મકથાકારો ઊંડા સહૃદય આત્મમંથન કે પરીક્ષણમાં ઊતરવાને બદલે ગંભીર, અગંભીર કે અર્ધગંભીર દૃષ્ટિએ પોતાના જીવનપ્રસંગો તથા સમકાલીન સમાજ ને સમયના રંગો આલેખવાનું પસંદ કરતા જણાય છે આથી આત્મચરિત્રમાં કથારસ આવે છે, પણ તેમાં આંતર સંઘર્ષ ગોચર થતો નથી કથાનાયક વિશેની કેટલીક રસિક વિગતો તેના વ્યક્તિત્વનું ઘડતર વગેરે કુતૂહલપોષક બાબતો વિશે જાણવા મળે છે, પણ આંતર સંવિતને સમૃદ્ધ કરે તેવું માનવજીવનનું અકળ નિર્મળ રહસ્ય તેમાંથી લાધતું નથી.

## રોજનીશી

રોજનીશી આત્મચરિત્રનો જ ઉપપ્રકાર છે. આપણી ભાષામાં રોજનીશીના સાહિત્યપ્રકારનો પ્રદેશ 'મહાદેવભાઈની ડાયરી–ભા. ૧' પ્રગટ થઇ ત્યાંસુધી કલામયતાથી ખેડાયેલો ન હતો. અલબત્ત, નોંધપોથી લખવાના પ્રયત્નો આપણે ત્યાં દુર્ગારામ મહેતાજીથી ભોળાનાથ, ભાઇશંકર ભટ્ટ અને નરસિંહરાવ સુધી થતા આવ્યા છે, પણ સાહિત્યપ્રકાર તરીકે ખીલવે અને તેને ગૌરવભર્યું સ્થાન અપાવે તેવી એક પણ રોજનીશી ઈ. ૧૯૪૭ સુધી પ્રગટ થઈ જાણી નથી એટલે 'મહાદેવભાઈની ડાયરી'ના ચાર પુસ્તકોનું પ્રકાશન ગુજરાતી સાહિત્યના ઇતિહાસનો એક અપૂર્વ બનાવ ગણાય.

ગાંધીજીના સમગ્ર વ્યક્તિત્વનો બહુરંગી ખ્યાલ અન્ય કોઈ ગ્રંથ કરતાં આ રોજનીશીમાં વિશેષ મળે છે. આ ડાયરીઓના લેખક મહાદેવભાઈ સવાયા બોઝવેલનાં શ્રમ, ખંત, ચીવટ, ઉત્સાહ, સંયમ, ભક્તિ, કલા અને સત્યમંડિત નિરૂપણશક્તિ બતાવી જાય છે. એમાં જીવનના સર્વ પ્રશ્નો–રાજકારણ, સાહિત્ય, ઉપવાસ, બ્રહ્મચર્ય, ખોરાક, બાલઉછેર આદિ તમામ–ની મીમાંસા અને ચર્ચા તાત્ત્વિક ભૂમિકા ઉપર સરલતાથી વ્યવહારુપણે થતી માલૂમ પડે છે. એમાં ગાંધીજીને કેન્દ્રસ્થાને રાખીને લેખકે પોતાના, સરદારના તથા અન્ય અંતેવાસીઓના વ્યક્તિત્વનું મિતદર્શન કરાવ્યું છે; અનેક જાણીતી, અજાણી મહત્ત્વની વ્યક્તિઓનાં સુરેખ, જીવંત રેખાચિત્રો દોર્યાં છે અને અનેક યાદગાર ઘટનાઓ, પુસ્તકો, પ્રવૃત્તિઓ, અને સંસ્થાનો રસદાયી, બોધપ્રદ યથાર્થ પરિચય કરાવ્યો છે. એક રીતે કહીએ તો આ ડાયરીઓ ગાંધીજીના જીવન-વિચારના સર્વસંગ્રહ ( Encyclopaedia ) જેવી છે. શુદ્ધ અને સંયમપૂત વાણીમાં ગાંધીજીના પત્રો, લખાણોના યોગ્ય ઉતારાઓ, લેખો–ભાષણોના અનુવાદો, સૂચનો, નોંધો વગેરેનો અક્ષરશઃ સંગ્રહ આ રોજનીશીમાં થયો છે. મહાન વ્યક્તિ સાથેના પોતાના સહવાસની એકે એક પળ, તેનો એકેએક બોલ, કે વિચાર, અંગત નહિ પણ જગતની સંપત્તિ છે એમ સમજીને મહાદેવભાઈએ નોંધો લખવામાં અદ્‌ભુત જાગરુકતા, તાટસ્થ્ય અને નિષ્ઠા બતાવ્યાં છે. એમાંની દૃષ્ટિ અને સામગ્રી ઉપરાંત મોહક, સુશ્લિષ્ટ, સત્ત્વગુણી, પારદર્શક શૈલી તથા જીવનને અવલોકવાનો ઉદાર સમભાવી દૃષ્ટિકોણ આ રોજનીશીઓને તથા તેના લેખકને આપણા સાહિત્યમાં ઉચ્ચ પદ અપાવે છે.

એ પ્રમાણે 'દિલ્હી ડાયરી' પણ તેમાંના વિષયની ઉદાત્તતા અને ગાંધીજીના વેધક દૃષ્ટિકોણને લીધે પ્રેરક બની છે. એમાં ગાંધીજીની જિંદગીના છેલ્લા મહિનાઓનાં ૧૩૯ પ્રાર્થનાપ્રવચનો સંગ્રહાયાં છે. સર્વ પ્રવચનોમાંથી હિંસા અને દ્વેષના ભયાનક દાવાનળને પ્રેમ અને શાંતિની શીતળ અમૃતવર્ષાથી ઠારવાનો એક માત્ર સૂર ઘોષણા કરતો સંભળાય છે. એમાં રજૂ થયેલા પ્રસંગોની કોઈ વ્યવસ્થિત સાંકળ નથી, તેમ છતાં પ્રજા અને રાજસત્તા વચ્ચે જીવંત કડી રૂપ બનતા શહીદ સંત ગાંધીજીનું વ્યક્તિત્વ અને આત્મમંથન પ્રત્યેક પ્રવચનમાંથી ઉપસતું દેખાય છે.

આ પાંચે રોજનીશીઓ ગાંધીજીના ચરિત્રકારને કે ભાવિ ઇતિહાસકારને સાચી વિશેષ પ્રમાણભૂત હકીકતો પૂરી પાડનાર દસ્તાવેજ તરીકે અમર રહેશે. પ્રત્યેક સંસ્કારવાંચ્છુ જનને એમાંથી નવી દૃષ્ટિ અને ચેતના પ્રાપ્ત થશે અને સાહિત્યના અભ્યાસીને રોજનીશીનું સુરુડ કલાત્મક સ્વરૂપ જોવા મળશે.

## પત્રસાહિત્ય

પત્રોના સાહિત્યને ચરિત્રવિભાગમાં આવરી લેવામાં આવે છે માત્ર એક જ કારણે. અને તે એ કે લેખકના ચરિત્ર માટેની કેટલીક પ્રમાણભૂત સામગ્રી તેના પત્રો પૂરી પાડે છે. બાકી ચરિત્ર કે આત્મકથાના આલેખન માટે શ્રમ, અભ્યાસ, સ્મરણશક્તિ કે દીર્ઘ ચિંતનની જે અપેક્ષા રહે છે તેની પત્રના સ્વરૂપસર્જન માટે જરૂર નથી. પત્રોમાં લેખકહૃદયના ઊંડા ભાવો વિચારો અને સ્વયંભૂ સંવેદનો નિખાલસપણે છતાં વેધકતાથી આવિષ્કાર પામેલ હોય તો તે પત્રના સાહિત્ય પૂરતું બસ ગણાશે એ રીતે પત્રનો સાહિત્યપ્રકાર કંઈક સરલ અને વિચાર, ઊર્મિ કે મનોભાવના સીધા કથનને વેગ આપતો હોવાથી ખટમધુરી લીલી દ્રાક્ષના જેવો છે.

આ દાયકામાં પત્રસંગ્રહનાં ચાર પુસ્તકો પ્રગટ થયાં છે. 'આશ્રમની બહેનોને' (ગાંધીજી), 'શ્રી. નેત્રમણિભાઈને (કાલેલકર); 'અખંડાનંદજીના પત્રો અને 'લિ. સ્નેહાધીન મેઘાણી'.

આમાંનું પહેલું તેના પત્રલેખક ગાંધીજીની સાફ, સીધી અને પ્રેરક વિચારણા તથા સાદી સરલ લાઘવયુક્ત પારદર્શક ગદ્યશૈલીને કારણે મનનીય છે, તો બીજું તેના લેખક કાલેલકરની કર્મયોગની, રસયોગની, સંગીતપ્રેમની, ધાર્મિકતાની અને રાષ્ટ્રસેવાની ભાવનાઓને સ્પષ્ટ રજૂ કરતું હોવાથી વિચારપ્રેરક છે. ત્રીજું વર્ષો સુધી આમ પ્રજાને ધર્મ અને

સાહિત્યાભિમુખ કરવાના હેતુથી જેમણે વિવિધ પ્રવૃત્તિઓ આરંભેલી તે શ્રી. અખંડાનંદની ઈશ્વરનિષ્ઠા, દૃઢ મનોબળ, વ્યવહારદક્ષતા, લોકસેવાની ભાવના અને સાધુતાનું નિદર્શન કરે છે. ત્રણે પુસ્તકોમાં સંઘરાયેલા પત્રો તેમના કર્તાઓની ધાર્મિકતા, સ્વદેશપ્રીતિ અને સાત્ત્વિક જીવનદૃષ્ટિની છાપ પાડે છે.

પણ એ પત્રસંગ્રહોથી વધુ ઉષ્માવાન, હૃદયના આગળા ખુલ્લા મૂકીને મનોભાવોને મુક્તપણે વહેવા દેતા સ્વ. મેઘાણીના પત્રો છે. સાહિત્ય તેમ જ ઇતર ક્ષેત્રોમાંની જુદી જુદી ૩૮ વ્યક્તિઓ ઉપર મેઘાણીએ લખેલા કુલ્લે ૧૭૬ પત્રોનો આ સંગ્રહ તેના લેખકની નિર્વ્યાજ, ઉષ્માભરી, અનૌપચારિક, ઉત્કટ લાગણીયુક્ત શૈલીને કારણે મનોહર બન્યો છે. ઉપરના પત્રસંગ્રહોમાં વિચારોનાં ફોરાં ફરફરે છે, તો આ સંગ્રહમાં ઊર્મિઓના, મનોભાવોના ધોધ વહે છે. બધા પત્રો પૈકી ઉમાશંકર અને ધનસુખલાલ ઉપરના મેઘાણીના પત્રો શ્રેષ્ઠ કોટિના છે. એમાં તેમના ગૃહજીવનની વિષમતાની કરુણ છાયા અને સર્જક મેઘાણીના સુકોમળ દિલની આર્દ્રતા પ્રગટે છે. એ પત્રોમાં આત્મદર્શનનો તલસાટ, અંગત નિર્બળતાનો નિખાલસ એકરાર, સૌજન્ય-નીતરતો મધુર સમભાવ, તેમ જ નમ્રતા અને ઉદારતા સમેત મેઘાણીનું સંસ્કારસંપન્ન વ્યક્તિત્વ ઝગારા મારે છે. આ પત્રો મેઘાણીના સાહિત્યિક વ્યક્તિત્વના અભ્યાસીને તેમ તેના ભાવિ ચરિત્રકારને અવશ્ય ઉપયોગી નીવડશે. કલાપી, કાન્ત, બાલાશંકર અને સાગરના પત્રોની જેમ મેઘાણીના પત્રો પણ તેમાંના સુકોમળ અને રસાત્મક નિરૂપણને લીધે ગુજરાતી પત્રસાહિત્યમાં અનોખી ભાત પાડે છે.

આમ એકંદરે, આ દાયકાનો ચરિત્રવિભાગ તેના ઉપ-પ્રકારોના વિવિધ સફળ પ્રયોગો, પ્રેરક ચિંતન-સામગ્રી અને રસાળ શૈલીને કારણે અગાઉના કોઈ પણ દાયકાથી સમૃદ્ધ છે 'મહાદેવભાઈની ડાયરી' ભા. ૧, 'અડધે રસ્તે,' 'જીવનનું પરોઢ', 'સરદાર વલ્લભભાઈ' અને 'લિ. સ્નેહાધીન મેઘાણી' જેવી વિશિષ્ટ કૃતિઓ ગયા દાયકાના ગુજરાતી ચરિત-સાહિત્યના ભૂષણરૂપ ગણાય તેવી કૃતિઓ છે.

## નિબંધો અને વ્યાખ્યાનો

નિબંધના સાહિત્યનો જે સ્વરૂપવિકાસ અંગ્રેજી સાહિત્યમાં થયેલો જોવા મળે છે તે કદાચ જગતની બીજી કોઈ ભાષામાં નહિ મળે. આપણે ત્યાં નિબંધને સાહિત્યના ગંભીર અને શાસ્ત્રીય વિષયોની ચર્ચાના વાહન

તરીકે જ ઉપયોગમાં લેવામાં આવે છે. અને વિષયની ગંભીરપણે મુદ્દાસર ચર્ચા કરતા સુશ્લિષ્ટ લેખો તે નિબંધ અને અગંભીરપણે સ્વૈરવિહારી રજૂઆત કરનાર હળવા લેખો તે નિબંધિકા એવો ખ્યાલ સામાન્યતઃ પ્રવર્તે છે.

સગવડને ખાતર નિબંધિકાનું સાહિત્ય હાસ્યસાહિત્યના વિભાગમાં અવલોકાશે. નિબંધસાહિત્યને અત્ર તપાસીશું એમ તો વિવેચનના અને ચિંતનસાહિત્યના લેખસંગ્રહોને અહીં જ સ્થાન મળવું જોઈએ, કારણકે એ સર્વ લેખોનું સ્વરૂપ નિબંધાત્મક છે, પણ વિષયદૃષ્ટિએ એ બધા તે તે વિભાગોમાં ઉલ્લેખાતા હોવાથી અહીં તો અન્ય કોઈ વિભાગોમાં સ્થાન પામી ન શકે તેવા જ લેખસંગ્રહોને નિર્દેશીશું

એવાં પુસ્તકોમાં 'વાતાયન' (ધૂમકેતુ), 'ઊર્મિ અને વિચાર' તથા 'ગુલાબ અને કંટક' (રમણલાલ દેસાઈ); 'કલાચિંતન' (રવિશંકર રાવળ); 'સ્ફુલિંગ' મંડળ ૧-૨ (શાન્તિલાલ ઠાકર) આદિ ખાસ ઉલ્લેખપાત્ર છે. આનંદશંકરનું 'વિચારમાધુરી' તે સૌમાં શ્રેષ્ઠ છે.

'વિચારમાધુરી'ના નિબંધો મુખ્યત્વે સાહિત્ય કેળવણી, સમાજ અને રાષ્ટ્રચિંતનના છે એ સૌમાં મનુષ્યહિતચિંતક, શિક્ષણપ્રેમી, વિચારશીલ પંડિત આનંદશંકરના ઉદાત્ત વ્યક્તિત્વનો એકધારો પરિચય થાય છે. એનું સ્વરૂપ વિચારબદ્ધ, સુસંકલિત અને સઘન છે. એની વિચારધારા તેજોમય, સુસ્પષ્ટ અને વિષયના ઊંડા અભિનિવેશવાળી છે. એનું ગદ્ય સૌમ્યમધુર, ક્યાંક મલમલની ઝીણી ફરફરવાળું, ક્યાંક કિનખાબના રેશમની સુઘટ્ટતાવાળું પણ સર્વત્ર એકસરખું પ્રસન્નગંભીર છે 'વાતાયન'ના નિબંધો જેટલા સુશ્લિષ્ટ નથી તેટલા પ્રેરક વિચારતણખાની માળા જેવા છે. એમાં ક્યાંક લાગણીના સ્પંદનો છે, ક્યાંક તરંગોના કે અપક્વ વિચારોના બુટ્ટા છે, ક્યાંક આકર્ષક શબ્દરમતો છે ધૂમકેતુનું ગદ્ય ઘણુંખરું સૂત્રાત્મક શૈલીનું સચોટ લાઘવ બતાવે છે રમણલાલના નિબંધોમાં આકર્ષક વિચારો, મીઠા કટાક્ષો અને મનનીય ચિંતનકણિકાઓ આમ તેમ વેરાયેલ મળી રહે છે. તેમના નિબંધોનું સ્વરૂપ વિશૃંખલ અને પોત પાતળું છે, પણ તેમાં રમણલાલની લાક્ષણિકતાનાં ભારોભાર દર્શન થાય છે પ્રસાદ, રસિકતા, નાગરી સુઘડતા અને મીઠાશ જેમ રમણલાલની ગદ્યશૈલીનાં લક્ષણો છે તેમ હમણાં હમણાંમાં સારી પેઠે ધારદાર બનેલા કટાક્ષપ્રયોગો પણ તેમની આગળ પડતી ખાસિયત બનેલ છે. રા. રવિશંકર રાવળના નિબંધો

શિક્ષણ અને કલાવિષયક છે. કલાનું રહસ્ય, તેનું મહત્ત્વ, શિક્ષણમાં અને જીવનમાં તેનું સ્થાન, વગેરે બાબતો વિશે તેમણે સરલતાથી સાફ શબ્દોમાં પોતાની વિચારણા વ્યક્ત કરી છે. એમાંના ઘણા મુદ્દાઓ મનનીય છે. રવિભાઈનું ગદ્ય આદર્શ કલાશિક્ષકનું હોવાથી તેમાં કલાકારની કુમાશ અને શિક્ષકની પ્રેરકતાનો સરસ સમન્વય થયેલો છે. 'સ્ફુલિંગ'ના કર્તા શ્રી. શાન્તિલાલ ઠાકર ફિલસૂફીના અભ્યાસી, શ્રી અરવિંદના પૂજક અને છટાદાર વ્યાખ્યાતા છે. તેમના નિબંધોમાં એ ત્રણે લક્ષણો સારા પ્રમાણમાં વરતાય છે. ધર્મ, ભક્તિ અને તત્ત્વજ્ઞાનવિષયક ચિંતન, સુશ્લિષ્ટ નિબંધાત્મક આલેખન અને સંસ્કૃતમય છતાં વ્યાખ્યાતાની છટાવાળું ગદ્ય શ્રી. શાન્તિલાલનાં બંને પુસ્તકોને શોભાવે છે.

એક જ વ્યાખ્યાતાનાં ભાષણોનાં પુસ્તકો લેખે આ દાયકાનાં બે પુસ્તકો ખાસ ધ્યાન ખેંચે છે. ૧. 'સરદાર વલ્લભભાઈનાં ભાષણો' તથા ૨. 'શિક્ષણ અને સંસ્કૃતિ' (રવિશંકર મહારાજ). બંને વક્તાઓ લોકનેતા દેશભક્ત અને ત્યાગી છે. અગાધ વિદ્વત્તાએ કે ઊંડા શાસ્ત્રજ્ઞાને નહિ, પણ લોકોની યાતનાઓ ને દુઃખો જાણીને લોકોના અંતરમાં સ્થાન પામવાની તેમની અદ્ભુત શક્તિને લીધે, અન્યાયો અને જુલ્મો સામે ઝઝૂમવાની એમની અપાર હિંમતને લીધે તથા એમના વિપુલ અનુભવજ્ઞાનને લીધે બન્નેનાં વ્યાખ્યાનોમાં તેજના તણખા વેરતી સીધી સાદી હૃદય સોંસરી ઊતરી જાય તેવી વિચારશ્રેણી રહેલી છે. આમવર્ગના જ એક માણસ તરીકે ઊભા રહી તેમની જ ભાષા બોલતા, તેમની જ ઘરગથ્થુ છતાં સમર્થ બોલીમાં ગહન રાજકીય અને સામાજિક પ્રશ્નો સરલતાથી ઊકેલી બતાવતા, તેમને યોગ્ય માર્ગદર્શન કરાવતા અને અમુક આવશ્યક કર્તવ્ય માટે તેમને ઉત્તેજતા આ વ્યાખ્યાતાઓ તેમના મૃદુ-લોખંડી વ્યક્તિત્વથી, વક્તવ્ય રજૂ કરવાની તેમની સરલ છતાં વિશિષ્ટ પદ્ધતિથી અને જનતા તરફ ઊભરાતા અપાર પ્રેમથી સૌનો તત્કાળ આદર મેળવી લે છે. સામ્ય અને પ્રેમાળ લોકશિક્ષક તરીકે રવિશંકર મહારાજનું તો ગુલામી, અન્યાય, જૂઠ અને સીતમ સામે સૂતા લોકને જગાડી તૈયાર કરનાર સેનાપતિ તરીકે સરદારનું વ્યક્તિત્વ તેમનાં ભાષણોને પાને પાને નીતરે છે. એમાંય સરદારની ઠંડી તાકાત, તેમના તીખા કટાક્ષ, તેમનું વેધક હાસ્ય, તેમનો સંયમિત ઉત્સાહ ને બલિષ્ઠ આવેશ તો ગુજરાતી ભાષાનું ખરેખરું જોમ પ્રગટ કરે છે.

વ્યાખ્યાનોના અન્ય ગ્રંથો—'વાર્ષિક વ્યાખ્યાનો' (ગુજ. વિદ્યાસભા), 'સાહિત્ય પરિષદ પ્રમુખોનાં ભાષણો, (ભારતીય વિદ્યાભવન,

મુંબઈ), 'શતાબ્દી વ્યાખ્યાનમાળા' (ગુ વિદ્યાસભા), 'ગ્રંથકારસંમેલન વ્યાખ્યાનમાળા' (પ્રાચ્ય વિદ્યામંદિર વડોદરા) અને વસનજી માધવજી ઠક્કર વ્યાખ્યાનસંગ્રહો (મુંબઈ યુનિવર્સિટી) તેમના વિવિધ વ્યાખ્યાતાઓની વિદ્વત્તા અને વિષયના ઊંડા શાસ્ત્રજ્ઞાને અભ્યાસયોગ્ય બન્યા છે

## હાસ્યસાહિત્ય

### નિબંધિકા

બીજા પ્રાંતીની સરખામણીમાં ઊભો રહી શકે તેટલો હાસ્યરસિક સાહિત્યનો ફાલ આ દાયકે આપણે ત્યાં ઊતર્યો છે દંશહીન, કટાક્ષથી મુક્ત એવા નિર્દોષ હાસ્યની શરૂઆત આગના દાયકાથી થઈ છે જેમાં શ્રી જ્યોતીન્દ્ર દવે શ્રી ધનસુખલાલ મહેતા તથા મામા કાલેલકરનો ફાળો મોટો છે અગાઉના વખતમાં પાત્ર કે પ્રસંગને અનુલક્ષીને વિનોદ કરવામાં આવતો અને તેમાં અમુક વ્યક્તિને કે વર્ગને લક્ષ્ય બનાવવામાં આવતો હવે હાસ્ય વૃત્તિનિષ્ઠ બન્યું છે અર્થાત્ એનું સ્વરૂપ વિશાળ બન્યું છે મનુષ્યને ઉતારી પાડ્યા વિના, તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવીને આધુનિક હાસ્યકાર તેની વૃત્તિનો જ દોષ બતાવે છે આમ થતાં હાસ્યમાંથી અતિશયોક્તિનું તત્ત્વ ઘણે અંશે નાબૂદ થવા લાગ્યું છે કૃત્રિમતા કે અસ્વાભાવિકતા પણ એમાંથી ઓસરવા લાગી છે અને શુદ્ધ જીવનલક્ષી હાસ્યનો ઉદ્ભવ થયો છે શ્રી જ્યોતીન્દ્ર અને કાકાસાહેબનાં લખાણોમાં આ શુદ્ધ જીવનલક્ષી હાસ્યતત્ત્વ મોટા પ્રમાણમાં માલૂમ પડે છે એમની રસિક ચાટૂક્તિઓ અને વિનોદપ્રધાન પ્રસંગો વાંચતાં આપણને તે સંભવિત લાગશે એટલું જ નહિ આપણા સ્વાભાવિક વર્તનમાંથી કે રોજિંદા જીવનમાંથી જ એ પ્રસંગ ઉપાડ્યા હોય એમ જણાશે નિખાલસ અને વિશાળ માનવભાવથી ભરપૂર આવું અહિંસક વિનોદનું તત્ત્વ આ દાયકે એકંદરે સારા પ્રમાણમાં જોવા મળે છે, તેથી કહી શકાય કે આપણે ત્યાં હાસ્યલેખનનું ધોરણ ઉત્તરોત્તર ઊંચું ચડતું જાય છે

હાસ્યરસિક કવિતા તથા નવલકથા વિશે તે તે વિભાગોમાં કહેવાઈ ગયું છે તેથી હવે વિનોદલક્ષી નિબંધસાહિત્યની જ સમીક્ષા અત્ર લક્ષ્ય છે

ગયા દાયકાના જાણીતા હાસ્યલેખકો ધનસુખલાલ, રામનારાયણ, ગગનવિહારી મહેતા ઓલિયા જોષી જાગીરદાર, જદુરાય ખંધેડિયા પ્રા દુરકાળ આદિની કૃતિઓ આ દાયકે આપણને મળી નથી, પણ જ્યોતીન્દ્ર, મસ્તફકીર, નવલરામ ત્રિવેદી, વિજયરાય, બેકાર આદિએ

પોતાનો ફાળો આ દાયકે એ વિભાગમાં ઠીક નોંધાવ્યો છે. મૂળરાજ અંજારિયા, મુનિકુમાર ભટ્ટ, ચિનુભાઈ પટવા, નકીર, વર્મા-પરમાર, અગ્નિકુમાર વગેરે નવા લેખકો પણ તેમાં સામેલ થયા છે.

એ સૌમાં હાસ્યના ધુરંધર લેખક જ્યોતીન્દ્ર દવે છે. એમણે 'રંગતરંગ' ભાગ ૨-૩-૪, 'પાનનાં બીડાં', 'અલ્પાત્માનું આત્મપુરાણ' અને 'બીરબલ અને બીજા' મળીને કુલ ૭ પુસ્તકો આપ્યાં છે. પ્રથમ પાંચ મૌલિક છે, છઠ્ઠું સંપાદન છે. એ પાંચેમાં 'રંગતરંગ'નો ચોથો ભાગ મુંબઈવિષયક હાસ્યસામગ્રીથી ભરપૂર છે અને બાકીના ચારેમાં 'સાચા ધર્મ'થી માંડીને 'ગર્દભ' સુધીના, 'જીભ'થી માંડીને 'માંદગી' સુધીના ને 'ચૂંટણી'થી માંડીને 'હું'ના જગદ્વ્યાપી પ્રસ્તાર સુધીના ભિન્ન ભિન્ન કોટિના વિષયો લેખકની રમુજના વિષય બન્યા છે. જ્યોતીન્દ્રના લેખો નિબંધાકારી છે અને મૌલિક અંગીશુદ્ધ નિબંધિકાનું સ્વરૂપ કલાત્મકપણે જાળવી રાખે છે. એમનું તર્કશાસ્ત્ર, સાહિત્ય, વેદાન્ત વગેરેની જાણકારી અને માનવસ્વભાવ તથા જગતમાં બન્યે જતી રોજિંદી ઘટનાઓનું વિશેષ જ્ઞાન તેમના હાસ્યને સૂક્ષ્મ સચોટ, સ્વાભાવિક ને મધુર બનાવે છે. પ્રચલિત માન્યતા કરતાં તેથી અવળીને જ પ્રમાણવું, વસ્તુમાં રહેલા હાસ્યાસ્પદ અંશને ઉપાડી તેનો અતિરેકથી વિનોદ કરવો, એમ કરતાં જાણી જોઈને વિષયાંતર થવા દેવું, પોતાની જાતનો પણ વ્યાજસ્તુતિ વગેરે દ્વારા ઉપહાસ કરવો, ભવ્ય ગંભીર વિષયોનો મતોનો કે મનુષ્યના વૃત્તિવર્તનમાં રહેલી સામાન્ય નબળાઈનો મધુર વિનોદ કરવો એ શ્રી. જ્યોતીન્દ્રના હાસ્યની કેટલીક ખાસ તરી આવે તેવી ખાસિયતો છે. તેમનું હાસ્ય મર્મલક્ષી અને બુદ્ધિલક્ષી છે; તેમાં સ્થૂળ અને સૂક્ષ્મ બંને તત્ત્વો રહેલાં છે. સ્થૂળ સર્વને ખડખડાટ હસાવે છે તો સૂક્ષ્મ અધિકારીગમ્ય રહે છે. હાજરબુદ્ધિ, શબ્દપ્રભુત્વ અને ચતુરાઈમાં દીપતી નિસર્ગદત્ત હાસ્યશક્તિ તેમને સદાય વરેલી છે. હાસ્યની આટલી સમર્થ શક્તિ ગુજરાતના અન્ય કોઈ લેખકમાં હાલ જોવા નહિ મળતી હોવાથી આ દાયકાના શ્રેષ્ઠ હાસ્યકાર તરીકે શ્રી. જ્યોતીન્દ્ર સહેજે માન પામે છે.

મસ્તફકીરે એક પુસ્તક 'મસ્તફકીરનાં હાસ્યરત્નો'ને નામે આ દાયકે આપ્યું છે, પણ તેમનાં શરૂઆતનાં પુસ્તકોમાં જે અનાયાસસિદ્ધ હાસ્ય જોવા મળે છે તે આ પુસ્તકમાં જણાતું નથી. તેમનાં લખાણનાં હેતુ

અને યુક્તિ તેમાં ઉઘાડાં પડી જતાં હોવાથી તેમાંનું હાસ્ય ધારી અસર ઉપજાવતું નથી.

રા. વિજયરાયની બાબતમાં એમ કહી શકાશે નહિ 'નાજુક સવારી'માં તેમણે જે શક્તિ બતાવી હતી તે 'ઊડતાં પાન'માં ટકાવી રાખી છે. જો કે એ સંગ્રહની બધી નિબંધિકાઓ એકસરખી અગંભીર [illegible] પ્રેરક નથી, પણ લેખકના બહુધા આત્મલક્ષી નૈસર્ગિક વિનોદથી ઘણી [illegible] નિબંધિકાઓ રોચક અને હળવી બની છે નિબંધિકામાં તેના [illegible] વિનોદી વ્યક્તિત્વનું પ્રતિબિંબ ઝિલાતું જોઈએ એ [illegible] કરાવે છે. એ વિનોદ જીવનલક્ષી હોવા કરતાં સા[illegible] છે પણ આત્મલીન હોવાથી તે સર્વસ્પર્શી [illegible]

સ્વ નવલરામકૃત 'પરિહાસ'નું લખાણ [illegible] તેમના આગલા સંગ્રહ 'કેતકીનાં પુષ્પો'ની [illegible] લગ્ન, સાહિત્ય, ધર્મ, રાજકારણ આદિ [illegible] કર્તાએ રમુજનો, ઉપહાસનો, કટાક્ષનો પાર્શ્વ [illegible] એમનું સ્થાન 'સ્વૈરવિહારી'ની સાથે ગણાશે.

નવીન લેખકોમાં સૌથી આગળ તરી આ[illegible] કાન્તના પુત્ર મુનિકુમાર અને બીજા તેમનાથી [illegible] મૂળરાજ અંજારિયા. મુનિકુમારના 'ઠંડે પહોરે'માં લેખો નિબંધિકાના સ્વરૂપના છે એમાં રમુજી ટૂચ[illegible] છે, શબ્દની રમતો છે અને કટાક્ષાત્મક લખાણો આયાસસિદ્ધ અને સસ્તું છે. તેમાં સ્વાભાવિકતા ઓછી છે. શ્રી મૂળરાજ અંજારિયાના 'ટૂંકું ને લાડુ'માં નર્મ-મર્મયુક્ત ટૂચકાઓ અને કૌતુકને [illegible] મળે છે. જીવનના સર્વ પ્રદેશોમાંથી લેખકે [illegible] અને ચતુરાઈભરી રમતો એકઠી કરી છે. તેમનું [illegible] નથી. ક્યાંક તેનું નિશાન ખાલી જાય છે, ક્યાંક ક્યાંક ઉઝીનું લીધેલું લાગે છે તો ક્યાંક [illegible] શક્તિનો ખરો ક્યાસ તો તેઓ જ્યારે સાંચી [illegible] જ નીકળે.

એક ઉત્સાહી જુવાન હાસ્યકાર 'નકીર'નું ના[illegible] આપેલા ચાર સંગ્રહો–'હાસ્યવિકલ્લોલ,' 'જીવનહાસ્ય,

અને ' નવરાની નોંધ 'ને લીધે ગણાવવું જોઈએ. એ ચારે સંગ્રહોમાં કેટલીક વાર્તાઓ છે, કેટલાક સ્કેચો છે અને કેટલાક લેખો છે. નકીરમાં હાસ્યક્ષમ પ્રસંગોને પારખવાની અને મનુષ્યસ્વભાવને અવલોકવાની દૃષ્ટિ છે; પણ તેમાંના મર્મને ખીલવવાની શક્તિ ઓછી જણાય છે. ચિનુભાઈ પટવાએ ' નવોઢા 'માં હાસ્યરસિક વાર્તાઓનો સંગ્રહ આપ્યો છે. આ લેખકમાં નિસર્ગ-દત્ત વિનોદશક્તિનાં બીજ દેખાય છે. તેમની હાસ્યદૃષ્ટિ વૃત્તિલક્ષી અને પ્રફુલ્લ છે. પ્રસંગના મર્મને તે સચોટતાથી ખીલવી જાણે છે.

આ ઉપરાંત દૈનિક પત્રોમાં અઠવાડિયે એક વાર નાનામોટા બનાવો ઉપર કરેલાં કટાક્ષલખાણોના સંગ્રહ ' શાણો ' નામધારી મેઘાણીએ ' સાંભેલાના સૂર 'માં, ' ફિલસૂફ ' તખલ્લુસધારી ચિનુભાઈ પટવાએ ' પાન-સોપારી 'માં અને વર્મા-પરમારે ' અમથી ડોશીની અવળવાણી 'માં આપ્યા છે. તેમાંથી પહેલા ને છેલ્લામાં ટાઢી કટાક્ષકલાનું અને બીજામાં સૂક્ષ્મ હાસ્યવૃત્તિનું દર્શન થાય છે.

## પ્રવાસ

જે ગુજરાતમાં સેંકડો માણસો વેપાર, ધર્મયાત્રા કે સહેલગાહ નિમિત્તે હજારો ગાઉના પ્રવાસો વારંવાર ખેડે છે, તે પ્રાન્તમાં પ્રવાસનું સાહિત્ય કેમ અલ્પ લખાતું હશે ? પ્રવાસજીવનના વિધવિધ રોમાંચક અનુભવો કે સૃષ્ટિના રમ્ય પ્રદેશો ગુજરાતી ભાઈબહેનોની ચેતનાને ધુણાવી નહિ શકતા હોય કે તેમની પાસે તેને અવલોકવાની સૌન્દર્યદૃષ્ટિ કે આલેખવાની શક્તિ નહિ હોય ? આપણા લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોમાંથી પણ કાકાસાહેબ કે સુંદરમ્ સિવાયના અન્ય પ્રવાસશોખીનો તરફથી આ ક્ષેત્રમાં કેટલું લગીર મળ્યું છે !

આ દાયકાના પ્રવાસસાહિત્યમાં શ્રી. સુંદરમનું ' દક્ષિણાયન ', રા. મુનશીનું ' મારી બિનજવાબદાર કહાણી,' શ્રી. રવિશંકર રાવળનું 'કલાકારની સંસ્કારયાત્રા' અને ડૉ. હરિપ્રસાદ દેસાઈનું ' રસદર્શન ' ખાસ નોંધપાત્ર છે.

' દક્ષિણાયન 'માં સુંદરમની સૌન્દર્યદૃષ્ટિ, સંવેદનશીલતા અને ચિંતન-પરાયણતાનો આવિષ્કાર જોવા મળે છે, તો 'મારી બિનજવાબદાર કહાણી 'માં મુનશીની ઉત્કટ કલ્પનાશીલતા, જીવનરસ માણતી અનુભવતાઝગી અને રસળતી શૈલી પ્રતીત થાય છે. ' દક્ષિણાયન 'માં દક્ષિણની ધાર્મિકતા, સંસ્કારિતા અને શિલ્પકલાનો પરિચય કરાવાયો છે, તો ' બિનજવાબદાર

કહાણી 'માં ગ્રીસ અને રોમના ઇતિહાસપ્રસંગોનું, જાતજાતની વ્યક્તિઓનું અને વિવિધ ભૌગોલિક પ્રદેશોનું સજીવ ચિત્ર આલેખાયેલ છે. ' દક્ષિણાયન ' સળંગ શૃંખલાબદ્ધ પ્રવાસપુસ્તક છે, તો ' મારી બિનજવાબદાર કહાણી ' રમતિયાળ શૈલીમાં છૂટાં છૂટાં સ્મરણચિત્રો આલેખતું પુસ્તક છે. એક ચિંતનશીલ ગંભીર પ્રકૃતિના કવિનું પુસ્તક છે તો બીજું રંગદર્શી નવલકથાકારનું છે. બંને આ દાયકાનાં ઉત્તમ પ્રવાસપુસ્તકો છે.

બાકીનાં બેમાંથી પહેલું એક કલાકારે કરેલો જાપાન અને ઉત્તર હિંદનો પ્રવાસ આલેખે છે. લેખકે જોયેલાં સ્થળોનાં અને તેમને ભેટેલી વ્યક્તિઓનાં તેમાં સુરેખ ચિત્રો છે. એમાં સ્ટીમરની સગવડો અને પાસપોર્ટ મેળવવાના વિધિ વિશે માહિતી પણ છે. એ પુસ્તકનું મોટું આકર્ષણ તેમાં મૂકેલાં ચિત્રો, સ્કેચો ને ફોટોગ્રાફો છે. પ્રવાસ દરમિયાન તેના લેખકની દૃષ્ટિ અને વૃત્તિ કલાકારની રહી છે તો તેના આલેખનમાં તેમનો હેતુ શિક્ષણ અને સંસ્કારનો રહ્યો છે. શ્રી રવિશંકર રાવળની માફક મનુષ્ય અને કુદરતની કલાઓએ ' રસદર્શન 'ના લેખકને પણ ડોલાવ્યા છે. આ પુસ્તકમાં ભારતીય પ્રકૃતિશ્રી અને કલાસમૃદ્ધિ ઉપરાંત સૌન્દર્યરસિક, દેશભક્ત, શ્રદ્ધાળુ, નિખાલસ, વિનોદી અને સુઘડ નાગરિક ડૉ. હરિપ્રસાદના વ્યક્તિત્વનો પરિચય પણ મળે છે.

આ વિભાગનાં અન્ય પુસ્તકોમાં કાકાસાહેબનું ' લોકમાતા ' દશેક નવીન પ્રકરણોનો ઉમેરો પામ્યું છે તેથી ઉલ્લેખપાત્ર છે. દેશની નદીઓનાં સૌન્દર્ય–માહાત્મ્ય અને તેને અનુષંગે લેખકે પુરસ્કારેલી ધર્મ–સંસ્કૃતિની ભાવના તાઝગીદાર નવીન કલ્પનાઓથી મંડિત કવિની વાણીમાં તેમાં અભિવ્યક્તિ પામ્યાં છે. એવું બીજું પુસ્તક એમની જ પાસેથી દીક્ષા લઈને શિવશંકર પ્રા. શુક્લે 'ગુજરાતની લોકમાતાઓ–૧ ' લખ્યું છે. ગુજરાતની નદીઓ વિશેનો તેમનો ભૌગોલિક અને સામાજિક દૃષ્ટિકોણ રસિક કલ્પનાચારુ શૈલીમાં પ્રગટ થયો છે. એ જ લેખકે 'સરિતાથી સાગર'માં ગાંધીજીએ કરેલી ઐતિહાસિક દાંડીકૂચની રોમાંચક કથા જીવંત અને પ્રમાણભૂત પ્રસંગચિત્રો દ્વારા સરસ શૈલીમાં આલેખી છે.

આ ઉપરાંત શ્રી. શાન્તિલાલ જી. ગાંધીએ ' દક્ષિણ ભારતનાં તીર્થધામો 'થી, શ્રી. રમેશનાથ ગૌતમે ' ભ્રમણ 'થી, શ્રી. ચુનીલાલ મડિયાએ ' જય ગિરનાર 'થી, શ્રી. મૂળશંકર ભટ્ટે ' ધરતીને મથાળે 'થી, હિંમતલાલ દુનારાએ ' હિમાલયનું પર્યટન 'થી અને સારાભાઈ ચોકસીએ ' ભારતદર્શન 'થી આપણા પ્રવાસસાહિત્યનું જમાખાતું વધાર્યું છે.

## વિવેચન

આ દાયકાનો વિવેચનફાલ આગલા દાયકાની અપેક્ષાએ વિશેષ સત્ત્વપૂર્ણ છે. ગુજરાતમાં વિવેચનનું સાહિત્ય છેલ્લાં પચીસ વરસોમાં ઠીક ઠીક ફાલ્યું ગણાય. ગ્રંથપ્રકાશનની દૃષ્ટિએ જોઈએ તો આપણા ઉચ્ચ કોટિના ઘણાખરા વિવેચનગ્રંથો આ ગાળામાં જ પ્રકાશન પામ્યા છે. એમાંના કેટલાકની બે બે ને ત્રણ ત્રણ આવૃત્તિઓ થવા પામી છે એ બિના જ્યાં કાવ્ય, નાટક કે ચરિત્રની જ માંડ માંડ એટલી આવૃત્તિઓ થવા જાય છે એવા ગુજરાતમાં ઓછી આનંદદાયક નથી.—જો કે તેનો ઘણોખરો યશ બી. એ. અને એમ. એ. માં ગુજરાતી મુખ્ય વિષય લેનાર વિદ્યાર્થીઆલમને જવો ઘટે.

આ દાયકે આનંદશંકરથી ઉમાશંકર સુધીના વિદ્વાનોનો આ વિભાગમાં ફાળો નોંધાયો છે. તેમાં માત્ર ગ્રંથાવલોકનનું જ સાહિત્ય નથી. ઊંચી શિષ્ટ કૃતિઓ અને ગ્રંથકારો વિશે અભ્યાસલેખો, સાહિત્ય અને વિવેચનના તાત્ત્વિક સિદ્ધાંતોની વિચારણા તથા તેના કૂટ પ્રશ્નોની છણાવટ, સાહિત્યનાં ઘડતરબળો ને તેની શાખાઓના વિકાસની સમીક્ષા—એ સર્વનો પણ એમાં સમાવેશ થાય છે. વિવેચનનું અગત્યનું કાર્ય સહૃદયોને સાહિત્યમાં રહેલાં સૌન્દર્યતત્ત્વો પ્રત્યક્ષ કરી આપી તેનું આસ્વાદન કરાવવાનું છે અને તે કર્તવ્ય આ દાયકાના આપણા ઘણાખરા વિવેચકોએ નિષ્ઠાથી અને કુશળતાથી બજાવ્યું છે.

વિવેચનદૃષ્ટિ અને શૈલી પરત્વે પંડિતયુગના વિવેચકોથી નવીન યુગના વિવેચકો જુદા તરી આવે છે. પંડિતયુગના વિવેચકોની દૃષ્ટિ તેમના બદ્ધમતોથી મર્યાદિત છતાં શાસ્ત્રીયતાને જાળવવામાં રાચતી. તેમની આલોચનાની પદ્ધતિ ઘણે અંશે પૃથક્કરણાત્મક હતી અને ઘણુંખરું વિષયાંતરમાં સરી જતી. સાહિત્યનાં પરંપરાપ્રાપ્ત અને રૂઢ બની ચૂકેલાં સ્વરૂપો, અંગો, તેમજ શૈલી, સાહિત્યિક ભાવનાઓ આદિમાં તેમને વિશેષ રસ હતો. તેમની વિવેચનશક્તિ પાંડિત્યપ્રેરિત અને દીર્ઘસૂત્રી હતી. પરંતુ નવીન વિવેચકોની દૃષ્ટિ શાસ્ત્રીયતાને તોડવામાં નહિ, છતાં અરૂઢ સૌન્દર્યરીતિઓને સમભાવથી અપનાવવામાં કૃતકૃત્ય થાય છે. કેટલાક બદ્ધમતો તો તેમને પણ નડતા હશે, પણ તે તેમના દર્શન આડે બહુ આવતા જણાતા નથી. તેમની વિવેચનપદ્ધતિ પૃથક્કરણાત્મક તેટલી જ સંયોજનાત્મક (synthetic), સારગ્રાહી, મુખ્ય તત્ત્વને લક્ષનારી અને સુશ્લિષ્ટ નિબંધનું સ્વરૂપ જાળવનારી

છે નવીનોની નિરૂપણરીતિ રસળતી, આવેશવિહોણી ને પ્રસાદ અને વિવેકના ગુણોથી યુક્ત છે આમ છતાં પંડિતોનુ વિવેચન વિષયની સર્વાંગી છણાવટ કરી તેના હાર્દમાં ઊંડુ ખૂચી જતુ, નવીનોમાં એટલુ તલગામી બળ કદ્‌ચિત જ જોવા ર હે છે

આ ગાળામા પ્રકાશન પામેલા વિવેચનસંગ્રહોમાના ઘણાખરા લેખો આગના દાયકામાં કે કદાચ એથીય વહેલા લખાયા હશે પણ સુવિધાને ખાતર અહીં જે દાયકામાં પુસ્તક પ્રકાશન પામ્યુ એ દાયકાની સંપત્તિ તરીકે તેને આવકારવામાં આવેલ છે

એ દષ્ટિએ જોતાં આચાર્ય આનંદશંકર ધ્રુવ ( 'સાહિત્યવિચાર', 'દિગ્દર્શન ) દી બ. કેશવલાલ ધ્રુવ ( 'સાહિત્ય અને વિવેચન' ભા ૨' ) પ્રા બળવંતરાય ઠાકોર ( 'નવીન કવિતા વિશે વ્યાખ્યાનો', 'વિવિધ વ્યાખ્યાનો'-ગુચ્છ ૧-૨ ) શ્રી કનૈયાલાલ મુનશી ( આદિ વચનો' ), પ્રો મોહનલાલ દવે ( 'વિવેચન', 'રસપાન' ), પ્રો. અતિસુખશંકર ત્રિવેદી ( 'આત્મવિનોદ' ) પ્રો રામનારાયણ પાઠક ( આલોચના' ) શ્રી વિશ્વનાથ ભટ્ટ ( 'નિકષરેખા ) પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ( 'પરિશીલન', 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય ), સ્વ નવલરામ ત્રિવેદી ( 'નવા વિવેચનો', 'શેષ વિવેચનો', શામળનું વાર્તાસાહિત્ય' ), પ્રો ડોલરરાય માંકડ ( 'કાવ્યવિવેચન' ), સ્વ ઝવેરચંદ મેઘાણી ( પરિભ્રમણ' ભા ૧-૨-૩, 'લોકસાહિત્યનું સમાલોચન', 'ધરતીનુ ધાવણ ' ), પ્રો અનંતરાય રાવળ ( 'સાહિત્યવિહાર', 'ગંધાક્ષત' ), પ્રો મનસુખલાલ ઝવેરી ( થોડા વિવેચનલેખો' ), શ્રી ઉમાશંકર જોષી ( 'સમસંવેદન', 'અખો-એક અધ્યયન' ), શ્રી ધનસુખલાલ મહેતા ('આરામખુરશીએથી') સ્વ શંકરલાલ શાસ્ત્રી ('સાહિત્યદૃષ્ટાંતે'), પ્રો પ્રેમશંકર ભટ્ટ ( 'મધુપર્ક' ) વગેરેના અઢાર પુસ્તકો આ દાયકે પ્રસિદ્ધ થયા છે એ ઉપરાંત ગુજરાત સાહિત્ય સભા તરફથી ઇ સ ૧૯૪૧ થી '૪૮ સુધીના ગાળાની વાર્ષિક સમાલોચનાઓનાં આઠ પુસ્તકો પ્રગટ થયાં છે તથા સાહિત્યમધુરામય' ( વિલે પાર્લે સાહિત્યસભા, મુબઈ), 'ગ્રંથકાર સમેલન વ્યાખ્યાનમાળા' (પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા ), 'વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા ' ( ગુજ વિદ્યાસભા, અમદાવાદ), તેમજ 'સાહિત્ય અને સંસ્કાર' ( ભારતી સાહિત્ય સંઘ, મુબઈ-અમદાવાદ ) જેવા પુસ્તકોમાં વિવિધ વિવેચકોના લેખો સંઘરાયા છે આમ આ દસકાનુ વિવેચનસાહિત્ય વિપુલ છે

આ બધા વિવેચનસંગ્રહોમાં 'સાહિત્યવિચાર' અને 'દિગ્દર્શન' તેના કર્તાની સ્વસ્થ તત્ત્વાન્વેષી અને સમતોલ વિચારસરણી તથા સત્ત્વગ્રાહી, મર્મદર્શી અને મધુર વિવેચનશૈલી વડે વિશેષે દીપે છે. તેમના લાક્ષણિક વ્યક્તિત્વથી અનોખા બનેલા પ્રો. ઠાકોરના ત્રણે વ્યાખ્યાન-સંગ્રહો નર્મદ, ગોવર્ધનરામ, મણિલાલ, અને રમણભાઈ જેવા સાહિત્યકારો તેમજ નવીન કવિતાના પ્રવાહો તથા લક્ષણો વિશેના તેમના તુલનાત્મક, તલસ્પર્શી, નીડર અને રહસ્યોદ્ઘાટક વિવેચનથી મનનીય બન્યા છે. પ્રો. ઠાકોરનું વિવેચન નરસિંહરાવની જેમ 'સમર્થ' વિશેષણનું અધિકારી સહેજે બની જાય છે. દી. બ. ધ્રુવના લેખો મુખ્યત્વે પ્રાચીન—મધ્યકાલીન ભાષા, સાહિત્ય અને છંદો વિશેના છે. એ લેખો વ્યુત્પન્ન પંડિત, પ્રતિભાશાળી સંશોધક, ભાષાના વિવિધ થરોના સૂક્ષ્મ નિરીક્ષક તથા ઝરણાં જેવી સ્વચ્છ પ્રવાહીને મધુર છતાં ગૌરવાન્વિત શૈલીના સ્રષ્ટાની સરજત છે. 'વાગ્વ્યાપાર' જેવો લેખ તો ગુજરાતી ભાષા અને ઉચ્ચારશાસ્ત્રનું ઉત્તમ ઘરેણું છે. શ્રી મુનશી સાહિત્યના તાત્ત્વિક સિદ્ધાંતો ચર્ચતાં સાહિત્યની ચોક્કસ એકલક્ષિતા અને પરિભાષામાં ગૂંચવાડો ઊભો કરે છે. તેમની રજૂઆતમાં અવિશ્ચ્તાને ઉત્કટતાનું પ્રમાણ વિશેષ છે. તેમની રસદૃષ્ટિ પાશ્ચાત્ય સાહિત્યથી ઘડાયેલી છે. આમ છતાં ગુજરાતભક્તિ અને સાહિત્ય-સર્જન પાછળનો સ્વાનુભવવ્યાપાર તેમની પાસે અભ્યાસક્ષમ લેખો લખાવે છે. પ્રો. પાઠકનાં ગ્રંથાવલોકનો સમગ્ર પુસ્તકની સમીક્ષા કરવા કરતાં તેમાંના થોડાક ચર્ચાસ્પદ મુદ્દાઓની વિશદતા અને ઝીણવટથી છણાવટ કરવા તરફ ઝોક વધુ રાખે છે. તર્કશાસ્ત્રી અને તત્ત્વચિંતક પાઠકનો વિવેચક પાઠકને ઉત્તમ લાભ મળેલો છે. 'નિકષરેખા'માંના 'સર્જનાત્મક આત્મકથા' 'પંડિતયુગનું મહાકાવ્ય' અને મેઘાણી વિશેના લેખો ઉત્તમ કક્ષાના છે. શ્રી વિશ્વનાથની વિવેચનપદ્ધતિ અશેષ નિરૂપણવાળી, પૃથક્કરણલક્ષી અને દીર્ઘસૂત્રી છે પણ તેથી તેમનું વિવેચન સ્વયંપૂર્ણ અને સર્વગ્રાહી નીવડે છે. એમની શૈલીમાં ગૌરવ અને પ્રૌઢિની સાથે સરળતાની માત્રા પણ એટલી જ રહેલી છે. પ્રો. વિષ્ણુપ્રસાદની વિવેચનશૈલી શ્રી વિશ્વનાથથી તદ્દન જુદી પડી આવે છે. વિશ્વનાથ જ્યાં સ્વાભિપ્રાયોને અનેક પ્રમાણોથી સમર્થિત કરીને લંબાણથી રજૂ કરે છે ત્યાં વિષ્ણુપ્રસાદ વેધક દૃષ્ટિથી વિવેચ્ય પદાર્થના સત્ત્વને ઝડપથી ગ્રહી લઈને સુઘટિત લાઘવથી મતદર્શન કરાવે છે. એમ કરતી વેળા તેઓ કેટલીક રમતિયાળ અને સૌંદર્યરસિક બને છે, તેથી તેમની શૈલીમાં સર્જનાત્મક અંશો પ્રગટે છે. પણ એથી સાહિત્યનો તેમનો અભ્યાસ

તાત્ત્વિક અને ઊંડા હોવા છતાં, ભ્રમરની જેમ વિવિધ પુષ્પોમાંથી થોડાંક રસબિંદુઓનું આસ્વાદન લેતા મધુકરની રસ-ચાખણી જેટલો જ લાભ આપે છે. તેમણે 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય'માં આપણાં ધાર્મિક, સાંસારિક અને સાહિત્યિક આંદોલનોની ઐતિહાસિક દિગ્દર્શન સહિત તાત્ત્વિક આલોચના કરેલી છે. નવલરામ ત્રિવેદીનું વિવેચન શ્રપાટીની સહેલમાં રાચે છે. આછો વિનોદ, કુતૂહલવર્ધક વિગતોની રજૂઆત અને સમાજસુધારાનું વલણ તેમનાં વિવેચનોને આસ્વાદ્ય બનાવે છે સ્વ મેઘાણીના વિવેચનલેખો જનતા અને સાહિત્યની સંયોગી કડી બની રહે છે એમનું વિવેચન કવિ ન્હાનાલાલની જેમ રસદર્શી તેમ સારગ્રાહી છે. સૌન્દર્યઝંખુ કવિની વેદનશીલતાથી વિષયની તપાસ અને તેના નિરૂપણમાં આત્મલક્ષી દૃષ્ટિકોણ એ સ્વ. મેઘાણીના વિવેચનની વિશિષ્ટતા તથા મર્યાદા છે. લોકસાહિત્યમાં રહેલા બલવત્તર સૌન્દર્ય-અંશોને છતા કરી કંઠસ્થ સાહિત્યની સુપ્રતિષ્ઠા સ્થાપતું, લોકવાણીના પ્રવાહની જીવંતતાનાં અનેક પ્રમાણો દર્શાવતું અને ફાર્બસ-દલપતથી માંડી આજ સુધીનો આપણા લોકસાહિત્યના સંશોધન-પ્રકાશનનો કડીબદ્ધ ઇતિહાસ આલેખતું તેમનું 'લોકસાહિત્યનું સમાલોચન' આપણા સાહિત્યમાં એ વિષયનું અપૂર્વ પુસ્તક છે 'કાવ્યવિવેચન'ના કર્તા પ્રૌ. માંકડનો સંસ્કૃત રસ અને અલંકારશાસ્ત્રનો અભિનિવેશ ખૂબ ઊંડો છે. કાવ્યોના વિવેચનમાં રસ, તાત્પર્ય, કાવ્યસ્વરૂપ, અલંકાર, છંદ વગેરેની તાત્ત્વિક ચર્ચા શાસ્ત્રીયતાથી કરીને તેઓ કાવ્યનું રસદર્શન કરાવે છે. સ્વતંત્ર મતદર્શન, વિવેચનની ચોક્કસ પરિભાષા તથા વિશદતા માટેની તેમની ચીવટ તેમના વિવેચનના ખાસ તરી આવતાં લક્ષણો છે. પ્રૌ. રાવળની વિવેચનપદ્ધતિ ખરેખરા અધ્યાપકની છે. વિષયનું અશેષ નિરૂપણ, એકે એક મુદ્દાની વ્યવસ્થિત રજૂઆત અને તેમાંની ચર્ચાપાત્ર બાબતોનું ક્રમિક પૃથક્કરણ તેમના વિવેચનનું એક મહત્ત્વનું અંગ બની ગયેલ છે. પદ્ધતિ પરત્વે વિશ્વનાથ અને વિષ્ણુપ્રસાદના મધ્યાન્તરે તેમનું સ્થાન છે. દીર્ઘ પીંજણ કર્યા વિના વિષયનું સંપૂર્ણ નિરૂપણ તેઓ આપે છે. શૈલીનો એમને શોખ નથી છતાં વિશદ, પ્રવાહી, સંમાર્જિત શૈલી તેમના નિબંધોને લાક્ષણિક છટા આપે છે. સ્પષ્ટતાથી છતાં નમ્રતા અને મીઠાશથી સ્વમત રજૂ કરવાની તેમની ફાવટ પ્રશસ્ય છે. પ્રૌ. મનસુખલાલ અને શ્રી. ઉમાશંકરનાં વિવેચનો કવિ અભ્યાસીની સરજતરૂપ ગણાય. વક્તવ્યનું સામંજસ્ય, શૈલીની મધુરરસિકતા અને અભિપ્રાયદર્શનમાં સ્પષ્ટતા એ બંને કવિ વિવેચકોનો સમાન ગુણ છે. પણ સર્જક અને ભાવકના

તાત્ત્વિક સંબંધો અને વ્યાવર્તક લક્ષણોની ચર્ચામાં મનસુખલાલના કરતાં ઉમાશંકરનો અભિનિવેશ વધુ મૂલગામી છે. વ્યવસ્થિત વિચારધારા અને વિવેચનશક્તિનો સળંગ આવિર્ભાવ ઉભયના સાહિત્ય-નિબંધોને શોભાવે છે, પણ ઉમાશંકરમાં દૃષ્ટિની વેધકતા, ચિકિત્સકની ચકોરતા અને રહસ્યોદ્‌ઘાટનની સૂક્ષ્મતા વિશેષ જોવા મળે છે. 'અખો—એક અધ્યયન' સત્તરમી સદીની પ્રશ્વાદ્‌ભૂ સમેત વેદાન્તી કવિ અખાના સમગ્ર જીવન અને કવન ઉપરના ઊંડા અને તુલનાત્મક સંશોધન-વિવેચનના પરિપાકરૂપ ઉત્તમ પ્રબંધ (Thesis) છે. શ્રી. ધનસુખલાલ મહેતાનાં ગ્રંથાવલોકનો અને ચર્ચાલેખો પરદેશી સાહિત્યના સારા જાણકાર, કલાભક્ત અને સારા વાર્તાકારનાં મતદર્શનો છે. બાકીના વિવેચકોમાંથી પ્રો. મોહનલાલ દવે, પ્રો. શાસ્ત્રી અને પ્રો. અતિસુખશંકરના વિવેચનલેખો સાહિત્યનો અભ્યાસ આરંભનાર વિદ્યાર્થીઓ અને પૃથક્‌જનોને સારું માર્ગદર્શન અને માહિતી આપે તેવા છે.

વિવેચનની કેડી આમ રાજમાર્ગ બનતી જતી હોવાથી જ એક બે વિનંતી કરવી ધૃષ્ટતા નહિ ગણાય. વિવેચકોએ સાહિત્યની વિવિધ કૃતિઓ કે કર્તાઓ ઉપર છૂટક નિબંધો લખવાની સાથે મહત્ત્વના સાહિત્યસ્વામી કે તેની અગત્યની કૃતિઓ વિશે સંપૂર્ણ સ્વાધ્યાય પણ તૈયાર કરવો જોઈએ પ્રેમાનંદ, ગોવર્ધનરામ, ન્હાનાલાલ અને મુનશી વર્ષોથી અધિકારી વિવેચકોની રાહ જુએ છે એમ જ વિવિધ સાહિત્ય-પ્રકારોના સ્વરૂપ અને વિકાસ ઉપર પણ તેમની પાસેથી નિદાન એક એક પુસ્તક મળવું ઘટે. ગુજરાતી ભાષાના ઉત્તમ શિષ્ટ ગ્રંથો ઉપર પણ સર્વગ્રાહી અધ્યયન—વિવેચનની અપેક્ષા રહે છે. હવેના દાયકામાં એ સંતોષાશે ?

## સાહિત્યનો ઇતિહાસ

આ દાયકે સાહિત્ય કે સાહિત્યપ્રકારનો ઇતિહાસ આપતાં ૭ પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાંનાં ચાર ગુજરાતી સાહિત્ય વિશે છે, એક સંસ્કૃત નાટ્યશાસ્ત્ર સંબંધી છે અને એક ફારસી સાહિત્ય વિશે છે.

છેલ્લા સો વરસના સાડાત્રણસો જેટલા ગુજરાતી કવિઓ અને તેમની નાની મોટી બારસોથી વધુ કૃતિઓને પોતાના ફલકમાં સમાવી તાત્ત્વિક તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ તેમનું વિવેચન કરતો શ્રી. સુંદરમનો 'અર્વાચીન કવિતા' ઉપરનો બૃહદ્ ગ્રંથ આ દાયકાના ગુજરાતી સાહિત્યનું એક

તાત્ત્વિક અને ઊંડા હોવા છતાં, ભ્રમરની જેમ વિવિધ પુષ્પોમાંથી થોડાંક રસબિંદુઓનું આસ્વાદન લેતા મધુકરની રસ–ચાખણી જેટલો જ લાભ આપે છે. તેમણે 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય'માં આપણાં ધાર્મિક, સાંસારિક અને સાહિત્યિક આંદોલનોની ઐતિહાસિક દિગ્દર્શન સહિત તાત્ત્વિક આલોચના કરેલી છે. નવલરામ ત્રિવેદીનું વિવેચન સપાટીની સહેલમાં રાચે છે. આછો વિનોદ, કુતૂહલવર્ધક વિગતોની રજૂઆત અને સમાજસુધારાનું વલણ તેમના વિવેચનોને આસ્વાદ્ય બનાવે છે સ્વ. મેઘાણીના વિવેચનલેખો જનતા અને સાહિત્યની સંયોગી કડી બની રહે છે એમનું વિવેચન કવિ ન્હાનાલાલની જેમ રસદર્શી તેમ સારગ્રાહી છે. સૌન્દર્યઝંખુ કવિની વેદનશીલતાથી વિષયની તપાસ અને તેના નિરૂપણમાં આત્મલક્ષી દૃષ્ટિકોણ એ સ્વ. મેઘાણીના વિવેચનની વિશિષ્ટતા તથા મર્યાદા છે. લોકસાહિત્યમાં રહેલા બલવત્તર સૌન્દર્ય–અંશોને છતા કરી કંઠસ્થ સાહિત્યની સુપ્રતિષ્ઠા સ્થાપતું, લોકવાણીના પ્રવાહની જીવંતતાનાં અનેક પ્રમાણો દર્શાવતું અને ફાર્બસ–દલપતથી માંડી આજ સુધીનો આપણા લોકસાહિત્યના સંશોધન–પ્રકાશનનો કડીબદ્ધ ઇતિહાસ આલેખતું તેમનું 'લોકસાહિત્યનું સમાલોચન' આપણા સાહિત્યમાં એ વિષયનું અપૂર્વ પુસ્તક છે 'કાવ્યવિવેચન'ના કર્તા પ્રો. માંકડનો સંસ્કૃત રસ અને અલંકારશાસ્ત્રનો અભિનિવેશ ખૂબ ઊંડો છે. કાવ્યોના વિવેચનમાં રસ, તાત્પર્ય, કાવ્યસ્વરૂપ, અલંકાર, છંદ વગેરેની તાત્ત્વિક ચર્ચા શાસ્ત્રીયતાથી કરીને તેઓ કાવ્યનું રસદર્શન કરાવે છે. સ્વતંત્ર મતદર્શન, વિવેચનની ચોક્કસ પરિભાષા તથા વિશદતા માટેની તેમની ચીવટ તેમના વિવેચનના ખાસ તરી આવતાં લક્ષણો છે. પ્રો. રાવળની વિવેચનપદ્ધતિ ખરેખરા અધ્યાપકની છે. વિષયનું અશેષ નિરૂપણ, એકે એક મુદ્દાની વ્યવસ્થિત રજૂઆત અને તેમાંની ચર્ચાપાત્રબાબતોનું ક્રમિક પૃથક્કરણ તેમના વિવેચનનું એક મહત્ત્વનું અંગ બની ગયેલ છે. પદ્ધતિ પરત્વે વિશ્વનાથ અને વિષ્ણુપ્રસાદના મધ્યાન્તરે તેમનું સ્થાન છે. દીર્ઘ પીંજણ કર્યા વિના વિષયનું સંપૂર્ણ નિરૂપણ તેઓ આપે છે. શૈલીનો એમને શોખ નથી છતાં વિશદ, પ્રવાહી, સંમાર્જિત શૈલી તેમના નિબંધોને લાક્ષણિક છટા આપે છે. સ્પષ્ટતાથી છતાં નમ્રતા ચ મીઠાશથી સ્વમત રજૂ કરવાની તેમની ફાવટ પ્રશસ્ય છે. પ્રો. મનસુખ અને શ્રી. ઉમાશંકરનાં વિવેચનો કવિ અભ્યાસીની સરજતરૂપ વક્તવ્યનું સામંજસ્ય, શૈલીની મધુરરસિકતા અને અભિપ્રાય સ્પષ્ટતા એ બંને કવિ વિવેચકોનો સમાન ગુણ છે. પણ સર્જક અને

આ પુસ્તકમાં મળતો હોવાથી એ આપણા સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરારૂપ ગણાશે. ગુજરાતી માસિક પત્રોનો ઇતિહાસ પણ લખાવાની જરૂર છે.

નાનકડી 'સાહિત્યપ્રવેશિકા' આપ્યા બાદ તેનીય લઘુ આવૃત્તિ જેવી 'સાહિત્યપ્રારંભિકા' શ્રી. હિંમતલાલ અંજારિયાએ આ દાયકામાં પ્રગટ કરી છે, જે સાહિત્યના અભ્યાસની શરૂઆત કરનાર વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે.

ભારતીય નાટ્યશાસ્ત્રના વિકાસનું દર્શન કરાવતું 'સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખા' ગુજરાતી ભાષામાં એ વિષયનું એક અગત્યનું પુસ્તક છે. નાટ્યશાસ્ત્રના ચાળીસથીય વધુ મીમાંસકો, તેમની કૃતિઓની વિશેષતાઓ અને નાટ્યશાસ્ત્રના જુદાજુદા વિષયોનો ક્રમિક વિકાસ તેમણે તેમાં ઝીણવટથી આલેખી બતાવ્યો છે. રૂપકપ્રકાર, રસ, નાયક આદિનું પણ તેમના ઐતિહાસિક ક્રમ સહિત તાત્ત્વિક નિરૂપણ આ લઘુ પુસ્તકમાં મળે છે. પુસ્તકમાં પ્રો. માંકડની તોલનશક્તિ, ઇતિહાસદૃષ્ટિ અને નાટ્યશાસ્ત્રનો ઊંડો અભિનિવેશ પ્રતીત થાય છે.

'ફારસી સાહિત્યનો ઇતિહાસ'માં શ્રી. એફ. એમ. લોખંડવાળાએ યુગવાર વિભાગો પાડીને ફારસી સાહિત્યના લગભગ ૧૧૦૦ વર્ષનો માહિતીપૂર્ણ ઇતિહાસ સક્ષેપમાં રજૂ કર્યો છે. ફારસી સાહિત્યકારો વિશે આમાંથી સારી માહિતી મળી રહે છે; તેના વિવિધ સાહિત્યપ્રકારો અને પ્રવાહોનો સળંગસત્રિત વિકાસ આપવાનું લેખકને ઉદ્દિષ્ટ નહિ હોય એમ પુસ્તક વાંચતાં સમજાય છે.

## સંશોધન — સંપાદન

છેલ્લાં દસ વરસમાં ગુજરાતનાં પ્રાચીન-મધ્યકાલીન ઇતિહાસ-પુરાતત્ત્વ, ભાષાસાહિત્ય તથા પિંગળ, વ્યાકરણ અને લલિતકલાઓ વિશે સંશોધન-પ્રવૃત્તિ કરનારા વિદ્વાનોમાં મુનિશ્રી જિનવિજયજી, પ્રો. રામનારાયણ પાઠક, ડૉ. ભોગીલાલ સાંડેસરા, શ્રી. મધુસૂદન મોદી, પ્રો. કાન્તિલાલ વ્યાસ, ડૉ. હરિવલ્લભ ભાયાણી, ડૉ મંજુલાલ મજમુદાર, શ્રી. કેશવરામ શાસ્ત્રી ને શ્રી. ઉમાશંકર જોષી પહેલી નજરે આગળ તરી આવે છે.

પ્રો. પાઠકકૃત 'પ્રાચીન ગુજરાતી છંદો—એક ઐતિહાસિક સમાલોચના' આ દાયકાના સંશોધન—વિવેચનના ગ્રંથોમાં અગ્રગણ્ય છે. દલપતરામ, રણછોડભાઈ અને કેશવ હર્ષદ ધ્રુવે પદ્યરચનાઓના સ્વરૂપ-

અમૂલ્ય પ્રકાશન છે અર્વાચીન કવિતાના ત્રણ સ્તબકો પાડી તે તે ગાળાની કવિતાના પ્રેરક બળો અને મુખ્ય લક્ષણોની સવિસ્તર નોંધ લીધા પછી આધુનિક કવિતાપ્રવાહની સમીક્ષા કરીને અર્વાચીન કાવ્યપ્રવૃત્તિની સંપૂર્ણ વિકાસશૃંખલા શ્રી સુંદરમે આ પુસ્તકમાં કુશળપણે યોજી છે. 'ઓછા જાણીતા રહેલા કવિઓ અને કૃતિઓમાંથી બને ત્યાં લગી તેમના ગુણને છતા કરી આપે તેવાં અવતરણો જરા છુટ્ટા હાથે' તેમણે વેર્યા છે, તો નરસિંહરાવ, કલાપી, ખબરદાર, ન્હાનાલાલ આદિની કડક દૃષ્ટિએ સમીક્ષા કરી છે અભ્યાસ, શ્રમ નિષ્ઠા, ગુણાનુરાગિતા સર્જકતાને પારખવાની આમૂલ પકડ, સ્પષ્ટવક્તૃત્વ અને અરવિંદની કાવ્યભાવનાનો રંગ શ્રી સુંદરમની વિવેચકતાના મુખ્ય ગુણો છે

'ગુજરાતી સાહિત્યની રૂપરેખા'માં શ્રી વિજયરાય વૈદ્ય સાહિત્યથી પરિચિત અભ્યાસપ્રેમીઓને લક્ષમાં રાખીને ઈ સ ૯૯૦ થી આધુનિક સમય સુધીનો લેખકવાર ને યુગવાર મધ્યમ ભરનો રેખાત્મક ઇતિહાસ આપ્યો છે. શ્રી મુનશીના 'Gujarāta and its literature' પછી એ વિષયના અધિકારી લેખક પાસેથી મળતું આ પહેલું જ પ્રમાણભૂત પુસ્તક છે. અનેક સ્થળે તોલન અને વિવેચન પરત્વે અપૂરતું હોવા છતાં તે વિજયરાયના જ્ઞાનકોશના સમૃદ્ધ અને મર્મગ્રાહી પરિપાકરૂપ છે તેમની સારગ્રાહી દૃષ્ટિ અને સઘન શૈલી જ માત્ર ૩૫૦ જેટલાં પૃષ્ઠોમાં ૧૦૦૦ વર્ષોનો ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ સમેટી શકે આપણા સાહિત્યનો એક ખુદત્ સંપૂર્ણ ઇતિહાસ તેમની પાસેથી મળે, તો એક મોટી ઊણપ પુરાય એવી અપેક્ષા આ પુસ્તક જગાડે છે.

ડૉ. રતનજી રૂસ્તમજી માર્શલે પીએચ ડી. ની ડીગ્રી માટે પ્રો વિષ્ણુપ્રસાદની રાહબરી નીચે તૈયાર કરેલો મહાનિબંધ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ' જેવાં સો વરસના અખબારી સાહિત્યનો વિકાસક્રમ આલેખે છે. સૌથી જૂના વર્તમાનપત્ર 'મુંબઈ સમાચાર'થી માંડીને આજ દિન સુધીના તમામ દૈનિકો; સાપ્તાહિકો અને પાક્ષિકોની યોગ્ય નોંધો તેમાં લેવાઈ છે 'ગુજરાતી', 'નવજીવન', 'સૌરાષ્ટ્ર' અને 'પ્રજાબંધુ' જેવાં કેટલાંક વિશિષ્ટ પત્રોએ ગુજરાતનું અખબારી સાહિત્ય વિકસાવવામાં, તેમાં નવીન રૂપરંગ, શૈલી, ભાષા અને સામગ્રી પૂરવામાં અને ગુજરાતી ગદ્યને નવો ઓપ આપવામાં આપેલા ફાળાનું સંક્ષિપ્ત વિવેચન પણ લેખકે તેમાં કર્યું છે ગુજરાતી પત્રકારિત્વનો ક્રમબદ્ધ ઇતિહાસ સૌથી પહેલો

આ પુસ્તકમાં મળતો હોવાથી એ આપણા સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરારૂપ ગણાશે. ગુજરાતી માસિક પત્રોનો ઇતિહાસ પણ લખાવાની જરૂર છે.

નાનકડી 'સાહિત્યપ્રવેશિકા' આપ્યા બાદ તેની ય લઘુ આવૃત્તિ જેવી 'સાહિત્યપ્રારંભિકા' શ્રી. હિંમતલાલ અંજારિયાએ આ દાયકામાં પ્રગટ કરી છે, જે સાહિત્યના અભ્યાસની શરૂઆત કરનાર વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે.

ભારતીય નાટ્યશાસ્ત્રના વિકાસનું દર્શન કરાવતું 'સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખા' ગુજરાતી ભાષામાં એ વિષયનું એક અગત્યનું પુસ્તક છે. નાટ્યશાસ્ત્રના ચાળીસથી ય વધુ મીમાંસકો, તેમની કૃતિઓની વિશેષતાઓ અને નાટ્યશાસ્ત્રના જુદા જુદા વિષયોનો ક્રમિક વિકાસ તેમણે તેમાં ઝીણવટથી આલેખી બતાવ્યો છે. રૂપકપ્રકાર, રસ, નાયક આદિનું પણ તેમના ઐતિહાસિક ક્રમ સહિત તાત્ત્વિક નિરૂપણ આ લઘુ પુસ્તકમાં મળે છે. પુસ્તકમાં પ્રો. માંકડની તોલનશક્તિ, ઇતિહાસદૃષ્ટિ અને નાટ્યશાસ્ત્રનો ઊંડો અભિનિવેશ પ્રતીત થાય છે.

'ફારસી સાહિત્યનો ઇતિહાસ'માં શ્રી. એફ. એમ. લોખંડવાળાએ યુગવાર વિભાગો પાડીને ફારસી સાહિત્યનાં લગભગ ૧૧૦૦ વર્ષનો માહિતીપૂર્ણ ઇતિહાસ સંક્ષેપમાં રજૂ કર્યો છે. ફારસી સાહિત્યકારો વિશે આમાંથી સારી માહિતી મળી રહે છે; તેના વિવિધ સાહિત્યપ્રકારો અને પ્રવાહોનો સળંગસૂત્રિત વિકાસ આપવાનું લેખકને ઉદ્દિષ્ટ નહિ હોય એમ પુસ્તક વાંચતાં સમજાય છે.

## સંશોધન – સંપાદન

છેલ્લાં દસ વરસમાં ગુજરાતનાં પ્રાચીન–મધ્યકાલીન ઇતિહાસ–પુરાતત્ત્વ, ભાષાસાહિત્ય તથા પિંગળ, વ્યાકરણ અને લલિતકલાઓ વિશે સંશોધન–પ્રવૃત્તિ કરનારા વિદ્વાનોમાં મુનિશ્રી જિનવિજયજી, પ્રો. રામનારાયણ પાઠક, ડૉ ભોગીલાલ સાંડેસરા, શ્રી. મધુસૂદન મોદી, પ્રો. કાન્તિલાલ વ્યાસ, ડૉ. હરિવલ્લભ ભાયાણી, ડૉ મંજુલાલ મજમુદાર, શ્રી. કેશવરામ શાસ્ત્રી ને શ્રી. ઉમાશંકર જોષી પહેલી નજરે આગળ તરી આવે છે.

પ્રો. પાઠકકૃત 'પ્રાચીન ગુજરાતી છંદો—એક ઐતિહાસિક સમાલોચના' આ દાયકાના સંશોધન—વિવેચનના ગ્રંથોમાં અગ્રગણ્ય છે. દલપતરામ, રણછોડભાઈ અને કેશવ હર્ષદ ધ્રુવે પદ્યરચનાઓના સ્વરૂપ-

ખંધારણ અને લક્ષણોનું જે જ્ઞાન મેળવી આપ્યું હતું, તેમાં પ્રો. પાઠક અપભ્રંશકાળના દોહાથી માંડીને દયારામની દેશીઓ સુધી પ્રવર્તતા પિંગળના સૂક્ષ્મ નિયમોની શાસ્ત્રીય તપાસ કરી વધારો કર્યો છે. દી. બ. ધ્રુવે સમજાવેલો વૈદિક કાલથી માંડીને અપભ્રંશકાલ સુધીની પદ્યરચનાઓનો ઐતિહાસિક વિકાસક્રમ આ પુસ્તક દ્વારા અદ્યતન બને છે.

મધ્યકાલીન સાહિત્યમાં વૃત્તોનો પ્રયોગ થયો જ નહોતો, એ માન્યતાને જૂઠી ઠરાવતો ગુજરાતી ભાષાના લગભગ આરંભથી માંડી દયારામ સુધીના સાહિત્યમાં થયેલી અક્ષરમેળ વૃત્તરચનાઓનો ઐતિહાસિક દૃષ્ટિએ પરિચય ડૉ. સાંડેસરાએ 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના' નામની પુસ્તિકામાં કરાવ્યો છે.

'આપણા કવિઓ'—ખં. ૧ માં શ્રી. કે. કા. શાસ્ત્રીએ નરસિંહયુગ પહેલાંની પ્રાપ્ય એટલી તમામ સાહિત્યકૃતિઓને તપાસી આપણી ભાષાની વિકાસકોટિઓ, તેનું વ્યાકરણ તથા પદ્યબંધો અને સાહિત્યસ્વરૂપો વિસ્તૃત અવતરણો આપીને શાસ્ત્રીયતાથી સમજાવવાનો સમર્થ-પ્રયત્ન કર્યો છે. લેખકે 'કવિચરિત'-ભા. ૨માં સં. ૧૬૨૪ થી સં ૧૭૧૬ સુધીના નાના મોટા બધા જ ગુજરાતી કવિઓ અને તેમની કૃતિઓ વિશે સંશોધન કરી સારી માહિતી પૂરી પાડી છે. તેમના સંશોધનવિષયક લેખસંગ્રહો 'અક્ષર અને શબ્દ', 'અનુશીલન' અને 'સંશોધનને માર્ગે'—એ ત્રણેમાં મળીને ભાષા-છંદ-વ્યાકરણના, લિપિ-જોડણીના, સાહિત્યિક-સાંસ્કૃતિક ઇતિહાસના અને પુરાતત્ત્વના કુલ ૭૬ લેખો સંઘરાયા છે. વિષયની રજૂઆત, ચર્ચા અને સ્વતંત્ર વિધાનોનાં ઉમેરણોમાં તેમના અભ્યાસની વ્યાપકતા અને તેમની પ્રગલ્ભ વિચારકતા દેખાય છે.

'અખો—એક અધ્યયન'ની જેમ તેમના બીજા સંશોધનાત્મક ગ્રંથ 'પુરાણોમાં ગુજરાત'માં પણ શ્રી. ઉમાશંકરનો વિષયનો ઊંડો અભિનિવેશ ધ્યાન ખેંચે છે. 'સ્કંદપુરાણ' અને 'મહાભારત'ને મુખ્ય આધાર તરીકે રાખીને સંસ્કૃત, જૈન અને બૌદ્ધ ભાષાસાહિત્ય તથા પરદેશી મુસાફરોનાં વર્ણનો, પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ ઇત્યાદિની સહાય લઈને ગુજરાતની પ્રાચીન ભૌગોલિક સામગ્રીનો આ ગ્રંથ તેમણે તૈયાર કર્યો છે. એમાં દેખાતી શ્રી. ઉમાશંકરની શાસ્ત્રપૂત દૃષ્ટિ અને નિર્ણયશક્તિ તેમને ઉચ્ચ કોટિના સંશોધક અને પુરાતત્ત્વશોધક ઠરાવે છે.

શ્રી. પ્રસન્ન વકીલે પીએચ. ડી.ની ડીગ્રી માટે તૈયાર કરેલો 'પ્રેમાનંદની સંદિગ્ધ કૃતિઓ' વિશેનો મહાનિબંધ પ્રેમાનંદની શંકાસ્પદ કૃતિઓ ઉપર નરસિંહરાવથી ચાલેલી સાઠમારીનો અંત આણે છે. એમાં લેખકને તેમના સર્વ પુરોગામીઓની ચર્ચાઓ ને સંશોધનોનો લાભ મળ્યો છે. અનેક પ્રમાણો આપીને, બંને પક્ષનાં સબળ-દુર્બળ વિધાનો યથાતથ રજૂ કરી યોગ્ય દલીલોથી તેમનું પુરસ્કરણ કે નિરસન કરી શ્રી. વકીલે પ્રેમાનંદની સંદિગ્ધ કૃતિઓ તારવી આપી છે. તર્કશુદ્ધિ, શાસ્ત્રીય તટસ્થતા, સુવ્યવસ્થા અને વિશદ છણાવટ આ પુસ્તકના મુખ્ય ગુણો છે.

શ્રી વિજયરાય વૈદ્યકૃત 'લીલાં સૂકાં પાન' 'કૌમુદીસેવકગણ'ના ઠીંગરાયેલ સ્વપ્નના તેજસ્વી અવશેષરૂપ છે. નર્મદયુગનાં પ્રેરક બળો અને પ્રવાહોનો અભ્યાસ કરનારને વિરલ અને પ્રમાણભૂત સામગ્રી ઉપરાંત તે જમાનાની સિદ્ધિઓને માપવાનું સ્થિર, નીતરેલું ધોરણ એમાં મળી રહે તેમ છે.

સ્વ. મેઘાણીએ દટાઈ જતા કંઠસ્થ ચારણી સાહિત્યને પ્રકાશમાં આણવાના હેતુથી ચારણ પ્રજા અને તેણે સર્જેલા લોકસાહિત્યનો વિસ્તૃત પરિચય તેની સ્પષ્ટ મૂલવણી સહિત 'ચારણો અને ચારણી સાહિત્ય'માં કરાવ્યો છે.

સ્વ. રામલાલ મોદીની 'ભાલણ, ઉદ્ધવ અને ભીમ' તથા દી બ. કૃષ્ણલાલ ઝવેરીની 'ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો,' એ બંને પુસ્તિકાઓ તેના કર્તાઓના પ્રિય વિષયોનું મહત્વનું સંશોધન પૂરું પાડે છે.

વિવિધ વાચનાઓ અને પ્રચલિત પાઠોની ઐતિહાસિક તેમજ તાત્ત્વિક તુલના દ્વારા કરેલું હસ્તપ્રતોનું શાસ્ત્રીય સંપાદન, વિસ્તૃત અભ્યાસપૂર્ણ ઉપોદ્ઘાતો અને ટિપ્પણો વગેરેથી મંડિત શ્રી. સાંડેસરાસંપાદિત 'કર્પૂરમંજરી,' 'વસુદેવહિન્ડી,' 'પંચતંત્ર' અને 'સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યો,' શાસ્ત્રીજી-સંપાદિત 'મહાભારત-ગ્રંથ ૪ અને ૭,' 'હંસાઉલી,' પ્રો. કાન્તિલાલ વ્યાસસંપાદિત 'વસંતવિલાસ' અને શ્રી ઉમાશંકરસંપાદિત 'ક્લાન્ત કવિ' આ દાયકાનાં ગણનાપાત્ર સંપાદનો છે:

એમાંથી 'કર્પૂરમંજરી' સં. ૧૬૦૫માં મતિસાર નામના કવિએ દુહા અને ચોપાઈમાં રચેલું ૪૧૧ પંક્તિનું સામાન્ય કથાકાવ્ય છે. પણ તેની ખરી ઉપયોગિતા તેમાં સચવાઈ રહેલી ગુજરાતીની બીજી ભૂમિકાના અંતિમકાળની ભાષાને લીધે છે. જૈન પુરાણકથા તથા શુદ્ધ લોકવાર્તાની

ભારોભાર સામગ્રી રજૂ કરતી, તત્કાલીન સમાજ-સંસ્કૃતિના અભ્યાસ માટે ઘણી માહિતી પૂરી પાડતી, અલંકારમય અને સમાસપ્રચુર વર્ણનોથી ખચિત 'વસુદેવહિંડી-ભા. ૧'ની પદ્યકથા આર્ષપ્રાકૃતમાં લખાયેલ જૈન કથાગ્રંથના પ્રથમ ખંડનો ગુજરાતી અનુવાદ છે. મૂળ ગ્રંથ વચ્ચે વચ્ચે તૂટક હોવાને લીધે તેમાં સંપાદકની નિર્ણાયક અનુમાનબુદ્ધિને સારી પેઠે શ્રમ લેવો પડયો છે.

શાસ્ત્રીય પદ્ધતિએ 'પંચતંત્ર'ની સર્વ પાઠપરંપરાઓનો તુલનાત્મક અભ્યાસ કરીને તેનું સાંગોપાંગ પ્રમાણભૂત સંસ્કરણ તૈયાર કરવાનો અને તેની સાથે મુખ્ય તેમજ વધારાની સઘળી નાની મોટી કથાઓનો શિષ્ટ અને પ્રૌઢ ગુજરાતી ભાષામાં યથાર્થ અનુવાદ આપવાનો પુરુષાર્થ કરનાર સાંડેસરા પહેલા જ વિદ્વાન છે. 'પંચતંત્ર'ની આટલી સંપૂર્ણ અને સર્વગ્રાહી સંપાદના હિંદભરમાં થઈ નથી; એટલું જ નહિ જગતભરમાં પણ 'પંચતંત્ર'નું પુનર્વર્ટન કરનાર ડૉ. એજર્ટન અને 'તંત્રાખ્યાયિકા'ના સંપાદક ડૉ હર્ટલના તે પ્રકારના પ્રયાસો સિવાય ભાગ્યે જ અન્ય કોઈ કૃતિ આ સંપાદનની તોલે આવી શકે. શ્રી. સાંડેસરાએ આ સમર્થ કૃતિને અંગ્રેજીને બદલે ગુજરાતીમાં ઉતારીને ગુજરાતી ભાષા અને પ્રજા ઉભયનું ગૌરવ વધાર્યું છે.

'સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય'નું સંપાદન પણ શ્રી. સાંડેસરાએ જ કર્યું છે. આ શતક દરમિયાન રચાયેલાં વિવિધ વિષય, પ્રકાર અને શૈલીનાં આઠ ગુજરાતી કાવ્યોનો આ સંગ્રહ 'પ્રેમપચીશી', 'માધવાનલકથા', 'હરિલીલામૃત', 'કપિલ મુનિનું આખ્યાન' આદિ આઠ મધ્યકાલીન કૃતિઓને સમાવે છે. ઉપોદ્‌ઘાતમાંની વિવિધ પ્રતિઓ, કવિઓ ને કૃતિવિષયક માહિતી અને અંતે 'શબ્દકોશ'માં આપેલ વ્યુત્પત્તિ સહિત શબ્દાર્થો કાવ્યોના અભ્યાસ પૂરતું કીમતી માર્ગદર્શન આપે છે.

શ્રી. કેશવરામ શાસ્ત્રીએ મહાભારતનાં જુદાં જુદાં પર્વોને આધારે વિવિધ ગુજરાતી કવિઓએ રચેલાં પદબંધ આખ્યાનોને વ્યવસ્થિત ક્રમમાં ગોઠવીને 'મહાભારત'ની ગ્રંથમાળાનો ચોથો અને સાતમો ભાગ આ દાયકામાં પ્રગટ કર્યો છે. આ પ્રકારનાં સંશોધન-સંપાદનકાર્ય માત્ર બે જ રીતે લાભકારી એક તો મધ્યકાલીન કવિઓએ મહાભારતના ભવ્ય વસ્તુને ગુજરાતી ભાષામાં ઝીલતાં કેવીક કવિત્વશક્તિ બતાવી છે તેનો તુલનાત્મક તેમ સમગ્ર ખ્યાલ મળે તે અને બીજું ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તે કેટલાક

ખૂટતા અંકોડા પૂરા પાડે એ. અસાઈતના 'હંસાઉલી' કાવ્યનું સંપાદન પણ એમણે જ કર્યું છે. એને અંગે તેમના તરફથી ઉપોદ્ઘાત, ટિપ્પણ આદિ સામગ્રી હજી મળવી બાકી છે. શ્રી. શાસ્ત્રીએ દલપતરામના બૃહત્ કાવ્યસંગ્રહમાંથી રસદષ્ટિએ ચૂંટણી કરીને એક નાનો સંગ્રહ પણ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય દ્વારા આ અરસામાં પ્રગટ કર્યો છે.

સિંઘી જૈન ગ્રંથમાલાનાં બે સંપાદનો 'પઉમસિરીચરિઉ' અને 'જ્ઞાનપંચમી કથા' પ્રધાન સંપાદક-સંચાલક મુનિશ્રી જિનવિજયજીની પ્રેરણાથી ભારતીય વિદ્યાભવન અંતર્ગત સિંઘી જૈનશાસ્ત્રશિક્ષાપીઠ તરફથી આ દાયકે પ્રકાશન પામેલ છે. બને ગ્રંથોને મુનિજીની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવનાનો લાભ મળ્યો છે. એમાંનું પહેલું કવિ ધાહિલનું રચેલું અપભ્રંશ ભાષાનું મહાકાવ્ય છે અને બીજું મહેશ્વરસૂરિકૃત પ્રાકૃતભાષાનું કાવ્ય છે 'પઉમસિરીચરિઉ' ચાર સંધિનું, કુલ ૬૬ કડવકનું બનેલું અદ્‌ભુતરસિક કથાનકવાળું મહાકાવ્ય છે. એના સંપાદકો અધ્યા. મધુસૂદન મોદી અને અધ્યા. હરિવલ્લભ ભાયાણી અપભ્રંશ ભાષાના જાણકાર પંડિતો છે. તાડપત્રની ઘણી અશુદ્ધિવાળી અને લહિયાની સમકાલીન ભાષાની છાપવાળી એક જ પોથી ઉપરથી આ ગ્રંથનું સંપાદન તૈયાર થયાથી તેમાં ઘણે સ્થળે દુર્બોધતા રહી છે. પરંતુ એકંદરે સંપાદકોનો પરિશ્રમ તેમાં સફળ થયો છે. કાવ્યનું વ્યાકરણ, છંદોની શાસ્ત્રીય છણાવટ, ઉત્તમ અભ્યાસની પારાશીશીરૂપ ટિપ્પણ, ભાષા પરત્વે કેટલીક પ્રચલિત માન્યતાઓનું શાસ્ત્રીયપણે થયેલું ખંડન આ ગ્રંથના સંપાદનની વિશિષ્ટતાઓ છે. બીજું 'જ્ઞાનપંચમી કથા' જૈન ધર્મના લાક્ષણિક રંગો દાખવતી દશ કથાઓનું અધ્યા. અમૃતલાલ ગોપાણીએ ત્રણ હાથપ્રતો પરથી કરેલું સંપાદન છે. એમાં પ્રાકૃત ભાષાની લગભગ ૨૦૦૦ ગાથાઓ ગૂંથવામાં આવી છે. કાવ્ય મુખ્યતઃ બોધપ્રધાન છે અને એમાં રસનું તત્ત્વ ઘણું ઓછું છે, છતાં તેના કવિને અલંકાર, નીતિશૃંગાર અને વ્યવહારચાતુરીનો સારો અભ્યાસ હોવો જોઈએ. સંપાદકની ગ્રંથારંભે મૂકેલી ૪૪ પાનાંની પ્રસ્તાવના કથાસાહિત્યના અભ્યાસ માટે અગત્યની છે.

વિવિધ સંતોની પરંપરાપ્રાપ્ત વાણીને ગામેગામ ફરીને સ્વ. મેઘાણીએ લોકમુખેથી સાંભળીને તેમનાં ભજનોનો મોટો જથ્થો એકઠો કરેલ, તેમાંથી નાનામોટા પચીસેક ભજનિકોની કુલ્લે ૧૦૩ કૃતિઓને 'સોરઠી સંતવાણી'માં પ્રથમ વાર ગ્રંથસ્થ કરવામાં આવી છે. સ્વ. મેઘાણીએ પ્રત્યેક ભજનના શબ્દપાઠને ખૂબ કાળજીપૂર્વક પસંદ કરીને-મઠારીને દરેકના અર્થ

બેસાડવાનો સફળ પ્રયાસ કરેલ છે. આ સાથે ભારતીય ભક્તિપ્રવાહનું અવલોકન કરીને તેમાં સોરઠી સંતોનાં આ ભજનોનું સ્થાન સમજાવતો અને સતકબીરિયા પંથના પ્રવર્તક ગણાતા ભાણસાહેબથી માંડીને 'દાસી જીવણ' તરીકે જાણીતા થએલ જીવણદાસજી પર્યંત વિસ્તરલ સંતપરંપરાનાં જીવન અને કવન વિશે અતિ મૂલ્યવાન માહિતી આપતો પ્રવેશક જોડવામાં આવ્યો છે, જે ગુજરાતી ભજનસાહિત્યના ઇતિહાસની પુરવણીની ગરજ સારે તેમ છે. આ જ સંપાદકે ૧૬૪ દુહા, દીન દરવેશના ૯ કુંડલિયા અને 'બાજંદા'ની ૯ કડીઓ સમાવતી 'સોરઠિયા દુહા' નામની પુસ્તિકાનું પણ સંપાદન આ અરસામાં પ્રગટ કર્યું છે. માત્ર બે જ લીટીમાં વીર, શૃંગાર ને કરુણ જેવા રસોને વેધકતાથી વહાવતા અને નીતિબોધ, વ્યવહાર-શીખ કે અનુભવવેણ સચોટતાથી રજૂ કરતા દુહાની શક્તિ વિશે ઊંચો ખ્યાલ એ વાંચતાં સહજપણે બંધાઈ જાય છે.

આ ઉપરાંત સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી 'છોટમની વાણી', 'ભક્ત સૂરદાસનાં પદો', 'ધીરા ભગતનાં પદો', 'ભોજા ભગતના ચાબખા', 'નરસિંહ અને મીરાંનાં પદો', ઇ. પુસ્તિકાઓ પ્રાચીન કવિઓની વાણી સુલભ થાય અને જનભોગ્ય બને એ હેતુથી દાયકા દરમિયાન પ્રગટ થઈ છે.

પ્રો. કાન્તિલાલ વ્યાસનું 'વસંતવિલાસ'નું અંગ્રેજી સંપાદન તેમાંની મૂલ્યવાન પ્રસ્તાવનાએ અને ટિપ્પણોની ઉપયોગિતાએ નોંધપાત્ર છે. તેમાંની કેટલીક વાચનાઓ અશુદ્ધ અને અસંગત રહી હોવા છતાં વ્યાકરણ, ભાષા અને રસદૃષ્ટિએ તેમણે કાવ્યનું સુંદર વિવેચન કર્યું છે. સત્તરમી સદીની ગુજરાતી ચિત્રકલા ઉપર પ્રકાશ પાડતા 'દશાવતારચિત્ર' વિષયક સંશોધન-પુસ્તિકા અને 'ગુજરાતી ભાષા-શાસ્ત્રના વિકાસની રૂપરેખા' વિશેનો શાસ્ત્રીય નિબંધ પણ આ દાયકામાં જ તેમના તરફથી મળેલ છે.

મધ્યકાલીન કવિતાનાં અન્ય સંપાદનોમાં કુ. ચૈતન્યબાલા દીવાનજીનું 'નરસિંહ મહેતાકૃત ચાતુરી', પ્રો. મનસુખલાલનું 'દશમસ્કંધ' અ. ૧-૨૫ 'સસ્તું સાહિત્ય'પ્રકાશિત 'નરસિંહ અને મીરાં' અને શ્રી. જેઠાલાલ ત્રિવેદીનું 'ભાલણનાં પદો' ઉલ્લેખપાત્ર છે.

'કાન્ત'નાં કાવ્યોને પ્રકાશમાં લાવવાનું કામ જેમ પ્રો. પાઠકે કર્યું તેમ 'ક્લાન્ત'નાં કાવ્યોને પ્રસિદ્ધિમાં લાવવાનું કાર્ય શ્રી. ઉમાશંકરે બજાવ્યું છે. બાલાશંકરની કેટલીક ઉત્તમ કૃતિઓ, જે ગ્રંથાકારે અપ્રાપ્ય હતી, તેનું આસ્વાદન આ પુસ્તકથી સુલભ બન્યું છે. 'અર્ધી

સદીનો દેશવટો' નામે તેનો ઉપોદ્‌ઘાત ઉમાશંકરનો કવિ 'બાલ' પ્રત્યેનો પ્રેમાદર બતાવે છે. કાવ્યોને સમજવા સંપાદકે 'બાલનદિની' નામે આપેલી ટીકા તેમની બુદ્ધિચાતુરી અને રસદષ્ટિનો ઠીક ખ્યાલ આપે છે.

આ ઉપરાંત શ્રી. ચંદ્રશંકર પ્રા. શુક્લસંપાદિત 'પીરામીડની છાયામાં', પ્રો. ઠાકોરસંપાદિત 'આપણી કવિતાસમૃદ્ધિ', પ્રો. રાવળ અને સ્વ. નવલરામ ત્રિવેદીસંપાદિત 'બુદ્ધિપ્રકાશ : લેખકસંગ્રહ : ભા. ૧-૨', પ્રો. ધીરુભાઈ ઠાકરસંપાદિત 'મણિલાલની વિચારધારા' અને 'મણિલાલના ત્રણ લેખો', ચુનીલાલ શાહ, બચુભાઈ રાવત અને કે. કા. શાસ્ત્રીસંપાદિત 'ગ્રંથ અને ગ્રંથકાર-પુ. ૯', દી. બ. ઝવેરીસંપાદિત 'ગુજરાતની ગઝલો', શ્રી: અંજારિયાસંપાદિત 'કાવ્યસૌરભ', શ્રી. ગુલાબદાસ બ્રોકરસંપાદિત 'આપણી શ્રેષ્ઠ વાર્તાઓ,' મધુભાઈ પટેલસંપાદિત 'ગુજરાતનાં લોકગીતો', 'કવિતા' માસિકમાં પ્રગટ થયેલાં કાવ્યોમાંથી ચૂંટેલ કાવ્યસંગ્રહ 'ચયનિકા' આદિ વિવિધ દષ્ટિ, રુચિ અને પ્રયોજનને અવલંબીને આ દાયકે પ્રસિદ્ધ થયાં છે. 'સાહિત્ય પરિષદ પ્રમુખોનાં ભાષણો', 'ગુ. સા. પ૦ના તેરમા સંમેલનનો અહેવાલ તથા નિબંધસંગ્રહ', 'ઇતિહાસ સંમેલન: નિબંધસંગ્રહ', 'રંગભૂમિ પરિષદ', 'રવિવંદના', 'શ્રી. હૈમ સારસ્વત-સત્રનો અહેવાલ', 'શ્રી. ગુરુમુખવાણી,' વગેરે પુસ્તકો વિશિષ્ટ સમારંભ નિમિત્તે અધિકારી સંસ્થાઓ અને વ્યક્તિઓની અક્ષરપ્રવૃત્તિના હેવાલ કે પ્રતીકરૂપ છે એમ કહી શકાય.

આ સૌમાં 'પીરામીડની છાયામાં' મિસરની પ્રાચીન સંસ્કૃતિ અને સાહિત્યની ભરપૂર સામગ્રીએ, સંપાદકની વ્યવસ્થિત યોજના, સંકલના અને અનુવાદકલાએ તથા તેના મૂલ્યવાન વિવરણે કરીને વિશેષે શોભે છે. 'આપણી કવિતાસમૃદ્ધિ' તેમાંના કાવ્યપસંદગીના ધોરણે નહિ તેટલી તેના ઉપોદ્‌ઘાત-વિવરણ અને આયોજન પરત્વે મહત્ત્વની ઠરે છે. 'બુદ્ધિપ્રકાશ ; લેખસંગ્રહ' ગુજરાતના જૂના શિષ્ટ સામયિકમાંના વિધવિધ કોટિના વિષય અને શૈલીના સત્ત્વશીલ લેખોને ગ્રંથસ્થ કરી આપે છે. 'મણિલાલની વિચારધારા' અને 'મણિલાલના ત્રણ લેખો' ગુજરાતના ઉપેક્ષા પામેલા એક સમર્થ ચિંતકના અભ્યાસપાત્ર છતાં અપ્રાપ્ય બનતા જતા નિબંધોને, અભ્યાસોપયોગી માહિતી અને દષ્ટિ સમેત, સુલભ કરી આપે છે.

આ રીતે આ દાયકાના વાઙ્મયનો સંશોધન-સંપાદન વિભાગ ઠીક માતબર બન્યો છે એમ કહી શકાય.

થયેલો છે. અને પંડિત સુખલાલજીની વિચારપ્રેરક પ્રસ્તાવનાનો સુયોગ પ્રાપ્ત થયેલો છે. લેખકના વક્તવ્યનો ઝોક જીવનના સ્વલક્ષી નહિ પણ વિશ્વલક્ષી ધ્યેય તરફ, સ્વતંત્ર વૈયક્તિક 'સત્યખોજ'ની પ્રવૃત્તિ તરફ અને વ્યક્તિગત તેમજ સામાજિક સદાચાર તરફ વિશેષે વળેલો છે. લેખોમાં આપણા ઘણા 'ઈશ્વર-વિષયક ભ્રમોનું', અવતારવાદ કે ગુરુપૂજાવાદનું અને દાર્શનિક તત્ત્વજ્ઞાનની પરંપરાએ ચાલુ રહેલી કેવળ ભાષ્યો જ રચવાની પ્રવૃત્તિને પોષવાના વલણનું સચોટ-દલીલોપૂર્વક ખંડન થયેલું છે. આપણે ત્યાં તત્ત્વવિચાર કેવળ પરંપરિત દર્શનોના પડછાયામાં જ મોટે ભાગે રજૂ થતો હોય છે. શ્રી. મશરૂવાળાએ ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિવિધ પ્રશ્નોની મૌલિક દૃષ્ટિએ છણાવટ કરી પ્રાચીન રહસ્યને આત્મસાત્ કર્યા બાદ 'આતમની સૂઝ' વડે તેના ઉપર અનોખો પ્રકાશ નાંખ્યો છે. એમની મનનશીલતા, સત્યનિષ્ઠા અને તર્કશક્તિ ગમે તેવા ગહન વિષયની આમૂલ પકડ દ્વારા વિશદ આલોચના કરી બતાવે છે. પંડિત સુખલાલજીએ ગ્રંથની પ્રસ્તાવનામાં યોગ્ય જ કહ્યું છે કે '*કોઈ અંતઃપ્રજ્ઞાની અખંડ સેર લેખકના મનમાં નિરંતર વહ્યા કરે છે*' આ દૃષ્ટિએ 'સંસાર અને ધર્મ' આ વિભાગનું ઉત્તમ પુસ્તક છે.

'મોત પરે મનન' આપણા એક શ્રદ્ધાળુ ધર્મચિંતક અને સંમાન્ય અધ્યાપક શ્રી. દાવરનો મૃત્યુની અનિવાર્યતા અને મહત્તા સમજાવતો ચિંતન-ગ્રંથ છે. અનેક ઉદાહરણો અને અનુભવપ્રસંગો દ્વારા તેમણે મૃત્યુનું ઈશ્વરની યોજનામાં શું સ્થાન છે તે બતાવ્યું છે મૃત્યુની મંગલતા, મૃત્યુ પછીની સ્થિતિ, કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતો, વિવિધ ધર્મોના મૃત્યુ અને મરણોત્તર જીવનવિષયક ખ્યાલ વગેરે બાબતો વિશે ચોકસાઈથી અનેક દલીલો અને દુનિયાની કેટલીય ભાષાઓના સાહિત્યમાંથી વીણેલાં અઢળક અવતરણો દ્વારા પ્રો. દાવરે વિષય પર અપૂર્વ પ્રકાશ પાડયો છે. ગ્રંથમાં લેખકની બહુશ્રુતતા, તુલનાત્મક દૃષ્ટિ, ધાર્મિકતા અને સન્નિષ્ઠા વરતાઈ આવે છે.

અન્ય બે પુસ્તકોમાં 'જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો અધ્યાત્મ વાર્તાલાપ' રહિરના બ્રહ્મનિષ્ઠ સંસારયોગી ચંદુભાઈની ધર્મ, તત્ત્વજ્ઞાન, સાધના, યોગ અને વ્યવહારને લગતા અનેક પ્રશ્નો પરની આંતર સૂઝથી પ્રગટેલી જ્ઞાનવાણીનું પુસ્તક છે. તેમના આધ્યાત્મિક અનુભવો અને સરલ સૌમ્ય વ્યક્તિત્વ તેમની ભાષા અને વિચારણામાં બળ પૂરે છે, એવું જ

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

વિચારોની કશી નવીનતા કે અસાધારણતા વિનાનાં, પરંપરિત ધર્મ અને તત્ત્વજ્ઞાનને શ્રદ્ધાથી સ્વીકારી તેનું સમર્થન કરનારાં કે તેમાંથી બોધ પ્રગટાવનારાં ચીલાબંધ પુસ્તકો હરકોઈ દાયકાની જેમ આ દાયકે પણ આપણને મળ્યાં છે. એમાંનાં ઘણાંખરાં પુસ્તકો જીવ-જગત-ઈશ્વરના સંબંધ વિશે, સંતચરિત્ર કે તપ, દાન, ભક્તિના આચાર વિશે કે ઈશ્વરશ્રદ્ધા અને પ્રેમના માહાત્મ્ય રૂપે સાંપ્રદાયિક દૃષ્ટિએ ધર્મ-તત્ત્વજ્ઞાનની ચર્ચા કરતાં રહે છે. એમાં ઉપનિષદોથી માંડીને બૌદ્ધ, જૈન અને વૈષ્ણવ સંપ્રદાય સુધીની વિચારણાનું પ્રતિબિંબ પડેલું છે.

આવાં પુસ્તકોમાં 'દિવ્યપ્રેમદર્શન' (પ્રાણલાલ બક્ષી), 'દિવ્યદર્શન' (શ્રી. વિજયદાનસૂરીશ્વરજી), 'વેદાંત અને યોગ', 'શ્રીમદ્ ભાગવત માર્ગદર્શકા', 'શ્રી. રમણ મહર્ષિ', 'વિચારસૂર્યોદય', (ચારેના કર્તા સ્વામી માધવતીર્થ), 'જ્ઞાન અને કર્મ' (સ્વામી અદ્વૈતાનંદ), 'વિભૂતિ' (વિષ્ણુપ્રસાદ બક્ષી), 'પરમ પુરુષાર્થ' (સ્વામી અદ્વૈતાનંદ) અને 'દાનધર્મ—પંચાચાર' (સ્વ. મનસુખભાઈ ડી. મહેતા) જેવાં કેટલાંક ઉલ્લેખપાત્ર છે. શ્રીમદ્ભગવદ્ગીતાનું રહસ્ય તારવી આપતાં ડઝનેક સારાં પુસ્તકો આ દાયકે પ્રગટ થયાં છે, એ ગીતા પ્રત્યેની ધર્મપ્રેમી સમાજની ચાલુ રહેલી અભિમુખતાનું નિદર્શન કરે છે. સંતચરિત્રો અને સરળ વેદાંતનાં પુસ્તકો ઠીક સંખ્યામાં વંચાતાં જણાય છે. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, ભક્તિમાર્ગ કાર્યાલય અને નવજીવન કાર્યાલય આ ક્ષેત્રમાં સૌથી વધુ સેવા બજાવી રહેલ છે.

ધાર્મિક સાહિત્ય મોટા પ્રમાણમાં પ્રગટતું રહે છે, પરંતુ ધર્મતત્ત્વના ઊંડાણમાં જઈને વૈજ્ઞાનિક બુદ્ધિવાળા મનનશીલ વાચકોને ધર્મનું અવગાહન કરાવે તેવાં પુસ્તકો બહુ ઓછાં મળે છે. ઘણામાં ઘણું તો આવાં પુસ્તકોથી આસ્થાળુ અને ધાર્મિક વૃત્તિ કે સંસ્કારવાળાં સરલ માણસોને ધર્મવાચનનો ખોરાક મળે છે એટલું જ.

આ વિભાગનાં ખરેખર સમૃદ્ધ ગણાય તેવાં પુસ્તકો ચાર છે. 'સંસાર અને ધર્મ' (મશરૂવાળા), 'મોત પર મનન' (પ્રો. દાવર), 'જીવનસંગ્રામ' (સં. નંદલાલ ભો. શાહ) અને 'જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો વાર્તાલાપ' (સં. નારૂશંકર ભટ્ટ).

'સંસાર અને ધર્મ': આ પુસ્તકમાં શ્રી. મશરૂવાળાના ત્રીસ અને એમના ગુરુ શ્રી. નાથજીના ત્રણ એમ કુલ તેત્રીસ દાર્શનિક લેખોનો સંગ્રહ

થયેલો છે. એને પંડિત સુખલાલજીની વિચારપ્રેરક પ્રસ્તાવનાનો સુયોગ પ્રાપ્ત થયેલો છે. લેખકોના વક્તવ્યનો ઝોક જીવનના સ્વલક્ષી નહિ પણ વિશ્વલક્ષી ધ્યેય તરફ, સ્વતંત્ર વૈયક્તિક સત્યખોજની પ્રવૃત્તિ તરફ અને વ્યક્તિગત તેમજ સામાજિક સદાચાર તરફ વિશેષે વળેલો છે. લેખોમા આપણા ઘણા 'ઈશ્વર-વિષયક ભ્રમોનું', અવતારવાદ કે ગુરુપૂજાવાદનું અને દાર્શનિક તત્ત્વજ્ઞાનની પરંપરાએ ચાલુ રહેલી કેવળ ભાષ્યો જ રચવાની પ્રવૃત્તિને પોષવાના વલણનું સચોટ દલીલોપૂર્વક ખંડન થયેલુ છે આપણે ત્યાં તત્ત્વવિચાર કેવળ પરપરિત દર્શનોના પડછાયામાં જ મોટે ભાગે રજૂ થતો હોય છે. શ્રી. મશરૂવાળાએ ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિવિધ પ્રશ્નોની મૌલિક દૃષ્ટિએ છણાવટ કરી પ્રાચીન રહસ્યને આત્મસાત્ કર્યા બાદ 'આતમની સૂઝ' વડે તેના ઉપર અનોખો પ્રકાશ નાખ્યો છે. એમની મનનશીલતા, સત્યનિષ્ઠા અને તર્કશક્તિ ગમે તેવા ગહન વિષયની આમૂલ પકડ દ્વારા વિશદ આલોચના કરી બતાવે છે પંડિત સુખલાલજીએ ગ્રંથની પ્રસ્તાવનામાં યોગ્ય જ કહ્યુ છે, કે 'કોઈ અંત પ્રજ્ઞાની અખંડ સેર લેખકના મનમાં નિરંતર વહ્યા કરે છે' આ દૃષ્ટિએ 'સંસાર અને ધર્મ' આ વિભાગનું ઉત્તમ પુસ્તક છે.

'મોત પરે મનન' આપણા એક શ્રદ્ધાળુ ધર્મચિંતક અને સંમાન્ય અધ્યાપક શ્રી દાવરનો મૃત્યુની અનિવાર્યતા અને મહત્તા સમજાવતો ચિંતન-ગ્રંથ છે. અનેક ઉદાહરણો અને અનુભવપ્રસંગો દ્વારા તેમણે મૃત્યુનુ ઈશ્વરની યોજનામાં શું સ્થાન છે તે બતાવ્યુ છે મૃત્યુની મંગલતા, મૃત્યુ પછીની સ્થિતિ, કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતો, વિવિધ ધર્મોનો મૃત્યુ અને મરણોત્તર જીવનવિષયક ખ્યાલ વગેરે બાબતો વિશે ચોકસાઈથી અનેક દલીલો અને દુનિયાની કેટલીય ભાષાઓના સાહિત્યમાંથી વીણેલાં અઢળક અવતરણો દ્વારા શ્રી દાવરે વિષય પર અપૂર્વ પ્રકાશ પાડ્યો છે. ગ્રંથમાં લેખકની બહુશ્રુતતા, તુલનાત્મક દૃષ્ટિ, ધાર્મિકતા અને સન્નિષ્ઠા વરતાઈ આવે છે.

અન્ય બે પુસ્તકોમાં 'જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો અધ્યાત્મ વાર્તાલાપ' રદ્દિરના બ્રહ્મનિષ્ઠ સંસારયોગી ચંદુભાઈની ધર્મ, તત્ત્વજ્ઞાન, સાધના, યોગ અને વ્યવહારને લગતા અનેક પ્રશ્નો પરની આંતર સૂઝથી પ્રગટેલી જ્ઞાનવાણીનુ પુસ્તક છે. તેમના આધ્યાત્મિક અનુભવો અને સરલ સૌમ્ય વ્યક્તિત્વ તેમની ભાષા અને વિચારણામાં બળ પૂરે છે, એવું જ

બીજુ પુસ્તક જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિની કવિતાના સંપાદક શ્રી નંદલાલ બો. શાહે આપ્યું છે. એનું નામ 'જીવનસંગ્રામ'. જીવનમાં આવી પડતી આફતો પ્રભુપ્રેરિત અને આવશ્યક છે એમ સિદ્ધ કરીને બાહ્ય અને આંતર ઘર્ષણ વેળા ધીર સાધકે કેવાં મન, પ્રકૃતિ અને વર્તન રાખવાં તે સરળ વાણીમાં વિશદતાથી તેમણે સમજાવ્યું છે. કર્મયોગ અને ભક્તિ યોગનો સમન્વય એમનો સંદેશ છે.

## સંસ્કૃતિ-ચિંતન

આધુનિક જીવનસ્થિતિને લક્ષમાં રાખીને આપણી હાલની સંસ્કૃતિ વિશે સ્વતંત્ર મૌલિક ચિંતન રજૂ કરતું સમર્થ પુસ્તક આ દાયકે એક મળ્યું છે તે 'સમૂળી ક્રાન્તિ'.

પ્રવર્તમાન સંસારના જીવનનાવની ડામાડોળ સ્થિતિ અને ગતિ બતાવી, તેનાં મૂળ કારણો શોધી જીવનસમૃદ્ધિ વધે તે અર્થે દિશાસૂચનો કરાવતું આ પુસ્તક આ દાયકાનું ઉત્કૃષ્ટ ચિંતનપુસ્તક છે. આપણી ભાષાને 'હિંદ સ્વરાજ' પછી કેટલેય વર્ષે આવું ક્રાન્તિકારી વિચારસરણીવાળું પુસ્તક પ્રાપ્ત થયું છે. પ્રજાજીવનની નાડની ખરી પારખ અને તેનું યથાશક્તિ નિદાન તેમાં મળે છે. સાચા તત્ત્વજ્ઞની જેમ બધા પૂર્વગ્રહો, દૃઢ માન્યતાઓ અને સંકુચિત મમતોથી પાર જઈને જોવાનો તેના લેખક શ્રી મશરૂવાળાનો હેતુ તેમાં પૂરેપૂરો ચરિતાર્થ થયો છે. ધર્મ અને સમાજ, આર્થિક ક્રાન્તિ, રાજ્કીય ક્રાન્તિ અને કેળવણી એ ચારે વિભાગોમાં નવી બળવાન જીવનવ્યવસ્થાને સર્જવા માટે અને અવરોધક, સડી ગયેલી અત્યારની સંસ્કૃતિ(?)ને તત્કાળ ફેંકી દેવા માટે શાની સાધના કરવી જોઈએ એનું માર્ગદર્શન લેખકે તેમાં કરાવ્યું છે. વૈજ્ઞાનિક સત્યશોધક અને નિર્ભય વિચારોચ્ચારક શ્રી મશરૂવાળાએ પોતે સમજેલ કે અનુભવેલ સત્યને કશી જાતની બાંધછોડ વિના નીડરપણે સચોટતાથી અનેક શુદ્ધ પ્રમાણો અને તર્કપૂત દલીલોથી મંડિત કરીને 'સમૂળી ક્રાન્તિ'માં રજૂ કરેલ છે. એમાંનાં કેટલાંક વિધાનો ચિંત્ય છે, પણ લેખકની સત્યપ્રીતિ, નિષ્ઠા, મનનશીલતા, અનુભવ, અવલોકનબળ અને લોકસંગ્રહની ભાવના ગમે તેવા વિરોધી વિચારવાળા વાચક ઉપર પણ પ્રભાવ પાડ્યા વિના રહે તેમ નથી.

શ્રી રતિલાલ મો. ત્રિવેદીકૃત 'થોડાંક અર્થદર્શનો' પ્રાચીન સાહિત્ય, પુરાણ અને સંસ્કૃતિનાં કેટલાંક રહસ્યોને નવીન જ્ઞાનમૂલક દૃષ્ટિએ મૂલવવાના પ્રયાસનું પરિણામ છે.

## ઇતિહાસ

ગયાં દસ વરસોમાં ઇતિહાસવિભાગને ચોપડે વિશિષ્ટ યુગ અને પ્રાગ્જીવન ઉપર વેધક પ્રકાશ નાંખતી એક જ સળંગ મૌલિક અણીશુદ્ધ ઇતિહાસ-કૃતિ જમા થઈ છે બાકીનાં આપણા ઇતિહાસ વિશેના લેખસંગ્રહરૂપ કે પરભાષામાંથી તારવણીરૂપ પુસ્તકો છે.

'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ ખંડ ૧' : 'અમદાવાદ' અને 'ખંભાત' જેવા પ્રમાણભૂત ગ્રંથો આપનાર શ્રી. રત્નમણિરાવ જોટેનો આ ત્રીજો સમર્થ ગ્રંથ છે. ઇસ્લામની પૂર્વ ભૂમિકાથી માંડીને ગુજરાતની મુસ્લિમ સલ્તનતના પ્રારંભ સુધીના સમયપટને તેમાં આવરેલ છે. ગુજરાતના સ્થાપત્ય, સાહિત્ય, સંતો અને સમાજજીવન વિશે ભરપૂર માહિતી અને ઇતિહાસદૃષ્ટિ તેમાંથી મળે છે. 'ગુજરાતી સમાજનું બંધારણ' એ તેનું પંદરમું પ્રકરણ પુસ્તકના શીર્ષકને ખરેખર સાર્થ કરે છે. પુસ્તકમાં સંપાદિત, સંકલિત અને સંશોધિત સામગ્રી પુષ્કળ છે. પાદટીપોમાં ઉલ્લેખાયેલા સંખ્યાબંધ ગ્રંથો અને ગ્રંથકારો તથા તેમના ઉપરની લેખકની સ્વતંત્ર ટીકાઓ શ્રી. રત્નમણિરાવ સ્વતંત્ર દૃષ્ટિના અભ્યાસક અને શાસ્ત્રીય ઇતિહાસકાર છે એમ બતાવે છે.

ગુજરાતના ઇતિહાસ-સંશોધકોમાં શ્રી દુર્ગારામ શાસ્ત્રીનું નામ અગ્રગણ્ય છે. આ દાયકાના 'ઐતિહાસિક સંશોધનો'માં એમના એ વિષયના વિદ્વત્તાપૂર્ણ લેખોનો સંગ્રહ થયો છે. લેખોને તેમણે 'સંશોધનનું સ્વારસ્ય', 'વ્યક્તિવિષયક સંશોધન', 'ધાર્મિક પ્રવાહ', 'દેશાન્તર્ગત જાતિવિષયક સંશોધન', સામાજિક અને પ્રકીર્ણ સંશોધન' અને 'ગુજરાતનાં તીર્થસ્નાનો' એમ ૭ ખંડોમાં વહેંચી નાખ્યા છે. શાસ્ત્રીય સંશોધકને આવશ્યક સત્યનિષ્ઠા, તોલનશક્તિ, વિવેક, પરિશ્રમવૃત્તિ, ધૈર્ય, ચિકિત્સકતા અને કૌશલ શ્રી. શાસ્ત્રીમાં છે એની પ્રતીતિ આમાંના ઘણા લેખો કરાવે છે. રુદ્ર-કન્યા નર્મદાના વર્ણનમાં, ગધાના અન્વેષણમાં અને દશામતના સંશોધનમાં એમની ગંભીર, પર્યેષક શૈલી હળવી રસિકતા પણ ધારણ કરે છે.

'સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ' એટલે ઈ. સ. ૧૯૧૫ માં અમદાવાદમાં સ્થાપેલ સાબરમતી સત્યાગ્રહાશ્રમમાં આદર્શ આશ્રમજીવન ઘડવાના હેતુએ સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય ઇત્યાદિ અગિયાર વ્રતોને સામુદાયિક રીતે અમલમાં મૂકવાના પોતે કરેલ પ્રયોગોનો ગાંધીજીએ પોતે અવલોકનાત્મક પદ્ધતિએ આલેખેલો ઇતિહાસ. તેમાં તેમણે તપ અને સંયમ માટે

સ્વીકારેલ જીવનવ્રતોનું તત્ત્વ અને વ્યવહાર બેઉની ભૂમિકા ઉપર રહીને મૌલિક મર્મદર્શન કરાવેલું છે. ગુજરાતમાં નર્મદના ઉત્તર જીવનથી શરૂ થયેલી રચનાત્મક ધર્મવિચારની પ્રવૃત્તિનો સર્વાંગસંપૂર્ણ વિકાસ આપણને ગાંધીજીનાં આવાં લખાણોમાં વિસ્તાર પામતો જણાય છે. પુસ્તક ગુજરાતમાં ઉત્ક્રાંત થયેલ ઉદાર અને સર્વગ્રાહી, જગદ્વ્યાપી ધર્મભાવનાનો ઇતિહાસ પણ આપે છે. આપણા ચિંતનસાહિત્યમાં આ કૃતિ અધૂરી હોવા છતાં પણ અગત્યના ઉમેરારૂપે છે.

પ્રો વિજયરાય વૈદ્યરચિત 'ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ' નામના ઇતિહાસ-પુસ્તકમાં પ્રાચીન ઇતિહાસનાં તૈયાર અન્વેષણોને આધારે વૈદિક સમયનું દર્શન કરાવતો કથાત્મક વૃત્તાંત છે. લેખકની ઘણી માન્યતાઓ અને વિધાનો ઇતિહાસપૂત હોવા વિશે શંકા છે. લેખકમાં સ્વસ્થતાવાળી શોધનવૃત્તિ કરતાં મહત્ત્વાકાંક્ષી પ્રયોગો કરવાનું વલણ વધુ જણાય છે. પુસ્તકનાં 'ધર્મભાવના', 'સમાજરચના', 'રાજભાવના', 'શાસનપદ્ધતિ' અને 'યુદ્ધવિદ્યા' એટલાં પ્રકરણો રા. વૈદ્યની ચિત્રાત્મક શૈલી અને કુતૂહલવર્ધક હકીકતો વડે સભર બન્યાં છે. આ એક 'ઇતિહાસપ્રયોગ' જ હોવાથી એમાં નિરૂપણની નવીનતા, શૈલી અને ભાષાનું વૈચિત્ર્ય અને ઇતિહાસકથાનો રસ ખાસ ધ્યાન ખેંચે છે.

આપણા યુવાન સંશોધક રા. ભોગીલાલ સાંડેસરાનાં આ દાયકે ત્રણ ઇતિહાસ-પુસ્તકો પ્રાપ્ત થયાં છે: 'ઇતિહાસની કેડી', 'વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો' તથા 'જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ'. પહેલામાં ઇતિહાસ-પુરાતત્ત્વના અભ્યાસની કેડીએ વિચરતાં પ્રાચીન ભારતનાં સમાજ, સંસ્કૃતિ ને વિદ્યાકલા ઉપર પ્રકાશ પાથરે એવું જે કાંઈ લેખકને મળ્યું તે છૂટા ચૌદ લેખો દ્વારા રજૂ થયેલું છે. સાંસ્કૃતિક ઇતિહાસ લેખકને અભિપ્રેત હોવાથી 'આપણું લોકવાર્તાવિષયક સાહિત્ય', 'આયુર્વેદની સમાલોચના', 'દેવમંદિરોનાં આસનોનાં શિલ્પ', 'પ્રાચીન ભારતની વિમાનવિદ્યા' ને 'દામોદરની મૂઠ' જેવા વિવિધ પ્રકારના વિષયો તેમાં સમાવેશ પામ્યા છે. 'પ્રબંધ ચિંતામણિ' અને 'ગુજરાતનાં સંસ્કૃત નાટક' જેવા લેખો રા. સાંડેસરાની શાસ્ત્રીય દૃષ્ટિ, સ્વસ્થ લખાવટ અને તોલનશક્તિનાં દર્શન કરાવે છે. રા. સાંડેસરાની બીજી અને ત્રીજી કૃતિ નાનકડી પુસ્તિકાઓ છે. એકમાં વસ્તુપાલ અને તેના વિદ્યામંડળની સાહિત્યરસિકતા તથા પાટણનો જૈન ઇતિહાસ, કેટલાક ઐતિહાસિક શિલાલેખો, નૈષધકાવ્યનો પ્રસાર અને

સંડેર નામના ઉત્તર ગુજરાતના એક ગામડા વિશે નવી સામગ્રી પૂરી પાડી છે, તો બીજામાં મલ્લવિદ્યા તથા ધનુર્વેદનો ધંધો સ્વીકારનાર એક વીર બ્રાહ્મણજ્ઞાતિના પુરાણ-ઇતિહાસનો પરિચય કરાવ્યો છે.

શ્રી. રામલાલ મોદીએ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના સંસ્કૃત 'દ્વયાશ્રય' મહાકાવ્યમાંથી મધ્યકાલીન ગુજરાતના સામાજિક ઇતિહાસની ઉપલબ્ધ એટલી બધી સામગ્રીનો ઉપયોગ 'મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ' એ પુસ્તકમાં કર્યો છે. પુસ્તકમાં સામાજિક તત્ત્વોની ઠીકઠીક તારવણી છે. એમાંની ઘણી હકીકતો નક્કર અને કુતૂહલપોષક હોવાથી પુસ્તક રસપ્રદ બન્યું છે.

'હિંદની અંગ્રેજ વેપારશાહી'માં ઇતિહાસનું નવું સંશોધન નથી, પણ સ્વતંત્ર રાષ્ટ્રીય દૃષ્ટિ છે. ફિરંગી, વલંદા, અંગ્રેજ ને ફ્રેન્ચ વેપારીઓના હિંદપ્રવેશ અને વેપારરીતિના હેવાલથી માંડીને નાના ફડનવીસના મૃત્યુ સુધીનો ઇતિહાસ બાર ખંડમાં શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈએ તેમાં આલેખ્યો છે. એમાં નિરૂપિત ભારતીય દૃષ્ટિ, સ્વતંત્ર રાષ્ટ્રચિંતન અને ઇતિહાસ-પૃથક્કરણ ઇતિહાસના અભ્યાસીઓને મદદગાર બનશે એમાં શંકા નથી.

શ્રી. ચંદ્રભાઈ ભટ્ટનાં 'ક્રાન્તિનાં પગરણ' અને 'લોકક્રાન્તિ' જગત્ક્રાન્તિના ઇતિહાસનું રેખાદર્શન કરાવવાના હેતુથી લખાયેલાં છે. ઈ. સ. પૂર્વે ૧૨૦૦-૧૩૦૦ વર્ષથી શરૂ કરીને રૂસી લોકક્રાન્તિ સુધીની ઘટનાઓનો આ બંને પુસ્તકોમાં સમાવેશ છે લેખકની દૃષ્ટિ ચોખ્ખા સામ્યવાદથી રંગાયેલી હોવાથી ક્રાન્તિના કારણરૂપે તેઓ અનિષ્ટ વર્ગભેદ અને આર્થિક શોષણનીતિને જ આગળ કરે છે અને ઘણે સ્થળે ચારણિયા શૈલી અને અતિશયોક્તિમાં ઊતરી પડે છે.

આ ઉપરાંત આ વિભાગમાં આવતાં 'બ્રહ્મદેશ' (રમેશનાથ રંગનાથ ગૌતમ), 'આપણું બાંધવરાષ્ટ્ર ચીન' (છવણલાલ ચાંપાનેરીઆ), 'રાતું રૂસ' અને 'જય સોવિયેટ' (ચંદ્રભાઈ કા. ભટ્ટ), 'જય ઈંડોનેશિયા' અને 'આપણો સાગરસૈનિક' (મહેન્દ્ર મેઘાણી) વગેરે માહિતીપૂર્ણ પુસ્તકો ઉલ્લેખવાં જોઈએ. ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમે અમદાવાદમાં યોજાયેલા પ્રથમ ઇતિહાસસંમેલન પ્રસંગે રજૂ થયેલા નિબંધોમાંથી ચૂંટેલા ૨૦ નિબંધોના સંગ્રહ 'ઇતિહાસસંમેલન—નિબંધસંગ્રહ' ને મુખ્યત્વે તેમાંના 'પશ્ચિમી ક્ષત્રપો' (પ્રો. માંકડ), 'ઇતિહાસલેખન' (રામલાલ

મોદી ), 'કેટલાક હસ્તલિખિત ફારસી ગ્રંથો' (દી. બ ઝવેરી ), 'ગુજરાતના ઇતિહાસમાં કચ્છનું સ્થાન' (રામસિંહજી રાઠોડ) અને ડૉ. સાલેતોરના બે અંગ્રેજી લેખોને લીધે મહત્ત્વનો ગણવો જોઈએ.

## સમાજવિદ્યા

### (અર્થકારણ, રાજકારણ ઇત્યાદિ)

દાહોદ ને ઝાલોદ તાલુકામાં સવા લાખની સંખ્યામાં વસતા ભીલોનાં રૂપ, ગુણ, સ્વભાવ, રહેઠાણ, ભાષા, ધંધો, પહેરવેશ, અલંકાર, જન્મ મરણ ને લગ્નની વિધિઓ, ખોરાક, રહેણીકરણી, જમણવાર, ધર્મ, વહેમો, તહેવારો ને ઉત્સવો વિશે જાતઅનુભવ અને અવલોકનને આધારે ભીલ સેવામંડળના આજીવન સભ્ય રા. પાંડુરંગ વણીકરે સમાજશાસ્ત્રના અભ્યાસીઓને ઉપયોગની પુષ્કળ સામગ્રી 'ગુજરાતના પંચમહાલ જિલ્લાના ભીલો'માં રજૂ કરી છે. તેનાં છેલ્લાં પોણાબસો પાનાંમાં ભીલોનાં લગ્નગીતો, શૌર્યગીતો, ગરબાભંડોળ, કહેવતો, અટકો ને બિલોડી રામાયણ આપ્યાં છે. ગુજરાતના પૂર્વ સીમાડા ઉપર વસતી આ આદિ પ્રજાની તપાસ નૃવંશવિદ્યાની અને માનસવિજ્ઞાનની દૃષ્ટિએ પણ થઈ હોત તો પુસ્તકની 'ઉપયોગિતા' ઓર વધત.' પણ સમાજશાસ્ત્ર અને ભાષાશાસ્ત્રના રસિયાઓની પુસ્તક દ્વારા સેવા થઈ છે, તે અલ્પ નથી. ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં સં. ૧૯૭૧માં પ્રગટ થયેલ 'ભીલોનાં ગીત' પછીનો એ પ્રજા સંબંધી આ બીજો નોંધપાત્ર ગ્રંથ છે.

શ્રી. રમણલાલ વ. દેસાઈએ ગણિકાવૃત્તિ અને તેની સંસ્થાઓ વિશેનો બૃહન્નિબંધ 'અપ્સરા' ચાર ખંડમાં પ્રગટ કર્યો છે. માનવજાતિને માથે કલંકરૂપ ગણાય તેવી હજી બે પ્રવૃત્તિઓ વિશ્વમાં ચાલુ છે : યુદ્ધ અને ગણિકા. વૈજ્ઞાનિક દૃષ્ટિએ નહિ તેટલી ઐતિહાસિક અને સામાજિક દૃષ્ટિએ વેશ્યાસંસ્થાઓનો ઊગમ, ગણિકાવૃત્તિનો ફેલાવો, તેનાથી ઉપજતાં ગુહ્ય દર્દો, સ્ત્રીની ગુલામી અને તેની દલાલી, યુદ્ધની તેના પર પડતી અસર, ગણિકાવૃત્તિનું કાયદા દ્વારા નિયંત્રણ અને રશિયા, અમેરિકા, હિંદ, યુરોપ અને એશિયાની ગણિકાસંસ્થાઓ સંબંધી વિસ્તારથી, આંકડાઓ સહિત, તેમણે માહિતી આપી છે ને ચિકિત્સા કરી છે. ઇતિહાસ અને સાહિત્યમાંથી અનેક દૃષ્ટાંતો આપીને તેમણે વિષયચર્ચાને રસિક બનાવી છે. લેખકની કૌતૂહલિક પર્યેષકતા, કથનની સરસતા, દૃષ્ટિની સર્વગ્રાહિતા અને સુરુચિના ધોરણની

સાચવણી આ હદબહાર લાંબા થઈ ગયેલા નિબંધના વાચનને સહ્ય બનાવે તેમ છે.

શ્રી. વિમલ શાહ અને શ્રી. સરલા શાહકૃત 'ભુવેલની તપાસ' ખંભાત પાસેના ભુવેલ ગામની સામાજિક અને આર્થિક તપાસનો અહેવાલ છે. તંદુરસ્તી, સ્વચ્છતા, સામાજિક અને ધાર્મિક જીવન, રાજ્યવહીવટની વ્યવસ્થા ઉપરાંત આર્થિક જીવન વગેરે લોકજીવનનાં સર્વ પાસાનો ચિતાર તેમાં મળે છે. ખેતીવાડી, જમીનની વહેંચણીની પ્રથાઓ, ગામડાના ધંધારોજગારો, લોકોની સામાજિક અને ધાર્મિક રૂઢિઓ, તેમની આવક-જાવક અને દેવું, સહકારી તંત્ર અને ગામને લગતી સામાન્ય માહિતી આદિ અનેક બાબતોની વ્યવસ્થિત રજૂઆત એમાં થઈ છે. પરિશિષ્ટો, અપરિચિત શબ્દોની સમજૂતી, અનેક કોઠાઓ, આકૃતિઓ, નકશાઓ તથા ફોટોગ્રાફોથી પુસ્તક શાસ્ત્રીય અભ્યાસ અને નિરીક્ષણના નિચોડરૂપ બનવા ઉપરાંત સમાજવિદ્યાની વ્યાવહારિક તાલીમની દિશામાં નવું પગલું પાડે છે.

આચાર્ય ધ્રુવ, મહામહોપાધ્યાયો શ્રીધર શાસ્ત્રી, પાઠક અને પાંડુરંગ વામન કાણે તથા બીજા વિદ્વાનોનાં સંશોધન-વિવેચનનો લાભ લેવા ઉપરાંત અનેક ધર્મગ્રંથોમાંથી પુષ્કળ સામગ્રી તારવીને તે દ્વારા શ્રી. ચંદ્રશંકર શુક્લે 'મંદિરપ્રવેશ અને શાસ્ત્રો'માં પ્રતિપાદિત કર્યું છે કે વેદકાળમાં અસ્પૃશ્યતા નહોતી; પુરાણોમાં ચાંડાલ, ગુહ ને ભીલ અસ્પૃશ્ય નથી ગણાયા; ગીતા, ભાગવત અને ભાગવતધર્મમાં ચાંડાલદ્વેષને અવકાશ જ નથી; શંકરાચાર્ય આદિ ધર્માચાર્યો અને એકનાથ આદિ સંતોએ અસ્પૃશ્યતાનો વિરોધ કર્યો છે. જૈન, બૌદ્ધ, પુષ્ટિમાર્ગ અને સ્વામીનારાયણ સંપ્રદાયના મૂળ સંસ્થાપકોનાં વચનોનો અસ્પૃશ્યતાને કોઈ રીતે ટેકો નથી. અસ્પૃશ્યતાને શાસ્ત્રસંમત ધર્મ માની બેઠેલી હિંદુ જનતાનો ભ્રમ દૂર કરવા વેદકાળથી માંડીને આજ સુધીના ઋષિમુનિઓ, ધર્માચાર્યો અને સાધુસંતોનાં વચનો તે તે પ્રસંગોની કથાઓ સાથે પુસ્તકમાં ટાંકવામાં આવ્યાં છે. એકંદરે આજના સવર્ણોનું હરિજનો પ્રત્યેનું વલણ-વર્તન કેટલું વિચારમૂઢતાવાળું અને અધાર્મિક છે એનું સચોટ ભાન પુસ્તક કરાવે છે.

ગામડાની ઉત્પત્તિ કેમ થઈ એ વર્ણવી પચાસ વર્ષ પહેલાંના ગામડાનાં તંત્ર, સમાજજીવન, શિક્ષણ, તહેવારો, લોકોના આચારવિચાર, શ્રમવ્યવસ્થા અને દિનચર્યાનું યથાર્થ નિરૂપણ શ્રી. રવિશંકર મહારાજે બોચાસણના વલ્લભવિદ્યાલયમાં આપેલાં વ્યાખ્યાનોના સંગ્રહ 'ગામડાની રચના'માં

મળે છે. ગામડાંનાં અજ્ઞાન, વ્યસનો, સંગઠનનો અભાવ, અસ્વચ્છતા અને રૂઢિમમત્વ પણ તેમાં વ્યાખ્યાતાએ ચીંધ્યાં છે. આપણી સંસ્કૃતિ કેમ તૂટી, આજની કેળવણીએ આપણને કેવા કરી મૂક્યા, ગાંધીજીએ તેમાં કેવું પરિવર્તન આણ્યું વગેરે મુદ્દાઓ મહારાજે પોતાની સીધી, સરળ, સ્પષ્ટ અને લોકગમ્ય ભાષામાં સાહજિકતાથી છણ્યા છે. ગ્રામીણ લોકસમાજનાં ઉપાદેય અને હેય તત્ત્વોને પૂરેપૂરા પિછાણી મહારાજે તેનું સાચું નિદાન કરીને શ્રમસેવારૂપી ઔષધની પુસ્તકમાં હિમાયત કરી છે.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે શ્રી. વિદ્યાબહેન નીલકંઠ અને શ્રી પ્રભુદાસ પટવારી પાસે સંપાદન કરાવેલ 'સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો' સ્ત્રીઓની વર્તમાન સામાજિક, આર્થિક, શિક્ષણવિષયક અને શારીરિક સ્થિતિનો સમગ્ર ખ્યાલ આપતા સાત ઇનામી નિબંધોનો સંગ્રહ છે. સાતમાંથી માહિતીની દૃષ્ટિએ પહેલા ત્રણ નિબંધ નોંધપાત્ર ઠરે તેમ છે. સાતે લેખકોની વિચારણા આવેશ ને ઊર્મિલતારહિત સ્વસ્થતાવાળી છે. સંપાદકો અને પ્રકાશકનાં નિવેદનો તથા ગ્રંથાન્તે છાપેલા સમાજમાં સ્ત્રીઓના સ્થાન વિશેના ગાંધીજીના વિચારો મનનપ્રેરક છે.

આ ઉપરાંત લોકસમાજની તથા નારીજીવનની વિચારપ્રેરક સામગ્રી માટે 'સબળભૂમિ ગુજરાત' (રાવચુરા), 'કાઠિયાવાડના મૂમનો' (ભગવાનલાલ માંકડ), 'ગુજરાતણોની શરીરસંપત્તિ' (અનામી), 'પ્રસૂતિ' (ડૉ. રતિલાલ ભટ્ટ), 'દંપતિમુક્તિ' (જુગતરામ દવે), વગેરે પુસ્તકો આ વિભાગમાં ઉલ્લેખી શકાય. સંસારશાસ્ત્રની કેટલીક સમસ્યાઓ છણીને તે દ્વારા માર્ગદર્શન કરાવવાનો આ દાયકે રા. સોપાને ઠીક પ્રયત્ન કર્યો છે. 'લગ્નસાધના'માં તેમણે આજનાં કુમાર-કુમારિકાઓનાં જીવન અને લગ્ન સંબંધી સ્વસ્થ ને વિશદ ચર્ચા કરી છે. રા. મંજુલાલ દેસાઈએ 'હસ્તમેળાપ'માં વિવાહસંસ્કાર, લગ્નસંસ્થા અને લગ્નજીવનના આદર્શો વિશે સારી સામગ્રીનો સંચય કર્યો છે. શ્રી. સોપાનની જેમ શ્રી. મનુમતી અને શ્રી દેવશંકર મહેતાએ 'મૂંઝવતા પ્રશ્નો'માં પણ એ જ પ્રકારના પ્રશ્નો છેડયા છે.

અર્થશાસ્ત્રમાં સૌથી વધુ ધ્યાન ખેંચે એવું પુસ્તક શ્રી. નરહરિભાઈ પરીખનું 'માનવ અર્થશાસ્ત્ર' છે. અર્થશાસ્ત્રના સ્વતંત્ર મૌલિક ગ્રંથો ગુજરાતીમાં છે જ નહિ, એવી પરિસ્થિતિમાં આ ગ્રન્થ ખૂબ મહત્ત્વનો ઠરે છે. 'પ્રાસ્તાવિક,' 'ઉત્પાદન,' 'વિનિમય,' 'વહેંચણી,' 'વ્યય,' 'નવીન અર્થરચના' અને 'મૂળ ઉદ્યોગો'. એ સાત ભાગમાં અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વોની અને એને

લગના લગભગ તમામ પ્રશ્નોની ચર્ચા ગ્રંથમાં સાંકળવામાં આવી છે. લેખકનું દૃષ્ટિબિંદુ સર્વોદયને લક્ષતું અને ગાંધીવાદી વિચારસરણીને પુરસ્કારતું હોવાથી બહુજનસમાજના હિત અને આબાદીની દૃષ્ટિએ અત્યારની અર્થ-વ્યવસ્થાનાં દૂષણો અને તેના નિવારણની, મૂડીપતિઓના ટ્રસ્ટીપણાની ભાવનાની, જરૂરિયાતો ઘટાડવાના ઉપાયોની, સંખ્યાવૃદ્ધિના નિયમનમાં સંયમના જ આગ્રહની, ગાંધીજીના આર્થિક કાર્યક્રમને નવી અર્થરચના તરીકે સમજાવવાની વિચારણા અને હિમાયત સમગ્ર ગ્રંથમાંથી ફલિત થાય છે. એ દૃષ્ટિએ અર્થશાસ્ત્રના ઘણા ધુરંધર પરદેશી લેખકોથી નરહરિભાઈ જુદા પડે છે. એથી એ વિષયના અભ્યાસીઓને કદાચ આ પુસ્તક જૂનવાણી ને નીતિવાદી લાગવા પણ સંભવ છે. તેમ છતાં વિસ્તારથી શાસ્ત્રીય રીતે સરળ અને સ્વચ્છ ભાષામાં શ્રમ અને ખંતપૂર્વક વિશિષ્ટ દૃષ્ટિથી લખાયેલો આ ગ્રંથ અર્થશાસ્ત્રના વિભાગમાં આ દાયકાનું અપૂર્વ અર્પણ છે અને કોલેજોમાં અર્થશાસ્ત્રનું પાઠ્યપુસ્તક બનવાની યોગ્યતા ધરાવે છે.

હિંદનાં ખેતી, ઉદ્યોગો, બેંક ને શરાફી, નાણાંચલણ, રેલ્વે, નહેરો, પરદેશનો વેપાર, લશ્કરી ખર્ચ, સરકારી પુંગારનીતિ, વહાણવટું, સહકારી પ્રવૃત્તિ અને સરકારી દેવા જેવા વિષયો પર આંકડા ને વિગતો સાથે ભારતીય અર્થશાસ્ત્રના વિદ્યાર્થીને ઉપયોગી થાય એવી વિપુલ માહિતી રજૂ કરતો રા. વિઠ્ઠલદાસ કોઠારીનો 'હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર' સામાન્ય વાચકને માટે પણ યોગ્ય પ્રવેશગ્રંથ બની શકે તેમ છે. નહેરો કરતાં રેલ્વેને પ્રાધાન્ય આપવાની તથા આબકારી આવક, મહેસૂલ, મીઠાવેરો, પગાર ને હૂંડિયામણની સરકારી નીતિની પુસ્તકમાં ઉચિત પ્રસંગે ટીકા કરવામાં આવી છે. છેલ્લા પ્રકરણમાં સર વિશ્વેશ્વરૈયાની, મુંબઈ–યોજના નામે ઓળખાતી ઉદ્યોગપતિઓની, શ્રી. અગ્રવાલની અને શ્રી. એમ. એન. રૉયની તેમજ હિંદી અને મુંબઈ સરકારની યુદ્ધોત્તર આર્થિક વિકાસની યોજનાઓનો પરિચય કરાવ્યો છે. લેખકનું વલણ રચનાત્મક કાર્યની હિમાયત કરનારું અને સર્વોદયને ભજનારું છે. એથી 'માનવ અર્થશાસ્ત્ર'ની જેમ આ પુસ્તક પણ નવી પરિસ્થિતિમાં સાવ બિનવ્યવહારુનો આક્ષેપ આ શાસ્ત્રના અભ્યાસીઓ તરફથી મેળવે તો નવાઈ નહિ.

'સો ટકા સ્વદેશી'ના પહેલા વિભાગમાં ગાંધીજી 'સ્વદેશી'નો અર્થ-વિસ્તાર કરીને ભાવનાને વ્યવહારમાં ઉતારવાની ગુરુચાવીઓ બતાવે છે. એમાં 'સ્વદેશી' વિશેનાં ગાંધીજીનાં ભાષણો અને લેખોનો સંગ્રહ ચર્યો છે.

એમાં તેમની રજેરજને ખંખોળતી, અભ્યાસ અને અનુભવપૂર્ણ, વ્યવહારક્ષમ છતાં આધ્યાત્મિક દષ્ટિનો સાક્ષાત્કાર થાય છે. પુસ્તકના બીજા વિભાગમાં સ્વ. મહાદેવ દેસાઈ, શ્રી. પ્યારેલાલ, સ્વામી આનંદ, શ્રી. વૈકુંઠ મહેતા, શ્રી. ચંદ્રશંકર શુક્લ, પ્રો. કુમારપ્પા, ને પ્રો. પુરણના લેખો સ્વદેશીની ભાવના અને વ્યવહારક્ષમતા વિશે ઉપયોગી આંકડા અને મનન રજૂ કરે છે 'સ્વદેશી'નો સંપૂર્ણ ને વ્યાપક અર્થ, ખાદી અને ગ્રામોદ્યોગની ઉપયોગિતા, એમને નડતા અંતરાયો ને અંતરાયો ટાળવાના ઉપાયો, એ બધું વ્યવસ્થિત રૂપે અહીં નિરૂપણ પામ્યું છે.

'હિંદનું નાણાતંત્ર' એ શ્રી. જયંતીલાલ હ. મહેતાનું અર્થશાસ્ત્રના મહત્ત્વના અને વ્યવહારુ અંગરૂપ નાણાના વિષયનું દાયકાનું આવકારલાયક પુસ્તક છે. (જો કે આ જ દાયકામાં, અગાઉ 'આપણું નાણાવટું' એ નામે તે પ્રગટ થયેલું.) હિંદી નાણાવટનો વિકાસક્રમ આલેખી ખેડૂતોની આર્થિક સ્થિતિ, શાહુકારો, શરાફો અને વેપારી બેંકોની કાર્યપદ્ધતિના બલાબલ બતાવી, સહકારી પ્રવૃત્તિ, સરકારી બેંકો અને ઉદ્યોગવિષયક અર્થપ્રમાણ વિશે વ્યવસ્થિત રૂપમાં પ્રમાણભૂત માહિતી આપીને હિંદી નાણાવટાની વિશિષ્ટતાઓ અને ખામીઓ એમાં તારવી બતાવવામાં આવી છે. વિષયનું નિરૂપણ સરલ રીતિમાં અને આવશ્યક વિગતોની સ્પષ્ટ ચર્ચા સહિત તેમાં થયેલી છે. પરદેશી મૂડી અને તેનાં પરિણામો, યુદ્ધો અને તેની નાણાતંત્ર પર થતી અસર, બ્રેટનવુડ્ઝ યોજના વગેરે મહત્ત્વની બાબતો વિશે આંકડા અને પ્રમાણો સાથે તેમાં સમજૂતી આપવામાં આવી છે. ગુજરાતીમાં નાણાવિષયક પુસ્તકની ખોટ આનાથી કેંક પૂરી પડી ગણાશે.

'સમાજવાદ અથવા સહકાર દ્વારા સર્વોદય' એ શ્રી. જગન્નાથ દેસાઈએ લખેલું પુસ્તક આ વિષયના સાહિત્યમાં મહત્ત્વના ઉમેરારૂપ છે. સમાજવાદને માત્ર અર્થકારણી ઉકેલ તરીકે નહિ પણ જીવનની ફિલસૂફી તરીકે જોવાની લેખકની દૃષ્ટિ છે. તેથી તેમણે સ્ત્રીપુરુષનો સંબંધ, ધર્મ, કેળવણી વગેરે પ્રશ્નોને સમાજવાદની પાર્શ્વભૂમાં નિહાળ્યા છે. સમાજવાદની ઐતિહાસિક ભૂમિકાથી માંડીને તેની વિરોધી તેમ અનુકૂળ વિચારસરણીઓની તુલના પર્યંત તેમણે એનો અર્થવિસ્તાર સાધી બતાવ્યો છે. ગાંધીજીની અહિંસાનો તેમાં સ્વીકાર થયો છે, પણ યંત્રનિષેધનું ખંડન કરવામાં આવ્યું છે. ઉદાહરણો આપીને સમજાવવાની એમની પદ્ધતિ, સ્વસ્થ પ્રવાહી શૈલી અને પુસ્તકની પ્રકરણબદ્ધતા ગમી જાય તેવાં છે.

રા. ડુંગરશી સંપટનું 'વેપાર અને વાણિજ્ય' માહિતીપૂર્ણ પુસ્તક છે. એમાં મોહેન્જોદારોના સમયથી શરૂ કરી છેક અંગ્રેજોના સમય સુધીનાં ભારતીય વેપારવાણિજ્ય સંબંધી માહિતી જુદા જુદા ગ્રંથકારોને આધારે સંક્ષેપમાં રજૂ કરવામાં આવી છે. પુસ્તકના પહેલા ભાગમાં છેલ્લા વિશ્વ યુદ્ધ સુધીનો વેપારી ઈતિહાસ, તો બીજા ભાગમાં યુદ્ધ પછીના હિંદના ઉદ્યોગો વિશે આંકડા અને અનુમાનો તારવી આપેલા છે. કપાસ, કાપડ, કોલસો, શણ, ખાંડ, વહાણવટું, રેલ્વે, લોઢું, પોલાદ, કાગળ, રાસાયણિક પદાર્થો, બનાવટી રેશમ, જળવિદ્યુતશક્તિ વગેરેના ઉદ્યોગો વિશે તેમણે ભરપૂર સામગ્રી એકઠી કરી આપી છે. આ દાયકામાં અગાઉ પ્રગટ થયેલા તેમના 'સ્વતંત્ર ભારત'નો જ આ પુસ્તક પુનરાવતાર હોય એમ જણાય છે.

આ ઉપરાંત 'ગામડાં અને સહકાર' (કેશવલાલ અંબાલાલ ઠક્કર), 'હિંદની આર્થિક દુર્દશા' (ડુંગરશી સંપટ), 'વ્યાપારી-સર્વજ્ઞાનસંગ્રહ' (ડુંગરશી સંપટ), 'પાક કેમ વેચશો?' (હરિવદન પરીખ) (અનાજનો સવાલ' (શ્રીનિવાસ સરદેશાઈ) 'ઋણમુક્તિ અને રચનાકાર્ય' (નટવરલાલ મા. સૂરતી), 'વસ્ત્રસ્વાવલંબન' (દામોદર લ. ત્રિવેદી) આદિ અર્થકારણને લગતાં બીજાં ઉલ્લેખપાત્ર પુસ્તકો આ દાયકામાં પ્રગટ થયેલાં છે.

રાજકારણનાં મૌલિક પુસ્તકોમાં આગળ તરી આવે તેવાં પાંચ છેઃ 'સરદાર વલ્લભભાઈનાં ભાષણો', 'રાજ્ય અને રાજકારણ' (હરકાન્ત શુક્લ), 'સોવિયેત રશિયા' (ભોગીલાલ ગાંધી), 'પાસિફિક' (ભાસ્કરરાવ વિદ્વાંસ) અને 'દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ' (પ્રાણશંકર સોમેશ્વર જોષી). બાકીનાં પૈકી 'હિંદનો કોમી ત્રિકોણ', 'અખંડ હિંદુસ્તાન', 'રચનાત્મક કાર્યક્રમ', 'ગાંધીજીનો સરકાર સાથેનો પત્ર-વ્યવહાર' વગેરે આ વિભાગનાં કીમતી પુસ્તકો ગણી શકાય, પણ તે મૌલિક ગુજરાતી લખાણો નથી, અનુવાદો છે.

'સરદાર વલ્લભભાઈનાં ભાષણો' નવજીવન કાર્યાલય તરફથી રા. નરહરિ પરીખને હાથે સંપાદન પામીને પ્રગટ થયેલ છે. સરદારશ્રીની વક્તૃત્વકલાની નોંધ આગળ લેવાઈ ગઈ હોવાથી અહીં તો એટલું જ કહેવું બસ થશે કે સાંપ્રત રાજકારણના કૂટમાં કૂટ પ્રશ્નો એમાં સરળતાથી સમજાવાયા છે. અસહકારનાં આંદોલનો, અંગ્રેજોની ચૂસણનીતિ, અમલદાર-શાહીનો જુલમ, જનતાનો કર્તવ્યધર્મ વગેરે એમાં સરદારની અસરકારક

વાણીમાં વ્યક્ત થયાં છે બારડોલી, ખેડા અને રાસના સત્યાગ્રહ વેળાનાં ભાષણો ખાસ નોંધવા જેવાં છે. ઈ. સ ૧૯૨૮ થી '૪૫ સુધીના દેશના રાજકારણનો વ્યવસ્થિત ઈતિહાસ પણ એ પુસ્તકમાંથી મળી રહે છે.

'રાજ્ય અને રાજકારણ' રાજકારણના વિષય પર વિસ્તૃત શાસ્ત્રીય ચર્ચા કરતો, તુલનાત્મક અભ્યાસના ફળરૂપ અને ગુજરાતી વાઙ્‌મયનું આ દિશાનું દારિદ્ર્ય ઘટાડવાનો પ્રયાસ કરતો આવકારદાયક ગ્રંથ છે ગ્રંથના વિષયનિરૂપણમાં સમગ્રતા જળવાઈ છે; દૃષ્ટિની એકાગ્રતા અને અદ્યતનતા પણ એમાં જોવા મળે છે. હિંદુ રાજત્વની ભૂતકાલીન ભૂમિકા, રાજકારણી સંસ્થાઓ અને મતસરણીઓનો ઐતિહાસિક વિકાસ, રાજકારણી આદર્શોની ચર્ચા તથા તુલના વગેરે એમાં વ્યવસ્થિત રજૂઆત પામ્યાં છે. વિષયનું સ્વતંત્ર સંશોધન, ચિંતન કે દર્શન પુસ્તકમાં ક્યાંય જણાતું નથી. પશ્ચિમી વિચારસરણીઓને લેખકે જેમ ને તેમ સ્વીકારી લીધી હોવાથી તેમની વિચારસરણીમાં પરાવલંબનની મર્યાદા ખટકે છે. પુસ્તકની ભાષા પણ કેટલેક અંશે રાજકારણના વિષયને માટે પાંગળી અને અનુચિત અર્થોવાળી છે. આમ છતાં શ્રી. હરકાન્ત શુક્લનો આ પ્રયાસ ઉપકારક છે. અંગ્રેજી નહિ જાણનાર વર્ગની તેમજ રાજકારણના વિષયમાં પ્રવેશ કરનાર વિદ્યાર્થીઓની દૃષ્ટિએ પુસ્તક ઉપયોગી ગણાય.

શ્રી. ભોગીલાલ ગાંધીકૃત 'સોવિયેત રશિયા' ઈ સ. ૧૯૧૭ ની ક્રાન્તિ પછી શ્રમજીવી સરમુખત્યારીએ રશિયાની ધરતી પર વર્ગવિહીન સમાજરચના સ્થાપવા જે ભગીરથ પ્રયોગો કર્યા તેની સિદ્ધિઓનો વિવરણાત્મક પરિચય આપે છે. લેખક સામ્યવાદ અને રશિયાના રાજકારણના જબરા અભ્યાસી અને પ્રશંસક હોવાથી વિષયનું નિરૂપણ ઉત્સાહપૂર્ણ અને હેતુલક્ષી બન્યું છે. રશિયાની નવરચનામાંથી આપણી ધરતી અને સ્થિતિસંજોગોને માફક આવે એવું કેટલુંક બતાવવા પૂરતાં આવાં પુસ્તકો સાધનરૂપ બને છે. સોવિયેત બંધારણ તથા શાસનપદ્ધતિનું વિવરણ તથા રશિયાના કલાકાર, વૈજ્ઞાનિક અને ધાર્મિક સ્વાતંત્ર્ય વિશે પ્રવર્તતા કેટલાક પૂર્વગ્રહોનું નિરસન કરવાનો આ ગ્રંથના લેખકે સમર્થ પ્રયત્ન કર્યો છે.

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસનું 'પૅસિફિક' છે તો નાનકડું પુસ્તક. પારકી પ્રજાઓને લૂંટવાની કલામાં પ્રવીણ અને લૂંટીને તેમને મૂર્છામાં નાખવાની નીતિમાં પાવરધી સામ્રાજ્યશાહીના અંદરના વિષસ્વરૂપનું તેમાં યથાર્થ દર્શન કરાવાયું છે. વિષયને લેખકે સરલતાથી ચર્ચી બતાવ્યો છે

અને સામાન્ય વર્ગને ઝટ ગળે ઊતરી જાય એ રીતે નિરૂપ્યો છે. વર્તમાન જગતના રાજકારણના વિધવિધ વિષયો અને પ્રશ્નો માટે આવાં લઘુ પુસ્તકો ઠીક માહિતીપ્રદ નીવડે એ જ પ્રમાણે રા. પ્રાણશંકર મો. જોષીએ 'દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ'માં વસાહતોનો પ્રશ્ન છણ્યો છે દક્ષિણ આફ્રિકાની વસાહતમાં મોટો ભાગ ગુજરાતીઓનો હોવાથી, ગુજરાતીઓની ત્યાંના રાજકારણમાં સ્થિતિ, પ્રવૃત્તિ તેમજ ત્યાંના તેમનાં સામાજિક પ્રશ્નો વગેરેનું માહિતીપૂર્ણ નિરૂપણ તેમાં મળે છે. પુસ્તકની શરૂઆતનાં ૪૮ પાનોમાં લેખકે પોતાનો પરિચય આપ્યો છે।

આ ઉપરાંત રા. મગનભાઈ દેસાઈએ 'રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી-પ્રવૃત્તિ'માં ગાંધીજીએ વિદ્યાર્થીઓ અંગે કરેલી સૂચનાઓનો ભાષ્યવિસ્તાર કરી, વિદ્યાર્થીસંગઠન અને વિદ્યાર્થીકાર્યક્ષેત્ર પરત્વે કોન્ગ્રેસે કરેલી અસરોનું બયાન કર્યું છે. શ્રી. ભોગીલાલ ગાંધીએ 'સામ્યવાદ' એ ૬૦ પાનાંની પુસ્તિકામાં માર્ક્સ અને લેનિન-સ્તાલિને રચેલું સામાજિક ક્રાન્તિનું વિજ્ઞાન તથા પ્રાચીન સામ્યવાદથી રશિયાની મજૂર ક્રાન્તિ સુધીનાં વિકાસસોપાનો સમજાવેલ છે. 'મહાસભાના ઠરાવો' (વિઠ્ઠલદાસ કોઠારી), 'આપણી કોંગ્રેસ' (રમણીકલાલ શાહ), 'ગામડાંનું સ્વરાજ્ય' (ઇન્દુલાલ યાજ્ઞિક), 'યુદ્ધ અને ગામડાં' (રામરાય મુનશી), 'આઝાદીની મશાલવાળા' (કરસનદાસ માણેક), '૧૯૪૩નાં પગરણ' (રતિલાલ મહેતા), 'હિંદ વિશ્વયુદ્ધના વમળમાં' (ડુંગરશી સંપટ), 'હિંદુસ્તાનનો રાજકારભાર' (ચિમનલાલ ડૉક્ટર) આદિ નાનાં મોટાં પુસ્તકો પણ આ દાયકાનાં જ પ્રકાશનો છે.

સમાજશાસ્ત્ર, અર્થકારણ અને રાજકારણ એ ત્રણે વિષયોનું સાહિત્ય આપણી ભાષામાં પ્રમાણમાં અલ્પ અને શક્તિમાં પાંગળું છે. તેને વિષયનાં પલટાતાં સ્વરૂપોને તથા પ્રશ્નોને,સ્પષ્ટ અને શુદ્ધ રીતે શાસ્ત્રીય દૃષ્ટિએ સમજાવે એવાં પ્રમાણભૂત ગ્રંથોની, ગુજરાત યુનિવર્સિટી ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ગુજરાતી બનાવવાની હોંશ રાખે છે ત્યારે તો, ખાસ જરૂર છે. આપણા ઘણાખરા લેખકોમાં અભ્યાસ અને અવલોકનવૃત્તિ હશે, પણ તેની ચિકિત્સા માટે આવશ્યક પરિશુદ્ધ, સમતોલ, શાસ્ત્રીય દૃષ્ટિ તથા ચિંતનશીલતા હજુ ઘણે અંશે કેળવવાની જરૂર છે. આ વિભાગનું લગભગ પચાશી ટકા સાહિત્ય પ્રચાર-દૃષ્ટિનું કે પ્રાસંગિક ખપનું જ હોવાથી તેની લખાવટ પણ વર્તમાનપત્રશૈલીની જ રહી છે.

## કેળવણી

ઇતિહાસ, રાજકારણ આદિ વિષયોના સાહિત્ય કરતાં આ દાયકે શિક્ષણના સાહિત્યનો ફાલ ઠીક ઠીક મ્હોર્યો જણાય છે. એમાં 'કેળવણી-વિકાસ' અને 'કેળવણીવિવેક' (રા. મશરૂવાળા), 'કેળવણીની પગદંડી' (શ્રી નાનાભાઈ ભટ્ટ), 'આત્મરચના અથવા આશ્રમી કેળવણી' (રા.-જુગતરામ દવે), 'શિક્ષણ અને સંસ્કૃતિ' (શ્રી. રવિશંકર મહારાજ), 'જીવન દ્વારા શિક્ષણ' (શ્રી. શિવાભાઈ ગો. પટેલ), 'ચાર મોરચાની કેળવણી' (દામુભાઈ શુક્લ), 'નવી કેળવણીના દાર્શનિક પાયાની વિચારણા' (રા. પુરુષોત્તમદાસ શાહ), 'ભીતપત્રો દ્વારા લોકશિક્ષણ' (શ્રી. બબલ-ભાઈ મહેતા), 'સાર્જન્ટ યોજના' (હરભાઈ ત્રિવેદી), 'હિંદી સરકારની શિક્ષણયોજના (વિઠ્ઠલદાસ કોઠારી) 'ઘરશાળા અને શેરી' (ગિરીશભાઈ ભટ્ટ), 'સોવિયેટ શિક્ષણ' (પ્રસન્નવદન વકીલ), 'સહ-શિક્ષણ' (અનામી) 'ગ્રામસેવાના દસ કાર્યક્રમો (જુગતરામ દવે) વગેરે સખ્યાબધ પુસ્તકોનો સમાવેશ થાય છે. 'શિક્ષણસાધના' (આચાર્ય ક્ષિતિમોહન સેન), સમર્થ શિક્ષણશાસ્ત્રી એલ પી. જૅક્સનાં પુસ્તકોના અનુવાદો તથા 'આત્મશિલ્પની કેળવણી' (રા. મુનશી) આ જ દાયકામા પ્રગટ થયાં છે, પણ અનુવાદો હોવાથી તેમનો માત્ર નિર્દેશ જ કર્યો છેઃ —

'કેળવણીવિવેક' અને 'કેળવણીવિકાસ', બને પુસ્તકો આપણા સમર્થ લોકહિતચિંતક શ્રી. કિશોરલાલ મશરૂવાળાના કેળવણીવિષયક લેખોના સગ્રહો છે. ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ સાબરમતી આશ્રમમાં કરેલો. તેની ભાવના, વ્યવહારક્ષમતા અને ઉપયોગિતા વિશે ચર્ચા કરતા કાકાસાહેબ, નરહરિભાઈ અને કિશોરલાલભાઈએ સંખ્યાબંધ લેખો લખેલા. તેમાંથી 'નયી તાલીમ'નું ધ્યેય, સાધન ઇત્યાદિ સમજાવતા કિશોરલાલ-ભાઈના લેખો તેમની વ્યાપક, સૂક્ષ્મ અને મૌલિક પરીક્ષકબુદ્ધિની તથા શિક્ષણસૂઝની પ્રતીતિ કરાવે છે. ઉદ્યોગ દ્વારા કેળવણીની હિમાયત; શ્રમ-જીવી સંસ્કૃતિનું ગૌરવ, ઇતિહાસના શિક્ષણ વિશેનો તેમનો વિલક્ષણ મત, મનુષ્યની જીવનવ્યાપી, સર્વાંગી કેળવણીની અગત્ય, માનવજીવન અને વિશ્વ-જીવનનો સમન્વય, ઉચ્ચશિક્ષણ અને પ્રાથમિક શિક્ષણ, માણસાઈની, પ્રતિષ્ઠાની અને નિર્વાહની કેળવણી, વિલાસ અને ભોગવૃત્તિને ઉશ્કેરનારા શાળા-કૉલેજોના ભેળવડાઓ આ બધા મુદ્દાઓ આ બંને લેખસંગ્રહોમાં સ્પષ્ટતાથી ચર્ચાયા છે. જીવનમાં કેળવણીનો યોગ્ય વિનિયોગ નહિ કરી,

ચકતા, અત્યારની વંધ્ય કેળવણીમાંથી ઊગરવા માગતા અને માણસાઈની તથા નિર્વાહની કેળવણીને માટે યોગ્ય પદ્ધતિ શોધતા અનેકોની મૂંઝવણ ટાળીને સ્પષ્ટ માર્ગદર્શન કરાવે તેવી આ પુસ્તકમાંની લેખકની વિચારશ્રેણી છે.

શ્રી. મશરૂવાળા મૌલિક વિચારક અને આજન્મ કેળવણીકાર છે. ગાંધીજીએ સ્થાપેલ વિદ્યાપીઠના તેઓ મહામાત્ર હતા. ગાંધીજીએ પ્રબોધેલ રાષ્ટ્રીય શિક્ષણના વિતરણ અને વિચારમાં તેમનો અને કાકાસાહેબનો ફાળો અવિસ્મરણીય છે. અનુભવ અને બુદ્ધિના નીચોડરૂપે તેમણે અહીં કેળવણીનું દર્શન અને શાસ્ત્ર, તેનાં વિવિધ પાસાં, કક્ષાઓ, ને અખતરાઓ, તેનો ધર્મ સમાજ અને રાજ્ય સાથેનો સંબંધ વગેરે બાબતોનો સૂક્ષ્મ પરામર્શ કરી બતાવ્યો છે.

જાણીતા કેળવણીકાર શ્રી. નાનાભાઈ ભટ્ટના બે દાયકાના શિક્ષણક્ષેત્રના પ્રયોગો અને અનુભવો વ્યક્ત કરતા ૬૪ લેખોનો સંગ્રહ 'કેળવણીની પગદંડી'માં થયો છે. લેખોને સિદ્ધાંતચર્ચા અને વ્યવહારચર્ચા એવા બે ખંડોમાં વહેંચવામાં આવ્યા છે. આદર્શને વ્યવહારની ભૂમિકા પર કેમ ઉતારાય એની જ વિચારણા લગભગ બધા લેખોમાં થયેલી છે. એમાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો વિશે, વિદ્યાર્થી કેળવણીમાં પ્રવાસના મહત્ત્વ વિશે, ચારિત્ર્યની કેળવણી વિશે, ઔદ્યોગિક તથા ધાર્મિક કેળવણી વિશે ગુજરાતી સાહિત્યનાં શિક્ષણ વિશે અને ખાસ કરીને શિક્ષણસંસ્થાઓ ને છાત્રાલયોના આદર્શ સંચાલન વિશે સમૃદ્ધ ચર્ચા થઈ છે.

શ્રી નાનાભાઈ અધિકારી, અનુભવી કેળવણીવિચારક છે તેમની દૃષ્ટિ કેળવણીને જીવનના વ્યાપક અર્થમાં જોનારી છે. કેળવણી સંસ્થાઓનો તેમનો બહોળો અને ઊંડો અનુભવ પુસ્તકની ઉપયોગિતાનું ખાસ અંગ છે.

શ્રી. જુગતરામ દવેએ સાબરમતી જેલમાં આશ્રમજીવન પરત્વે રોજ બ્રાહ્મમુહૂર્તમાં ચિંતન કરેલું તેના ફળ રૂપે તેમની પાસેથી ૭૬ પ્રવચનોનો સંગ્રહ 'આત્મરચના અથવા આશ્રમી કેળવણી' આ દાયકે પ્રગટ થયો છે. એમાં સ્વચ્છતા, શરીરશ્રમ, સૂત્રયજ્ઞ, આહાર, સમયપત્રક, ભંગીકાર્ય, સ્વયંપાક, ખાદી, સ્વદેશી પોશાક, પ્રાર્થના, ગ્રામવાસીઓનો સંપર્ક અને સેવા–એવા આશ્રમજીવનના નિત્યના આચારધર્મની સૈદ્ધાન્તિક તેમ વ્યવહારુ ચર્ચા સરળતાથી થઈ છે. આશ્રમવાસીઓનું ખાનગી જીવન, સાંસારિક જીવન, રાષ્ટ્રજીવન અને ધર્મજીવન પણ તેમાં ચર્ચવામાં આવ્યું

છે. લગભગ બધા જ લેખો ગાંધીજીની આશ્રમભાવનાના ભાષ્ય જેવા છે. તેમનો વેડછી સ્વરાજ-આશ્રમના સંચાલનનો અનુભવ અને સત્યાગ્રહાશ્રમનો અનુભવ દરેક લેખ પાછળ ઊભો છે. આશ્રમી કેળવણી જીવનઘડતર અને સ્વરાજરચનાની પ્રવૃત્તિ માટે મહત્ત્વનું સાધન છે એવી લેખકની શ્રદ્ધા અહીં પ્રત્યેક લેખના બીજરૂપે દેખાય છે. બાળશિક્ષણ અને ઉચ્ચશિક્ષણ વિશેનાં તેમનાં મંતવ્યો ચિંત્ય છે. વિચારોની રજૂઆત વ્યવસ્થિત પણ કંઈક વધુ પડતી વિસ્તારી અને લખાવટ સરળ પ્રવાહી અને ઋજુતાભરી છે. ટૂંકમાં આખો ય ગ્રંથ આશ્રમિક કેળવણીની મીમાંસા પરત્વે પ્રમાણભૂત સામગ્રી પૂરી પાડે છે. આ જ લેખકનું બીજું પુસ્તક 'ગ્રામસેવાના દસ કાર્યક્રમો' ગામડાંમાં કામ કરનારને ઉપયોગી માર્ગદર્શન પૂરું પાડે છે. શિક્ષણશાસ્ત્રની અનેક નાનીમોટી ગૂંચો એમણે પુસ્તકમાં ઊકેલી બતાવી છે. ગોવાળિયાઓનું શિક્ષણ, નિરક્ષરતાનિવારણ, ગ્રામજનોને વિજ્ઞાન શીખવવાની હિમાયત વગેરે પ્રશ્નોનો સરળ તોડ તેમણે કાઢી આપ્યો છે. એમનાં કેટલાંક વિધાનો શિક્ષણવિષયક ક્રાન્તિની દૃષ્ટિ બતાવે છે. બંને પુસ્તકો બતાવે છે કે જુગતરામભાઈ સમર્થ કેળવણીકાર અને નમ્ર લોકસેવક છે.

'શિક્ષણ અને સંસ્કૃતિ' જાણીતા લોકસેવક અને લોકશિક્ષક શ્રી. રવિશંકર મહારાજનાં અઢારેક વ્યાખ્યાનોનો સંગ્રહ છે. 'પાયાની કેળવણી' એટલે શારીરિક વૈતરાનો આગ્રહ કરતી કેળવણીની યોજના એવી પ્રચલિત ગેરસમજૂત આ વ્યાખ્યાનો દૂર કરે છે. શિક્ષણ એટલે માનવસંસ્કૃતિને પાયામાંથી ચણવાનું સાધન એવો ખ્યાલ અનેક ઉદાહરણો દ્વારા તે જન્માવે છે. શિક્ષણશાસ્ત્ર કે અમુક શિક્ષણપદ્ધતિની ચર્ચામાં ઊતરવાને બદલે મહારાજે ગાંધીજીએ પ્રબોધેલ ઉન્નત શિક્ષણદૃષ્ટિને લક્ષમાં રાખીને સંસ્કૃતિની ભાવના સમજાવવા પર જ લક્ષ કેન્દ્રિત કર્યું છે. પરિણામે વ્યાખ્યાનોમાં મહારાજની ઊંડી, તત્ત્વનિષ્ઠ ને વ્યવહારશીલ જ્ઞાનદૃષ્ટિનો પરિચય થાય છે. એ દૃષ્ટિએ 'વિચારમય જીવન' તથા 'શિક્ષણવિષયક દૃષ્ટિ' બંને પ્રકરણો નોંધપાત્ર છે. સર્વભોગ્ય શૈલીમાં લખાયેલાં આવાં પુસ્તકોની ગુજરાતને ખાસ જરૂર છે.

## શબ્દકોષ

આ દાયકે પારિભાષિક શબ્દોના અને સાથે જોડણીના કોશોનાં કેટલાંક મહત્ત્વનાં પુસ્તકો પ્રગટ થયાં છે. જો કે હજી પારિભાષિક શબ્દોની રચનામાં છેવટનો નિર્ણય તદ્વિદો તરફથી મળ્યો નથી તેમજ વહેતા

મુકાએલા શબ્દો સર્વમાન્ય કે ચલણી બનશે જ એવું કહી શકાય તેમ પણ નથી, તેમ છતાં લગભગ તમામ શબ્દપ્રયોગ પાછળ તેના યોજકની કોઈ ને કોઈ સૈદ્ધાંતિક વિચારશ્રેણિ તો કામ કરતી થઈ ગઈ છે.

'ભગવદ્ ગોમંડળ': ગોંડલનરેશ શ્રી. ભગવતસિંહની અવિરત શ્રમસાધનાના અને વિદ્વત્તાના ફળરૂપ આ બૃહત્ શબ્દકોશ અત્યાર સુધીમાં લગભગ દોઢેક હજાર પાનાંના પ્રત્યેક એવા પાંચ ગ્રંથોમાં 'અ' થી 'નિ' સુધીના વર્ણોથી શરૂ થતા શબ્દોને સમાવે છે. એમાં બધા મળીને લગભગ દોઢેક લાખ શબ્દોનો અને દસેક હજાર રૂઢિપ્રયોગોનો સમાવેશ થયેલો છે. શબ્દોનાં મૂળ અને તેમના શક્ય તેટલા બધા જ અર્થો તેમાં ઠાંસી ઠાંસીને ભરવાનો પ્રયત્ન થયો છે. એકંદરે આજ સુધીમાં શબ્દકોશ યોજવાના થયેલા અખતરાઓમાં આને ભગીરથ પ્રયત્ન કહી શકાય. એમાં તદ્વિદોને કદાચ અર્થશુદ્ધિ, શાસ્ત્રીયતા કે ચોકસતાની ખામી કાઢવી હશે તો નીકળશે, પણ એમાંનું સમૃદ્ધ શબ્દભંડોળ ભાવી કોશકારને વિપુલ કાચા માલ તરીકે તો સારી પેઠે ખપ લાગશે, એમાં સંશય નથી

'સાર્થ જોડણીકોશ': ગાંધીજીની પ્રેરણાથી વિદ્યાપીઠે તૈયાર કરેલા આ ગ્રંથની આ ચોથી સુધારેલી વધારેલી આવૃત્તિ છે. અગાઉની આવૃત્તિઓમાં શબ્દોની કેવળ જોડણી, તેના અર્થ, તેના ઉચ્ચાર અને કુલ શબ્દ-સંખ્યાના બેતાળીસ ટકા જેટલા તત્સમ શબ્દોની વ્યુત્પત્તિ મુકાઈ હતી. પ્રસ્તુત નવીન સંસ્કરણમાં શબ્દભંડોળ આશરે પોણો લાખની સંખ્યાએ પહોંચ્યુ છે; એમાં લગભગ તમામ શબ્દોની વ્યુત્પત્તિ ઉપરાંત શબ્દપ્રયોગો અને વિવૃત્ત એ-ઓ, હ-કાર તથા ય-કાર શ્રુતિ, બે અનુસ્વાર ને અલ્પપ્રયત્ન ય-કારનાં વિશિષ્ટ ઉચ્ચારણો પણ બતાવ્યાં છે. બાહ્ય કદ તેમજ અંતરંગની દૃષ્ટિએ આ આવૃત્તિમાં ગુજરાતી શબ્દકોશને શક્ય તેટલો સંપૂર્ણ બનાવવાનો પ્રયત્ન થયો છે.

જોડણીની શુદ્ધ અને શાસ્ત્રીય વ્યવસ્થા કરવામાં, અર્થની બાબતમાં, ઉચ્ચારણની વિશિષ્ટતા તથા શબ્દપ્રયોગોના નિદર્શનમાં આ કોશ આજ લગી પ્રગટ થયેલા કોશોમાં સૌથી વિશેષ શુદ્ધ અને પ્રમાણભૂત છે, પણ વ્યુત્પત્તિમાં કોશને છાજે તેવી શાસ્ત્રીયતા તેમાં સચવાઈ નથી. એમાં અનેક શબ્દોની વ્યુત્પત્તિ કેવળ તર્ક અને અનુમાનથી દોરાઈને આપવામાં આવી છે ને ઘણે સ્થળે શંકાસૂચક પ્રશ્નચિહ્ન મૂકીને ચલાવી લેવું પડ્યુ છે. પરિણામે, કોશનું આ મહત્ત્વનું અંગ વિકૃત બની ગયું હોઈ જુદી જુદી દિશામાંથી તેની આ આવૃત્તિ ટીકાપાત્ર બની છે.

'વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ': શ્રી. પોપટલાલ ગો. શાહે તૈયાર કરેલ વૈજ્ઞાનિક પરિભાષાના પુસ્તકની આ સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ છે. નાગરી લિપિમાં આખો કોશ છાપ્યો છે. વિજ્ઞાનની ૨૫ જુદી જુદી શાખાઓના પારિભાષિક શબ્દોના અહીં ગુજરાતી પર્યાયો આપ્યા છે. વિદ્યાર્થીઓ, કારખાનામાં કામ કરતા કારીગરો અને આમવર્ગને લક્ષમાં રાખીને આ કોશ તૈયાર કરવામાં આવ્યો છે. આરંભમાં સયોજકે મૂકેલી અંગ્રેજી તથા ગુજરાતી પ્રસ્તાવનાઓમાં વૈજ્ઞાનિક પરિભાષા નક્કી કરવાની પોતાની પદ્ધતિ તથા તદ્વિષયક સિદ્ધાંતોને વિશદતાથી સમજાવેલ છે.

'અર્થશાસ્ત્રની પરિભાષા': એમાં અર્થશાસ્ત્રના અભ્યાસમાં ઉપયોગી પારિભાષિક અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયો જાણીતા અર્થશાસ્ત્રી શ્રી. વિઠ્ઠલદાસ કોઠારીએ તૈયાર કર્યા છે. વિષયનો અભ્યાસ, શિક્ષણનો અનુભવ અને શાસ્ત્રીય પદ્ધતિ ત્રણેનો ઉપયોગ લેખકે પરિભાષાને સંગીન બનાવવામાં કર્યો છે. પ્રત્યેક શબ્દના પર્યાયને તે શબ્દને લગતી યોગ્ય અર્થસમજૂતી સક્ષેપમાં આપીને બંધ બેસાડ્યો છે. બૅંક, બોનસ ઈત્યાદિ અત્યંત રૂઢ થઈ ગયેલા અંગ્રેજી શબ્દોના કૃત્રિમ ગુજરાતી પર્યાયો યોજવાની રૂઢિચુસ્તતાથી તે મુક્ત રહ્યા છે અર્થશાસ્ત્રનાં ગુજરાતી પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આ પુસ્તિકા અવશ્ય પ્રાથમિક ભૂમિકાની ગરજ સારશે.

શ્રી. અરવિંદ કાર્યાલય તરફથી 'દાર્શનિક શબ્દાવલિ' આ દાયકામાં પ્રગટ થયેલ છે. શ્રી. અરવિંદે પોતાની તત્ત્વચર્ચામાં જે પારિભાષિક શબ્દો અંગ્રેજીમાં નિયોજ્યા હતા તેના હિંદી, ગુજરાતી, બંગાળી અને મરાઠી પર્યાયોનો આ કોશ છે. પુસ્તકને અંતે જોડેલી 'શબ્દાર્થરેખા'માં મુખ્ય અંગ્રેજી શબ્દપ્રયોગોની અંગ્રેજીમાં સમજૂતી આપી છે. અરવિંદ-તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને આ ગ્રંથ અવશ્ય ઉપયોગી થઈ પડશે.

"'જન્મભૂમિ' પારિભાષિક જ્ઞાનકોશ–૧ : રાજકારણ" મૂળ હિંદીમાં પ્રગટ થયેલ શ્રી. સુખસંપત્તિરાય ભંડારીના 'અંગ્રેજી-હિંદી શબ્દકોશ'ના રાજકારણ વિભાગનો શ્રી કાન્તિલાલ શાહે કરેલો અનુવાદ છે. એમાં રાજકારણના લગભગ બધા જ મહત્ત્વના વિષયોનો અને પારિભાષિક શબ્દપ્રયોગો અને તેના ગુજરાતી પર્યાયવાચી શબ્દોનો સમાવેશ થયો છે. રાજકારણના અભ્યાસના આકરગ્રંથ જેવું આ પુસ્તક છે.

ડૉ. યશવંત ગુ. નાયકે ફાર્બસ સભા તથા ગુજરાત વિદ્યાપીઠ તરફથી

કોશો તૈયાર કરવામાં સંગીન સહાય આપી છે 'પદાર્થવિજ્ઞાન અને રસાયણનો પારિભાષિક શબ્દકોશ' મુંબઈ વિદ્યાપીઠને આશ્રયે તેમણે તૈયાર કરેલ એક નાનો કોશ છે. એ જ પ્રમાણે નવજીવન કાર્યાલયે 'વિદ્યાપીઠ પરિભાષા સમિતિ'એ તૈયાર કરેલ 'વિજ્ઞાનની પરિભાષા'માં પદાર્થવિજ્ઞાનના ૧૦૨૪ અને રસાયણવિજ્ઞાનના ૬૧૫ પારિભાષિક શબ્દો પ્રસિદ્ધ કર્યા છે.

આ ઉપરાંત ગુજરાત વિદ્યાપીઠ તરફથી 'હિંદી–ગુજરાતી કોશ' તથા વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે તેવા ગુજરાતી, અંગ્રેજી, હિંદી શબ્દકોશો, અને રૂઢિપ્રયોગો તથા કહેવતના પુસ્તકો કેટલાક લેખકો પાસેથી આ દાયકે મળ્યાં છે, જે એકંદરે તેના સંયોજનના હેતુને સફળ બનાવે છે.

દેશની તમામ ભાષાઓમા વિવિધ વિષયોની પરિભાષાનું એકસરખુ ધોરણ જળવાય અને પ્રાંતપ્રાંતમાં વિચારવ્યવહારની સરલતા થાય તે સારુ એક બૃહત્‌કોશ તૈયાર કરવાની યોજના લાહોર ઈંટરનેશનલ એકેડેમી ઑફ ઈન્ડિયન કલ્ચરે દેશના અગ્રણી વૈજ્ઞાનિકોની મદદથી આ દાયકાની શરૂઆતમા જ તૈયાર કરેલી, પરંતુ તેનુ હજી સુધી કંઈ પરિણામ આવ્યુ જણાતુ નથી. કદાચ વચગાળામાં અકસ્માત ઉદ્ભવેલી પ્રતિકૂળ રાજકીય પરિસ્થિતિ તેનું કારણ હશે. દિલ્હીમા એવી જ પ્રવૃત્તિની શરૂઆત છેલ્લાં કેટલાંક વર્ષોથી થઈ છે. એ પ્રવૃત્તિ તો જ્હોરે ત્યારે ખરી, પણ તેની સાથે સાથે દરેક ભાષામાં જ્ઞાનની પ્રત્યેક શાખાના યથાર્થ અધ્યયન-અધ્યાપન સારુ સંપૂર્ણ પારિભાષિક કોશ યોજવાની આવશ્યકતા ઊભી જ છે.

## વિજ્ઞાન

### શાસ્ત્રીય ગ્રંથો

આ દાયકે વિજ્ઞાનની જુદીજુદી શાખાઓના વિશિષ્ટ જ્ઞાનનાં કેટલાંક મહત્ત્વનાં પુસ્તકો પ્રગટ થયાં છે તે નીચે મુજબ:

'માનસરોગ વિજ્ઞાન' (ડૉ. બાલકૃષ્ણ અ. પાઠક), 'નૂતન મોનસ-વિજ્ઞાન' (ચંદ્રભાઈ કા. ભટ્ટ), 'જીવવિજ્ઞાન' (ડૉ. માધવજી મચ્છર), 'વનસ્પતિ સૃષ્ટિ ખંડ ૧' (ગોકળભાઈ ખી બાંભડાઈ), 'રસાયણ વિજ્ઞાન' (ધનજીભાઈ ફકીરભાઈ), 'શરીરરચનાનું રહસ્ય' (ધનવંત ઓઝા), 'માનવ જીવનનો ઉષઃકાળ' (અશોક હર્ષ), 'ભારતીય પ્રત્યક્ષ પંચાંગ' (અધ્યા. હરિહર પ્રા. ભટ્ટ), 'કાલોત્પત્તિ–જ્ઞાન–રહસ્ય' (ધીરજલાલ મ. પરીખ), 'શારીર વિજ્ઞાન' (સ્વામી પ્રકાશાનંદ), 'કાળની ગતિ' (સ્વામી માધવ-તીર્થજી), 'ખગોળ પ્રવેશ' (છોટુભાઈ સુથાર), 'ભૂવિદ્યાનાં મૂળતત્ત્વો અને

ગુજરાતની ભૂમિરચના' (ડૉ. રતન ના. સુખેશવાળા), 'ખેતીનાં મૂળતત્ત્વો' ભાગ ૧-૨-૩-૪ (માર્તંડ શિ. પંડ્યા), 'ખેડૂતપોથી' (ગુજ. વિદ્યાપીઠ), 'શિલ્પ રત્નાકર' (નર્મદાશંકર સોમપુરા), 'ઉચ્ચારશાસ્ત્રપ્રવેશિકા' (ગંભાલાલ જે. પંચાલ) અને 'મણિપુરી નર્તન' (ગોવર્ધન પંચાલ).

એમાં મનોવિજ્ઞાન અને ઉચ્ચારશાસ્ત્ર જેવા ભાવાત્મક વિષયોની તાત્ત્વિક સમજ, શિલ્પ અને નૃત્ય જેવી કલાઓનું શાસ્ત્રીય પૃથક્કરણ, સૃષ્ટિ, કાળ, વનસ્પતિ, ભૂમિ ને ખેતીનું વિજ્ઞાન અને જીવસૃષ્ટિ, શરીરરચના રસાયણશાસ્ત્ર તથા ગ્રહો-નક્ષત્રો-ખગોળ સંબંધી વિદ્યાર્થી-ઉપયોગી માહિતી આપવામાં આવેલ છે. ઉપર્યુક્ત પુસ્તકો ઉપરાંત ગણિત, પદાર્થશાસ્ત્ર અને રસાયણવિજ્ઞાન તથા સૃષ્ટિરચના વિશેનાં શાળાપયોગી પુસ્તકો પણ અમુક અધિકારી લેખકોને હાથે લખાઈ પ્રગટ થયાં છે.

### સામાન્ય વિજ્ઞાન-વિચાર

વિજ્ઞાનની તાત્ત્વિક આલોચના અને સામાન્ય સમજ આપતાં આ દાયકાનાં પુસ્તકોમાં 'સ્વાધ્યાય' (ડૉ. હરિપ્રસાદ દેસાઈ), 'શોધ અને સિદ્ધિ' તથા 'માનવ જીવનમાં વિજ્ઞાન' (ડૉ. નરસિંહ મૂ. શાહ), 'વિજ્ઞાનની વાટે', (રેવાશંકર સોમપુરા), 'વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો', (પદ્મકાન્ત શાહ) 'ચંદ્રમા' અને 'વિશ્વદર્શન' (છોટુભાઈ સુથાર), 'ગગનને ગોખે' (નિરંજન વર્મા, જયમલ્લ પરમાર), 'ખેતીની જમીન' (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી), 'ખનિજ તેલ સંબંધે' (બર્મા-શેલ કંપની પ્રકાશન વિભાગ, મુંબઈ), 'કામ્પોઝીટર' (જયંતકુમાર યાજ્ઞિક), 'જગતમાં જાણવા જેવું' (છોટાલાલ કામદાર), 'આધુનિક આકાશવાણી' (રાજેન્દ્ર ઝવેરી), 'નૂતન કામવિજ્ઞાન' (ભદ્રકુમાર યાજ્ઞિક), 'આધુનિક વ્યાપારી મિત્ર' (પૂર્ણાનંદ ભટ્ટ), 'માતૃપદ' (હરરાય દેસાઈ), 'યોગપ્રવેશિકા' (શ્રીવિષ્ણુપ્રસાદજી) ઇત્યાદિ ખાસ ધ્યાનપાત્ર છે. એ સૌમાં 'સ્વાધ્યાય' અને 'વિશ્વદર્શન' શ્રેષ્ઠ છે.

### હુન્નર-ઉદ્યોગ અને હસ્તકળા

'નફાકારક હુન્નરો ભાગ-૩' (મૂળજી કાનજી ચાવડા), 'કાગળ' (જયંતકુમાર યાજ્ઞિક), 'કાપડની કહાણી' (કા. મ. ગાંધી), 'એક દિવસમાં દરજણ' ('રોશન મહેર'), 'ભાતભાતનું ભરતકામ-ગૂંથણકામ' (લીલાવતી ચુ. પટેલ), 'પાકશાસ્ત્ર' (ગજરાબહેન દેસાઈ), 'વીસમી સદીનું પાકશાસ્ત્ર' (શ્રી. સુમતિ નાં. પટેલ), 'સુરતી રસથાળ' (સગુણાબહેન મહેતા), 'રસોઈનું રસાયણ' (વંદનાગૌરી દેસાઈ) વગેરે પુસ્તકો વ્યવહાર-જીવનમાં ઉપયોગી નીવડે તેવાં છે.

## વૈદક અને આરોગ્ય

વિજ્ઞાનનો આ પેટાવિભાગ આ દાયકામાં ઠીકઠીક ખેડાયો છે. એમાં નાનાં મોટાં મળીને લગભગ ૭૫ પુસ્તકો જમા થયાં છે. તેમાંથી ખાસ નોંધપાત્ર રા. દુર્ગાશંકર શાસ્ત્રીકૃત 'આયુર્વેદનો ઇતિહાસ' છે. આપણી ભાષામાં વૈદકનો એ અપૂર્વ ગ્રંથ છે. બાકીનાઓમાંથી 'દંતવિજ્ઞાન' અને 'જિંદગીનો આનંદ' (ડૉ. કે. દો. ભુલા), 'દૂધ' (ડૉ. ન મૂ શાહ), 'પશુચિકિત્સા' (લક્ષ્મીપ્રસાદ ઋષિ) 'ક્ષય અને દમમાં નૈસર્ગિક ઉપચાર' (ભૂપતરાય મો. દવે), 'આરોગ્ય: તનનું મનનું અને દેશનું' (ડૉ. હરિપ્રસાદ દેસાઈ), 'ઉગ્ર રોગોમાં નિસર્ગોપચાર' (રમણલાલ એન્જીનિયર), 'ખોરાકના ગુણદોષ—આરોગ્યની દૃષ્ટિએ' (ડૉ. રસિકલાલ પરીખ), 'ઘરમાખી' (બંસીધર ગાંધી), 'આહાર અને પોષણ' (ઝવેરભાઈ પટેલ), 'બ્રહ્મચર્ય અને કાયાકલ્પ' (સ્વામી જીવનતીર્થ), 'સૂર્યનમસ્કાર અને મનુષ્યજીવન' (શ્રી. જી. શ્રીમાળી), 'બાળકો અને માતાની સંભાળ' (ગુજ. સંશોધન મંડળ), 'જનતાનાં દર્દો' (જટુભાઈ ભટ્ટ), 'જાતીય રોગો' (સત્યકામ), 'આંખની સંભાળ' (ડૉ. ગોવિંદભાઈ પટેલ) 'વીજળીનો આંચકો અને તેનો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસનો ઉપચાર' (હરિલાલ મંગળદાસ ત્રિવેદી), 'ઉપવાસ કેમ અને ક્યારે' (સ્વ. સોમૈયા), 'ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ' (ર મ દેસાઈ), 'ગૃહિણીમિત્ર' (ડૉ. રા. મહેતા), 'આરોગ્ય-સાધના' (ડુંગરશી સંપટ), 'જીવનચર્યા' (વિ. ધ. મુનશી) ઉલ્લેખપાત્ર છે. એમાંની ઘણી ખરી ત્રણ–ચાર ફરમાની નાની પુસ્તિકાઓ છે.

પ્રજાની સંસ્કારિતાના ચિહ્ન તરીકે તેનાં વિજ્ઞાન, હુન્નર, ઉદ્યોગ, વેપાર, ખેતીવાડી, કારીગરી આદિની વૃદ્ધિની પણ ગણના કરવામાં આવે છે. આપણે સાં છેલ્લાં દસેક વર્ષોથી વિદ્યાર્થીઓ વિજ્ઞાનના અભ્યાસ તરફ વધારે વળ્યા છે અને વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં ઠીક પ્રમાણમાં ઉપાધિઓ મેળવતા જાય છે. વૈજ્ઞાનિક સંસ્થાઓ, પ્રયોગશાળાઓ અને કારખાનાંઓ પણ ધીમે ધીમે પ્રગતિ સાધતાં જાય છે અને તત્ત્વવિદો તરફથી સંશોધન પણ ચાલુ હોય છે. પરંતુ ઈજનેરો, દાક્તરો, યંત્રકારીગરો, કૃષકો, હુન્નર-શોખીનો અને વેપારીઓને ઉપયોગી સાહિત્ય હજી આપણી ભાષામાં અત્યલ્પ છે. પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, જીવવિદ્યા, ખગોળશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, શરીરશાસ્ત્ર પ્રાણીશાસ્ત્ર, કીટકશાસ્ત્ર અને વૈદકશાસ્ત્ર સંબંધી પ્રવેશિકારૂપ ગણાય તેવાં પુસ્તકો પણ કેટલાં! તો પછી તે

વિષયોની અદ્યતન શોધોની માહિતી આપતાં પુસ્તકો તો હોય જ ક્યાંથી? નવા સિદ્ધાંતો અને સંશોધનોને શાસ્ત્રીયતાથી ને સરલતાથી સમજાવે તેવાં પુસ્તકોની હાલને તબક્કે ખાસ આવશ્યકતા છે. કંઈ નહિ તો અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ અને રશિયન ભાષામાં લખાયેલા ઉત્તમ વિજ્ઞાન-ગ્રંથોના સારા અનુવાદો તો આપણી ભાષામાં હોવા જ જોઈએ. વળી વિજ્ઞાન કેવળ પંડિત વર્ગનો જ ઇજારો બની ન રહે પણ આમ વર્ગ સુધી તેનો ફેલાવો થાય તે માટે લોકભોગ્ય વિજ્ઞાન-ગ્રંથમાળાઓના પ્રકાશનો પણ જરૂરી ગણાય વિજ્ઞાનનાં પુસ્તકોમાં સાદી ભાષા અને સામાન્ય વાચકોની જિજ્ઞાસા તથા રસવૃત્તિને ઉદ્દીપ્ત કરે તેવી સાહિત્યકલાની સરસતા મેળવવાથી આમ-જનતાને વિજ્ઞાન શુષ્ક લાગતું મટી જશે.

## બાલસાહિત્ય

બાલભોગ્ય સાહિત્યનાં પ્રકાશનોનો કોઈ પણ દાયકામાં તોટો હોતો નથી, કારણ કે પચાસ-સાઠ પાનાંની દસ-બાર આનાની ચોપડીઓની સામાન્યતઃ ખપત વધારે થતી હોવાથી પ્રકાશન-સંસ્થાઓ તે પ્રગટ કરવાને કાગળની મોંઘવારીમાં પણ ઘણો ઉત્સાહ બતાવે છે. પણ બાલસાહિત્ય રચનારાઓ અને પ્રસિદ્ધ કરનારાઓ જેટલી ધંધાદારી ને ધનની દૃષ્ટિ પોતાની સમક્ષ રાખે છે, તેટલી બાલમાનસના વિકાસની દૃષ્ટિ રાખતા જણાતા નથી. ફોસલામણી, લાડ કરતી, ઘેલાં કાઢતી, સુંવાળી ભાષા અને રંગબેરંગી ચિત્રો આવ્યાં એટલે બાલસાહિત્ય રચાઈ ગયું એવો ખ્યાલ જ મોટે ભાગે પ્રવર્તતો હોય છે. તેમાંની વાનગીઓ ઉપરછલ્લી, અધકચરી અને ક્વચિત્ તો ઉટંગ પણ હોય છે. એમાં બાળમાનસને ખીલવે તેવા વસ્તુનો અને શુદ્ધ સરલ તળપદી ભાષાનો અભાવ હોય છે. લેખકોમાં બાલ-માનસની પકડ કે બાલવિકાસની શાસ્ત્રીય દૃષ્ટિ બહુ જોવા મળતી નથી; વિષય-વસ્તુની આદિથી અંત સુધી કલામય રચના તેમાં જળવાઈ હોતી નથી. પ્રકાશકોને પણ બાલકોના અભ્યાસી-અનુભવી એવા શક્તિશાળી લેખકો પાસે જ પુસ્તકો લખાવવાનો આગ્રહ નથી. બાળકોનાં પુસ્તકો એવાં હોવાં જોઈએ કે જે તેમનામાં જીવનનો નવો રસ પેદા કરે, તેમનામાં નવી નવી આકાંક્ષાઓ જગાડે અને જીવનયુદ્ધની તૈયારી માટે તેમનું મન મજબૂત અને દૃઢાગ્રહી બનાવે.

દાયકાના બાલસાહિત્યમાં ગીત, વાર્તા અને ચરિત્રનાં, સામાન્ય જ્ઞાન -બોધનાં અને વિજ્ઞાનની શોધખોળો કે સગવડો તથા નવા પશુ-પક્ષીઓના

પરિચયો વિશેનાં પુસ્તકો સારી સંખ્યામાં જોવા મળે છે. એમાંથી બાળ-વિજ્ઞાનનાં પુસ્તકો ઠીક ધ્યાન ખેંચે છે.

## ગીત, વાર્તા અને ચરિત્ર

બાલગીતોનાં પુસ્તકોમાં શ્રી. રમણીક અરાલવાળાનાં 'નગીના વાડી' અને 'રસપોળી', શ્રી. જયમનગૌરી પાઠકજીનું 'બાલરંજના', શ્રી. ચંદ્રિકા પાઠકજીનું 'રાતરાણી', ત્રિભુવન વ્યાસનું 'ગુંજારવ', શ્રી. મોહન વ. ઠક્કરનું 'છીપલાં', રા. પૂંજાલાલ દલવાડીનું 'કાવ્યકિશોરી', રમેશ કોઠારીનું 'બુલબુલ' હરિલાલ ગો. પંડયાનું 'સુરજમુખી' અને ચંદ્રકાન્ત મંગળજી ઓઝાનું 'ફૂલદાની' એટલાં આગળ તરી આવે છે.

વાર્તા—બોધકથાઓમાં રમણલાલ સોની, શારદાપ્રસાદ વર્મા, રમણ-લાલ, ના. શાહ, ધૂમકેતુ જીવરામ જોષી, નાગરદાસ ઈ. પટેલ, વિનોદિની નીલકંઠ, સુમતિ પટેલ, દિનેશ ઠાકોર આદિ લેખકોને મોખરે મૂકી શકાય. સંતો, રાજપુરુષો, વૈજ્ઞાનિકો આદિનાં ચરિત્રોના લેખકો તરીકે શ્રી રસૂલભાઈ વહોરા, શારદાપ્રસાદ વર્મા, જયભિખ્ખુ, રમણલાલ સોની અને સોમભાઈ પટેલનાં નામ આગળ આવે. હાસ્યવાર્તાઓમાં મસ્તફકીર, રમણલાલ શાહ, જીવરામ જોષી અને રમણલાલ સોનીની રચનાઓ ઠીક ઠીક બાલપ્રિય નીવડી છે.

## સામાન્ય જ્ઞાનનાં પુસ્તકો

સૃષ્ટિનું સામાન્ય જ્ઞાન આપતાં બાલપુસ્તકોમાં 'કમલની પીંછીથી' (સ્વ. ગિજુભાઈ), 'હરતાં ફરતાં' (સોમાભાઈ પટેલ), 'વિદ્યાર્થી વાચનમાળા' શ્રેણી ૮–૯ (ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય), 'ચાલો ગામડાંમાં' અને 'બાળકોના આચાર' (સોમાભાઈ ભાવસાર), 'અછૂત કોણ' (પુરાતન બૂચ), 'ધરતીને ખોળે' (ચુનીલાલ વ. શાહ), 'બાળકોનું હિંદુસ્તાન' (પોપટલાલ અંબાણી), 'સારોદ્ધાર' ખંડ ૧–૨ (ડૉ શિવ-પ્રસાદ ત્રિવેદી), 'જંગલમાં મંગલ' (હરજીવન સોમૈયા), 'કેમ અને કયારે' (ડુંગરજી સંપટ), 'ધરતીનો ખાળમેળો', (ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકર), 'મહારાષ્ટ્રનું નંદનવન માથેરાન' (રમણલાલ શાહ) ઇત્યાદિ ધ્યાનપાત્ર છે.

બાલવિજ્ઞાનનાં પુસ્તકોમાં પશુપંખીઓના રસિક બાલભોગ્ય પરિચયો અને વિજ્ઞાનવિષયક કેટલીક માહિતી મુખ્યત્વે હોય છે. એમાં 'વિજ્ઞાનના

પ્રાથમિક પાઠો' (હરરાય દેસાઈ અને તારાબેન ત્રિવેદી), 'હીરામોતી' અને 'ચોપગાંની દુનિયા' ખંડ ૨–૩ (રમણલાલ ના. શાહ), 'સાગરની રાણી' (સોમાભાઈ પટેલ), 'લાલાનો ભેળ' (નાગરદાસ પટેલ) 'આપણે આંગણે ઊડનારાં', 'આંગણાંના શણગાર', 'ઊડતાં ભંગી', 'વગડામાં વસનારાં', 'રૂપરૂપના અંબાર', 'કંઠે સોહામણાં', 'પ્રેમી પંખીડાં' (નિરંજન વર્મા–જયમલ્લ પરમાર) 'બાલવિજ્ઞાન વાચનમાળા' પુ. ૧ થી ૫ (ન. મૂ. શાહ અને દા. શ્રી. ઠાકોર) 'ચંદ્રો–સૂરજ' (રમણલાલ સોની), 'વિજ્ઞાન વિનોદ' (નવલકાન્ત ભાવસાર), ઇત્યાદિ ખાસ ઉલ્લેખપાત્ર છે.

બાલભોગ્ય પુસ્તકોનું પ્રકાશન કરનારી સંસ્થાઓની સંખ્યા પણ આ દાયકામાં ઠીક ઠીક જણાય છે. શ્રી. દક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા, ભાવનગર, શ્રી. ગાંડીવ સાહિત્યમંદિર અને શ્રી. યુગાન્તર કાર્યાલય, સૂરત; નવચેતન સાહિત્ય મંદિર, ભારતી સાહિત્ય સંઘ, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય; બાલજીવન કાર્યાલય અને સયાજી બાલજ્ઞાનમાળા, વડોદરા; બાલવિનોદ કાર્યાલય, મલાડ; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, કમલ પ્રકાશન મંદિર, સંદેશ પ્રકાશનમંદિર, અમદાવાદ; આર. આર. શેઠ, એન. એમ. ત્રિપાઠી, એન. એમ. ઠક્કર, મુંબઈ; આપણી બાલગ્રંથમાળા, ભરૂચ; નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; ગ્રામદક્ષિણામૂર્તિ પ્રકાશન, આંબલા અને અન્ય પ્રકાશન સંસ્થાઓએ વિધવિધ પ્રકારની બાલગ્રંથમાળાઓ આ દાયકે પ્રગટ કરી છે.

પુસ્તકોની સજાવટ અને સંખ્યાદૃષ્ટિએ બાલસાહિત્યનાં પુસ્તકો અને તેને પ્રગટ કરનાર સંસ્થાઓ અન્ય કોઈ વિભાગના કરતાં વધુ તેજી બતાવે છે. ફક્ત ઊછરતી પેઢીનાં હૃદયબુદ્ધિ અને જીવનરસને પ્રફુલ્લાવે અને તેમનામાં ઊંચા સંસ્કાર રોપે એવી સત્ત્વશીલ સામગ્રી સાચી બાલભોગ્ય શૈલીમાં વધુ વધુ પિરસાતી જાય, એ અપેક્ષા હજુ રહે છે.

## પ્રકીર્ણ

જે નોંધપાત્ર પુસ્તકો આગળના કોઈ વિભાગમાં સમાઈ શક્યાં નથી, તેની ગણના કરવા માટે આ નવો વિભાગ પાડવો પડ્યો છે. એવાં પુસ્તકો નીચે મુજબ :

'આત્મનિરીક્ષણ અને સંકલ્પ' : શ્રી. રમણલાલ દેસાઈના દેશપ્રેમી લાગણીશીલ મનને આજુબાજુ નજર કરતાં વ્યક્તિગત આચારો સામાજિક

કે રાજકીય જીવનને કલુષિત બનાવી 'રહ્યાનું' વિશાદમય ચિંતન તેમણે આ પુસ્તકમાં ઠાલવ્યું છે.

'આપની સેવામાં' : કલાશોખીન અને ગુલાબી સ્વભાવવાળા શ્રી. જિતુભાઈ પ્ર. મહેતાના ફક્કડ શૈલીમાં લખાયેલા મનનપ્રેરક નિબંધિકા જેવા લઘુ લેખો છે. પુસ્તકની મોહકતા વિચારો અને દૃષ્ટિમાં છે તેટલી જ તેની નખરાળી શૈલીમાં પણ છે.

'જીવનની કલા' : શ્રી જિતુભાઈ મહેતાના જેવા જ ઉદ્દેશથી પ્રેરાઈને આરોગ્ય, માનસિક સ્વસ્થતા અને જીવનની સફળતા માટે વ્યવહારુ માર્ગદર્શન શ્રી. રવિશંકર મહેતાએ એમાં કરાવ્યું છે.

'નિત્યનો આચાર' : પ્રાત:કાળથી આરંભી દૈનંદિની જીવનચર્યા તેમજ શોભા, અલંકાર અને જાહેરમાં વર્તાવ સંબંધી વિધિનિષેધાત્મક વ્યવહારુ સૂચનાઓ શ્રી રામનારાયણ વિ. પાઠકે તેમાં સૌને માટે રજૂ કરી છે.

'સ્ત્રીપુરુષમર્યાદા' : બ્રહ્મચર્ય, સહશિક્ષણ, સ્ત્રીપુરુષસબંધ, વિજાતિનો સ્પર્શ, કામવિચાર અને લગ્ન જેવી વ્યક્તિ તેમજ સમાજનાં શરીર, મન અને ચારિત્ર્ય ઉપર જબરી અસર કરતી બાબતોને શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ નીતિશુદ્ધ (Puritan) દૃષ્ટિકોણથી એમાં ચર્ચી છે.

'વૃત્તવિવેચન' : વૃત્તવિવેચનની શાસ્ત્રીય તથા દેશદેશમાં થયેલા તેના વિકાસની માહિતી આપતું રા. રમેશનાથ ગૌતમનું આ પુસ્તક એ વિષય પર લખાયેલું પહેલું જ પુસ્તક છે. પત્રકાર બનવાના આરંભ કરનારને તે ઉપયોગી છે.

'વક્તા કેમ થવાય?' : રા. સતીશચંદ્ર દેસાઈનું વક્તૃત્વકળા સબંધી પહેલું જ પુસ્તક છે. લેખકે ડેલ કાર્નેગીના 'પબ્લિક સ્પીકિંગ' નામના પુસ્તકમાંથી પ્રેરણા મેળવીને તે લખ્યું છે.

'હાથની ભાષા' : રા. મણિલાલ ભૂ. પરેલ અને જ્યોતિષી કૃષ્ણશંકર કે. ઠેકવે લખેલું આ ૫૨૨ પાનાંનું પુસ્તક હસ્તરેખા, અંકશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર સંબંધી પુષ્કળ માહિતી આપે છે. એવું જ બીજું પુસ્તક 'મ્હારું ભવિષ્ય' શ્રી. મણિલાલ પંડ્યાએ પ્રગટ કર્યું છે.

'શહેરની શેરી' : શ્રી. જયંતી દલાલના આ જુદી જ ઢબના પુસ્તકમાં શહેરની પોળો અને શેરીઓમાં બનતા વાસ્તવિક પ્રસંગો તેમજ તેના પ્રતિનિધિરૂપ વિવિધ વ્યક્તિઓનાં તાદૃશ અને ચટકદાર ચિત્રો રજૂ થયે

છે. ગુજરાતી જનસ્વભાવનાં વિવિધ પાસાંઓ અને શેરીના જીવનના સ્થિર અંશો એમાં યથાર્થપણે ઝિલાયાં છે.

'ગાંધી સાહિત્ય સૂચિ' : શ્રી. પાંડુરંગ દેશપાંડેએ યોજેલ આ પુસ્તકમાં ગાંધીજીરચિત તથા એમનાં જીવન, કાર્ય અને તત્ત્વજ્ઞાન સંબંધી રચાયેલાં પુસ્તકો ઉપરાંત એમનું વ્યક્તિત્વ સમજવામાં દ્યોતક બને એવાં ટૉલ્સ્ટૉય, રસ્કિન, થૉરો, શ્રીમદ્ રાજચંદ્ર વગેરે લેખકોનાં મળીને કુલ ૨૮૦૦ પુસ્તકોની યાદી આપવામાં આવી છે, જે ગાંધીસાહિત્યની સંદર્ભસૂચિ તરીકે અત્યંત ઉપયોગી છે.

'પરકમ્મા' : સોરઠી લોકસાહિત્યના સંપાદક અને રસવિવેચક તરીકે મેઘાણીનું ઘડતર કેવી રીતે થયું તેની ઇતિહાસકથા અને લોકસાહિત્યની શોધનકથા રૂપે સ્વ. મેઘાણી તરફથી આ પુસ્તક મળ્યું છે. એમાં ટાંચણો વાર્તાપ્રસંગોના અણુવપરાયેલા છૂટાછવાયા ટુકડાઓ, દુહાઓ અને ભાષા-પ્રયોગોની ગોઠવણી કુશલતાથી કરવામાં આવી છે. લેખકની રસાળ શૈલી અને કલાપારખુ દૃષ્ટિ વિના આમ ભાગ્યે જ બની શક્યું હોત.

'લેખલહરી' : શ્રી. સરલાબહેન સુ. શાહના આ પુસ્તકમાં જૈન દૃષ્ટિથી સંસારના પ્રશ્નો છેડાયેલા છે. એમણે એમાં કરેલાં નિરાકરણોમાં સંકુચિત સાંપ્રદાયિકતા નથી. 'મહાકવિ ચંદ અને પૃથ્વીરાજ રાસો'માં પંડિત ગોવર્ધન શર્માએ રાસાની ઐતિહાસિકતા સિદ્ધ કરવાને શ્રમ લીધો છે.

## ભાષાંતરો—રૂપાંતરો

અનુવાદો ગુજરાતનું પોતાનું ધન ન કહેવાય; પણ મૌલિક ફાલ ઓછો કે સત્ત્વહીન ઊતરતો હોય તે વેળા અન્ય ભાષાઓનાં સુંદર અને સત્ત્વશીલ પુસ્તકોના અનુવાદોની આવશ્યકતા ઊભી રહે છે. એક બીજી દૃષ્ટિએ પણ તેની જરૂર છે. પોતાનું વાઙ્મય ગમે તેટલું ખીલેલું હોય, પણ અન્ય ભાષાઓના ઉત્તમ વાઙ્મયથી પોતાના બાંધવોને પરિચિત કરવા અને અન્ય ભાષાભાષીઓના નૂતન પ્રવાહો, દૃષ્ટિબિંદુઓ અને શક્તિ-સામર્થ્યનો તેમને ચેપ લગાડવો એ પણ સાહિત્ય અને સમાજની પ્રગતિશીલતાની નિશાની છે. જગતની તમામ ભાષાઓના શિષ્ટસુંદર ગ્રંથો પોતાની ભાષામાં પણ વાંચવા મળે, એ ગુજરાતી અનુવાદકોનું ધ્યેય હોવું જોઈએ.

આ દાયકે એવા કેટલાક ઉત્તમ અનુવાદો—રૂપાંતરો આપણને સાંપડ્યા

છે. અહીં તેના ગુણદોષ ચર્ચવાને અવકાશ નથી, એટલે તેમનો નિર્દેશ કરીને જ સંતોષ લઈશું.

## કવિતા

શ્રીમતી રેહાના તૈયબજીના 'The Heart of a Gopi'નો પ્રો. બ. ક. ઠાકોરે કરેલો 'ગોપીહૃદય' નામે અનુવાદ; રવિબાબુનાં ગીત—કાવ્યોમાંથી ચૂંટણી કરીને સ્વ. મેઘાણીએ આપેલું 'રવીન્દ્રવીણા' નામે રૂપાંતરિત પુસ્તક; 'We are seven', 'Hermit', 'The Deserted Village' અને 'An elegy written in a country church-yard' એ ચાર કાવ્યોનું શ્રી. કુલસુમ પારેખ અને ડો. સુરૈયાએ કરેલું ભાષાંતર; કીટ્સના 'Isabella'નો 'અશ્રુમતી.' નામે થયેલો અનુવાદ; ભગવદ્‌ગીતાનું શ્રી. મશરૂવાળાએ કરેલું સમશ્લોકી ભાષાંતર; જગન્નાથ પંડિતનું 'કરુણાલહરિ', શંકરાચાર્યનાં 'ગંગાષ્ટક' અને 'અર્ધનારીનટેશ્વર' તથા કુરેશસ્વામીરચિત 'નારાયણાષ્ટક'નું રા. લાલજી વીરેશ્વર જાનીએ કરેલું ભાષાંતર અને અવારનવાર 'માનસી' ને 'દક્ષિણા' ત્રૈમાસિકોમાં પ્રગટ થતાં રહેતાં શ્રી. અરવિંદની કવિતાનાં સુંદરમ્ તથા પૂજાલાલે કરેલાં ભાષાંતરો આ દાયકાના કાવ્યવિભાગમાં નોંધપાત્ર ઉમેરારૂપ ગણાય.

## નાટક

'હેમ્લેટ' અને 'મર્ચન્ટ ઑફ વેનિસ'માં શ્રીમતી હંસાબહેન મહેતાએ નિર્બંધ અનુષ્ટુપમાં કરેલાં ભાષાંતરો; શરદબાબુના 'પલ્લી સમાજ'નો 'રમા' નાટકમાં પુનર્જન્મ (હિંદી પરથી); મરાઠી નાટ્યકાર પ્રિ. અત્રેનાં 'લગ્નની બેડી', 'આવતી કાલ', વગેરે નાટકોનાં ભાષાંતરો; ટૉલ્સ્ટૉયની 'પાવર ઑફ ડાર્કનેસ' એ નાટ્યકૃતિનું શ્રી. મૂળશંકર ભટ્ટે કરેલું ભાષાંતર; પી. જી. વુડહાઉસની 'ઈફ આઈ વેર યૂ' નામની વાર્તાનું રા. ધનંજય ઠાકરે 'જો હું તું હોત' નામે કરેલું રૂપાંતર; રવિબાબુનાં નાટકો અને સંવાદ-કાવ્યોનો 'લક્ષ્મીની પરીક્ષા' અને 'સતી' નામે રા. નગીનદાસ પારેખે કરેલો અનુવાદ; મેક્સિમ ગોર્કીના 'લોઅર ડેપ્થ્સ' નાટકનું શ્રી. ગિરીશ ભચેચે કરેલું 'ઊંડા અંધારે'માં રૂપાંતર; શ્રી કે. કા. શાસ્ત્રીએ ઉતારેલ 'કવિ કાલિદાસનાં ત્રણ નાટકો'; રશ્મિબહેન પંચોળીએ '૧૯૪૨' નાટકમાં મરાઠી નાટ્યકાર મધુસૂદન કાલેલકરરચિત 'ઉઘાડે જગ'નું કરેલું વેશાંતર; આટલી આ દાયકાના નાટ્યવિભાગમાં મળેલી સુવાચ્ય અનુવાદકૃતિઓ છે.

## નવલકથા

આજકાલ બંગાળી નવલનવેશોની કૃતિઓના અનુવાદોનો ગુજરાતીમાં તોટો નથી એક જ કૃતિના એકથી વધુ અનુવાદો વિવિધ પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ થવા માંડ્યા છે શરદબાબુ, રવિબાબુ, બંકિમચંદ્ર, શ્રી. પ્રભાવતી દેવી સરસ્વતી, શ્રી. અનુપમાદેવી, શ્રી. સૌરીન્દ્રમોહન, નારાયણ ભટ્ટાચાર્ય, નરેશચંદ્ર સેનગુપ્ત, તારાશંકર બંદોપાધ્યાય, પ્રબોધ સાન્યાલ, નવગોપાલદાસ, ભૂપેન્દ્રનાથ રાયચૌધરી, સુમનનાથ ઘોષ, બલાઇચંદ્ર મુખોપાધ્યાય, ઇત્યાદિ બંગાળી લેખકોની નવલકથાઓ ગુજરાતીમાં ભાષાંતરિત થઈ છે. બંગાળી નવલકથાઓની અનુવાદો રૂપે ધૂમ આયાત ગુજરાતમાં કેમ થતી રહેતી હશે? ગુજરાતીઓને બંગાળની લાગણીમયતા આકર્ષી ગઈ છે એનો કશો વાંધો નથી, પણ બંગાળની પ્રતિભાશીલ નવલોની સાથે તેની સત્ત્વહીન કૃતિઓ પણ ગુજરાતી ભાષાને માથે અનુવાદકો-પ્રકાશકો મારે, એમાં તેમની શોભા કે વાઙ્મયની સેવા નથી.

હિંદી નવલકથાઓમાંથી શ્રી. સિયારામશરણની કૃતિ 'ગોદ'નું, શ્રી. રાહુલ સાંકૃત્યાયનની કૃતિ 'વોલ્ગાસે ગંગા'નું, શ્રી. જૈનેન્દ્રકુમારની કૃતિઓ 'પરખ' અને 'ત્યાગપત્ર'નું અને સ્વ. પ્રેમચંદજીની કૃતિ 'કાયાકલ્પ'નું : આટલાં ભાષાંતરો આવકારને પાત્ર છે.

મરાઠી નવલકથાઓના અનુવાદો પણ ઠીક ઠીક થતા જાય છે. 'દાઝેલાં હૈયાં', 'સુલભા', 'સૂનાં મંદિર', 'ઉલ્કા' અને 'વર-વહુ અમે' ખાડિલકરની વાર્તાઓનાં ભાષાંતરો છે; 'ક્રાન્તિ' અને 'સન્ધ્યા' સાને ગુરુજીના અને 'પ્રવાસી' ભા. ૧-૨ પ્રો. ફડકેની વાર્તાના અનુવાદ છે.

ઉર્દૂના વિખ્યાત લેખક કાઝી મુહમ્મદ અબ્દુલ ગફ્ફારના મશહૂર પુસ્તકનો 'લયલાના પત્રો'માં અનુવાદ મળે છે. સિંધી સાહિત્યની પહેલી મૌલિક નવલકથાનો અનુવાદ 'આશીર્વાદ' નામે પ્રગટ થયો છે. તેના મૂળ લેખક છે સેવક ભોજરાજ.

હવે પરદેશી કૃતિઓના અનુવાદો :

વાન્દા વાસિલેવ્સ્કાની ૧૯૪૩નું સ્તાલિન-ઇનામ જીતનાર કથા 'રેઈન્બો'નું 'મેઘધનુષ' નામે રમણલાલ સોનીએ ભાષાંતર કર્યું છે. જૉન સ્ટાઇનબેકની 'ધ મૂન ઈઝ ડાઉન' નવલકથાનો અનુવાદ 'શશી જતાં' એ નામે જયંતકુમાર ભટ્ટે કર્યો છે. વિક્ટર હ્યુગોની નવલ 'નાઈન્ટી થ્રી'નો સારાનુવાદ

'જ્વાલા'માં મહેન્દ્ર મેઘાણીએ આપ્યો છે. જર્મન લેખક એરિમેરિયા રેમાર્કની 'ઓલ ક્વાયેટ ઓન ધ વેસ્ટર્ન ફ્રન્ટ'નો અનુવાદ 'પશ્ચિમના સમરાંગણે'માં સ્વ. સોમૈયાએ અને તેના અનુસંધાનમાં 'રોડ બેક'નો અનુવાદ 'ઘરને મારગે'માં મકરન્દ દવેએ પ્રગટ કર્યો છે. ઉપરની પાંચે યુદ્ધસમયની નવલકથાઓ છે.

પેરી બરજેસની કૃતિ 'ઉી વોક એલોન'નું કાકા કાલેલકર અને રા. મશરૂવાળાએ કરેલું સુવાચ્ય ભાષાંતર 'માનવી ખંડિયેરો' છે. ટોલ્સ્ટોયની 'જીવનવન' અને 'શેઠ અને ચાકર' તથા મેરી કોરેલીકૃત 'પ્રભુનું ધન' શ્રી. ચંદ્રશંકર શુકલે આપેલા સુંદર અનુવાદો છે. જ્યોર્જ ઓરવેલકૃત 'એનિમલ ફાર્મ'નો અનુવાદ 'પશુરાજ્ય' નામથી, જોન સ્ટાઇનબેકલિખિત 'પર્લ'નો ભાવવાહી અનુવાદ 'મોતી'ના નામથી અને પેટ ફ્રેન્કની 'મિસ્ટર આદમ' કૃતિનો સંક્ષિપ્ત અનુવાદ તેજ નામથી શ્રી જયંતી દલાલે આપેલ છે. અમેરિકન પત્રપ્રતિનિધિ જોન હર્સીની વાર્તાનો અનુવાદ 'હિરોશિમા' નામથી નિરુ દેસાઈએ કર્યો છે. વૈજ્ઞાનિક કલ્પનાકથાઓના વિખ્યાત ફ્રેન્ચ લેખક જુલે વર્નકૃત 'ક્લિપર ઑફ ધ ક્લાઉડ્ઝ'નો 'ગગનરાજ' નામે અનુવાદ રા. મૃ. મો. ભટ્ટે પ્રગટ કર્યો છે. મશહૂર અંગ્રેજી જંગલકથા 'ટારઝન ઓફ ધ એપ્સ'નો રા. મકરન્દ દવેએ 'જંગલનો રાજા ટારઝન' નામે અનુવાદ આપ્યો છે.

આ દાયકે નવલકથા વિભાગમાં ભાષાંતર—રૂપાંતરોની સંખ્યા લગભગ ૧૦૦ ઉપરની થવા જાય છે. આ ઉપરથી એમ કહી શકાય કે ગયા દાયકા કરતાં આ દાયકે પરદેશી નવલકથાઓએ આપણા અનુવાદકોનું ધ્યાન ઠીક ઠીક ખેંચ્યું છે.

### નવલિકા

બંગાળી વાર્તાસાહિત્યમાંથી આ દાયકે 'તીન સંગી' અને 'હૈમંતી' એ રવિબાબુના નવલિકા સંગ્રહો ગુજરાતીમાં ઊતર્યા છે. અવનીન્દ્રનાથ ઠાકુરકૃત 'રાજકાહિની ભા૦૧'ની વાર્તાઓના અને શ્રી. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરકૃત 'સીતાવનવાસ' અને 'શકુંતલા'ની વાર્તાઓના અનુવાદ પણ આ દાયકે પ્રગટ થયા છે હિંદી વાર્તાસાહિત્યમાંથી વિવિધ નવલિકાકારોની વાર્તાઓના અનુવાદો 'હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ' તથા 'રેણુ અને બીજી વાતો' રૂપે થયા છે.

મરાઠી નવલિકાસાહિત્યમાંથી 'દેવદૂત' અને 'પ્રો. ફડકેની વાતો' એમ બે વાર્તાસંગ્રહો પણ આ વિભાગના નોંધપાત્ર ઉમેરા છે.

પરદેશી નવલિકાઓના પાંચ ઉત્કૃષ્ટ સંગ્રહો આ દાયકે મળ્યા છે. 'નિ.મંતાન'માં યુરોપના જુદા જુદા લેખકોની ઉત્તમ વાર્તાઓનો સંચય છે, 'પ્રથમ પત્ની'માં પર્લબકનું કીમતી વાર્તાધન મળે છે. 'વામા' અને 'પ્રલોભન' ફ્રાન્સ, રશિયા, જર્મની, ચીન, જાપાન, ડેન્માર્ક, પોલેન્ડ, હંગેરી, ઓસ્ટ્રિયા, સ્વીડન, ઇટલી આદિ દેશોની ભાષાઓની વેધક વાર્તાઓના અનુવાદ-સંગ્રહો છે. ટૉલ્સ્ટૉયની પાંચ ઉત્કૃષ્ટ ટૂંકી વાર્તાઓનો અનુવાદ "કોની બહેન?" નામથી શ્રી. ચંદ્રશંકરે આપ્યો છે.

## લલિતેતર વાઙ્મય

પરભાષાઓની સર્જનાત્મક કૃતિઓ સિવાયનાં ઉત્તમ પુસ્તકોના આ દાયકે થયેલા અનુવાદોની યાદી નીચે આપવામાં આવે છે.

૧. શ્રી. ઘનશ્યામદાસ બિરલાકૃત 'બાપુ';

૨. પંડિત સુંદરલાલકૃત 'હજરત મહંમદ અને ઇસ્લામ';

૩. યુસુફ મહેરઅલીકૃત 'આપણા નેતાઓ. ભા. ૧-૨';

૪. શ્રી. દિલિપકુમાર રોયરચિત 'તીર્થસલિલ';

૫ શ્રી. વિનોબા ભાવેકૃત 'મધુકર';

૬-૭. ટૉલ્સ્ટૉયકૃત 'કળા એટલે શું?' અને 'ચૂપ નહિ રહેવાય';

૮. સર રાધાકૃષ્ણનકૃત 'ધર્મોનું મિલન';

૯. પ્રો. જદુનાથ સરકારકૃત 'મુઘલ રાજ્યવહીવટ';

૧૦-૧૧. રવીન્દ્રનાથ ટાગોરકૃત 'પૂર્વ અને પશ્ચિમ' અને 'સાહિત્ય'.

૧૨. શ્રી. સદાશિવશાસ્ત્રી ભીડેકૃત 'કેનોપનિષદ'.

૧૩-૧૪-૧૫. 'શ્રી. અરવિંદનું યોગદર્શન', 'જગન્નાથનો રથ', 'યોગ અને તેનાં લક્ષ્ય', એ અરવિંદવિષયક પુસ્તકો.

૧૬-૧૭. શ્રીપદ્ દામોદર સાતવળેકરકૃત 'વેદામૃત' અને 'શ્રીમદ્-ભગવદ્‌ગીતા'.

૧૮. 'પીરામીડની છાયામાં'-અનુ. ચંદ્રશંકર શુકલ.

૧૯. 'જગતના ઇતિહાસનું રેખાદર્શન'-પંડિત જવાહરલાલ.

૨૦. એચ. જી. વેલ્સકૃત 'ઇતિહાસની રૂપરેખા'.

૨૧. પં. જવાહરલાલ નહેરુકૃત 'ઇન્દુને પત્રો'.

૨૨. સર રાધાકૃષ્ણનસંપાદિત 'ગાંધીજીને જગવંદના'.

૨૩. 'ઉપનિષદો' ભા. ૧-૨ ; સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૨૪. શ્રી. અર્ધકુમાર ગાંગુલીકૃત 'શિલ્પપરિચય'.

૨૫. બન્ટ્રીન્ડ રસેલકૃત 'સુખની શોધ'.

૨૬. 'મહર્ષિ અરણ્ણાસાહેબનું ચરિત્ર અને તેની સુલભ ઔષધ પદ્ધતિ'–અનુ. અનંત ગોવિંદ ભાગવત.

૨૭-૨૮. મીનુ મસાણીકૃત 'આપણું હિંદુસ્તાન' અને 'આપણો ખોરાક'.

૨૯ રિચર્ડ ગ્રેગકૃત 'અહિંસાની તાલીમ'.

૩૦. અશોક મહેતા–અચ્યુતપટવર્ધનકૃત 'હિંદનો કોમી ત્રિકોણ.'

૩૧. કનૈયાલાલ મુનશીકૃત 'અખંડ હિંદુસ્તાન'.

૩૨. ધર્માનંદ કોસબીકૃત 'અભિધર્મ'.

૩૨ 'શ્રી. યોગવાસિષ્ઠ' સારાનુવાદ–ગોપાળદાસ પટેલ

૩૩-૩૪. 'ગીતાસંકલન'–રમણ મહર્ષિ, 'ગીતાધર્મ'–કાલેલકર.

૩૫-૩૬. 'ગીતાહૃદય' સાને ગુરુજી, 'કેળવણી': સ્વામી વિવેકાનંદ.

૩૭. શ્રી. જાવડેકરકૃત 'આધુનિક ભારત'–ઇતિહાસ.

૩૮. શ્રીમતી સોફિયા વાડિયાકૃત 'સ્વરાજશિક્ષણ'.

૩૯. રવીન્દ્રનાથ ટાગોરકૃત 'પંચભૂત'.

૪૦. આચાર્ય ક્ષિતિમોહનસેનકૃત 'શિક્ષણસાધના'.

૪૧. જે. સી કુમારપ્પાકૃત 'હિંદ–બ્રિટનનો નાણાંવ્યવહાર'.

૪૨. રઘુનાથશાસ્ત્રી કોકજેકૃત 'ભારતીય તર્કશાસ્ત્ર'.

૪૩-૪૪. મરાઠીમાંથી 'એશિયાના ધર્મદીપકો' અને 'અમારી ઇન્દુનું શિક્ષણ'.

૪૫. 'ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવ્યવહાર'

૪૬. 'ખોરાકમાં ઝેર'. મૂળ લેખક–પ્રિ. મોઝીઝ ઇઝિકિયલ.

૪૭ થી ૫૨. ડૉ. રાધાકૃષ્ણનકૃત 'ગીતાદર્શન', 'વેદની વિચારધારા', 'મહાભારત', 'હિંદુ ધર્મ', 'ભારતનો વારસો', 'યુવાનોની સંસ્કારસાધના'.

૫૩. આચાર્ય કૃપલાનીકૃત 'હિંદી રાષ્ટ્રીય મહાસભા'

૫૪. મહાદેવ દેસાઈકૃત 'મૌલાના અબુલકલામ આઝાદ'.

૫૫. જવાહરલાલ નહેરુકૃત 'ભારતની એકતા'.

૫૬. લુઈ ફીશરકૃત 'ગાંધીજી સાથે અઠવાડિયું'.

૫૭. 'ગાંધીવાદી આર્થિક યોજના'—આચાર્ય અગ્રવાલ.

સાહિત્યશ્રેણીઓ શરૂ કરે અને મોટા પાયા ઉપર ગુજરાતી સાહિત્યનો ફેલાવો કરે તો ગુજરાતી જનતા અને ભાષાનું હિત વધુ સધાય.

કપરા સંજોગોમાંયે આપણી પ્રકાશન સંસ્થાઓએ જુદા જુદા વિષય પ્રકાર અને શૈલીના પુસ્તકો આપવાં ચાલુ રાખીને આ દાયકાના સાહિત્યપ્રવાહને સંખ્યા અને વિવિધતામાં પાતળો પડવા દીધો નથી. સર્જકતાને ધોરણે આ દાયકો કૈંક મોળો જણાય છે, તો લલિતેતર વાઙ્મયના ખેડાણમાં એની સિદ્ધિ આગલા કોઈ પણ દશકા કરતાં વિશેષ છે એમ લલિતની ખોટ જાણે કે લલિતેતરમાં પુરાઈ જાય છે. પણ, દાયકે દાયકે, સરિતાના પ્રવાહની જેમ સાહિત્યનો પ્રવાહ આ રીતે દિશા બદલે, વળાંક લે, પટનો વિસ્તાર-સંકોચ અનુભવે એ સ્વાભાવિક છે વિસ્તૃત બનતા જતા પટમાં વહેતી ગુજરાતી વાઙ્મયની સરિતાનાં જળ આ ગાળામાં નીતરેલાં પણ કૈંક છીછરાં બન્યાં જણાય છે અને તેનો પ્રવાહ પણ ક્વચિત્ મંદ દેખાય છે. પણ તેથી કાંઈ નિરાશ થવાની જરૂર નથી પછી-દાયકે બે દાયકે—આવનાર પૂરની પૂર્વ-તૈયારી થતી હશે તો કોને ખબર છે?

# ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ

સ્વ. ઇચ્છારામનો જન્મ ઈ. સ. ૧૮૫૩ના ઓગસ્ટની ૧૦મી[1] તારીખે (વિ. સં. ૧૯૦૯ના શ્રાવણ સુદ ૬ ને બુધવાર) તેમના વતન સુરતમાં થયો હતો. જ્ઞાતિએ તેઓ સુરતી તળપદા દશા શ્રીમાળી વૈષ્ણવ વણિક હતા. તેમના પિતાનું નામ સૂર્યરામ (સૂરજરામ) દયારામ દેસાઈ અને માતાનું નામ પ્રાણકુંવર હતું. તેમના એક પૂર્વજ નારણદાસ તાપીદાસે અકબર પાદશાહની ખેરખાહી બજાવેલી અને રાજા ટોડરમલને જમાબંદીના કામમાં મદદ કરેલી તેથી ઉત્તર વયમાં જ્યારે નારણદાસ પોતાના વતન સુરત પાછા ફર્યા ત્યારે અકબરશાહે તેમને સુરત અને ભરૂચ જિલ્લાનાં મુખ્ય અગરસ્થાનો—પારચોળી, મરોલી, ગણદેવી, ઓરપાડ હાંસોટ, ચોરાશી અને મહાબળેશ્વર—એ ગામોના મીઠાના અગર પર વેરો ઉઘરાવવાનો વંશપરંપરાનો હક આપ્યો હતો.[2] આથી તેમની અટક 'નિમકસારી' પણ કહેવાતી. આ હક વંશપરંપરાગત આજે પણ તેમના વંશજો ભોગવે છે. ને એ વતનગીરીમાંથી આજે પણ આશરે રૂ. ૪૪૬ની વાર્ષિક આવક મેળવે છે.

---

૧. શ્રી નટવરલાલ ઇ. દેસાઈએ સુરતમાં આપેલ વ્યાખ્યાનમાં ઈ. સ. ૧૮૫૪ના ઓગસ્ટની ૨૩મી તારીખ (વિ. સં. ૧૯૧૦) જન્મદિવસ તરીકે આપી હતી; પણ તેમાં તેઓએ સુધારો કરીને ખરી તારીખ અમને જણાવી છે તે આ છે

૨. તે જમાનાની ભાષાના નમૂના તરીકે એ ફરમાન જોવા જેવું છેઃ—"નારણદાસ તાપીદાસ—પદશાની કચેરીમા મલા—તે ઉપર જે હુકમ થઓ તે—પરગણાઓના નીમકશારની કાનુગોઈનું નીચાંની બીગત પરમાણે એ શખશ ને ધણીઆણી તથા બાઈઓ ત્યા ફરજંદો સાથે મુકરર કરી શોપુ—વણજારા તથા રઈએત 'માહાલની—એ શખસને પોતાનો જાણે—એના ઈતફાક શવાએ—ખરીદ—વેચાણ, ન કરે—ને ખાંડી ૧—એક બેહ હુલી તેમાં—આડધી રઈએત ખરીદદાર હાથી પોચાડે કે એ ધણી ખર્ચ કરીને પોતાની ખીજમત ઉપર કાએમ રહી કાંમકાજ કરતા જાએ—સરકારે મજકુરનાં—કચેરી ત્યા જાગીરદાર હાલના તથા આએંદના—નીમકશાનનું કામ હોએ તે એની રજુ જાણે—બીજા કોઇને ભાગીઓ પતીઆળો ન જાણે—ન કશી તરફથી મુજાહેમ નહી થાએ—એ બાબમો ફરમાન નવુ ન માને—આ વાતની તાકીદ જાણીને ઉલટુ ન કરે. ઈ. સ. ૧૬૦૦" (અંગ્રેજ અમલ દરમિયાન સ્વ. ઇચ્છારામના દાદા દયારામે પોતાની વતનદારીના હક બદલ દાવો કરેલ તે અરજીમાં સામેલ કરેલું મૂળ ફારસી પરથી અનુવાદ કરેલું—ફરમાન.—જુઓ 'એંસો ને એક વર્ષ પૂર્વેનો ચોપડો'—'ગુજરાતી'નો દીપોત્સવી અંક, તા. ૮-૧૧-૧૯૪૨.)

આમ વંશપરંપરાનો તેમનો વ્યવસાય સૂરત—ભરૂચ જિલ્લાના સમુદ્રકિનારે મીઠાના અગર રાખીને મીઠું પકવવાનો—દેસાઈગીરીનો હતો; પણ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ તે ધંધો લઈ લેતાં દેસાઈ કુટુંબના માણસો જુદા જુદા ધંધામાં પડ્યા.

સ્વ. ઇચ્છારામના પિતા સૂર્યરામને તેમનાં ફોઈ—ફુવાએ દત્તક લીધેલા પણ તેમના ફુવાનું નામેય દયારામ હોવાથી તેમને પિતાનું નામ ફેરવવું પડયું નહોતું. અંગ્રેજોનું રાજ્ય સ્થપાયા બાદ સૂરતના વેપાર—ઉદ્યોગ ભાંગી પડતાં સૂરજરામને જીવનનિર્વાહ અર્થે અંગ્રેજ સરકારના લશ્કરમાં રૂ. ૭ના માસિક પગારે સિપાઈની નોકરી સ્વીકારવી પડી હતી. સાધારણ સિપાઈગીરીમાંથી તેઓ રિસાલદાર હોદ્દા સુધી પહોંચ્યા હતા. નોકરી દરમિયાન ઘણી લડાઈઓમાં તેમણે ભાગ લીધેલો. પહેલી અફઘાન લડાઈમાં અહમદશા દુરાની સામે લડવા સારુ તેઓ કાબુલ સુધી ગયા હતા. તેમના શરીર પર ૧૫–૧૬ ઘા પડ્યા હતા. તેઓ સારા નિશાનબાજ હતા. લશ્કરી નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે રૂ. ૪૬નું માસિક પેન્શન તેમને બંધાયું હતું. તેઓ શરીરે ઊંચા, પાતળા અને મજબૂત સ્નાયુઓ-વાળા હતા તેઓ ફારસી—ઉર્દૂ સારી પેઠે જાણતા; અંગ્રેજી સારું બોલી શકતા પણ લખી જાણતા નહિ. તેમનું પ્રથમ લગ્ન ૩૧ વર્ષની ઉંમરે અને વિધુર થતાં બીજું લગ્ન ૫૧ વર્ષની ઉંમરે થયેલું. ગરીબાઈને લીધે પલ્લું પાછું ન આપી શકાવાને લીધે તેમના સસરાએ પોતાની બીજી ૧૧ વર્ષની પુત્રી પ્રાણકુંવરને સૂર્યરામની વેરે પરણાવી! પ્રથમ વારનાં પત્નીથી સૂરજરામને એક પુત્ર નામે મંછારામ અને બે પુત્રીઓ, તથા બીજી વારનાં પત્નીથી ઇચ્છારામ, આત્મારામ અને મગનલાલ એમ ત્રણ પુત્રો થયા હતા. તેમાં સૌથી મોટા ઇચ્છારામ.

ઇચ્છારામ નવ વરસ સુધીમાં સૂરતના તુળજારામ અને ત્રિપુરાશંકરની ગામઠી શાળાઓમાં ભણીને અંગ્રેજી નિશાળ—મિશન હાઈસ્કૂલમાં દાખલ થયા. આ સમયે તેમનું લગ્ન મહીધરપુરાના મપારા મોતીરામ લલ્લુભાઈની દીકરી નાની ઉર્ફે દીવાળી (ઉ. વ. ૧૧)ની સાથે થયું. તે વખતે મિશન હાઈસ્કૂલના હેડમાસ્તર સ્વ. લલ્લુભાઈ કરસનદાસ હોવા છતાં ઇચ્છારામનું મન યોગ્ય દેખરેખના અભાવથી અભ્યાસમાં ચોંટયું નહિ. ચુકલીડનો એમને કંટાળો આવતો; એ સમય દરમિયાન શાળામાંથી નાસી જઈને તેઓ તાપી કિનારે રખડતા કે

લાલ દરવાજે અથવા બાલાજીના મંદિરમાં જઈને કથાવાર્તા સાંભળતા, જેના સંસ્કાર તેમના સમગ્ર જીવન ઉપર તેમજ તેમના 'ચંદ્રકાંત' જેવા પુસ્તક ઉપર પડેલા જણાય છે.[૩]

અંગ્રેજી ૭ ધોરણ પૂરાં કરીને ઈ. સ. ૧૮૭૨–૭૩ માં તેઓ કેન્ડિડેટ વર્ગમાં આવ્યા; પણ નરમ તબિયતને કારણે અભ્યાસ પૂરો નહિ થઈ શકવાથી તેમને શાળા છોડવી પડી. એ જ અરસામાં પિતા મૃત્યુ પામતાં કુટુંબનિર્વાહની જવાબદારી તેમને માથે આવી. એટલે ઈ. સ. ૧૮૭૫ માં સરકારી ખાતાની પરીક્ષા પાસ કરીને તેઓ ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષામાં બેઠા પણ તેમાં નાપાસ થયા.

ઇચ્છારામને શાળામાંના પરીક્ષાલક્ષી વિદ્યાભ્યાસમાં પૂરતી સફળતા મળી નહિ. પણ તેથી તેમને શાળાજીવનમાંથી જ લાગેલી વાંચવા લખવાની ભૂખ કાંઈ ઘટી ન હતી. હસ્તલિખિત ગ્રંથો વાંચવાનો શોખ તેમણે નાનપણથી કેળવ્યો હોવાથી માત્ર સત્તર વર્ષની વયે પ્રેમાનંદ, વલ્લભ અને સુંદર મેવાડાકૃત પદબંધ ભાગવત છાપવાનાં હસ્તપત્રો કઢાવીને તેમણે જાહેરમાં વહેંચ્યાં હતાં. તેમની ઓગણીસ કે એકવીસની ઉમરે તેમણે તેમના બાળસખા માણેકલાલ જમનાદાસ મલ્હારજી સાથે મળીને પુરુષોત્તમ માસની કથા વ્યાસજી પાસેથી સાંભળીને છપાવી હતી. આ પુસ્તક તેમનું પહેલું સંપાદન. તેમની આ પહેલી કૃતિમાં ભાવિ લેખક, સંશોધક, સંપાદક ઇચ્છારામની વિશાળ સાહિત્યપ્રવૃત્તિનાં બીજ પડેલાં જણાશે.

તેમને પુસ્તકો વાંચવાનો ઘણો જ શોખ હતો પણ તેમની સામે ગુજરાનનો પ્રશ્ન પણ ઘૂરકી રહ્યો હતો. માતાએ ઇચ્છારામને વાંચવા પાછળ બધો જ સમય વ્યતીત કરવા બદલ ઠપકો આપ્યો ને કંઈક ઉદ્યોગ શોધી કાઢવા શિખામણ આપી. આથી તેમણે 'દેશમિત્ર' છાપખાનામાં જવા માંડ્યું; ત્યાં વાંચવા લખવા સાથે અક્ષરો ગોઠવવાનું કામ તેમણે હાથ પર લીધું. 'દેશમિત્ર'ના અધિપતિ સંઝારામ જેસાભાઈ સ્વામિનારાયણ સંપ્રદાયના હોવાથી તેમના સંસર્ગે જુવાન ઇચ્છારામ પર એ ધર્મના સંસ્કારની એવી દૃઢ છાપ પાડી કે તે સત્સંગની સાંભળેલી કથાનો તેમણે પાછળથી

૩. જુઓ તા. ૯-૧૨-૧૯૨૮ના રોજ સુરતના ગુજરાતી સાહિત્ય મંડળના ઉપક્રમથી યોજાયેલ ઇચ્છારામજયંતી નિમિત્તે પ્રો. બ. ક. ઠાકોરના પ્રમુખપદે સ્વ. ઇચ્છારામના પુત્ર શ્રી નટવરલાલે આપેલું 'સ્વ. ઇ. સૂ. દેસાઈના અક્ષરજીવનની રૂપરેખા'—એ વિષય પર વ્યાખ્યાન, પૃ. ૭.

'ચંદ્રકાંત'માં ઉપયોગ કર્યો. વળી એ અસર તળે જ તેમણે 'બ્રહ્માનંદ કાવ્ય' તથા 'પ્રેમાનંદ કાવ્ય' પણ પ્રગટ કરાવ્યા હતાં.

ઈ. સ. ૧૮૭૬માં ઇચ્છારામ નોકરી શોધવા મુંબઈ ગયા. ત્યાં તેમણે 'આર્યમિત્ર' નામનું સાપ્તાહિક પત્ર તેના માલિકની નાદુરસ્ત તબિયતને લીધે ચારેક મહિના ચલાવ્યું. પછી એક અંગ્રેજ વેપારીને ત્યાં ગોડાઉન કીપર તરીકે તેઓ રહ્યા, પણ ત્યાં એક લુચ્ચા વેપારીએ રૂના કાપડની ગાંસડી કાઢી લઈ ઇચ્છારામને દોષિત ઠરાવવા પ્રયાસ કર્યો, પણ તપાસ થતાં ઇચ્છારામ નિર્દોષ ઠર્યા. ત્યાં સાત મહિના નોકરી કર્યા બાદ 'મુંબઈ સમાચાર'માં શેઠ મારઝબાનના હાથ નીચે પ્રૂફરીડર તરીકે ૧૧ મહિના તેમણે નોકરી કરી.

ઈ. સ. ૧૮૭૭માં તેઓ પાછા સુરત આવ્યા. તેમના ઘરની નબળી સ્થિતિ અને તેમને નોકરી માટે અહીં તહીં ફાંફાં મારતા જોઈને તેમના સગાંએ સુરતમાં વાડીફળીએ રહેવા ઘર ને માસિક રૂ. ૫૦) આપવાનું જણાવ્યું જે તેમણે સ્વીકાર્યું. આથી ઇચ્છારામ કંઈક નિશ્ચિતપણે પોતાની પ્રિય લેખનવાચનપ્રવૃત્તિમાં હવે ગૂંથાતા થયા. આ વખતે તેમણે મંછારામ ઘેલાભાઈ, કીકાભાઈ પરભુદાસ, જેવચરામ કેશવરામ, ભાનુશંકર નારણશંકર અને બીજાઓ સાથે મળીને સુરતમાં એક 'સારનાપૂજક મંડળી' સ્થાપી. તેમણે ઈ. સ. ૧૮૭૮ના જાન્યુઆરી માસથી 'સ્વતંત્રતા' નામનું એક માસિક પત્ર કાઢ્યું. "જેમાં રાજ્યદ્વારી, વ્યવહારી, ભાષાજ્ઞાન, વેપાર, હુન્નરાદિ પરત્વેના વિષય પર જુદી જુદી કલમથી જુદા જુદા વિષયો લખવામાં આવશે" એવી જાહેરાત કરવામાં આવી હતી.[૪]

'સ્વતંત્રતા' માસિકથી ઇચ્છારામની પત્રકાર તરીકેની કારકિર્દી શરૂ થાય છે. એ માસિકના પહેલા અંકમાં તેમણે સનસનાટી ફેલાવે તેવા રાજકીય વિચારો વ્યક્ત કરતો એક લેખ લખ્યો. બીજા અંકમાં સુરતમાં નખાયેલા 'લાઈસન્સ ટેક્સ' વિરુદ્ધ ઊહાપોહ કર્યો. આ લખાણોને સરકાર તે અરસામાં ચાલેલા હુલ્લડો માટે જવાબદાર ગણવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ ગઈ. આથી ડરી જઈને 'સ્વતંત્રતા'ના અંકો જ્યાં છપાતા હતા તે છાપખાનાના માલિકે પછીના અંકો છાપવાની ના પાડી. જુવાન અને નીડર ઇચ્છારામે 'સ્વતંત્રતા'નો ત્રીજો અંક 'સુરત મીશન સેન્ટ્રલ પ્રેસ'માં પોતાની જોખમદારી પર છપાવ્યો. તેમાં 'અમને

૪ 'સ્વ. ઈ. સૂ. દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા' પૃ. ૧૦

રાજકીય સ્વતંત્રતા આપો' એ નામનો જોરદાર અપૂર્ણ લેખ તેમણે લખેલો. રાજદ્રોહના ગુન્હા માટે તેમને પકડવામાં આવ્યા. તેમનો કેસ ચાલ્યો. એ કેસમાં તેમનો બચાવ મરહૂમ સર ફિરોઝશાહ મહેતાએ કર્યો અને સ્વ. ઇચ્છારામ નિર્દોષ છૂટી ગયા. આ બનાવથી સર ફિરોઝશાહ તેમના રાજકીય વિષયમાં ગુરૂ બન્યા.

ફુલ્લક કેસ પતા પછી ૧૮૭૯માં ફરી પાછું ઇચ્છારામે 'સ્વતંત્રતા'ને સજીવન કર્યું. ૧૮૭૯ના માર્ચ-એપ્રિલના અંકોમાં તેમણે સુપ્રસિદ્ધ 'હિંદ અને બ્રિટાનિયા' નામની રાજકીય નવલનો આરંભ કર્યો. એ વખતે તેનું શીર્ષક તેમણે 'પહાડ પર ભરતખંડના દેતસી' એવું રાખેલું. આ અરસામાં 'શારદાપૂજક મંડળી'નું કામકાજ બંધ પડ્યું. 'સ્વતંત્રતા' પર ઇચ્છારામે 'માયાળુ વાંચનારને છેલ્લી મુલાકાતની છેલ્લી સલામ' કરીને 'ગુજરાત—મિત્ર'વાળા ફીકાભાઈ પરશુદાસને સોંપ્યું, પણ થોડાજ વખતમાં તે બંધ પડ્યું.

આ બધી પ્રવૃત્તિ સસરાના ખર્ચે નિભાવ કરતાં કરતાં થતી હતી. 'સ્વતંત્રતા' બંધ પડતાં હવે શું કરવુ તેની વિમાસણમાં ઇચ્છારામ પડ્યા. ૧૮૮૦માં મુંબઈમાં સર મંગળદાસ નથ્થુભાઈને એકાદ પત્ર કાઢવાની ઇચ્છા થતાં તેમણે એમને ત્યાં શિક્ષક તરીકે આવતા ઇચ્છારામ ભગવાનદાસ દલાલને એ વિશે વાત કરી. દલાલે એ પત્ર માટે ઇચ્છારામની ભલામણ કરી. ઇચ્છારામને બોલાવવાનો નિર્ણય થતાં તેમના પરમમિત્ર મગનલાલ ઠાકોરદાસ મોદી (જેમના નામ પરથી સુરતમાં કોલેજ સ્થપાઈ છે.) તેમને તેડવા સુરત આવ્યા ઇચ્છારામ આ વખતે માંદા હતા. છતાં મગનલાલ 'અહીં સસરાનું ખાઈને પડ્યો રહે તેના કરતાં મુંબઈમાં મરે તે સારું' એ મતલબનું ટીકાવચન માંદા હોવા છતાં કહીને ઇચ્છારામને મુંબઈ લઈ ગયા. મુંબઈમાં ઇચ્છારામ કવિ નર્મદ, રતિરામ દુર્ગારામ દવે, મણિલાલ નભુભાઈ, વૈકુંઠરાય મન્મથરાય વગેરે અન્ય ગુજરાતીઓને પણ મળ્યા. એ સર્વે સાક્ષરોએ તેમના પત્રમાં લેખો લખવાનું કબૂલ્યું. નર્મદે પત્રનું નામ 'ગુજરાતી' સૂચવ્યું. અને 'ગુજરાતી' સાપ્તાહિકનો પહેલો અંક તા. ૬ ઠ્ઠી જૂન ૧૮૮૦ને દિવસે 'કૈસરે હિંદ:પ્રેસ'માં છપાઈને બહાર પડ્યો.

'ગુજરાતી'ની સ્થાપના થઈ તે વખતે મુંબઈમાં તમામ વર્તમાનપત્રો પારસી ભાઈઓને હાથે ચાલતાં હતાં. હિંદુ માલિકીનું અને હિંદુ વિચાર

દર્શાવતુ આ પત્ર આથી સારો આવકાર પામ્યુ આ પત્ર દ્વારા ઇચ્છારામે ચોક્કસ પ્રજામત કેળવવાનો પ્રયાસ કર્યો અને ૧૪૫ ગ્રાહકોથી શરૂ થયેલુ પત્ર ૧૮૮૦ની આખરે ૮૫૦ ની ગ્રાહકસખ્યા સુધી પહોચી ગયુ ત્યારબાદ તો તેનો ફેલાવો સમગ્ર ગુજરાત-સૌરાષ્ટ્રમા થયો નર્મદના 'ધર્મવિચાર'મા ગ્રથસ્થ થયેના ઘણાખરા લેખો મૂળે 'ગુજરાતી'મા છપાએલા સ્વ મણિલાલ દ્વિવેદીનો સુપ્રસિદ્ધ લેખ 'નારીપ્રતિષ્ઠા' પણ સૌથી પ્રથમ આ જ પત્રમા આઠ હપ્તે પ્રકટ થએલો એ જ વર્ષે 'ગુજરાતી' પ્રેસની સ્થાપના થઈ પહેના માત્ર ૮ પાનાનુ નીકળતુ ગુજરાતી' હવે સોળ પાનાનું થયુ ત્યારબાદ ઈ સ ૧૮૮૫મા હિન્દી રાષ્ટ્રિય મહાસભાની સ્થાપના થઈ ઇચ્છારામ ફિરોજશાહના શિષ્ય હતા તેથી તેમણે 'કોંગ્રેસનુ મતવ્ય એ જ 'ગુજરાતી'નુ મતવ્ય'—એવી નીતિ રાખીને મહાસભાને પક્ષે સારો લોકમત કેળવ્યો

'ગુજરાતી' પત્ર અને પ્રેસ સ્થિર થતા ગયા તેમ ઇચ્છારામની પત્રકાર તરીકેની કારકિર્દીનો ઉત્કર્ષ થવા લાગ્યો પણ પત્રકાર થવા ઉપરાંત ગ્રથકાર થવાની ઇચ્છારામની મહત્વાકાક્ષા હતી મુબઈમા પગભર થતાં વેત જ એ દિશામા તેમણે પ્રયત્નો શરૂ પણ કરી દીધા હતા ઈ ૧૮૮૧-૮૨ મા 'આર્યજ્ઞાનવર્ધક' નામનુ માસિક પત્ર ચલાવતા તે સમયના જાણીતા કવિ સવિતાનારાયણ સાથે તેમને પરિચય થયો એમના પત્રમાં ઇચ્છારામે 'ગગા-એક ગુર્જર વાર્તા' નામની સામાજિક વાર્તા કકડે કકડે પ્રકટ કરી આ વાર્તામા સૂરતના નાગર વાણિયાની ન્યાતને અને આત્મારામ ભૂખણવાળાના નામને તેમણે અમર કર્યુ છે એ જ પુસ્તકમાં આડકથા તરીકે તેમણે 'સૂરતની શિવાજીની લૂટ' નામની ઐતિહાસિક વાર્તા લખી છે ઇચ્છારામના સાહિત્યકાર તરીકેના આ બે પ્રાથમિક યત્નો છે ઈ સ ૧૮૮૮મા આ બે કૃતિઓ સયુક્ત પુસ્તકાકારે પ્રગટ થયેલી સ્વ મણિલાલ દ્વિવેદીએ તેમાંના વિચારોને આવકારીને ગુજરાતી ભાષાના ૧૦૦ શિષ્ટ ગ્રથોમા 'ગગા'ને પણ સ્થાન આપ્યુ છે

૧૮૭૮ મા 'સ્વતત્રતા' માસિકમા લખવા માડેલી 'હિદ અને બ્રિટાનિયા' નામની વાર્તા ઇચ્છારામે ૧૮૮૩ થી '૮૫ સુધીમાં પૂરેપૂરી લખીને ૧૮૮૬માં પ્રકટ કરી આ પુસ્તકે ઇચ્છારામને જાહેરમા સારી પ્રસિદ્ધિ અપાવી એ પુસ્તક તેમણે તે વખતના હિન્દના વાઇસરોય લોર્ડ રિપનને અર્પણ કર્યુ હતુ એમાં તેમણે હિ૰ તથા ઈંગ્લાંડના ઇતિહાસની

ભૂમિકા પર ભરતખંડની પ્રજાનું અને તેના રાજ્યવહીવટનું સાધકબાધક દૃષ્ટિએ વાસ્તવરૂપ આલેખવાનો સમર્થ પ્રયાસ કર્યો છે. આ પુસ્તકમાં હિંદનાં દેશી રાજ્યો તથા બ્રિટિશ હકૂમતની રાજ્યનીતિની ચર્ચા થયેલી છે. એ કારણે એ સમયમાં કેટલાક એંગ્લો-ઇન્ડિયન પત્રકારોએ ઇચ્છારામ પર રાજદ્રોહનો આરોપ મૂકીને તેમને પકડાવવાનો પ્રયત્ન કરેલો; પણ હિંદનું ખરું હિત હૈડે ધરાવનાર બે અંગ્રેજ ગૃહસ્થોએ આ પુસ્તક વાંચી તેમાં રાજદ્રોહ જેવું કશું લખાણ નથી એવો ખાનગી અભિપ્રાય સરકારને આપવાથી ઇચ્છારામ પર કામ ચલાવવાનું માંડી વાળ્યું. આ પુસ્તકની ખ્યાતિ ઈંગ્લાંડ, અમેરિકા અને રશિયા સુધી પહોંચી.[૫] ૧૮૭૫માં તે પુસ્તકને 'ગુજરાતી' પત્રની ભેટ તરીકે આપવાનું જાહેર થતાં ગ્રાહક-સંખ્યા ૮૫૦-૯૦૦ની હતી તે વધીને ૨૫૦૦ની થઈ.

સ્વ. ઇચ્છારામની સૌથી વિશેષ મહત્ત્વની સાહિત્યોપકારક પ્રવૃત્તિ તે જૂનાં ગુજરાતી કાવ્યોનું સંપાદન છે. ૧૮૮૫માં તેમણે પ્રેમાનંદકૃત 'ઓખાહરણ' એક જાણીતા સંગીતશાસ્ત્રી અને વ્યાસ પાસેથી જૂની પ્રત મેળવી સુધરાવીને બહાર પાડ્યું. આ કાર્યથી તેમને પ્રાચીન ગુજરાતી કાવ્યો છાપવાના મનોરથ જાગ્યા. દલપતરામે તૈયાર કરેલા 'કાવ્યદોહન'ના બે ભાગ મળતા નહોતા. વળી સરકારી ફરમાન અનુસાર એમાંથી પ્રેમાનંદનાં 'ઓખાહરણ' ને 'નળાખ્યાન' જેવાં કાવ્યોમાંથી શૃંગારના ભાગો કાઢી નાખ્યા હતા. આથી આ કવિઓનાં આખાં કાવ્યોને તેમજ બીજા અપ્રસિદ્ધ કવિઓનાં કાવ્યોને સંપાદિત કરવાની ખાસ આવશ્યકતા હતી. ઇચ્છારામે આ ભગીરથ કાર્ય ઉપાડ્યું. તેમણે બૃ. કા દો.ના ૧૦ ભાગો પ્રગટ કરવાની યોજના તૈયાર કરી. દરેક ગ્રંથમાં એકાદ બે કવિઓનાં ચરિત્રો સંશોધન કરીને મૂકવાં તેમજ તેમનાં આખાં સળંગ મોટાં કાવ્યો મુખ્ય વિભાગમાં છાપીને બીજા વિભાગમાં પરચૂરણ કવિઓનાં પદો પણ છાપવાં, એવી તેમની યોજના હતી. એ યોજના પ્રમાણે ૧૮૮૬ થી ૧૯૧૩ સુધીમાં કાવ્યદોહનના આઠ ભાગો તેમણે પ્રકટ કર્યા. તેમની આ પ્રવૃત્તિ ઇચ્છારામે મરણ પર્યંત નિષ્ઠાપૂર્વક ચાલુ રાખી હતી. માહિતી અને કાવ્યપ્રતો એકઠી કરવા માટે તેમણે પત્રાદિ લખીને તેમજ ગુજરાત-કાઠિયાવાડમાં જાતે ફરીને પુષ્કળ શોધખોળ ને પૂછપરછ કરી હતી. ગ્રંથોની ટીપ સહિત કવિઓનાં નામની

---

૫. 'સ્વ. ઇ. સૂ. દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા', પૃ. ૧૭.

ક્રમવાર યાદી કરીને તેમણે ૧૮૮૭ના જુલાઈના 'આર્ય જ્ઞાનવર્ધક' માસિકના અંકમાં તે છપાવી હતી. આ દિશામાં થયેલાં કાર્યોમાં ઇચ્છારામે આમ પહેલ કરેલી આ યાદીમાં પ્રેમાનંદ, તેના કહેવાતા પુત્ર વલ્લભ અને તેના શિષ્ય વલ્લભનાં નામ તેમજ કાવ્યોનો ઉલ્લેખ છે. પ્રેમાનંદનાં ત્રણ નાટકો વિશે પણ તેમાં ઉલ્લેખ છે[૬] બૃ. કા. દો.ના બીજા ભાગમાં નરસિંહ મહેતાનું ને ત્રીજામાં અખાનું જીવનચરિત્ર તેમણે મૂકયું છે. અખાનાં પદો, છપ્પાઈ. લખાણુ તેમણે કવિ હીરાચંદ કાનજીની સહાયથી એકઠું કર્યું હતું. બૃ. કા. દો.ના ચોથા ભાગમાં પ્રીતમ તથા વસ્તાનાં ચરિત્રો, પાંચમામાં કવિ દયારામનું ચરિત્ર, સાતમામાં તનસુખ-રામ મનસુખરામ પાસે લખાવીને મૂકેલું મીરાંબાઈનું ચરિત્ર અને આઠમામાં સ્વ. અંબાલાલ બુ. જાની પાસે લખાવીને મૂકેલુ કવિ નાકરનું ચરિત્ર–આમ અનેક મધ્યકાલીન કવિઓનાં જીવન તથા કાવ્યોનો ઇતિહાસ ગુજરાતી સાહિત્યને સૌથી પ્રથમ ઇચ્છારામે પૂરો પાડ્યો છે. પોતે લખેલાં ચરિત્રોને પ્રમાણભૂત બનાવવા સારુ પણ તેમણે યથાશક્તિમતિ સારા પ્રયત્નો કર્યા છે.

ગ્રંથકાર તરીકે સ્વ. ઇચ્છારામની બીજી મોટી સેવા તે તેમણે ધાર્મિક સાહિત્ય લોકગમ્ય કરવાનો પુરુષાર્થ કર્યો તે છે. સૌથી પહેલાં તેમણે ૧૮૮૬માં પદબંધ ભાગવતના સંશોધનનું કામ આરંભ્યું. પ્રેમાનંદ અને સુંદરના 'દશમસ્કંધ' ઉપરાંત ગણદેવીના વ્યાસ વલ્લભનું ૧૧ સ્કંધોનું ભાગવત-કાવ્ય તેમણે સંપાદ્યું; અને મૂળ ભાગવત સાથે સરખાવીને કવિએ તજી દીધેલ પાઠોને ટીકામાં મૂકીને, જૂની હસ્તપ્રતો પરથી તેમણે તેનું સંશોધન કર્યું. એની પાછળના ભાગમાં નર્મદે કરેલું ગીતાનું સરળ ગુજરાતી સટીક ગદ્ય–ભાષાંતર તેમજ ઠક્કર પ્રાગજીકૃત ગીતાનું ગુજરાતી પદ્ય ભાષાંતર અને તુલસીદાસજીના સમશ્લોકી હિન્દી દુહા પણ છાપેલા છે. ૧૮૮૯માં આ દળદાર ગ્રંથ પ્રકટ થયો. તે જ સાલમાં તેમણે 'ચંદ્રકાન્ત' ભા. ૧ લો લખવા માંડ્યો. એમાં તેમણે વેદાંતના વિષયો સહેલી ભાષામાં સરળ દૃષ્ટાંતો વડે સમજાવ્યા છે. આ ગ્રંથ લેખકના ધાર્યા કરતાં વિશેષ લોકપ્રિય બન્યો. તેમાં ઇચ્છારામે જિંદગીભર કરેલ શ્રવણ-મનનનો ઉત્તમ ઉપયોગ કર્યો છે ૧૮૮૫–૧૮૯૨ના ગાળા દરમિયાન 'ગુજરાતી' પ્રેસની આર્થિક સ્થિતિ ઘણી ચિંતાજનક હતી આથી ઇચ્છારામનું મન

૬. એજન પૃ. ૨૦–૨૧.

મહુ જ અગત્યનું હેતુ હતુ પોતાના મનની શાંતિ અર્થે તેઓ સુપ્રસિદ્ધ મહાચાર્યશ્રી પ ગટુલાલજી પાસે જતા તેમના સત્સંગથી લેખક ઉપર વ નવી મતની છાયા પડી તેમ તેમને 'ચંદ્રકાન્ત' નામગ્રંથોની પ્રેરણા પણ મળી 'ચંદ્રકાન્ત'ના સાત ખંડ કરવાની તેમની ઇચ્છા હતી, પણ ચોથો ભાગ લખતા તો મૃત્યુ આવ્યું આ ઉપરાંત સંસ્કૃત ભાષાના સુપ્રસિદ્ધ ગ્રંથો જેવા કે 'વાલ્મીકિ રામાયણ 'પંચદશી કાદંબરી' ઇત્યાદિને ગુજરાતીમાં ઉતારવાનો તેમણે જાતે પ્રયત્ન કર્યો છે, તેમજ શાસ્ત્રીઓ રાખીને તેમની પાસે અનુવાદો પણ કરાવ્યા છે

આ સિવાય તેમણે ક્ષેમેન્દ્રકૃત 'ચારુચર્યા'નો બાલભોગ્ય અનુવાદ અને તેજ લેખકના 'કળાવિલાસ'નો મરાઠી અનુવાદ કર્યો છે તેમની મૌલિક કૃતિઓમાં 'સવિતા સુંદરી' નામની વૃદ્ધ વિવાહની ઠેકડી કરતી એક સામાજિક નવલકથા, 'રાજભક્તિવિડંબણ' નામનું ભાષ્ય અને 'ટીપુ સુલતાન' જેવી અધૂરી ઐતિહાસિક કથા ધ્યાનપાત્ર છે 'વિદુરનીતિ' અને 'કામંદકીય નીતિસાર' નામના રાજનીતિના ગ્રંથો તેમજ 'અરેબિયન નાઈટ્સ', 'મહારાણી વિક્ટોરિયાનું જીવનચરિત વગેરે સંસ્કૃત–અંગ્રેજી ભાષાની કૃતિઓમાંથી તેમને હાથ થયેલા ભાષાંતર, સંયોજનો પણ બતાવે છે કે સ્વ ઇચ્છારામનો સાહિત્યશોખ પૂરતા વૈવિધ્યવાળો હતો 'રાસેલાસ' નામની ડૉ જોન્સને લખેલી એક વાર્તા સ્વ ગી દ કોઠારી સાથે મળીને તેમણે અનુવાદિત કરેલી

ઈ સ ૧૮૯૧માં ગુજરાતી હિંદુઓએ ઇચ્છારામ પાસે શુદ્ધ ગુજરાતી પંચાંગ પ્રકટ કરવાની માગણી કરેલી કેમકે પારસીઓના પંચાંગો અશુદ્ધ હતા. આથી ઇચ્છારામે વડોદરાના રાજજ્યોતિષી પં અમૃતરામને એ કામ સોંપ્યુ પં શ્રી ગટુલાલજીએ આ પંચાંગમાં વ્રતઉત્સવો ઇત્યાદિનો નિર્ણય કરી આપ્યો હતો અને ૧૮૯૨મા સં ૧૯૪૮નુ પ્રથમ શુદ્ધ ગુજરાતી પંચાંગ 'ગુજરાતી' પ્રેસ તરફથી ઇચ્છારામે પ્રકટ કર્યું, જેણે સ્થાપેલી પ્રણાલિકા આજ પર્યંત ચાલુ છે

આમ અર્વાચીન ગુજરાતી સાહિત્યને તેની શરૂઆતના કાળમાં વિવિધ પ્રકારની કૃતિઓ આપીને સમૃદ્ધ કરવામાં સ્વ ઇચ્છારામનો મોટો ફાળો છે એમણે 'વિદ્યાકળાનિધિ' નામની ગ્રંથમાળા પ્રકટ કરવાની યોજના કરેલી, તેમાં ચંદ્રની સોળ કળાઓની પેઠે ૧૬ પુસ્તકો પ્રકટ કરવાની તેમની અભિલાષા હતી પણ તેમાંથી માત્ર ૭ કળાઓ જ પ્રકટ

થઈ શકી આ ઉપરાંત ભગતખંડના રજવાડીઓના ચરિત્રોની એક માળા તૈયાર કરવાની પણ તેમની ઉમેદ હતી જે પૂરતા આશ્રયને અભાવે વણમહોરી રહી

નીડર અને નિષ્ઠાવાન પત્રકાર તરીકે સ્વ ઇચ્છારામે ઈ સ ૧૯૧૦ સુધી ગુજરાતની એકધારી સેવા બજાવી છે 'ગુજરાતી' પત્ર આ સમય દરમિયાન ઘણી મોટી કટોકટીમાંથી પસાર થયું હતું ૧૮૮૫-૧૮૯૨ના ગાળામાં પ્રકટ કરેલા ગ્રંથોને પરિણામે મોટું દેવું ઇચ્છારામને માથે થયેલું છતાં હિંમત હાર્યા વિના સુનીતિ અને અનિષ્ઠાથી તેમણે પોતાનું કર્તવ્ય બજાવ્યા કર્યું એ કર્તવ્ય બજાવતાં તેમણે કદી નિરાશા કે અસંતોષ અનુભવ્યો નથી છાપખાનાનાં રાક્ષસી યંત્રો પાસે અર્ધી જિંદગીની પ્રત્યેક રાત ઉજાગરે સહન કરી ગાળીને પણ તેમણે 'ગુજરાતી'ની ધ્વજ આકાશે ફરકાવ્યે રાખી, જુદા જુદા ગ્રંથોનાં સંપાદનો-પ્રકાશનો કીધાં, 'ચંદ્રકાન્ત'ના ચાર ભાગ લખ્યા, વાર્તાઓ, ચરિત્રો ઇતિહાસો, નીતિગ્રંથો તૈયાર કર્યા ને બીજી ભાષામાંથી ગુજરાતીમાં અવતાર્યા દિવસ ને એ સ્વાર કનાકનો અમન મળતો તેમાં હીંચકા પર બેસીને સંતોને, સાહિત્યરસિકોને, રાજ્યપુરુષોને અને ધર્મપ્રેમીઓને તેઓ સત્કારતા, તેમની સાથે નિરાંતે બેસીને રસથી ચર્ચાઓ કરતા પોતાના પુત્ર મણિલાલ સાથે ધર્મ-તત્ત્વજ્ઞાનના અનેક પ્રશ્નો વિશે ક્યારેક સંવાદ કે વિવાદ કરતા તો ક્યારેક વાર્તા-કથા-આખ્યાન કહેનાર કોઈ પુરાણી કે નવી ખબરો આપનાર ખબરપત્રીની વાત સાંભળતા[૭]

ઈ સ ૧૯૧૦માં પ્રેસ ઍક્ટ પસાર થયો સરકારને જૂના ગામની રાજકીય વિષયો પરત્વે બેધડક સ્વતંત્રપણે વિચારો જાહેર કરવાની પદ્ધતિ ગમી નહિ સરકારે તેમની પાસે રૂ ૨૫૦૦)ની જામીનગીરી લીધી ઇચ્છારામને તેનો સખત આઘાત લાગ્યો, કોર્ટમાંથી ઑફિસમાં આવીને ઇચ્છારામે કહ્યું કે, 'મેં મારું વર્તમાનપત્રકારનું જીવન હવે પૂરું કર્યું. મારો ઉત્સાહ મરી ગયો છે'[૮] આ પછી તેમણે 'ગુજરાતી' પત્રમાં ન છૂટકે જ લખ્યું છે ૧૯૧૨ના દીવાળી અંકમાં વર્તમાનપત્રોના ઇતિહાસ સંબંધી તેમણે લખેલો લેખ તેમનો છેલ્લો લેખ છે તેમને છાતીના જમણા

---

૭ એજન, તા ૨૦-૧૧-૧૦ના રોજ ઇચ્છારામના પત્રના આધારે.

૮. એજન, પૃ. ૩૭

ભાગમાં કોઈ કોઈ વાર દુઃખાવો થઈ આવતો. ગુરુવાર તા. ૫ મી ડિસેમ્બર ૧૯૧૨ના રોજ રાત્રે ઇચ્છારામે હૃદય બંધ પડી જતાં દેહત્યાગ કર્યો.

સ્વ. ઇચ્છારામની સાહિત્યિક અને સાંસ્કારિક પ્રવૃત્તિનું ઊડતું અવલોકન કરનારને પણ જણાશે કે એકનિષ્ઠ અને અણનમ પત્રકાર ઉપરાંત પ્રાચીન કાવ્યસાહિત્યના સંશોધન-સંપાદનનો આરંભ કરનાર, સરળ ગુજરાતીમાં ભાગવત, ગીતા અને વેદાન્તશાસ્ત્રનું રહસ્ય સરળ દષ્ટાંતો વડે સૌથી પ્રથમ સુલભ કરાવી આપનાર ગ્રંથકાર તરીકે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તેઓ ચિરકાલીન સ્થાન પામ્યા છે. આપબળથી આગળ વધનાર, ખંતપૂર્વક ઇષ્ટ પ્રવૃત્તિમાં મંડ્યા રહેનાર, ધાર્મિક મનોવૃત્તિવાળા, ઉચ્ચ સંસ્કારવાળા ગુજરાતીઓની હારમાળામાં ઇચ્છારામનું સ્થાન નિશ્ચિત છે. 'ચંદ્રકાન્ત' તેમની કીર્તિને અમર કરનારો ગ્રંથમણિ છે. તેમાં રજૂ થયેલા વિચારોની ઉદાત્તતા જોઈને તે વિશે કેવળ સ્તુતિવચનો ઉચ્ચારનાર સ્વ. મણિલાલ દ્વિવેદીને એ ગ્રંથ સંસ્કૃતનો તરજૂમો હોવાની ભ્રાંતિ થએલી અને કેટલાકને એ ગ્રંથ ઇચ્છારામે કોઈ વેદાન્તી પાસે પૈસા આપીને લખાવ્યો હોય એવી પણ શંકાઓ થયેલી.

આનો જવાબ આપતાં શ્રી નટવરલાલ દેસાઈએ કહ્યું છે કે 'ચંદ્રકાંત' લખતી વખતે ઇચ્છારામને માથે એવડું મોટું દેવું હતું કે કોઈને પૈસા આપીને ગ્રંથ લખાવી શકે એવી તેમની સ્થિતિ નહોતી. વળી ઇચ્છારામે જ્યાં જ્યાં શાસ્ત્રીઓ પાસે અનુવાદ કરાવ્યા છે ત્યાં ત્યાં તે તે શાસ્ત્રીનાં નામ અનુવાદક તરીકે મૂક્યાં છે જ.[૯] 'ચંદ્રકાન્ત'ની રચના કોઈ સંસ્કૃત ગ્રંથના અનુવાદરૂપે નહિ, પણ ઇચ્છારામે અનેક સાધુસંતો અને કથાકારો પાસેથી શ્રવણ કરેલ આખ્યાનો અને દષ્ટાંતોના યથાર્થ સંયોજનના ફળરૂપે હતી એમ કહી શકાય.

---

૯. એજન, પૃ. ૨૯-૩૦.

કૃતિઓ :

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ | મૂળભાષા, કર્તા કે કૃતિનું નામ |
|---|---|---|---|---|---|---|
| ૧. પુરૂષોત્તમ માસની કથા | કથા | ૧૮૭૨ | ૧૮૩૨, ૧૯૧૧ | પોતે | સંપાદન | શાસ્ત્રી પાસેથી સાંભળેલી |
| ૨. ઓખાહરણ | આખ્યાન | ૧૮૮૫ | ૧૮૮૫ | ગુજરાતી પ્રેસ | " | પ્રેમાનંદ કૃતિ |
| ૩. નળાખ્યાન | " | " | " | " | " | " |
| ૪. હિંદ અને બ્રિટાનિયા | નવલકથા | ૧૮૮૩ થી ૧૮૮૫ | ૧૮૮૬,' ૮૭, '૮૯, ૧૯૨૫ | " | મૌલિક | |
| ૫. રસેલાસ (ની દ. કોઠારી સાથે) | વાર્તા | ૧૮૮૬ | " | " | અનુવાદ | ડૉ. જોન્સનની એ નામની વાર્તા |
| ૬. બૃ. કા. દોહન ભા. ૧ | કાવ્યસંગ્રહ | ૧૮૮૬ | ૧૮૮૬, '૯૦, ૧૯૦૧, ૧૯૧૫ | " | સંપાદન | વિવિધ કવિઓની કૃતિઓ |
| ૭. બૃ. કા. દોહન ભા. ૨ | " | ૧૮૮૭ | ૧૮૮૭, '૯૭, ૧૯૧૩ | " | " | " |
| ૮. ધર્મસ્મૃતિ | ધર્મચિંતન | ૧૮૮૭ | ૧૮૮૭ | " | અનુવાદ | સંસ્કૃત પરથી |
| ૯. મહારાણી વિક્ટોરિયાનું જીવનચરિત્ર | ચરિત્ર | ૧૮૮૭ | ૧૮૮૭, ૧૯૦૭ | " | " | અંગ્રેજી પરથી |
| ૧૦. ગંગા-એક ગુર્જરવાર્તા તથા વિનાશની લૂટ | વાર્તા | ૧૮૮૧ થી ૧૮૮૨ | ૧૮૮૮ | " | મૌલિક | |
| ૧૧. બૃ. કા. દોહન ભા. ૩ | કાવ્યસંગ્રહ | ૧૮૮૮ | ૧૮૮૯, ૧૯૦૮ | " | સંપાદન | વિવિધ કવિઓની કૃતિઓ |
| ૧૨. ચારુચર્યા અથવા શુભાચાર | ધર્મશાસ્ત્ર બાલસાહિત્ય | ૧૮૮૯ | ૧૮૮૯, '૯૩ ૧૮૯૮, ૧૯૧૪ | " | ભાષાંતર | ક્ષેમેન્દ્રકૃત |
| ૧૩. અરેબિયન નાઈટ્સ ભા. ૧-૨ | વાર્તાઓ | ૧૮૮૯ | ૧૮૮૯, '૯૧ ૧૯૧૫,'૨૮,'૨૯ | " | અનુવાદ | અંગ્રેજી પરથી |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪. પ્રબંધ ભાગવત | કાવ્ય | ૧૮૮૯ | ૧૮૮૯, '૯૮ ૧૫૧૭, ૧૫૧૭ | ગુજરાતી પ્રેસ | સંશોધન-સંપાદન | પ્રેમાનંદ, સુંદર, વગેરે આદિ કૃત |
| ૧૫. કથાસરિત્સાગર ભા. ૧–૨ | વાર્તાઓ | ૧૮૯૧ | ૧૮૯૧, ૧૯૦૭, ૧૯૧૬ | ,, | અનુવાદ | સંસ્કૃત પરથી |
| ૧૬. ટીપુ સુલતાન ભા. ૧ | વાર્તા | ૧૮૮૯ | ૧૮૮૯ | ,, | મૌલિક | |
| ૧૭. રાજભક્તિવિડંબન | બાણ | ૧૮૮૯ | ૧૮૮૯, ૧૯૨૫ | ,, | ,, | |
| ૧૮. કળાવિલાસ | કળાઓનું વર્ણન | ૧૮૮૯ | ૧૮૮૯, '૯૧, ૧૯૧૫ | ,, | અનુવાદ | ક્ષેમેન્દ્રકૃત 'કલાવિલાસ' પરથી |
| ૧૯. વિદુરનીતિ | રાજકારણ | ૧૮૯૦ | ૧૮૯૦, '૯૨, '૯૬ ૧૯૦૩, '૧૧, '૨૦, '૨૫ | ,, | ,, | સંસ્કૃત પરથી |
| ૨૦. કામંદકીય નીતિસાર | નીતિચર્ચા | ,, | ૧૮૯૦, ૧૯૧૫ (શાસ્ત્રી પ્રાણજીવનના સુધારા સહિત) | | | ,, |
| ૨૧. બૃ. કા. દો. ભા. ૪ | કાવ્ય-સંગ્રહ | ,, | ૧૮૯૦, ૧૯૨૪ | ,, | સંપાદન | વિવિધ કવિઓની કૃતિઓ |
| ૨૨. સવિતાસુંદરી | સામાજિક નવલકથા | ,, | ૧૮૯૦, '૯૪ ૧૯૧૩, '૨૪ | ,, | મૌલિક | |
| ૨૩. સરળ કાદંબરી | કથા | ,, | ૧૮૯૦, ૧૯૧૩ | ,, | અનુવાદ | સંસ્કૃત પરથી |
| ૨૪. શ્રીધરી ગીતા | ધર્મચર્ચા | ૧૮૯૦ | ૧૮૯૦, ૧૯૨૪ | ,, | (શાસ્ત્રી પ્રાણજીવનના સુધારા સહિત) અનુવાદ | સંસ્કૃત પરથી |
| ૨૫. ચંદ્રકાન્ત ભા. ૧ | ધર્મ-તત્ત્વચર્ચા | ૧૮૮૯ | ૧૮૯૧, '૯૪ ૧૮૯૭, '૯૯, ૧૯૦૪ | ,, | મૌલિક | |
| ૨૬. ગુજ. સચિત્ર વાચનમાળા પાઠ્યપુસ્તક (પહેલી ચોપડી) | | ૧૮૯૨ | ૧૮૯૨, ૧૯૧૨ ૧૯૧૬, ૧૯૨૪ | ,, | મૌલિક | |
| ૨૭. શુક્રનીતિ | રાજ્યનીતિ | ૧૮૯૩ | ૧૮૯૩, ૧૯૧૨ | ,, | ભાષાંતર | સંસ્કૃત પરથી |
| ૨૮. વાલ્મીકિ રામાયણ | મહાકાવ્ય | ૧૮૯૩ | ૧૯૧૯, ૧૯૨૪ ૧૯૪૧ | ,, | ,, | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૯. બૃ. કા. દો. ભા. ૫ | કાવ્યસંગ્રહ | ૧૮૯૫ | ૧૮૯૫, ૧૯૦૬, ૧૯૨૬ | ગુજરાતી પ્રેસ | સંપાદન | વિવિધ કવિઓની કૃતિઓ |
| ૩૦. દિલ્હી પર હલ્લો અથવા ઍ. નવલકથા ભારતના પરવશપણાનો પ્રારંભ | | ૧૮૯૫ | ૧૮૯૫, ૧૯૦૯, ૧૯૨૬ | „ | સંયોજન | હિંદી પરથી |
| ૩૧. કૃષ્ણચરિત્ર | કાવ્ય | ૧૮૯૫ | ૧૮૯૫ | „ | સંપાદન | ગિરિધરકૃત |
| ૩૨. બાળકોનો આનંદ ભા. ૧-૨ | બાળવાર્તાઓ | ૧૮૯૫ | ૧૮૯૫, ૧૯૦૫, ૧૯૧૩, ૧૯૨૨ | „ | ભાષાંતર | અંગ્રેજી પરથી |
| ૩૩. રાજતરંગિણી અથવા કાશ્મીરનો ઇતિહાસ ભા. ૧ | ઇતિહાસ | ૧૮૯૮ | ૧૮૯૮ | „ | ભાષાંતર | સંસ્કૃત પરથી |
| ૩૪. ઔરંગઝેબ | ચરિત્ર | ૧૮૯૮ | ૧૮૯૮ | „ | „ | અંગ્રેજી પરથી |
| ૩૫ પંચદશી ( ચંદ્રકાન્ત વિવરણ સહિત ) | વેદાંતચર્ચા | ૧૯૦૦ | ૧૯૦૦, ૧૯૧૭ | „ | „ | સંસ્કૃત પરથી |
| ૩૬. બૃ. કા. દો. ભા. ૬ | કાવ્યસંગ્રહ | ૧૯૦૦ | ૧૯૦૦, ૧૯૧૭ | „ | સંપાદન | વિવિધ કવિઓની કૃતિઓ |
| ૩૭. ચંદ્રકાન્ત ભા. ૨ | ધર્મ-તત્ત્વચર્ચા | ૧૯૦૧ | ૧૯૦૧, ૧૯૦૨, '૦૯, ૧૯૦૦, '૧૩, '૨૦, '૨૪ | „ | મૌલિક | |
| ૩૮. લેખનપદ્ધતિ | નિબંધ | ૧૯૦૪ | ૧૯૦૪ | „ | „ | |
| ૩૯. ચંદ્રકાન્ત ભા. ૩ | ધર્મ-તત્ત્વચર્ચા | ૧૯૦૭ | ૧૯૦૭, ૧૯૦૮, ૧૯૧૪, '૨૪ | „ | „ | |
| ૪૦. બૃ. કા. દો. ભા. ૭ | કાવ્યસંગ્રહ | ૧૯૧૨ | ૧૯૧૨ | „ | સંપાદન | વિવિધ કવિઓની કૃતિઓ |
| ૪૧. બૃ. કા. દો. ભા. ૮ | „ | ૧૯૧૩ | ૧૯૧૩ | „ | „ | |
| ૪૨. નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ | „ | „ | „ | „ | „ | નરસિંહની કવિતા |

(ઉપરનાં પુસ્તકો પૈકી ચંદ્રકાન્ત ભા. ૧-૨-૩ નાં મરાઠી તથા હિંદી તેમજ 'હિન્દ અને બ્રિટાનિયા' તથા 'ગંગા-એક ગુર્જર વાર્તા'નું મરાઠી ભાષાંતર થયું છે.)

સ્વ. ઇચ્છારામે કામ કરતાં કરતાં જ દેહ છોડેલો હોવાથી એમનાં કેટલાંક પુસ્તકો અધૂરાં રહેલાં તે નીચે મુજબઃ—

(૧) બૃહત્કાવ્યદોહન ભાગ ૯–૧૦ (૨) ટીપુ સુલતાન ભા. ૨ (૩) ટૉડકૃત 'રાજસ્થાન'નું ગુજરાતી ભાષાંતર (૫) તત્ત્વસાર (મિશ્ર) (૬) ભારત સર્વસંગ્રહ (ભરતખંડનો શાસ્ત્રીય કોશ) (૭) ભરતપુરનો ઘેરો (૮) રોશન આરા (૯) ભાષાસંસ્કાર (૧૦) હુમાયુની ગુજરાત ઉપર ચડાઈ (૧૧) કઠોપનિષદ ઉપર ટીકા.

## અભ્યાસ—સામગ્રી


૧. 'સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા':– શ્રી. નટવરલાલ ઇ. દેસાઈએ તા. ૯–૧૨–૧૯૨૮ ના રોજ પ્રો. બ. ક ઠાકોરના પ્રમુખપદે સૂરત 'ગુજરાતી સાહિત્યમંડળ'ને આશ્રયે સ્વ. ની જયંતી નિમિત્તે આપેલું વ્યાખ્યાન.

૨. 'એક સો ને એક વર્ષ પૂર્વેનો ચોપડો યાને સ્વ. ઇચ્છારામ સૂર્યરામની દેસાઈ-ગિરિનો ઇતિહાસ અને મોગલ બાદશાહનાં ફરમાનો': 'ગુજરાતી'નો તા. ૮ મી નવેમ્બર ૧૯૪૨, નો દીપો. અંક.

૩. 'ચંદ્રકાન્ત' ભા. ૧ ની ૧૯૨૪ માં પ્રકટ થયેલી ૯ મી આવૃત્તિની પ્રસ્તાવના.

૪. મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત 'સુદર્શન ગદ્યાવલિ'—પૃ. ૮૧૩, ૮૧૬, ૮૩૬, ૮૫૫, ૮૬૧, ૮૬૩, ૮૬૯, ૮૭૫, ૮૮૮–૮૮૯.

# ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી

સ્વ ઉત્તમલાલ ત્રિવેદીનો જન્મ તેમના મૂળ વતન અમદાવાદમા ઈ સ ૧૮૭૨ના ફેબ્રુઆરિની ૧૬ની તારીખે વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમા થયો હતો તેમના પિતાશ્રીનુ નામ કેશવલાલ નાનાભાઈ ત્રિવેદી અને માતાનુ નામ મહાલક્ષ્મી તેમના પિતા સૌરાષ્ટ્રમાં લીંબડી રાજ્યમા દિવાન હતા ઈ સ ૧૮૮૫મા ઉત્તમલાલનુ લગ્ન નટવરલાલ નર્મદાશકર પડયાનાં પુત્રી સ્વ ગુણવતબા સાથે થયા હતાં

ઉત્તમલાલે પ્રાથમિક શિક્ષણ લખતરમા લીધુ હતું, અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં લીધુ હતું ઈ સ ૧૮૮૭મા મેટ્રિકની પરીક્ષા પાસ કરીને તેઓ ગુજરાત કૉલેજમા દાખલ થયા ત્યાથી ૧૮૯૧માં ઘણું કરીને બીજા વર્ગમાં બી એની પરીક્ષા પાસ કરીને ફેલોશિપ મેળવી બીજે વર્ષે કાયદાનો અભ્યાસ કરવા તેઓ મુબઈ ગયા અને મુબઈની લૉ કૉલેજમાંથી ઈ સ ૧૮૯૩માં એલએલ બી થયા

ઈ સ ૧૮૯૬માં ઉત્તમલાલે રાજકોટ ખાતે રીતસર વકીલાત કરવા માંડી ઈ સ ૧૯૦૩ સુધી તેઓ રાજકોટ રહ્યા વચ્ચે ૧૯૦૧-૧૯૦૨માં તે વખતના ગુજરાત કૉલેજના સસ્કૃતના પ્રોફેસર આનંદશકર ધ્રુવ રજા ઉપર જવાથી ઉત્તમલાલે સસ્કૃતના અધ્યાપકનુ કામ કર્યું હતું કૉલેજમાં ભણાવવાનુ હોય તે દિવસે તેઓ રાજકોટથી આવતા ઉત્તમલાલે વકીલ તરીકે રાજકોટમાં સારી નામના મેળવી હતી આ સમયગાળામાં એક બહારવટાના કેસમાં માંગરોળ (બ ાર)માં સ્પેશિયલ જજ તરીકે પણ તેમણે કામ કર્યું હતું

ઈ સ ૧૯૦૪મા ઉત્તમલાલ રાજકોટથી મુબઈ આવીને વસ્યા અને ત્યાં વકીલાતની શરૂઆત કરી પરંતુ બુદ્ધિશાળી, શુભ આશયોવાળા વિદ્વાનોએ વેપારમાં જોડાવુ જોઈએ એવા કાંઈક ખ્યાલથી તેમણે ઈ સ ૧૯૦૮માં વેપારમાં ઝપલાવ્યુ સીધા રસ્તા પર ચાલનાર, બધાને પોતાના જેવા પ્રામાણિક માનનાર, વેપારમાં ફાવી શકતા નથી, બલ્કે છેતરાઈ જાય છે દુનિયાના વ્યવહારદક્ષ ગણાતા લોકો આવા સરળ દિલના માણસની સાથે જોડાઈ, તેનો વિશ્વાસ મેળવી પછી લાભ લઈ ખસી જાય છે એવો કાંઈક અનુભવ સ્વ ઉત્તમલાલને થયો તેને પરિણામે વકીલાતમાં કરેલી કમાણી વેપારમાં તણાઈ ગઈ મિલ, "બ ક," ઇન્ટરનેશનલ ટ્રેડિંગ કપની, ગોવામાં મેંગેનિઝની ખાણ કાઢવાની પ્રવૃત્તિ વગેરેમાં પોતે કરેલી કમાણી

તથા પિતાના વારસામાં મળેલી સંપત્તિ એમ સઘળું ગુમાવવાનો વખત આવ્યો.

પરંતુ આ તો તેમના જીવનનું સ્થૂલ, વ્યવહારનું પાસું હતું. એની વિષમતાની અસર સાહિત્યકાર, મેવાભાવી કે ધર્મપરાયણ ઉત્તમલાલના વ્યક્તિત્વ પર ભાગ્યે જ થઈ હશે. વિદ્યાર્થીકાળથી જ તેમને સાહિત્યનો શોખ હતો. અન્ય વ્યવસાય સાથે સાહિત્યના ક્ષેત્રનો સંપર્ક તેમણે સતત રાખ્યાં કર્યો હતો, એટલું જ નહિ, પણ તે વખતના 'સમાલોચક' 'વસંત' 'ગુજરાત' 'યુગધર્મ' અને 'રંગભૂમિ' જેવાં સામયિકોમાં લેખો લખીને તેમણે લેખક તરીકે નોંધપાત્ર ફાળો પણ આપ્યો હતો. નરસિંહરાવ, આનંદશંકર અને કેશવલાલ ધ્રુવ સાથે તેમને નિકટનો સંબંધ હતો. ઉત્તમલાલમાં નરસિંહરાવ અને આનંદશંકર સાથે ઉચ્ચ કક્ષાની સાહિત્ય-ચર્ચા કરવા જેટલી વ્યુત્પન્ન અને પરિપક્વ બુદ્ધિ હતી. નરસિંહરાવ કે આનંદશંકરના જેટલો સમૃદ્ધ અક્ષરવારસો ઉત્તમલાલે આપ્યો નથી, તેનું મુખ્ય કારણ એ કે વેપાર ઉપરાંત રાજકારણમાં પણ તેમણે ઝંપલાવ્યું હતું

સમકાલીન જાહેર પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લેવાની ધગશ અને શક્તિ ઉત્તમલાલ ધરાવતા હતા. સાહિત્ય પરિષદ, કેળવણી પરિષદ, નાગર પરિષદ જેવી સંસ્થાઓમાં અધિકારપદે ચૂંટાઈને તેઓ દરેકનું સફળ સંચાલન કરતા. મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાના મંત્રી તરીકે તેમણે થોડો વખત કામ કર્યું હતું. તેમની કારકિર્દી દરમ્યાન ઉત્તમલાલે એ સંસ્થાની પ્રવૃત્તિને સારી પેઠે વેગ આપીને મનસુખરામભાઈની ભાવનાને ઘણે અંશે ફલિત કરી બતાવી હતી. વળી 'સમાલોચક'ના તંત્રી તરીકે પણ તેમણે અમુક વખત કામ કર્યું હતું. તે સમયના દેશનેતાઓ સાથે ઉત્તમલાલને સારો પરિચય હતો. લોકમાન્ય ટિળક સાથે ઈ. સ. ૧૯૧૫માં તેમને પહેલો મેળાપ થયો ત્યારથી જ લોકમાન્યને ઉત્તમલાલભાઈ માટે સદ્‌ભાવ ઉત્પન્ન થયો હતો. લોકમાન્યના 'ગીતારહસ્ય'નું તેમણે કરેલું ભાષાંતર ટિળકને ખૂબ ગમ્યું હતું.

ઈ. સ. ૧૯૧૯માં લાહોર ખાતે કોંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે ગાંધીજી અને માલવીયજીના સમાગમમાં તેઓ આવ્યા હતા. સ્વભાવે શાંત અને વિચારપ્રધાન હોવા છતાં તેઓ કર્મમાં, સીધા કામમાં માનનારા હતા. કોંગ્રેસની કાર્યપદ્ધતિ જેમ જેમ તેઓ જોતા ગયા તેમ તેમ તેઓ કોંગ્રેસ તરફ વળતા ગયા અને ગીરગામ કોંગ્રેસ કમિટીમાં જોડાયા પણ હતા. શ્રી

હિંમતલાલ અંજારિયા કહે છે તેમ, "કુનેહથી, માયાભરી કડક નિષ્ઠાથી અને પોતાના દાખલાથી હાથમાં લીધેલું કામ સુંદર રીતે પાર પાડવાની તેમનામાં શક્તિ હતી." જનસમૂહનો વિચાર અને આચારનો પ્રવાહ કઈ બાજૂ વળે છે એ જાણી લેવાની તેમનામાં અજબ દૃષ્ટિ હતી. તેમણે 'વસંત' માં લખેલા કોંગ્રેસ વિશેના તેમજ અર્થશાસ્ત્ર વિશેના લેખો તેમની આ દૃષ્ટિના સચોટ પુરાવારૂપ છે. ગુજરાત વિદ્યાસભા (તે વખતની ગુ. વ. સો) માટે તેમણે 'અકબરનું ચરિત' તથા 'હિન્દનો આર્થિક ઇતિહાસ' એ બે મહત્ત્વના ગ્રંથો અંગ્રેજીને આધારે તૈયાર કરી આપ્યા હતા.

ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ભાષા પર પણ સ્વ. ઉત્તમલાલનો સારો કાબૂ હતો તેમણે થોડો વખત 'Daily Mail' ના તંત્રી તરીકે પણ કામ કર્યું હતું, અને 'Indian Review'માં તેઓ લેખો પણ લખતા હતા. 'Constitutional Theory of Hindu Law' અને 'National Education' નામના બે અંગ્રેજી ગ્રંથો પણ તેમણે લખ્યા હતા.

ગુજરાતીમાં સ્વ. ઉત્તમલાલે કોઈ સળંગ મૌલિક ગ્રંથ લખ્યો નથી. પરંતુ તેમની પરિપક્વ વિચારશક્તિ અને સ્વસ્થ, પર્યેષક શૈલીના ફળરૂપ અનેક ઉત્તમ સાહિત્ય–ગુણોવાળા મૌલિક લેખો 'વસંત' અને 'સમાલોચક'ની ફાઇલોમાં અદ્યાપિ પર્યંત દટાઈ રહેલ છે. શ્રી વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ, એક રીતે એ 'વસંત'કારના સાથી જેવા જ હતા. વિચાર શૈલી આદિની દૃષ્ટિએ 'વસંત' સંપ્રદાય સાથે ઉત્તમલાલને નિકટનો સંબંધ હતો. પંડિતયુગનો નિ:શેષતાનો શોખ એમનામાં કંઈક વિશેષ હોવાથી એમના નિબંધો મોટે ભાગે પ્રબંધ જેટલા બહુ લાંબા હોય છે.* સાક્ષરયુગના આ સન્માન્ય વિચારકના લેખોનો સહેજે એક દળદાર સંગ્રહ થઈ શકે. સાહિત્ય તેમજ સમાજના અભ્યાસમાં ઉપયોગી નીવડે તેવી સામગ્રી પૂરી પાડતી તેમની એ કૃતિઓનો સંગ્રહ શ્રી હિંમતલાલ અંજારિયા જેવા વિદ્વાન અધિકારી પાસે કોઈ સંસ્થાએ તૈયાર કરાવવો ઘટે.

ઈ. સ. ૧૯૨૨ના આરંભમાં ઉત્તમલાલને એક સામાન્ય છતાં છતૃલેણ અકસ્માત નડ્યો. તેઓ એક વાર પૂજા કરતા હતા તે વખતે છાજલી પરથી કાંઈક વાસણ તેમનાં પત્ની લેવા જતાં હતાં ત્યાં તપેલી પડી ગઈ અને ઉત્તમલાલના માથામાં જખમ થયો. આને પરિણામે તેમના મગજના જ્ઞાનતંતુઓ એવા શિથિલ થઈ ગયા કે તેમને માથાની બિમારી કાયમને

* જુઓ 'નિબંધમાલા', ઉપોદ્ઘાત પૃ૦ ૩૧–૩૨

માટે લાગુ પડી. પછી વારંવાર તેમની તબિયત લથડવા લાગી; ઘણા ઉપચારો કર્યા પણ વ્યર્થ. અંતે ૧૯૨૩ના ડિસેમ્બરની ૨૬ મી તારીખે આ 'ઉદાર અને શુદ્ધ વૃત્તિના, ધર્મચુસ્ત રૂઢિવાદના ગુણો જોઈ શકનાર, જ્ઞાતિ વગેરેના રિવાજોને સમાજવાદની દષ્ટિથી તપાસનાર' અને તેવા રિવાજોના સદંશોને અપનાવનાર વિશુદ્ધ વિચારક અને ઊંચા તત્ત્વશોધક તરીકે પ્રતિષ્ઠા પામેલા' સૌજન્યમૂર્તિ ગૃહસ્થનું અવસાન થયું

વેરવિખેર માસિકોમાં દટાઈ રહેલા ઉત્તમલાલના લેખો તેમની શિષ્ટ શૈલી, ઉચ્ચ વાક્પ્રભાવ અને ઊંડી વિચારશક્તિનું નિદર્શન કરે છે, એટલું જ નહિ પણ, સામાજિક, રાજકીય તથા બીજા સાર્વજનિક પ્રશ્નો વિશેના તેમના સિદ્ધાન્તો, તેમની ભાવનાઓ, અને તેમના આદર્શોનો પણ તાદૃશ ખ્યાલ આપે છે. એમના પ્રત્યેક લેખમાં ઉત્તમલાલની જ્વલંત છતાં ડહાપણ ભરેલી દેશભક્તિ પ્રતીત થાય છે. સ્વ મર રમણભાઈ પોતાના આ સમકાલીન પુરુષાર્થીને અંજલિ આપતા કહે છે કે "રા૦ ઉત્તમલાલના હૃદયની ઉદારતા, વિચારોની ઉદાત્તતા, વિદ્વત્તાની ગહનતા, વિવેકબુદ્ધિની તીવ્રતા, જીવનની શુદ્ધતા, વ્યવહારના વિષયોની તુલનાની યથાર્થતા, મનની ગંભીરતા, સંકલ્પોની સ્થિરતા અને દઢતા, વિચારોના કોલાહલ વચ્ચેની તેમની સ્વસ્થતા એ સર્વ અનુભવથી જાણનાર કહી શકશે કે દેશને એમની હજી ઘણી જરૂર હતી" ×

કૃતિઓ :

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ | મૂળ ભાષા, કર્તા કે કૃતિનું નામ |
|---|---|---|---|---|---|
| ૧. બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ, | ઇતિહાસ | ૧૯૦૯ | ગુજરાત વિદ્યાસભા અમદાવાદ | અનુવાદ | રમેશચંદ્ર દત્તનું અંગ્રેજી પુસ્તક |
| ૨. ,, ભા-૨ | ,, | ૧૯૧૨ | , | ,, | ,, |
| ૩. અકબર | જીવન ચરિત્ર | ૧૯૧૩ | ,, | ,, | "Rulers of India" ની ગ્રંથમાળામાંનો |
| ૪. Constitutional Theory of Hindu Law | કાયદો | ૧૯૧૩ | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ | મૌલિક | અંગ્રેજી ગ્રંથ |
| ૫. National Edlueation | શિક્ષણ | ? | ? | મૌલિક | |

× "સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી" (રમણભાઈ નીલકંઠ) 'વસંત' વર્ષ ૨૨ અં. ૧૧

# એલેકઝાંડર કિન્લૉક ફૉર્બ્સ

ગુજરાતી ભાષા અને પ્રજાના સાચા હિતૈષી તરીકે આજથી એક સદી પહેલાં સારી પેઠે પંકાયેલા આ અંગ્રેજ અમલદારનો જન્મ ઈ. સ. ૧૮૨૧ ના જુલાઈ માસની ૭ મી તારીખે લંડનમાં થયો હતો. તેમના પિતાનું નામ મિ. જ્હોન ફૉર્બ્સ મિશલ હતું. વતન સ્કૉટલૅંડમાં આબરડીનં પરગણું. ફૉર્બ્સને પિતા તરફથી ઉમરાવ દિલ અને માતા તરફથી વિદ્યાપ્રીતિનો વારસો મળ્યો હતો. તેમના પ્રારંભિક વિદ્યાભ્યાસની ખાસ માહિતી મળતી નથી, પરંતુ પહેલેથી તેમને ઉચ્ચ કલા અને વિદ્યા વિશે અનુરાગ હતો. આરંભમાં તેમને શિલ્પી બનવાની આકાંક્ષા હતી. તદનુસાર ઈંગ્લૅંડના પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી મિ. જ્યૉર્જ બારમેવિની પાસે તેમણે આઠ માસ અભ્યાસ કર્યો હતો.

વીસ વર્ષની ઉમર થતાં ફૉર્બ્સે હિન્દી સનદી નોકરીમાં દાખલ થવાનું નક્કી કર્યું. તેને માટે તેમણે હેલીબરી પાઠશાળામાં અભ્યાસ કરવા માંડયો. આ વખતે કાં તો મિત્રવર્ગ તરફથી કે પછી પાઠશાળા તરફથી ફૉર્બ્સને સર વિલિયમ જોન્સના બધા ગ્રંથો ભેટ મળ્યા હતા. ફૉર્બ્સને એ ગ્રંથસમૂહ અત્યંત પ્રિય હતો. શેક્સપિયર તેમનો પ્રિય કવિ હતો. પોતાના લેખોમાં શેક્સપિયરનાં વચનો ટાંકવાનો તેમને શોખ હતો.

મુંબઈ પ્રાંતની ૧૮૪૩ ના નવેમ્બરની ૧૫ મી તારીખે ફૉર્બ્સ સનદી નોકરીમાં જોડાવા સારુ મુંબઈ આવ્યા. આરંભમાં તેમને અહમદનગરમાં મૂક્યા. પછી એ જ માસમાં તેઓ હિન્દુસ્તાની ભાષાની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. એટલે અહમદનગરમાં જ ત્રીજા આસિ. કલેક્ટર તરીકે તેઓ નિમાયા. તા. ૮ મી નવેમ્બર ૧૮૪૪ના રોજ તેઓ ખાનદેશના બીજા આસિ. કલેક્ટર તરીકે નિમાયા. તા. ૬ ઠ્ઠી એપ્રિલ ૧૮૪૬ ના રોજ તેઓ મુંબઈની હાઈકૉર્ટના ઍક્ટિંગ ડેપ્યુટી રજિસ્ટ્રાર તરીકે નિયુક્ત થયા તેને ત્રીજે જ દિવસે અમદાવાદના આસિ. જજનો હોદ્દો ફૉર્બ્સને મળ્યો.

ફૉર્બ્સ વિદ્યા કલા ઉભયમાં કુશલ હતા. તેમને શિલ્પનો ખાસ શોખ હતો. ગુજરાતની સુંદર શિલ્પકૃતિઓ જોઈને ફૉર્બ્સને લાગ્યું કે 'કોઈ પૂર્વે થઈ ગયેલા પ્રતાપી લોકના મહિમાનાં એ અવાચિક ચિહ્ન છે.'[1] આ ઉપરથી

---

[1] ગુ. વ. સો. નો ઇતિહાસ, વિ. ૧, પૃ. ૯

ગુજરાતનાં પ્રાચીન સ્થળો અને શિલાલેખો જોઈને ગુજરાતનો ઇતિહાસ ઊકેલવાની તેમને ઇચ્છા થઈ આવી. મનઃસુખરામ ત્રિપાઠી કેહે છે તેમ, 'કલા ઉપર વિદ્યાનો પ્રકાશ પાડી તેને વાગ્મિની કરવાનો તેમણે નિશ્ચય કર્યો.' એમણે ગુજરાતી ભાષા શીખવા માંડી. અમદાવાદની અંગ્રેજી શાળાના હેડમાસ્તર ભોગીલાલ પ્રાણવલ્લભદાસ પાસે તેઓ આરંભમાં ગુજરાતી શીખ્યા. પછી તો ગુજરાતી સાહિત્યના અભ્યાસની અભિરુચિ જાગી. એટલે ભોળાનાથ સારાભાઈની ભલામણથી ફોર્બ્સે કવિ દલપતરામને સને ૧૮૪૮ના નવેમ્બરમાં વઢવાણથી અમદાવાદ તેડાવ્યા. દલપતરામે તેમને ગુજરાતી સાહિત્યની લગની લગાડી. ફોર્બ્સ ને દલપતરામ વચ્ચે જિંદગીભરની મિત્રતા બંધાઈ. દલપતરામની સહાયથી ફોર્બ્સે ગુજરાત-કાઠિયાવાડનો પ્રવાસ ખેડીને હસ્તલિખિત ગ્રંથોની શોધ કરવા માંડી. ખૂણે ખાંચરે પડી રહેલા કવિઓને તેણે ઉત્તેજન આપવા માંડયું. એટલે ફોર્બ્સને ભોજની ઉપમા મળી. ફોર્બ્સનો ગ્રંથસંગ્રહ કરવાનો પ્રયત્ન એ વખતે ગુજરાતમાં એટલો આગળ વધ્યો હતો કે દલપતરામે ઉધઈને ઉદ્દેશીને કવિતા કરી કે

" કુથ્યા પુસ્તક કાપિને, એનો ન કરીશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, ગ્રાહક મળ્યો ગૃહસ્થ."

ઈ. સ. ૧૮૪૮ના ડિસેંબરની ૨૬ મી તારીખે ફોર્બ્સે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા)ની સ્થાપના કરી.[1] તેનો ઉદ્દેશ "ગુજરાતી ભાષા સાહિત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધિ કરવી." આ ઉદ્દેશ અનુસાર ગુજરાતનું પહેલું સામયિક 'વર્તમાનપત્ર' ફોર્બ્સે શરૂ કર્યું. ગુજરાતની પહેલી લાઇબ્રેરી નેટિવ લાઇબ્રેરી પણ તેણે સ્થાપી અને જૂનાં ગુજરાતી પુસ્તકોની હાથપ્રતોનો સંગ્રહ કરવા માંડ્યો; શાળાઓની સ્થાપના કરી અને શાળોપયોગી પુસ્તકોનું પ્રકાશન કર્યું; ઇનામો આપીને નવાં પુસ્તકો લખાવ્યાં અને વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપીને અભ્યાસમાં ઉત્તેજન આપ્યું. ગુ. વ. સો. ની સ્થાપનામાં ફોર્બ્સની સાથે કર્નલ ફુલજેમ્સ, કર્નલ વૉલેસ, વિલિયમ ફોર્ટર, જ્યોર્જ શીવર્ડ અને રેવરંડ પીટર આદિ યુરોપિયન ગૃહસ્થો જ હતા. છેક ૧૮૫૨ માં પહેલાં દેશી ગૃહસ્થ આ મંડળમાં જોડાયા તે ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.

---

૧. ગુ. વ. સો. નો ઇ., વિ. ૧, પૃ. ૯

ઈ. સ. ૧૮૪૯ના એપ્રિલની ૪થીએ[1] ફોર્બ્સે 'વર્તમાન' નામનું ગુજરાતનું પહેલું અઠવાડિક પત્ર શરૂ કર્યું: તે દર બુધવારે પ્રગટ થતું હોવાથી લોકો તેને અને પછી તો દરેક વર્તમાનપત્રને બુધવારિયું કહેવા લાગ્યા. ઈ. સ. ૧૮૫૦ ના એપ્રિલની ૧૫મી તારીખે ફોર્બ્સની બદલી સુરતના આસિ. જજ તથા સેશન્સ જજ તરીકે થઈ. ત્યાં તેમણે 'સુરત સમાચાર' કઢાવ્યું. ઉપરાંત એક 'સુરત અષ્ટાવિંશી સોસાયટી' ઊભી કરીને ફોર્બ્સ પોતે તેના મંત્રી થયા. એમના પ્રયત્નથી ૧૮૧૦ માં ત્યાં 'એન્ડ્રુસ લાઇબ્રેરી'ની પણ સ્થાપના થઈ. આ વખતે શહેર સુધરાઈનો ધારો સુરતમાં દાખલ કરવાનો હતો. તે ધારા અંગે લોકમત કેળવવાનું કામ ફોર્બ્સને સરકારે સોંપ્યું કવિ દલપતરામ તથા દુર્ગારામ મહેતાજીની સહાયથી ફોર્બ્સે સુરતમાં મહોલ્લે મહોલ્લે ફરીને લોકોને એ ધારાની એવી સુંદર સમજૂતી આપી કે સરકારે તેમની કુનેહ અને નિર્ણયબુદ્ધિનાં વખાણ કરીને તેમનો ખાસ આભાર માન્યો.

તા. ૧લી મે ૧૮૫૧ના રોજ ફોર્બ્સ અમદાવાદના પહેલા આસિ. કલેકટર અને માજિસ્ટ્રેટ તરીકે નિયુક્ત થયા. ૧૮૫૨ ના ઓગસ્ટમાં તેમને મહીકાંઠાના પોલિટિકલ એજન્ટનું સ્થાન મળ્યું. આ વખતે સાદરામાં તેમણે રાજકુમારોને શિક્ષણ આપવાની શાળા સ્થાપી. પછી પાછા તે ૧૮૫૩ ના જૂનમાં અમદાવાદના એક્ટિંગ જજ અને સેશન્સ જજ તરીકે આવ્યા. અમદાવાદ આવ્યા પછી પાછી તેમણે હસ્તલિખિત ગ્રંથોની શોધ શરૂ કરી. ચંદ કવિનો 'પૃથુરાજ રાસ' મેળવવા સારૂ ફોર્બ્સે બહુ જહેમત ઉઠાવી. ગુજરાતના ગામેગામ માણસ મોકલીને જૂની હાથપ્રતોની તેમણે તપાસ કરવા માંડી, પણ વ્યર્થ. રૉયલ એશિયાટિક સોસાયટીમાં પણ એ પુસ્તકની અધૂરી પ્રત જ મળે છે. છેવટે બુંદીકોટાના રાજા પાસે એ પુસ્તક છે એવું સમજાતાં ત્યાંના રેસિડેન્ટની વગ લગાડીને મહાપ્રયત્ને એ પુસ્તક ફોર્બ્સે મંગાવ્યું. તેના ૮૦,૦૦૦ જેટલા શ્લોકોની નકલ કરાવીને તેમણે એ પુસ્તક પોતાની પાસે રખાવ્યું. તેમના મૃત્યુ બાદ, આ પુસ્તક મુંબઈની 'ફાર્બસ ગુજરાતી સભા'ના પુસ્તકાલયમાં રાખવામાં આવ્યું હતું.

પાટણના જૈન ભંડારોની મુલાકાતે પણ ફોર્બ્સ ગયા હતા. જૈન મુનિઓને નમ્ર અને મધુર વચનો તથા માનવસ્ત્ર વડે પ્રસન્ન કરીને તેમણે

---

1. મગનલાલ વખતચંદકૃત 'અમદાવાદનો ઈતિહાસ' મા પૃ. ૧૮૭ પર તા. ૨૭ મે આપી છે; પણ 'દલપતકાવ્ય' ભાગ ૧-માં આ તારીખ આપી છે તે વધુ પ્રમાણભૂત છે.

એ ભંડારોમાંના ગ્રંથો જોયા તે પૈકી 'દ્વયાશ્રય'ની ફોર્બ્સે નકલ કરાવી લીધી. ઉપરાંત વડોદરા, અમદાવાદ અને ખંભાતના ગ્રંથભંડારો પણ તેમણે જોયા હતા. તેમાંથી મુખ્યત્વે ઇતિહાસ-ગ્રંથોનો તેમણે સંચય કર્યો હતો, જેમાં 'પ્રબંધ-ચિંતામણિ', 'ભોજપ્રબંધ', 'દ્વયાશ્રય', 'પૃથુરાજ રાસ' 'કુમારપાલ રાસ', 'રત્નમાલા', પ્રવીણસાગર', 'જગદેવ પરમાર', 'બાબીવિલાસ', 'શ્રીપાલ રાસ', 'કેસર રાસ' અને 'હમીરપ્રબંધ' મુખ્ય હતા.[1]

પગે ચાલીને પ્રવાસ કરવાનો ફોર્બ્સને ઘણો શોખ હતો. પ્રવાસમાં તેઓ લાકડી, પિસ્તોલ, નકશો અને નાણાંની કોથળી સાથે રાખતા. માર્ગમાં મળતા વટેમાર્ગુઓને ઊભા રાખીને તેઓ તેમનાં સુખદુઃખની વાતો પૂછતા તથા સરકાર વિશેનો લોકોનો અભિપ્રાય જાણતા; કોઈ અનાથ દરિદ્રી હોય તો તેને પૈસા આપીને સહાય પણ કરતા.[2] ઈ. સ. ૧૮૫૨ માં ફોર્બ્સની પ્રેરણાથી ઇડરના રાણા યુવતસિંહજીએ ઇડરમાં કવિસંમેલન ભર્યું. કવિતા સાંભળીને યોગ્યતા પ્રમાણે દરેક કવિને ફોર્બ્સે માનવસ્ત્ર આપ્યાં અને કહ્યું કે "હું તમને તમારા ગુણ પ્રમાણે આપી શકતો નથી." વિદ્યા અને કલાના ઉત્તેજન અર્થે ફોર્બ્સ એટલી છૂટથી સ્વોપાર્જિત ધન વાપરતા કે મોટો પગાર હોવા છતાં તેમને વિલાયતથી પૈસા મંગાવવા પડતા.

ઈ. સ. ૧૮૫૪ ના માર્ચ માસની ૨૮ મીએ ફોર્બ્સ સ્વદેશ ગયા. ત્યાં રહીને તેમણે 'રાસમાલા'ની રચના કરી. લંડનના 'ઇન્ડિયા હાઉસ'માં ગુજરાતને લગતા જે જે ખતપત્રો ઇત્યાદિ હતાં તે અતિશ્રમપૂર્વક વાંચી જઈને ફોર્બ્સે 'રાસમાલા'નું પુસ્તક તૈયાર કર્યું. 'રાસમાલા'ની પ્રથમ

---

૧. 'ફાર્બસ જીવન ચરિત્ર', પૃ૦ ૧૭

૨. પ્રવાસ દરમિયાન કોઈવાર હાસ્યવિનોદના પ્રસંગ પણ બનતા. તેવો એક બનાવ ફાર્બસચરિત્રકાર મ સુ. ત્રિપાઠીએ નોંધ્યો છે. એક વખત પંચાસર પાર્શ્વનાથમાં ફોર્બ્સ વનરાજની મૂર્તિ જોવા ગયા હતા ત્યાં કોઈ ભાટ તેમની કીર્તિ સાંભળીને એક પુસ્તક ભેટ કરવા આવ્યો અને બોલ્યો કે: "એક વાર ગાયકવાડને અમારા વૃદ્ધે એક જૂનું સરસ પુસ્તક દેખાડયું હતું તેથી સરકારે ખુશી થઈ એક ગામ બક્ષિસ આપ્યું છે. તો અંગ્રેજ તો મોહોટો રાજા છે, માટે અમને કાંઈ વધારે આશા છે." સાહેબને આ વાત સાંભળી બહુ હસવું આવ્યું. તેમણે દલપતરામને 'હનુમાન નાટક'માંની હનુમાન અને ભક્ત વચ્ચેની આ પ્રકારની વાતચીત સમજાવવાનું કહ્યું અને પોતે બોલ્યા કે "ભાઈ! તમને ગામ આપવાની મારી શક્તિ હોત તો હું જ ચાકરી શા વાસ્તે કરત!"

અંગ્રેજી આવૃત્તિ ઈ. સ. ૧૮૫૬માં લંડન ખાતે રિચર્ડસન બ્રધર્સ તરફથી બહાર પડી. આમ ગુજરાતનો ઇતિહાસ સૌથી પ્રથમ એક અંગ્રેજ પાસેથી મળે છે. જેમ ગ્રાંટ ડફે મહારાષ્ટ્રનો ઇતિહાસ લખ્યો અને કર્નલ ટૉડે રાજસ્થાનનો લખ્યો તેમ ફૉર્બ્સે ગુજરાતનો ઇતિહાસ લખ્યો છે. ગુજરાતની ભૂતકાલીન મહત્તાનો પુનરુદ્ધાર કરવાના સ્તુત્ય ઇરાદાથી પ્રેરાઈને આ પુસ્તક તૈયાર કરવામાં ફૉર્બ્સને કવિ દલપતરામની મોટી સહાય હતી.

ઈ. સ. ૧૮૫૬ ના નવેમ્બરમાં ફૉર્બ્સ પાછા હિંદ આવ્યા. ૧૮૫૭ની ક્રાન્તિ વિશે અનેક વિદેશી લેખકો અને અમલદારોએ હિન્દી પ્રજા પર એ વખતે ઝનૂનમાં આવીને સખત ટીકાપ્રહારો કર્યા હતા, ત્યારે ફૉર્બ્સ ન્યાયપક્ષ પકડીને તે વિશે લખતા હતા. સર જ્હૉન માલકોમના જીવન-ચરિત્ર પર વિવેચન કરતાં તેમણે બ્રિટિશ સરકારની એકપક્ષી નીતિની ટીકા કરતાં નીચે પ્રમાણે કહ્યું હતું " ન્યાય કરવામાં કિંચિત્ પણ પક્ષપાત કર્યાથી આપણા વિશ્વાસ ઉપર જેટલો ધક્કો, અને તેનો જે પરિણામ થાય, તે પચાશેક આખા પ્રાન્તો હાથમાંથી જાય, તેના કરતાં પણ વિશેષ હાનિકારક છે એવું માલ્કૉમ માનતા. અરે! આપણી જ પ્રજા સાથેના અને બીજા માંડલિક રાજા સાથેના, આપણા કરારોના અર્થ કરવામાં, બ્રિટિશ સરકાર અને તેના કાર્યભારીઓ કેટલો બધો પક્ષ કરે છે "[1] 'આઉડ' (અયોધ્યા) નામના બીજા અંગ્રેજી લેખમાં તેમણે રાજાપ્રજાને હિતકારક ઉત્તમ વિચારો આપેલા છે. આ બન્ને લેખો ૧૮૫૭-૧૮૫૮માં 'ગ્રોબ્બે ક્વાર્ટર્લી રિવ્યૂ'માં પ્રસિદ્ધ થયા હતા મહારાણીના ઢંઢેરા મુજબ વચન પાળવામાં આવે તો બ્રિટિશ સરકારની સામે હિંદી પ્રજાને બળવો કરવાનું કોઈ કારણ ન રહે એમ ફૉર્બ્સનું દૃઢ મંતવ્ય હતું

ઈ. સ ૧૮૬૨ ના એપ્રિલની ૧૨ મી તારીખે ફૉર્બ્સની મુંબઈની હાઈકોર્ટના ન્યાયમૂર્તિ તરીકે કામચલાઉ નિમણૂંક થઈ. અહીં તેમણે બુદ્ધિબળ તથા ઊંડી ન્યાયદૃષ્ટિનો સારો પરિચય કરાવ્યો. ૧૮૬૪ માં તેઓ મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીના ઉપપ્રમુખ તરીકે ચુંટાયા. તેજ વર્ષમાં મુંબઈ યુનિવર્સિટીના કુલનાયક (Vice-chancellor) તરીકે પણ સરકારે ફૉર્બ્સને નીમ્યા હતા. મુંબઈની સર જે. જે. સ્કૂલ આફ આર્ટના અધ્યક્ષ (Dean) તરીકે પણ તેઓ આ વખતે કામ કરતા હતા.

---

૧. મનઃસુખરામ ત્રિપાઠીએ મૂળ અંગ્રેજીનું આ પ્રમાણે ભાષાંતર કર્યું છે. (જુઓ 'ફાર્બસ જીવન ચરિત્ર', બીજી આવૃત્તિ, પૃ૦ ૯૭)

આ અરસામાં ફોર્બ્સે 'રત્નમાલા' નામે વ્રજભાષાના ગ્રંથનો જેટલો મળ્યો તેટલો ભાગ અંગ્રેજીમાં ઉતાર્યો હતો. વળી, તા. ૧૪ એપ્રિલ ૧૮૬૪ના રોજ 'સોમનાથ' વિશે એક નિબંધ મુંબઈની રોયલ એશિયાટિક સોસાયટીમાં તેમણે વાંચ્યો હતો, જે ૧૮૬૫ માં તે જ સભાના મુખપત્રમાં પ્રગટ થયો હતો.

આ વખતે મુંબઈમાં શેરસટ્ટાનો જુવાળ ચાલતો હતો. તેનો લાભ લઈને નાણાં એકઠાં કરી ફોર્બ્સના નામની એક ગુજરાતી સભા મુંબઈમાં સ્થાપવાનો વિચાર સ્વ. મનઃસુખરામ ત્રિપાઠીને આવ્યો. એ સભા માટે એક લાખ રૂપિયાનું ફંડ એકઠું કરવાનું નક્કી થયું. મનઃસુખરામની વગથી સૌરાષ્ટ્રના રાજાઓ તથા મુંબઈના શેઠિયાઓ પાસેથી મોટી મોટી રકમો ભરવામાં આવી. તા. ૨૫ માર્ચ ૧૮૬૫ના રોજ ફોર્બ્સને બંગલે મુંબઈના સુપ્રસિદ્ધ ગુજરાતીઓની સભા મળી, અને 'ગુજરાતી સભા'ની સ્થાપના કરી. ફોર્બ્સની તે સભાના પ્રમુખ તરીકે અને મનઃસુખરામ ત્રિપાઠીની તેના મંત્રી તરીકે વરણી થઈ. ફોર્બ્સને ગુજરાતી સભા માટે એટલી બધી મમતા હતી કે માંદગીને કારણે બધાં કામો છોડયાં છતાં ગુજરાતી સભાની જવાબદારી તો છેવટ લગી તેમણે પોતાને શિરે જ રાખી. તા. ૩૧મી ઑગસ્ટ ૧૮૬૫ના રોજ પૂનામાં ફોર્બ્સ સાહેબનું મગજના રોગને કારણે અકાળ અવસાન થયું. દયાળુ અને મિલનસાર સ્વભાવવાળા ફોર્બ્સના મૃત્યુએ ગુજરાતને સ્વજન ગુમાવ્યા જેટલો આઘાત આપ્યો. કવિ દલપતરામે 'ફાર્બસવિરહ' નામની કરુણપ્રશસ્તિ રચીને સ્વમિત્રને શ્રદ્ધાંજલિ અર્પી છે. ફોર્બ્સની 'રાસમાલા' આજ સુધી ગુજરાતના ઇતિહાસની સામગ્રી પૂરી પાડતા આકર ગ્રંથ તરીકે મહત્ત્વ પામેલ છે. તેના કરતાં વધુ સુસંકલિત અને પ્રમાણભૂત ઇતિહાસગ્રંથો સુલભ થતાં આજે એનું મૂલ્ય પહેલાં જેટલું રહ્યું નથી. પણ મુંબઈમાં ગુજરાતી ભાષા–સાહિત્યનું સંશોધન કરી રહેલી 'ફાર્બસ ગુજરાતી સભા' અને છેલ્લાં સો વર્ષથી સમયના પ્રવાહ સાથે આગળ વધતી રહીને ગુજરાતમાં વિદ્યાવૃદ્ધિનું સુંદર કાર્ય કરતી રહેલી ગુજરાત વિદ્યા સભા ( ગુ. વ. સો. ) ફોર્બ્સના યશસ્વી જીવનકાર્યના ચિરંજીવ સ્મારકરૂપ છે.

કૃતિઓ

| કૃતિનું નામ | ભાષા | વિષય | પ્રકાશનસાલ | પ્રકાશક | અનુવાદક |
|---|---|---|---|---|---|
| રાસમાલા ભા. ૧ | અંગ્રેજી | ઇતિહાસ | ૧૮૫૬ | રિચાર્ડસન બધર્સ, લંડન | — |
| " ભા. ૨ | " | " | " (બીજી આ.) ૧૯૨૪ | ઑક્સફર્ડ યુનિ. પ્રેસ, ઑક્સફર્ડ | — |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રાસમાલા ભા. ૧ | ગુજરાતી ઈતિહાસ | ૧૮૬૯ | ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ | રણછોડભાઈ ઉદયરામ |
| ,, ભા ૨ | ,, ,, | ૧૮૭૦ | ,, | ,, |
| ,, ભા. ૧-૨ | ,, (બીજી આ.) | ૧૮૯૯ | ગુજરાત વર્ના. સો. અમદાવાદ | ,, |
| ,, ભા. ૧-૨ | ,, (ત્રીજી આ) | ૧૯૨૭ | ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ | ,, |

## અભ્યાસ—સામગ્રી

૧. ફાર્બસ જીવન ચરિત્ર સ્વ મન સુખરામ સ. ત્રિપાઠી
૨. 'ફાર્બસ વિરહ' કવિ દલપતરામ (ઉપર્યુક્ત ચરિત્રની બીજી આવૃત્તિની સાથે મડાયેલુ)
૩. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઈતિહાસ, વિભાગ ૧ : હીરાલાલ ત્રિ પારેખ
૪ મહાજન મંડળ . મગનલાલ નરોતમદાસ પટેલ પ્રકરણ ૨૦, પૃ૦ ૧૨૫૦

# કેશવલાલ મોતીલાલ પરીખ

૨૧૦ કેશવલાલ પરીખનો જન્મ વિ. સં. ૧૯૦૯ ના શ્રાવણ સુદ ૭ બુધવારના રોજ ખેડા જિલ્લાના કપડવંજ તાલુકામાં આવેલ તેમના વતન કઠલાલમાં વીશા ખડાયતા વણિક જ્ઞાતિમાં થયો હતો. પિતાનું નામ મોતીલાલ મૂળજીભાઈ અને માતાનું નામ નવલબહેન મોતીલાલ પરીખે અમદાવાદ જિલ્લામાં તેમની જ્ઞાતિમાં સૌથી પ્રથમ ( ૧૮૫૨ ના એપ્રિલની ૭ મી તારીખે ) વકીલાત કરવાની સનદ મેળવી હતી. તેમના સૌથી નાના ભાઈ ઈશ્વરદાસ પણ વકીલ થયા અને તેમના ત્રણે દીકરા—કેશવલાલ, દ્વારકાદાસ અને જેઠાલાલ—વકીલ થયા એટલે તેમનું કુટુંબ 'વકીલ'ની અટક પણ પામ્યું હતું. કેશવલાલનું લગ્ન સં. ૧૯૨૧ ની સાલમાં ફક્ત બાર વર્ષની ઉમરે જડાવબહેન સાથે થયું હતું. બે વર્ષના બાળકના મૃત્યુના આઘાતથી તેમનાં પત્નીનું અવસાન થયું. તેમનાં બીજાં પત્નીનું નામ દીવાળીબહેન હતું.

ધૂળી નિશાળથી શરૂ કરીને કેશવલાલે કઠલાલમાં જ સાત ગુજરાતી અને અંગ્રેજી બીજા ધોરણ સુધી અભ્યાસ કર્યો. પછી આગળ ભણવા સારુ અમદાવાદમાં પિતાનાં ફોઈને ત્યાં રહ્યા. પણ ફોઈ સાથે એકવાર ચડભડવાનું થતાં કેશવલાલે ભૂંગળીની પોળમાં જુદું મકાન રાખ્યું. હાથે રસોઈ કરીને તેઓ ખાડિયા મિડલ સ્કૂલમાં નિયમિત ભણવા જતા. ત્રણ ચાર વર્ષ આમ ચાલ્યું હશે. એટલામાં તેમના પિતરાઈ ભાઈ ચૂનીલાલને તથા કેશવલાલને 'લેખકનો સ્વતંત્ર ધંધો આદરી આપબળથી નામના કાઢવાની લાલસા' થઈ આવી. એટલે સં. ૧૯૨૮ ના કારતક શુદ ૮ નાં રોજ બન્ને ભાઈઓ અને એક ત્રીજા મિત્ર (મોહનલાલ દલપતરામ કવિ) અમદાવાદથી મુંબઈ ગયા. પણ ત્યાં તબિયત બગડવાથી કેશવલાલ તથા ચૂનીલાલને તરત અમદાવાદ પાછા આવવું પડયું. આ સાહસની સજારૂપે વડીલોએ બન્નેને ઘેર બોલાવી લીધા. કેશવલાલ ઘેર કાયદાનાં પુસ્તકો વાંચીને વકીલની પરીક્ષામાં બેઠા પણ નાપાસ થયા. એટલે ફરીથી અમદાવાદની સરકારી હાઈસ્કૂલમાં દાખલ થઈને તેમણે અભ્યાસમાં ચિત્ત પરોવ્યું ઈ. સ. ૧૮૭૭ માં તેઓ મેટ્રિક્યુલેશન પરીક્ષામાં બેઠા. પણ તેમાં યે નિષ્ફળ ગયા. વર્ગમાં પહેલો નંબર રાખનાર કેશવલાલ નાપાસ થયા તેથી તેમના શિક્ષકને ખૂબ દુઃખ થયું. આ અંગે તેમણે યુનિવર્સિટી સાથે પત્રવ્યવહાર કર્યો. તેમના પ્રયાસને પરિણામે બીજા વર્ષથી યુનિવર્સિટીએ દરેક વિદ્યાર્થીના વિષયવાર ગુણ

જાહેર કરવાની પદ્ધતિ સ્વીકારી. ૧૮૭૮ માં કેશવલાલે મેટ્રિકની પરીક્ષા પસાર કરી અને ત્યાર પછી ત્રીજે જ મહિને વકીલની પરીક્ષામાં પણ તેઓ ઉત્તીર્ણ થયા. તરત જ (૧૮૭૮ ના માર્ચની ૧૨ મી તારીખે) તેમણે અમદાવાદ અને ખેડા જિલ્લામાં વકીલાત કરવાની સનદ મેળવી.

કેશવલાલે અમદાવાદમાં વકીલાતની શરૂઆત કરી ત્યારે તેમના પિતાની હારના કેટલાક અગ્રગણ્ય વકીલો એ ધંધામાં પ્રતિષ્ઠા જમાવીને બેઠા હતા નાની ઉંમર, દૂબળું શરીર, અને ઠીંગણા કદને કારણે છોકરા જેવા લાગતા કેશવલાલે હિંમત અને શ્રદ્ધાપૂર્વક ધંધાની શરૂઆત કરી. વખત જતાં કેશવલાલ બાહોશ, પ્રમાણિક અને ખંતીલા વકીલ તરીકે દેશી તેમજ પરદેશી ન્યાયાધીશો આગળ પ્રતિષ્ઠા પામ્યા. અમદાવાદના વકીલમંડળમાં પણ તેઓ થોડા વખતમા જ સૌનાં માન અને પ્રીતિને પાત્ર બન્યા.

કેશવલાલભાઈને સાહિત્યનો શોખ નાનપણથી હતો. વિદ્યાર્થીકાળ દરમ્યાન લેખક તરીકે સ્વતંત્ર ધંધો કરવાનો તરંગ તેમને આવેલો તેનો ઉલ્લેખ પાછળ આવી ગયો. એ વખતે,,મિત્રોને ઉદ્દેશીને તેમજ અન્ય નિમિત્તે અને છૂટક લેખો, કવિતાઓ અને ગદ્ય-પદ્યાત્મક પત્રો તેમણે લખ્યાં હતાં. મેટ્રિક્યુલેશન સુધીમાં તેમણે રચેલી કૃતિઓ પૈકી ત્રણ ખાસ ધ્યાનપાત્ર છે: (૧) 'કોયડાસંગ્રહ' (સં. ૧૯૨૬): જેમાં ગૂંચવણ ભરેલા, સૂક્ષ્મબુદ્ધિએ વિચાર કરતાં રમૂજ ઉપજાવે તેવા ગણિતના મૌખિક દાખલા અને સગાઈના અટપટા પ્રશ્નોવાળા ઉખાણા છે. (૨) 'ટૂંટિયુ' નામે નાનકડું ગુજરાતમાં તે વખતે ફેલાયેલા ટૂંટિયાના રોગથી થયેલ હાનિનું વર્ણન કરતું દલપતશૈલીનું કાવ્ય (સં. ૧૯૨૮). (૩) ''કજોડા-દુઃખદર્શક નાટક:' તેમાં બાળલગ્ન અને કજોડાથી નીવડતા દુઃખદાયી સંસારજીવનનું ચિત્ર છે.

વકીલાતના ધંધામાં પડ્યા પછી પણ તેમની લેખન-પ્રવૃત્તિ ચાલુ રહી હતી. સને ૧૮૮૨ માં સંસારસુધારાની ભાવનાથી પ્રેરાઈને તેમણે 'બુદ્ધિ અને રૂઢિનો કથા' રચી. તેમાં યોજેલ રૂપકક્રમ ચિ, વર્ણનો અને 'અત્યન્ત રૂઢ, સરળ અને બહુધા શુદ્ધ અને રસભરી ભાષા'ની સ્વ૰ નવલરામ પંડ્યાએ સારી પ્રશંસા કરી હતી.

ઈ. સ. ૧૮૮૨ના મે માસમાં ભારતને સ્થાનિક સ્વરાજ્યનો અધિકાર મળ્યો તે પ્રસંગે ગુજરાત વિદ્યાસભાએ (ગુ. વ. સો.) 'સ્થાનિક સ્વરાજ્ય' વિશે ઇનામી નિબંધ લખાવેલા તેમાં કેશવલાલનો નિબંધ સર્વશ્રેષ્ઠ જાહેર થતાં રૂ. ૨૦૦) નું ઇનામ તેમને મળ્યું હતું. એ નિબંધ ગુ. વિ. સ.

તરફથી પુસ્તકાકારે પ્રકટ પણ થયો હતો ૧૮૯૩ માં તેમણે વિદ્યાસભાને 'ભોજનવ્યવહાર ત્યા બેટીવ્યવહાર' નામે નિબધ લખી આપ્યો, જેમાં તેમણે ભોજનવ્યવહાર હોય ત્યા કન્યાવ્યવહાર કરવાથી સમાજની અભિવૃદ્ધિ થાય છે એમ સિદ્ધ કર્યું છે ૧૯૦૭ માં તેમણે ગ્રીન બાર્લીકૃત 'ઇન્ડસ્ટ્રિયલ ઇન્ડિયા' નામના અગ્રેજી પુસ્તકનુ 'હિન્દની ઉદ્યોગસ્થિતિ' એ નામે ગુજરાતી ભાષાંતર પણ વિદ્યાસભાને કરી આપ્યુ હતું આ કૃતિ તેમની સ્વદેશી ઉદ્યોગોની ખિલવણી માટેની ધગશના પુરાવારૂપ છે

ઈ સ ૧૮૯૨ ના જાન્યુઆરિમાં કેશવલાલે 'પ્રભા' નામ માસિક કાઢેલું તેના બીજા વર્ષના પાંચ અક શ્રી શકરલાલ દ્વારકાદાસ પરીખ પાસે જોવા મળે છે તેમા 'અગ્રેજ સસારની કાદબરી' 'રાજ્ય–પદ્ધતિ' 'સાતમી ઈન્ડિયન નૅશનલ કોંગ્રેસ' 'સ્ત્રીઓની સ્વતત્રતા', 'ધારાસભાના બધારણમાં ફેરફાર' 'સાંસારિક સ્થિતિનુ અવલોકન' વગેરે લેખો તેમણે લખેલા માલૂમ પડે છે એ સામયિકમા ઇગ્લડ બેરિસ્ટર થવા ગયેલા (અને પછી ત્યાં જ વર્ષો સુધી પ્રીવી કાઉન્સિલમાં વકીલાત કરીને ૧૯૪૬ માં 'કીંગ્ઝ કાઉન્સિલ'ની પદ્વી જેમણે પ્રાપ્ત કરી હતી તે) જેઠાલાલ પરીખના પત્રો—'ઈંગ્લાંડમાં ગયેલા એક તરુણના પત્રો,' એ શીર્ષક નીચે છપાયા હતા ઈ સ ૧૯૦૭મા 'સ્વદેશી ઉદ્યોગનો સદેશો' ગુજરાતભરમા ફેલાવવાના હેતુએ તેમણે એક બીજુ માસિક શરૂ કરેલુ, તેમાં તેઓ દેશી કારીગરી, દેશી ઉદ્યોગ, ઔદ્યોગિક સાહસો, ઉદ્યોગી પુરુષોની નરરત્નાવલી, ઉદ્યમભવન, ઉદ્યમસાહસનો સિદ્ધાંતમાળા વગેરે વિશે દેશદાઝની ઊડી લાગણીથી પ્રેરાયેલુ ઉપયોગી સાહિત્ય મૂકતા ગયા છે

સસારસુધારો સ્વ૦ કેશવલાલના જીવનનુ મુખ્ય લક્ષ્ય હતું તેમનાં લખાણોનો પણ એ જ મુખ્ય સૂર છે નાનપણથી જ તેઓ સુધારક વિચારના હતા અમદાવાદના બાળલગ્નનિષેધક મડળની સ્થાપના તથા સચાલનમાં સ્વ૦ કેશવલાલનો અગ્રગણ્ય હિસ્સો હતો સ્વ૦ કેશવલાલ ધ્રુવની સાથે એ મડળના તેઓ મત્રી હતા આ મડળના દરેક સભ્યે પોતાના દીકરાને સોળ વર્ષ પહેલાં નહિ પરણાવવાની અને વરકન્યાના વય વચ્ચે પાચ વર્ષનો તફાવત રાખવાની પ્રતિજ્ઞા લેવી પડતી આ મડળ પછીથી 'ગુજરાત હિંદુ સસારસુધારા સમાજ' રૂપે ફેરવાઈ ગયુ બાળલગ્નનિષેધ, સ્ત્રીકેળવણી અને નાતવરા તથા વરઘોડાના ખર્ચ ઘટાડવા અગે લોકમત કેળવવાનો કાર્યક્રમ એ મડળ તરફથી યોજાતો તદનુસાર

'સ્વ૦ ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપદે કેશવલાલે બાળલગ્ન' વિશે તા. ૨૬ મી મે ૧૮૮૮ ના રોજ ભાષણ આપ્યું હતું. સ્વજ્ઞાતિસુધારણા અર્થે પણ તેમણે અનેક પ્રયાસો કર્યા હતા. પોતાના નાનાભાઈ જેઠાલાલને ૧૮૯૨ માં વિલાયત બૅરિસ્ટર થવા મોકલવાની અને જ્ઞાતિના એકડા બહાર કન્યા આપવાની પહેલ કરીને ખડાયતા જ્ઞાતિમાં સુધારાનો જાતે અમલ કરીને તેમણે અન્યને અનુસરવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો હતો. કન્યાઓને ઉચ્ચ કેળવણી આપવાની અને કુટુંબની પ્રૌઢ સ્ત્રીઓને ઘેર શિક્ષણ આપવાની ગોઠવણ પણ તેમણે કરી હતી.

અમદાવાદ શહેરની અનેક સંસ્થાઓ સાથે સ્વ૦ કેશવલાલ સંકળાયેલા હતા. એમના જમાનામાં અમદાવાદ મ્યુનિસિપાલિટીના જૂનામાં જૂના સભ્ય તરીકે તેઓ માન પામ્યા હતા. ૧૮૮૫ થી ૧૯૦૭ સુધી તેઓ મ્યુનિ-પાલિટીના ઉપપ્રમુખ હતા. સ્કૂલકમિટિના અધ્યક્ષ તરીકે પણ ઘણાં વર્ષ સુધી તેમણે કામ કર્યું હતું. શહેરમાં પાણીના નળ અને ગટર દાખલ કરવામાં કેશવલાલ રા. બ. રણછોડલાલના જમણા હાથરૂપ હતા. 'ગુજરાત વૈશ્ય સભા'ની સ્થાપના તથા તેના સંચાલનમાં પણ તેમનો મુખ્ય હિસ્સો હતો. ઉપરાંત, ગુજરાત સભા, ગુજરાત સાહિત્ય સભા, ગુજરાત વિદ્યાસભા, પ્રાણીઓ ઉપર ઘાતકીપણું અટકાવનારી મંડળી, જે. એલ. ન્યુ ઈંગ્લિશ સ્કૂલ ઈત્યાદિ સંસ્થાઓના સક્રિય કાર્યવાહક સભ્ય તરીકે પણ તેમણે અમદાવાદ શહેરની નોંધપાત્ર સેવા બજાવી હતી.

દેશની ઉન્નતિ સારુ સ્વદેશી ઉદ્યોગોની ખિલવણીના સ્વ૦ કેશવલાલ ખાસ હિમાયતી હતા. અમદાવાદમાં એક નવીન ઉદ્યોગ દાખલ કરવાના ઉદ્દેશથી 'અમદાવાદ મેટલ ફૅક્ટરી' નામનું એક કારખાનું સને ૧૮૯૩ માં તેમણે સ્થાપ્યું. એમાં યંત્રથી તાંબાપિત્તળના વાસણ બનતાં. ૧૮૯૭ સુધી કારખાનાનું કામ ધમધોકાર ચાલ્યું પણ ૧૮૯૮ માં મરકી ફાટી નીકળી અને ૧૮૯૯ માં દુષ્કાળ પડ્યો, તેની અસર કારખાના પર થઈ. તાંબા-પિત્તળના ભાવ ગગડી જતાં કારખાનું બંધ કરવાની ફરજ પડી. લગભગ ૧૯૦૨ સુધી આ સ્થિતિ રહી. દરમ્યાન, કારખાનું પ્રયોગશાળા બની ગયું. કઈ ધાતુનો ઉદ્યોગ નફાકારક છે એનો ખંતપૂર્વક પ્રયોગ કર્યા પછી તેમણે લોખંડનો ઉદ્યોગ ખિલવવાનો પ્રયત્ન કર્યો. સાથે સાથે 'સ્વદેશી શાળ કંપની' કાઢી. પણ સંજોગવશાત્ એ કંપનીનું કામ આગળ ચાલી શક્યું નહિ. કંપની આટોપે તે પહેલાં તો સાત જ દિવસની તાવની ટૂંકી બિમારી ભોગવીને કેશવલાલ તા. ૨૬-૧૨-૧૯૦૭ ના રોજ અવસાન

પામ્યા. મૃત્યુ વખતે તેમની આર્થિક સ્થિતિ અત્યંત નબળી હતી; છતાં વીલમાં તેમણે એવી સૂચના કરી હતી કે પોતાની મિલકતની જે કાંઈ ઊપજ આવે તેમાંથી કંપનીના શેરહોલ્ડરો પાસેથી વસૂલ કરેલાં નાણાં કાંઈ પણ ખર્ચની રકમ બાદ કર્યા સિવાય પાછાં ભરપાઈ કરી દેવાં. સ્વ૦ કેશવલાલની સાફ વ્યવહારનીતિ અને પ્રમાણિકતાનું આ ઉચ્ચ દૃષ્ટાંત છે. તેમના વારસદારોએ એમની આ અંતિમ ઇચ્છા અમલમાં મૂકી હતી.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક કે ભાષાંતર ? | મૂળનું નામ |
|---|---|---|---|---|---|
| ૧. કોઠાકાસંગ્રહ | ગણિત-ઉખાણા (બી. આ. ૧૮૮૮) | ૧૮૭૦ | યુનિયન પ્રિ૦ પ્રેસ, અમદાવાદ. | મૌલિક | — — |
| ૨. દૃંટિયું | કાવ્ય | ૧૮૭૨ | ,, | ,, | — |
| ૩. કલેડા-દુઃખદર્શક નાટક | નાટક | ૧૮૭૭ ? | 'બાળલગ્નનિષેધ પત્રિકા', અમદાવાદ | ,, | — |
| ૪. બુદ્ધિ અને રૂઢિની કથા | રૂપકગ્રંથિ (વાર્તા) | ૧૮૮૩ | આર્યોદય પ્રેસ, અમદાવાદ | ,, | — — |
| ૫. સ્થાનિક સ્વરાજ | નિબંધ | ૧૮૮૩ | ગુ. વિ. સભા, અમદાવાદ. | ,, | — |
| ૬. અમદાવાદની આરોગ્યતા અંક ૧ | આરોગ્ય વિષયક પત્રિકા | ૧૮૮૬ | પોતે | ,, | — |
| ૭. 'અપકૃત્યશાસ્ત્ર' | કાયદો | ૧૮૮૮ | ,, | — | — |
| ૮. 'ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ' | ,, | ,, | ,, | — | — |
| ૯. ભોજન વ્યવહાર તથા કન્યા-વ્યવહાર | સમાજ-શાસ્ત્ર | ૧૮૯૩ | ગુ. વિ. સભા, અમદાવાદ | મૌલિક | — |
| ૧૦. હિંદની ઉદ્યોગ-સ્થિતિ | ઉદ્યોગ | ૧૯૦૭ | ગુ. વિ. સભા, અમદાવાદ | અંગ્રેજી પરથી ભાષાંતર | Industrial India |

આ ઉપરાંત તેમણે 'વામનલોકમાં પ્રવાસ' નામની અંગ્રેજી 'ગુલિવર્સ ટ્રાવેલ્સ'નો ઢબે કલ્પિત વાર્તા લખવા માંડી હતી. તેનાં ૭ પ્રકરણો

છપાયેલાં છે. 'જરદાસની જાન' નામની અપ્રકટ વાર્તાની જાહેરાત પણ જોવામાં આવે છે. એમના ભત્રીજા શ્રી શંકરલાલ દ્વારકાદાસને ઉદ્દેશીને તેમણે લખેલા ૭ બોધકપત્રો વૈશ્યસભાની પત્રિકામાં પ્રગટ થયા હતા. આ સિવાય 'રામાયણનું બોધકતત્ત્વ', તથા 'આત્મારામની સંસારયાત્રા' નામના બે અધૂરા લેખો પણ જોવા મળે છે. ફાર્બસ સાહેબની સહાયથી દલપતરામે બહાર પાડેલ 'ગુજરાત અને કાઠિઆવાડ દેશની વાર્તાઓ' નામના પુસ્તકમાં કેશવલાલે પણ કેટલીક વાર્તાઓ લખી છે. આ ગ્રંથમાં ફરામજી બમનજી નામના ફારસી ગૃહસ્થે અંગ્રેજી ઢબે વાર્તાઓનું સંયોજન કર્યું છે. એમાં પ્રતીત થતી શુદ્ધ ગુજરાતી ભાષા અને લખનારની વિદ્વત્તા અને રસિકતાનું કારણ સ્વ૦ ડાહ્યાભાઈ દેરાસરીએ 'સાઠીના સાહિત્ય'માં એમ કહીને બતાવ્યું છે કે "એમાંની કેટલીક વાતો જાણીતા ગુજરાતી લખનાર સ્વ૦ કેશવલાલ મોતીલાલ વકીલની છે."

## અભ્યાસ-સામગ્રી


૧. જુલાઈ, ૧૯૨૦ના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ થયેલો શ્રી શંકરલાલ દ્વારકાદાસ પરીખનો લેખ.

૨. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ' વિભાગ બીજો.

૩. ડાહ્યાભાઈ દેરાસરી કૃત 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન'

૪. મ. ન. દ્વિવેદી કૃત 'સુદર્શન ગદ્યાવલિ' પૃ. ૮૯૫, ૯૧૦

# કેશવલાલ હરિરામ ભટ્ટ

'કેશવકૃતિ'ના કર્તા તરીકે જાણીતા સ્વ૦ કેશવલાલ હરિરામનો જન્મ વિ સં ૧૯૦૭માં તેમના વતન મોરબીમાં થયો હતો. પિતાનું નામ હરિરામ વ્રજનાથ અને માતાનું નામ ઝવેરકુંવર હતું. જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર. તેમનાં લગ્ન સં ૧૯૨૬ માં મોંઘીકુંવર વેરે થયાં હતાં. સં. ૧૯૪૩ માં મોંઘીકુંવરનું અવસાન થતાં સં. ૧૯૪૫ માં તેઓ ફરી પરણ્યા. તેમનાં બીજાં પત્નીનું નામ મણિકુંવર હતું તે કેશવલાલના મૃત્યુના થોડા માસ અગાઉ ગુજરી ગયાં હતાં.

કેશવલાલભાઈએ આરંભનાં અગિયાર વર્ષ મોરબીમાં કેવળ બાળરમતોમાં જ પસાર કર્યાં હતાં. સં. ૧૯૧૮ માં તેઓ તેમના મોસાળ પોરબંદરમાં આવ્યા. ત્યાંના વિખ્યાત પંડિત જયકૃષ્ણ વ્યાસ તેમના મામા થાય. અહીં તેમણે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો. સં. ૧૯૨૪ માં તેઓ મામા શ્રી જયકૃષ્ણ વ્યાસ સાથે મુંબઈ ગયા ત્યારે 'શ્રીમદ્ ભાગવત'ના અભ્યાસ સુધી પહોંચ્યા હતા. મુંબઈના વિશાળ પ્રદેશના અવલોકન અને જનસંસર્ગથી કેશવલાલભાઈનાં બુદ્ધિ અને હૃદયનો વિકાસ થયો, એટલે તેમનામાં 'ઊંડું' મનન અને નિરીક્ષણ કરવાની શક્તિ ખીલી

એક વર્ષ મુંબઈમાં ગાળીને મોરબી આવ્યા ત્યારે તેમને ગુજરાતીનો અભ્યાસ કરવાની ઇચ્છા થઈ. સં. ૧૯૨૫ માં ૧૮ વર્ષની ઉંમરે કેશવલાલ ગુજરાતી ત્રીજા ધોરણમાં દાખલ થયા. સ્વેચ્છાએ શરૂ કરેલા આ અભ્યાસમાં કેશવલાલે "પોતાની બુદ્ધિનો ખરો ચળકાટ" બતાવ્યો. ચાર જ માસમાં તેમણે ત્રીજા ધોરણથી માંડીને એકાદ બે અંગ્રેજી ધોરણ ઉપરાંત ટ્રેનિંગ કોલેજના પ્રવેશક સુધીનો અભ્યાસ તૈયાર કરી લીધો ! કેશવલાલની ઇચ્છા ટ્રેનિંગ કોલેજમાં જવાની હતી, પણ પિતાની નામરજી હોવાથી તેમ નહિ કરતાં તેમણે મોરબી મહાલના એક ગામડામાં મહેતાજીની ૧૨ કે ૧૩ રૂપિયાના માસિક દરમાયાની નોકરી સ્વીકારી, પણ તબિયત બગડતાં એક માસમાં જ તે નોકરી તેમને છોડવી પડી. તબિયત સુધર્યા પછી સરકારી નોકરી કરવાનો વિચાર હમેશ માટે માંડી વાળીને કેશવલાલે પુનઃ સંસ્કૃત ભાષા–સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. તે વખતમાં શીઘ્ર કવિ તરીકે જાણીતા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરના સહવાસથી એ વર્ષમાં જ કેશવલાલની કવિત્વશક્તિ ઉત્તેજાઈ. એટલામાં માતાપિતાનું અવસાન થતાં કોઈ નિશ્ચિત વ્યવસાય શોધવામાં તેમને ધ્યાન પરોવવું પડ્યું. આ અરસામાં મુંબઈમાં

તેમના મામા વૈદરાજ પ્રભુરામ જીવનરામના હાથ નીચે સ્થપાયેલી 'વેદધર્મસભા'માં એક સારા પ્રમાણિક માણસની જરૂર પડી. સં. ૧૯૨૯ માં કેશવલાલને મામાએ એ જગ્યા પર નિયુક્ત કર્યા. કેશવલાલને જીવનકાર્ય મળી ગયું. યશ કે ધનની લાલસા વિના નિસ્પૃહપણે જીવનભર—એટલે કે લગભગ ૨૨ વર્ષ સુધી સતત—કેશવલાલે વેદધર્મસભાની ઉન્નતિ માટે એકધારું નિષ્ઠાપૂર્વક કામ કર્યું.

વિ. સં. ૧૯૨૬ (ઈ. સ. ૧૮૭૦)ના અરસામાં સમગ્ર પશ્ચિમ ભારતમાં પ્રાચીન સંસ્કારનું ઉચ્છેદન કરવા ઇચ્છતો પાશ્ચાત્ય સુધારો ચોમેર પોતાનું વર્ચસ્વ પાડી રહ્યો હતો. તે વખતે કેટલાક સ્વધર્મપ્રેમી અને સ્વદેશહિતૈષી સજ્જનોએ તેને ખાળીને પ્રાચીન આર્યધર્મ અને સંસ્કૃતિના પુનરુજ્જીવન સારુ પ્રયાસો કર્યા હતા તે હકીકત સુપ્રસિદ્ધ છે. આ પ્રયાસોમાં સ્વામી દયાનંદ સરસ્વતીનો 'આર્યસમાજ' સૌથી વિશેષ નોંધપાત્ર છે. મુંબઈમાં 'આર્યસમાજ'ની સ્થાપના થઈ તે પહેલાં થોડાક સ્વધર્માભિમાની ગૃહસ્થોના પ્રયાસથી 'વેદોક્તશ્રવણ' નામની એક સભા સ્થપાઈ હતી. તેમાં દર રવિવારે પંડિત જયકૃષ્ણ જીવનરામ વ્યાસ વેદાન્તનું પ્રવચન કરતા. સભા તરફથી, આર્યધર્મનું મહત્ત્વ લોકોમાં પ્રચલિત થાય તે હેતુએ, 'હૃદયચક્ષુ' નામે માસિક પત્ર નીકળતું હતું. થોડા વખત પછી સભાને મૂર્તિપૂજા સંબંધે સ્વામી દયાનંદ સાથે મતભેદ પડયો. તેથી તેને મળતું પોષણ અનેક રીતે ઓછું થઈ ગયું. આ વખતે કેશવલાલભાઈના મામા વૈદરાજ પ્રભુરામના ઉદાર આશ્રયથી એ સભા ટકી રહી, અને કાયમ દેખરેખ રાખીને સભાની પ્રવૃત્તિઓને બરાબર ચલાવે તેવા નિષ્ઠાવાન માણસ તરીકે કેશવલાલની પસંદગી થઈ. સભાનું નામ 'વેદધર્મસભા' પડયું અને તેનું મુખ્ય પત્ર 'આર્યધર્મ પ્રકાશ' થયું. કેશવલાલ 'આર્યધર્મપ્રકાશ'ના તંત્રી થયા.

વેદધર્મ અને વેદધર્મસભાનો ઉત્કર્ષ એ કેશવલાલભાઈએ ઈશ્વરપ્રીત્યર્થ સ્વીકારેલું કામ હતું. 'આર્યધર્મપ્રકાશ'માં તેમણે વ્યવહારના અવલોકન અને આધ્યાત્મિક ચિંતનના પરિપાક રૂપે અનેક લેખો લખ્યા હતા. તે ઉપરાંત 'શ્રીમદ્ ભાગવત', 'દેવી ભાગવત', ભગવદ્ ગીતા', યોગવાસિષ્ઠ', આદિ સંસ્કૃત ધર્મગ્રંથોનો અનુવાદ પોતે કરીને 'આર્યધર્મપ્રકાશ'માં હપ્તે હપ્તે છાપતા હતા. શંકરાચાર્યપ્રણીત 'ચર્પટપંજરિકા' તથા 'મણિરત્નમાળા' ઉપર પોતે ગુજરાતીમાં ટીકા કરીને બન્નેને

તેમણે 'આર્યધર્મપ્રકાશ'માં પ્રકટ કર્યાં હતાં. સ્ત્રીશિક્ષણ અર્થે 'અનસૂયાભ્યુદય' 'ભોગવતીભાગ્યોદય' 'સાવિત્રીચરિત્ર' અને 'ચંદ્રપ્રભાચરિત્ર'નાં ભાષાંતરો પણ તેમણે કર્યાં હતાં. આ બધાં ભાષાંતરો પાછળથી ગ્રંથાકારે પ્રગટ થયાનું તેમના ચરિત્રકાર સ્વ૰ પ્રભાશંકર પટ્ટણી કહે છે,[1] પરંતુ તેમાનું એકે અત્યારે પ્રાપ્ય નથી.

આમ, 'વેદધર્મસભા' તથા 'આર્યધર્મપ્રકાશ' દ્વારા કેશવલાલભાઈએ ગુજરાતી સમાજને ધર્મશિક્ષણ આપવાનું કાર્ય નિષ્ઠાપૂર્વક બજાવ્યું હતું. પરંતુ તેમની સૌથી મોટી સેવા તો ગુજરાતી સમાજને ઉપર્યુક્ત નિમિત્તે આપેલી કવિતા છે અર્વાચીન યુગની પ્રથમ પેઢીના ગુજરાતી કવિઓમાં તેમનુ સ્થાન છે ઈશ્વરભક્તિ તેમના વ્યક્તિત્વનો સૌથી આગળ પડતો અંશ છે તેથી તેમની કવિતાનો પ્રાણ પણ ભક્તિ જ છે. ઈશ્વરપરાયણ દૃષ્ટિએ જગતનુ બાહ્ય તેમજ આધ્યાત્મિક અવલોકન કરીને તેમાંથી મળતો અનુભવ ઘણીવાર બોધરૂપે પોતાને તેમજ પોતાના મનુષ્યબંધુને ઉદ્દેશીને તેઓ ગાય છે.

કેશવલાલભાઈનાં કાવ્યો મુખ્યત્વે વૈરાગ્ય, ઈશ્વરસ્તુતિ, આધ્યાત્મિક વિચાર વ્યવહારબોધક અને સ્ત્રીજનોપયોગી એમ પાંચ વિભાગમાં વહેંચવામાં આવ્યાં છે. લગભગ ૫૦૦ પાનાંના એમના દળદાર કાવ્યસંગ્રહમાં કવિહૃદયની આર્દ્રતા, સહૃદયતા અને ઉચ્ચગામિતા પ્રતીત થયા વિના રહેતી નથી. "દલપતરીતિની સફાઈ તથા અર્થચાતુર્ય એમનાં કાવ્યોમાં સર્વત્ર જોવા મળે છે." વર્ણમાધુર્ય અને અર્થસૌન્દર્યનો મેળ તેમની કવિતામાં અનાયાસે સધાયેલો જોવા મળે છે. સાદી અને તળપદી ભાષાનો ઉપયોગ કાવ્યને સચોટ અને સુગ્રાહ્ય બનાવે છે. અર્વાચીન ગુજરાતી કવિતાને સુંદર પદસ્વરૂપના ભજનો આપનાર ભોળાનાથ સારાભાઈ, હરિહર્ષદ ધ્રુવ આદિ કવિઓ સાથે કેશવલાલ હરિરામનું સ્થાન નિશ્ચિત છે.

### કૃતિઓ

| | પ્રકાર | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ ? |
|---|---|---|---|---|
| કેશવકૃતિ | કાવ્યસંગ્રહ | ૧૯૦૮ (બીજી આવૃત્તિ) | પ્રભાશંકર દ. પટ્ટણી | મૌલિક |

### અભ્યાસ-સામગ્રી

૧. 'કેશવકૃતિ'નો પુરોલેખ: સ્વ૰ પ્રભાશંકર પટ્ટણીલિખિત કેશવલાલનું જીવનચરિત્ર. (બીજી આવૃત્તિ)

૨. 'સુંદરમ્' : 'અર્વાચીન કવિતા', પૃ. ૬૯-૭૦

---

[1] જુઓ 'કેશવકૃતિ : (બી. આ૰), પુરોલેખ, પૃ૰ ૨૭

# ખુશાલરાય સારાભાઈ

અમદાવાદના વતની અને જ્ઞાતિએ સાઠોદરા નાગર એવા આ લેખકની જન્મ તારીખ પ્રાપ્ય નથી. અમદાવાદમાં એમના વખતમાં તાજી સ્થપાયેલી ગુજરાત વિદ્યાસભા (એ વખતની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) એ તે જમાનામાં વિદ્યાબોધનું કાર્ય એક તરફ જેમ શાળાઓ સ્થાપીને કર્યું હતું તેમ બીજી તરફ ઇનામો આપીને, પુસ્તક રચાવીને, સાહિત્ય પ્રત્યે લોકરુચિ કેળવવાનું કામ કર્યું હતું. વિદ્યાસભાની બીજા પ્રકારની પ્રવૃત્તિએ અનેક લેખકોને પોતાના લોકસુધારણાના વિચારો પ્રદર્શિત કરવાની તક આપી હતી. ખુશાલરાય સારાભાઈ એમાંના એક હતા.

રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસને તેઓ ગુરુ તરીકે માનતા. સર્વેયર તરીકે તેઓ પંચમહાલ જિલ્લામાં નોકરી કરતા હતા. 'ડાકણ' વિશે તેમણે ઇનામી નિબંધ લખ્યો હતો. ગોધરાની ડાકણો પ્રસિદ્ધ હોવાનું મનાય છે.[1] તેમણે જાતે ફરીને તપાસ કરીને ગોધરા વિશેની આ માન્યતાનું કારણ શોધી કાઢીને તેના ખુલાસા પ્રસ્તુત નિબંધમાં આપ્યા છે. વહેમી લોકસમાજમાં ડાકણ વિશે પ્રચલિત ભ્રાન્તિ દૂર કરવાનો તેમણે સારો પ્રયત્ન કર્યો છે. પોતાના લેખન પાછળનો સુધારાનો ઉદ્દેશ સમજાવતાં ખુશાલરાય કહે છે કે,

"ડાકણપણું એ પણ એ વહેમની શાખા છે, એવું મારા શુભેચ્છક ગુરુએ (રા. સા. ભોગીલાલભાઈએ) મને કહેલું, તે વચન ઉપર મને સંપૂર્ણ આસ્તા હતી; માટે મેં હિંમત રાખીને તપાસ કરવા માંડયો. ત્યારે તો જાડું ચાલ્યું છે, એમ માલૂમ પડવા માંડયું. તેથી અધિક શોધ કરવા મને હિંમત વધી, ને શોધ કરતાં મારા ગુરુએ કહેલું તે પ્રમાણે મારી ખાતરી થઈ, ત્યારે મારા મનમાં ઘણી દયા ઉત્પન્ન થઈ કે, અરેરે! *બિચારી નિરઅપરાધી સ્ત્રિયોને સાથે નાદાન લોકોએ પ્રાચીન કાળથી* કેવો અઘટિત દોષ લાગુ કર્યો છે, ને તેથી તેમને તથા બીજા લોકોને કેટલું બધુ દુઃખ છે? ને તે દુઃખ દુર કરવા મારી શક્તિ તો પહોંચી નથી; પણ જેવું હું સમજ્યો તેવું ઘણા લોકોના સમજ્યામાં આવે તો, એ વહેમ ધીરે ધીરે કમી થતો જાય ને આગળ ઉપર કોઈ વખતે પણ

---

[1] ગુ. વ. સો.નો ઇતિહાસ, વિ. ૧. પૃ. ૬૩.

એ દુઃખ દૂર થાય, ને મારા સ્વદેશિયોને સુધારો થાય એમ સમજીને જેવું મને માલુમ પડેલું, તેવું આ ગ્રંથ દ્વારે વિદિત કર્યું છે "[1]

કવિ દલપતરામના 'ભૂતનિબંધ' જેટલો આ નિબંધ પ્રખ્યાત થયો નથી, છતાં ગુજરાતી હિંદુ સમાજમાંથી દંભ ને વહેમનો પ્રતીકાર કરનારા શરૂઆતના સુધારકોમાં આ લેખકનું નામ ગણના પામે તેવી એના લખાણની ગુણવત્તા છે.

### કૃતિ

૧. ડાકણ વિશે નિબંધ નિબંધ ૧૮૫૪ ગુ. વિ. સ. અમદાવાદ

### અભ્યાસ—સામગ્રી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઈતિહાસ, વિ. ૧, પૃ. ૬૧– ૬૩.

---

૧ 'ડાકણ વિશે નિબંધ' પૃ. ૪૧

# ગોપાળરાવ હરિ દેશમુખ

અમદાવાદમાં બાર વર્ષ રહીને ગુજરાત અને ગુજરાતી ભાષાને પોતાનાં કરી લેનાર આ દક્ષિણી સજ્જનનો જન્મ સને ૧૮૨૩ના ફેબ્રુઆરિની ૧૮ મી તારીખે થયો હતો. તેઓ પૂનાના ચિત્તપાવન બ્રાહ્મણ હતા. પ્રાથમિક અભ્યાસ પૂરો કરીને ૧૮૪૧માં તેઓ અંગ્રેજી શાળામાં દાખલ થયા. શાળામાં અંગ્રેજીના ઉત્તમ વિદ્યાર્થી તરીકે તેમને સારી નામના મળી હતી. ઈ. સ. ૧૮૪૬માં તેમણે મુનસફની પરીક્ષા પસાર કરી. દક્ષિણના સરદારના એજંટની ઑફિસમાં સામાન્ય કારકૂનના પદેથી તેઓ પોતાની બુદ્ધિચાલાકીને બળે ૧૮૫૨માં શિરસ્તેદારની પદી પામ્યા હતા પછી તેઓ સમરી સેટલમેન્ટ ઑફિસરના હોદ્દા પર નિમાયેલા. સને ૧૮૬૨માં 'ઈનામ કમિશન'માં તેમણે સરકારની ઉત્તમ સેવા બજાવી હતી; પણ પૂના તથા દક્ષિણના બીજા ભાગના ઈનામદારો–ખાસ કરીને બ્રાહ્મણો–તેમનાથી અસંતુષ્ટ થયા હતા ઈ. સ. ૧૮૬૩માં તેમને સરકારે સિવિલ સર્વિસમાં દાખલ કરીને અમદાવાદના આસિ જજ્જનો હોદ્દો આપ્યો પણ તે નિમણૂંક સામે ગોરા સિવિલયનોએ વિરોધ ઉઠાવતાં તેમને મુંબઈની સ્મોલ કોઝ કોર્ટના જજની જગ્યા મળી. ૧૮૬૭માં તેઓ અમદાવાદની સ્મોલ કોઝ કોર્ટના ન્યાયાધીશ તરીકે આવ્યા અને ત્યાં લાંબો સમય રહ્યા.

એકંદર બાર વરસના અમદાવાદનિવાસ દરમ્યાન ગોપાળરાવે સરકારી કામ કરવા ઉપરાંત શહેરની અનેક સંસ્કાર-પ્રવૃત્તિઓમાં રસ લીધો હતો. ૧૮૭૨માં તેમને ગુ. વ. સો.ના ઑનરરી સેક્રેટરી તરીકે ચૂંટવામાં આવ્યા હતા. ઉપરાંત હિમાભાઈ ઈન્સ્ટિટ્યુટના પ્રમુખ, શેઠાણી કન્યાશાળાના સેક્રેટરી, બાળલગ્નનિષેધક મંડળીના પ્રમુખ, દેશી ઉદ્યમવર્ધક મંડળના સ્થાપક, પ્રાર્થનાસમાજના ઉપાધ્યક્ષ, ને બંગાળા દુકાળ અને અમદાવાદ રેલ રીલીફ ફંડ કમિટિના સેક્રેટરી તરીકે–એમ વિવિધ રીતે તેમણે સુંદર સમાજસેવા બજાવી હતી.

વિદ્યાવૃદ્ધિનું કાર્ય પણ ગોપાળરાવે એટલી જ ઊલટથી બજાવ્યું હતું. તેમને પ્રાચીન લેખો અને સિક્કાઓનો ઘણો શોખ હતો. તેને અંગે મરાઠી અને અંગ્રેજી ઉપરાંત ફારસી, ઉર્દૂ અને ગુજરાતી ભાષાઓનો તેમણે સારો પરિચય કેળવ્યો હતો ગુજરાતી ભાષા તેઓ માતૃભાષાના

જેટલી સરળતાથી બોલી શકતા હતા એમ સ્વ૦ નરસિંહરાવનો અભિપ્રાય છે. 'બુદ્ધિપ્રકાશ'માં તેમણે ગુજરાતના ઈતિહાસ, સાહિત્ય અને સંસ્કૃતિ વગેરે વિષયો પર પુષ્કળ લેખો લખેલા છે, જે એમની બહુશ્રુતતાના પુરાવારૂપ છે. 'ઇંદુપ્રકાશ' અને 'જ્ઞાનપ્રકાશ' નામે મરાઠી વૃત્તપત્રો અને 'હિતેચ્છુ' નામના ગુજરાતી પત્રને તેમની સારી ઓથ હતી. 'લોકહિતવાદી' ઉપનામથી તેઓ લખતા. 'આગમપ્રકાશ' અને 'નિગમપ્રકાશ' નામનાં બે પુસ્તકો પ્રથમ તેમણે ગુજરાતીમાં લખ્યાં હતાં, જેનું પાછળથી તેમણે મરાઠી ભાષાંતર કર્યું હતું. 'ઐતિહાસિક ગોષ્ટિ' એ નામથી તેમણે મહારાષ્ટ્ર તથા ગુજરાતના ઇતિહાસને લગતાં બે પુસ્તકો મરાઠીમાં રચ્યાં હતાં, જેની હળવી કથાત્મક શૈલી આજે પણ માહિતી સાથે રસ અને રમૂજ પીરસે તેવી છે.

ગોપાળરાવની વિદ્યાપ્રીતિ એવી હતી કે એકવાર તેમણે પોતાના તરફથી ૫૦૦૦ પુસ્તકોની લહાણી કરી હતી. એ કહેતાઃ "એક વાર લોકોમાં વાચનની રુચિ ઉત્પન્ન કરો, એટલે પછી તેઓ સારા કે નરસા ગ્રંથોની કિંમત સમજશે." આમ, વિદ્યાવૃદ્ધિ અને દેશોન્નતિના હરેક કામમાં અમદાવાદના તત્કાલીન અગ્રણીઓની સાથે રહીને ગોપાળરાવે નોંધપાત્ર કાર્ય કર્યું હતું. સ્વ૦ નરસિંહરાવે તેમનું સ્મૃતિચિત્ર દોરતાં સાચું જ કહ્યું છેઃ "તે સમયમાં અમદાવાદના નગરજીવન, સમાજજીવન, ઈત્યાદિમાં ચેતનાનું અસાધારણ બળ હતું; એ બળને પ્રેરનાર, વધારનાર મંડળમાં અગ્રસ્થાન ગોપાળરાવનું હતું."[૧] દેશી કારીગરીને ઉત્તેજન આપવાનું કામ પણ એમને ઘણું પ્રિય હતું; અમદાવાદથી તેમણે વિદાય લીધી ત્યારે તેમનું સ્મારક ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. દેશી કારીગરી કે હુન્નરને ઉત્તેજન આપવામાં તેનું વ્યાજ ખર્ચાય તે ઉદ્દેશથી ગુ. વ. સો.ને એ ફંડ સોંપવામાં આવ્યું હતું. સરકારે પણ તેમના કામની કદર 'રાવબહાદુર' 'સરદાર' અને 'જસ્ટીસ ઑફ પીસ'ના ઇલકાબો આપીને કરી હતી. મરાઠી સાહિત્યમાં 'લોકહિતવાદી' પ્રતિષ્ઠિત સ્થાન પામ્યા છે. પૂનાની 'ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સ્લેશન સોસાયટી'એ ઈ. સ. ૧૯૨૩માં તેમની શતાબ્દી નિમિત્તે ગોપાળરાવના જીવન અને સાહિત્ય વિશે ઇનામી નિબંધ લખાવીને પ્રસિદ્ધ કર્યો હતો. ઈ. સ. ૧૮૯૨ના ઑક્ટોબરની ૯મી તારીખે આ નિરભિમાની લોકહિતૈષી વિદ્વાન તાવની સહેજ બિમારી ભોગવીને અવસાન પામ્યા.

---

૧ 'સ્મરણમુકુર' પૃ. ૫૨

## કૃતિઓ

| કૃતિનું નામ | ભાષા | વિષય | પ્રકાશનસાલ | પ્રકાશક |
|---|---|---|---|---|
| ૧. આગમપ્રકાશ | ગુજરાતી | તંત્ર યમલ આદિ વામમાર્ગનાં રહસ્યોની, સમજૂતી | ૧૮૭૪ | સમશેર બહાદુર પ્રેસ-અમદાવાદ |
| ૨. નિગમપ્રકાશ | ,, | વેદ, સૂત્ર, સ્મૃતિ, પુરાણ ઇ. પર સમજૂતી | ૧૮૭૪ | ,, |
| ૩.–૪. ઐતિહાસિક ગોષ્ટિ ભાગ ૧—૨ | મરાઠી | ઇતિહાસની વાર્તાઓ | ૧૮૦૦ | 'નાશિક વૃત્ત' નાશિક |
| ૫. લોકહિતવાદીકૃત નિબંધસંગ્રહ | ,, | વિવિધ સામાજિક અને ધાર્મિક વિષયો | ૧૮૮૬ | વૃત્તવૈભવ છાપખાનું, અહમદનગર |

## અભ્યાસ—સામગ્રી

(ગુજરાતી)

૧. મહાજનમંડળ; પૃ. ૯૭૯—૯૮૨.

૨. ગુ. વ. સો.નો ઇતિહાસ; વિભાગ ૧, પૃ. ૨૩૭-૨૪૦.

૩. સ્મરણમુકુર; પૃ. ૪૭—૫૫.

૪. 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ ૧૮૭૩, પૃ. ૮૧—૯૩.

(મરાઠી)

૫. લોકહિતવાદી સરદાર ગોપાળરાવ હરિ દેશમુખ; લે. ગણેશ હરિ કેળકર.

૬. લોકહિતવાદીચીં શતપત્રેં; સં. શ્રીપાદ રામચંદ્ર ટિકેકર.

# દલપતરામ ડાહ્યાભાઈ કવિ

દલપતરામનો જન્મ ઈ. સ. ૧૮૨૦ના જાન્યુઆરિની ૨૪મી તારીખે તેમના વતન વઢવાણ શહેરમાં થયો હતો. તેમના પિતાનું નામ ડાહ્યાભાઈ અને માતાનું નામ અમૃતબા હતું. દલપતરામની મૂળ અટક ત્રિવેદી. પણ જેમ કવિના ધંધાને કારણે દલપતરામ 'કવીશ્વર' કહેવાયા હતા તેમ તેમના પિતા કર્મકાંડના વ્યવસાયને લીધે 'ડાહ્યા વેદિયા' તરીકે વઢવાણમાં જાણીતા હતા.

બાળ દલપતે ભણવાની શરૂઆત પિતાની યજ્ઞશાળામાં કરી હતી. એક પાટલા પર છાણ–માટી લીંપીને ડાહ્યાભાઈએ મૂળાક્ષરો કોતરી આપ્યા અને અગ્નિહોત્રના સાન્નિધ્યમાં જ આઠ વર્ષના દલપતરામે દેવનાગરી મૂળાક્ષરો ને બારાખડી શીખીને સંસ્કૃત શ્લોક મુખે કરી લીધા.

નવ વર્ષની વયે દલપતરામને માવજી પંડયાની ધૂળી નિશાળે મૂકવામાં આવ્યા. ત્યાં બે અઢી વરસના ગાળામાં 'કક્કો કેવડિયો ને ખખ્ખો ખારેકિયો' જેવી પદ્યાત્મક શૈલીમાં કક્કા ઉપરાંત આંક, પલાખાં અને કાગળ લખવાની રીત શીખ્યા.

'ડાહ્યા વેદિયા'ના ઘર સામેના ચોકઠામાં ચાંદની રાતે શેરીની ડોશીઓ રેંટિયો કાંતતી બેસતી હતી. તેમની આસપાસ શેરીનાં છોકરાં વાર્તા સાંભળવા એકઠાં થતાં. એમાં દસેક વરસનો કિશોર દલપત પણ બેસતો. વાર્તા ઉપરાંત એકબીજાને વરત–ઉખાણાં પૂછવાનો પણ રિવાજ હતો. એક જણ વરત નાખેઃ 'આવડી શી દડી, દિવસે ખોવાણી ને રાતે જડી!' ને એનો તરત ઉત્તર મળેઃ 'તારા'. બીજું કોઈ પૂછેઃ 'હાથી પાટે બાંધી આપો.' લાગલો જ જવાબ મળેઃ 'રાજા બેઠો ખાટે ને હાથી બાંધ્યો પાટે.' દલપતરામને આ રમતમાં બહુ મજા પડતી. કોઈને ન આવડે એના ઉત્તર એ આપતા. એટલું જ નહિ, નવાં ઉખાણાં જાતે રચીને પણ એ પૂછતા.

બાર વરસનો દલપત ઉખાણા પરથી હડૂલા જોડવા તરફ વળ્યો. એ જમાનામાં જોડકણાં જોડવાની રમત ચાલતી ધડમાથા વગરની, પણ પ્રાસવાળી પાદપૂર્તિ એટલે હડૂલા.× દલપતરામે આવા કાવ્યગોળા એક પછી એક બનાવીને ફેંકવા માંડ્યા. દા. ત. એણે જોડ્યું કે

---

× કવિશ્રી ન્હાનાલાલે દલપતચરિતમાં આ હડૂલાની વ્યાખ્યા 'હડુડુડુ ગોળાની માફક છૂટે એટલે હડૂલા' એમ બાંધી છે તે કેટલી યથાર્થ છે!

છાયાં એટલાં છાપરાં ને માળ્યાં એટલાં ઘર;
ભોજો ભગત તો એમ ભણે જે વાંઢા એટલા વર.

પછી તો એમને પ્રસંગ પરથી પ્રાસયુક્ત રચના જોડી કાઢવાની જાણે કે ટેવ પડી ગઈ! એકવાર દલપતરામનાં પત્ની દળતાં હતાં. બહાર લોક પાણી ખૂંદતાં હતાં. સામે છાપરે કાગડો બેઠો હતો ને કવિ પોતે માંચી પર બેઠા હતા. તેના પરથી તેમણે જોડી કાઢ્યું :

સાગ ઉપર કાગ બેઠો, રથે બેઠાં રાણી;
બંદા બેઠા માંચીએ ને દુનિયા ડહોળે પાણી.

આમ કરતાં કરતાં આ ઉછરતા કવિને શામળની વાર્તાઓ વાંચવા મળી. તેર વર્ષના દલપતરામ પર શામળની સ્ત્રીચાતુર્યની વાર્તાઓએ એવા દૃઢ સંસ્કાર પાડ્યા કે ' હીરાદંતી ' અને ' કમળલોચની ' નામની બે પદ્યવાર્તાઓ તેમણે દોહરા-ચોપાઈમાં તત્કાળ રચી કાઢી વઢવાણમાં ન્હાનાભાઈ નામનો વાણીઓ દલપતરામને પોતાની દુકાને બોલાવીને તેમની પાસે વાર્તા કહેવડાવતો ત્યારે દુકાન આગળ શ્રોતાજનોનું ટોળું એકઠું થતું.

પણ દલપતરામ શામળને ચીલે ચાલે તે પહેલાં તેમને સુનીતિ અને સદાચારનાં અમિશ્ર પ્રેરણાજળ પાનાર સ્વામીનારાયણનો સત્સંગ થઈ ગયો! સદ્દજાનંદ-દર્શન એ કદાચ દલપત-જીવનનો સૌથી મહાન પ્રસંગ ગણાય. જમણવાર પ્રસંગે મોસાળ ગઢડામાં આવેલા દલપતરામને સહજાનંદ સ્વામીનાં પ્રત્યક્ષ દર્શન થયાં. ચૌદેક વર્ષના એ મુગ્ધ બ્રાહ્મણપુત્ર ઉપર સ્વામીની મૂર્તિ એવો અદ્‌ભુત પ્રભાવ પાડે છે કે સં. ૧૮૯૦ ની વસંત પંચમી ઉપર ' મારે સ્વામીપંથી થવું નથી ' એવા નિશ્ચય સાથે મામાની જોડે મૂળી ગયેલા દલપતરામ સ્વામીનારાયણ પંથની દીક્ષા લઈને ત્યાંથી પાછા ફરે છે! ઈશ્વરના અવતારની આવશ્યકતા તથા પ્રાચીન ધર્મશાસ્ત્રની ઉપયોગિતા પરત્વે દલપતરામના મનનું સમાધાન કરીને સ્વામી ભૂમાનંદે તેમને ગૃહસ્થીના પંચ વર્તમાનની દીક્ષા આપી.

ભૂમાનંદ સ્વામીએ દલપતરામને ધર્મ-દીક્ષા આપી તો દેવાનંદ સ્વામીએ તેમને કાવ્ય-શિક્ષા આપી હતી. આજ સુધી દલપતરામ મોજને ખાતર જોડકણાં જોડતા હતા. તેની પાછળ ઊંડો અભ્યાસ કે ગંભીર વિચારણા નહોતી. સં. ૧૮૯૦ અને ૧૮૯૭ના ગાળામાં કકડે કકડે મૂળીમાં રહીને તેમણે સ્વામી દેવાનંદ પાસે છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર અને ભાષાના ગ્રંથોનો સંગીન અભ્યાસ કર્યો. એ વખતે દેશભરની મુખ્ય

કરો છો. કાંઈક સંભળાવશો ?' દલપતરામે તરત જ નારદજીના ટીંખળની વાત કહી અને મુગ્ધ વિદેશી ગૃહસ્થને રીઝવ્યા. પછી ફોર્બ્સે કવિને નાણવા માટે તૈયાર કરેલી પ્રશ્નાવલિ પૂછી. દલપતરામે તેના એવા સરસ જવાબ આપ્યા કે ફોર્બ્સે પ્રસન્ન થઈને એ જ વખતે તેમને 'કવીશ્વર'નું બિરુદ આપ્યું અને તેમને માસિક વીસ રૂપિયાના પગારથી પોતાની પાસે રાખ્યા. દલપતરામના—તેમ ગુજરાતી ભાષા-સાહિત્યના—ઉદયનો એ શુભ દિવસ હતો.

દલપતરામે ગુજરાત-સૌરાષ્ટ્રમાં ફરી ફરીને ફોર્બ્સને માટે ઇતિહાસ-કથાઓ, લેખો, હસ્તપ્રતો દસ્તાવેજો ઇ૦ એકઠાં કરીને 'રાસમાળા'ની રચનામાં સક્રિય મદદ કરી હતી. વળી દલપતરામની સહાયથી ફોર્બ્સે અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યા સભા) ની સ્થાપના કરી હતી.

ફોર્બ્સની પ્રેરણાથી દલપતરામે ગુજરાતીમાં લખવાનું શરૂ કર્યું. ઈ. સ. ૧૮૪૯ના જૂન માસમાં ગુ. વ. સો.એ ભૂત વિશે ઇનામી નિબંધની જાહેરાત કરી. ફોર્બ્સે દલપતરામને મહેનત કરીને નિબંધ તૈયાર કરવાની સલાહ આપી. દલપતરામના નિબંધને, હરીફાઈમાં સર્વશ્રેષ્ઠ ઠરતાં, દોઢસો રૂપિયાનું ઇનામ મળ્યું. દલપતરામનો એ પહેલો ગદ્ય લેખ. ઇ. સ. ૧૮૫૦ માં ફોર્બ્સની સાથે દલપતરામ સૂરત ગયા. ત્યાં તેમણે સિ. કર્ટિસના પ્રમુખ-પદે એન્ડ્રુસ લાઇબ્રેરીમાં 'હુન્નરખાનની ચઢાઈ' વિશે કવિતામાં ભાષણ આપ્યું. 'હુન્નરખાનની ચઢાઈ' અર્વાચીન ગુજરાતનું પહેલું દેશભક્તિનું કાવ્ય છે. નવીન દેશકાળને ઝીલીને ગુજરાતી કવિતાને નવો વળાંક આપવાની શરૂઆત એનાથી થઇ છે. મહીપતરામ અને દુર્ગારામની સાથે નર્મદ એ પદ્ય વ્યાખ્યાન સાંભળવા ગયો હતો, પણ હજુ તેણે કવિતા લખવાની શરૂઆત કરી નહોતી. સૂરતની પ્રજા દલપતરામના વ્યાખ્યાન પર વારી ગઈ. ત્યાં ને ત્યાં પછી તેમણે મદ્યપાનનિષેધનું 'જાદવાસ્થળી' નામનું ભાષણ કવિતામાં કર્યું, જે આજે દારૂબંધીના પ્રચાર સારુ કામ લાગે તેવું છે. સૂરતવાસીઓએ દલપતરામને માનપત્ર આપ્યું. તેના જવાબમાં તેમણે 'સંપલક્ષ્મી સંવાદ' ગાઈ સંભળાવ્યો. આમ, ગુજરાતમાં કવિ તરીકે દલપત-રામની પ્રતિષ્ઠા બંધાતી જતી હતી.

ફોર્બ્સની બદલી ઘોઘે થતાં દલપતરામ સૌરાષ્ટ્રમાં ગયા. ત્યાં ભાવનગરના મહારાજા વજેસંગને કવિએ પોતાની કવિતા-ચાતુરીથી એવા

પ્રસન્ન કરી દીધા કે તેમણે દલપતરામને ભાવનગરના રાજ-કવિ તરીકે સ્વીકારીને શાલ-પાઘનો શિરપાવ આપ્યો અને વર્ષાસન બાંધી આપ્યું. ભાવનગરથી ઇડર અને સુરતથી દાંતા સુધી પ્રવાસ કરીને દલપતરામે ગુજરાત-સૌરાષ્ટ્રની પ્રજાને પોતાની સરળ, ઠાવકી ને વિનોદી કાવ્ય-વાણીમાં સુધારાનો, શિક્ષણનો, ધર્મનો, નીતિનો, ઉદ્યમનો અને દેશભક્તિનો બોધ કર્યો. ફોર્બ્સે આપેલો 'કવીશ્વર'નો ઇલકાબ જનતાએ વજ્રલેપ કરીને કવિને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું. અનેક રાજવીઓએ વર્ષાસનો તથા શિરપાવ આપીને કવિનું બહુમાન કર્યું.

ઇ. સ. ૧૮૫૪ના માર્ચ મહિનામાં ફોર્બ્સ સ્વદેશ ગયા ત્યારે દલપતરામને સાદરામાં રેવન્યુ ખાતામાં ગોઠવતા ગયા. વખત જતાં દલપતરામ મામલતદાર સુધી પહોંચે એવી આ નોકરી હતી. નોકરીની સ્થિર આવક ને શાંતિમય જીવન તેમને ગમી ગયાં. પણ તેમને માટે સરકારી નોકરી નિર્મિત નહોતી. ઇ. સ. ૧૮૫૫માં ગુ. વ. સો.નું નાવ અસ્થિર હતું. તેના મંત્રી મિ. કર્ટિસે દલપતરામને સરકારી નોકરી છોડી દઇને સોસાયટીમાં જોડાવા કહેણ મોકલ્યું. પહેલાં તો તેમણે જવાબ આપ્યો કે

> દિલમાં હેત સ્વદેશ પર, પણ તૃષ્ણા ન તજાય।
> સરકારી અધિકાર તે એમ કેમ મૂકાય?

પણ તેમના દિલમાં મંથન ચાલતું હતું. દરમિયાનમાં મિ૰ કર્ટિસે ફોર્બ્સને કવિ પર દબાણ કરવા લખ્યું. ફોર્બ્સે કવિને કૈંક આ મતલબનું લખ્યું :

> ફિકર તમારી આખી ઉંમરની હું ધરીશ,
> ધીરજ તે માટે તમે અંતરમાં ધારજો.
> સ્વદેશનું હિત જો સદા હૃદય ધરો દિનરાત,
> તો આ વચનો વાંચીને કબુલ કરજો વાત.

તેની પોતાના પર થયેલી અસર વર્ણવતાં કવિ કહે છે :

> વચનો એવાં વાંચીને ના કહી કેમ શકાય !
> પાકું બંધન પ્રેમનું તે નવ તોડયું જાય.

લક્ષ્મી અને અધિકારની તૃષ્ણા તજીને આખરે દલપતરામે વિદ્યાવૃદ્ધિ અર્થે સોસાયટીનું મંત્રીપદ સ્વીકાર્યું. તેમણે 'બુદ્ધિપ્રકાશ'ને વ્યવસ્થિત કર્યું. પછી સોસાયટીના વિદ્યાવૃદ્ધિના કાર્ય અંગે ભંડોળ એકઠું કરવા કવિ ધનિકો અને રાજાઓને મળવા લાગ્યા કવિતા વડે તેમનું મનરંજન કરીને તેમણે પરમાર્થ કાજે શ્રીમંતો પાસેથી સારી રકમ એકઠી કરી.

ગુજરાત અને ગુજરાતી ભાષાના ઉદ્ધારની એમને પછી તો એવી લગની લાગી કે રાત અને દિવસ તેઓ એ જ કામમાં મગ્ન રહેવા લાગ્યા. દલપતરામના આ શુભ પ્રયાસથી સોસાયટીની સ્થિતિ થોડા વખતમાં જ એવી સદ્ધર થઈ ગઈ કે આજે પણ એનું કાર્ય એકધારું સુંદર ચાલી રહ્યું છે.

દલપતરામનો ગુજરાત ઉપર બીજો મોટો ઉપકાર તે એમણે હોપ વાચનમાળા માટે કાવ્યો રચીને ગુજરાતની બેત્રણ પેઢીઓનો રમતાં રમતાં સાંસ્કારિક ઉછેર સાધ્યો તે છે. ગઈ પેઢીનાં વૃદ્ધજન આજે પણ હોંશે હોંશે દલપતરામનાં મીઠાં સુબોધક પદ્યવચનો યાદ કરીને ગાઈ સંભળાવે છે.

દલપતરામ શાંત, સરળ, વિનોદી, સૌમ્ય પ્રકૃતિના સજ્જન હતા. ' સૌનો સાળો, સૌનો સસરો છે દ્વિજ દલપતરામ ' કહેવા જેટલી નમ્રતા અને સાત્ત્વિકતા તેમનામાં હતી. તેમના અણીશુદ્ધ ચારિત્ર્યની અસર તેમના સંપર્કમાં આવનાર સૌ કોઈ પર થયા વિના રહેતી નહીં. તેઓ પ્રજાનું હિત હૈયે રાખનાર સ્વદેશભક્ત હતા, તેમ ' ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર ' ગાનાર રાજભક્ત પણ હતા. તેમનું આ વલણ ટીકાપાત્ર ગણાયું છે. પરંતુ તેમને ન્યાય આપવા ખાતર કહેવું પડશે કે તેમનામાં આંધળી રાજભક્તિ નહોતી. તેમના ' ફાર્બસ વિલાસ ' કાવ્યમાં આગળનાં રાજ્યો કરતાં આ રાજ્ય સારું છે, પણ કેટલીક બાબતમાં તેમાં અન્ધેર છે એમ કહીને દેશળ ગઢવી નામના પાત્ર દ્વારા એ પોતાના મનની વાત બેધડક કહે છે :

લાંચીયાનું ગયું રાજ તોય નથી ગઈ લાંચ;
જુલમી રાજા ગયા ને જુલમ જાહેર છે.
લાકડાંનાં ગાડાં મૂલ થોડું આપી લુંટી લે છે;
કેર કરનારૂં રાજ્ય જતાં કાળો કેર છે.
નિરખનું નામ લઈ દામ નથી દેતા પુરા;
લુંટારા પીંઢારા જતાં લૂંટ ઠેર ઠેર છે.
કહે દલપત દીનાનાથ ! તેં આ દેશમાંથી જ
આંધળો અમલ કાઢ્યો તથાપિ અન્ધેર છે.

આટલી સ્પષ્ટ ભાષામાં રાજ્ય—અમલની ટીકા કરનાર દલપતને મહારાણી વિક્ટોરિયાના દરબારમાં શાલ–પાઘનો શિરપાવ મળે છે, સી. આઈ. ઈ. નો ઈલકાબ મળે છે અને સોસાયટીની ત્રીસ–બત્રીસ વર્ષ સુધી સેવા કર્યા

બાદ નિવૃત્તિ લેતાં પ્રજા તરફથી રૂપિયા બાર હજારની થેલી ભેટ મળે છે તે તેમના રાજા અને પ્રજા તરફના એકસરખા સન્નિષ્ઠ સદ્ભાવનું જ ફળ છે.* ઇ. સ. ૧૮૯૮માં કવિ દલપતરામ અક્ષરધામ ગયા ત્યારે તેમના જુવાન પુત્ર ન્હાનાલાલે ગુજરાતી સાહિત્યમાં પ્રવેશ કરીને પિતાના જીવનકાર્યને પોતાની રીતે ઉપાડી લઈને ચાલુ રાખ્યું હતું.

અઠ્ઠોતેર વર્ષના આયુષમાં છેલ્લા બે દાયકા કવિને આંખે અંધાપો હતો. છતાં તેમનો લેખન-વ્યવસાય તો ચાલુ હતો જ. છેલ્લાં વરસોમાં તેમણે વડતાલમાં રહીને સ્વામીનારાયણનું જીવનચરિત્ર પદ્યમાં ઉતારવાનું કામ કર્યું હતું. સંપ્રદાયના આચાર્ય વિહારીદાસે એકઠી કરેલી સામગ્રીને ચમત્કારિક પ્રાસ અને છંદોબંધમાં વહેતી કરનાર દલપતરામની પ્રૌઢ પદ્યશૈલી એ દળદાર ગ્રંથનો થોડોક ભાગ વાંચનારને પણ પ્રતીત થાય તેમ છે. ઇ. સ. ૧૮૯૦ અને ૧૮૯૭ ની વચમાં આ મહાગ્રંથ રચાયો હોવાનો સંભવ છે. વડતાલના સ્વામીનારાયણ મંદિર તરફથી આ 'હરિલીલામૃત' ગ્રંથ ઈ. સ. ૧૯૦૭ માં બે ભાગમાં પ્રગટ થયો હતો. સંપ્રદાયની રીત મુજબ રચનાર તરીકે તેના પર નામ આચાર્ય શ્રી વિહારીદાસજીનું છે અને દલપતરામનો આખા ગ્રંથમાં કોઈ સ્થળે ઉલ્લેખ નથી. પણ સંપ્રદાયની પરંપરા અને ગ્રંથની અંદરની પદ્યરચના આજે પણ દલપતરામના કર્તૃત્વના સબળ પુરાવારૂપે ઉપલબ્ધ છે.

દલપતરામની કવિતા જૂની પદ્ધતિની ગણાઈ છે. વ્રજ ભાષાની કવિતાના પરિશીલનથી દલપતરામનો કાવ્યાદર્શ ઘડાયો હતો, એટલે ભાષાની ઝડઝમક અને કથનની ચતુરાઈ પર તેમણે વિશેષ ભાર મૂક્યો હતો. વળી, નીતિશુદ્ધ (Puritan) વિચારશ્રેણી એ દલપત-કાવ્યનું બીજું લક્ષણ છે. ધર્મ, નીતિ, સ્વદેશોદ્ધાર અને વ્યવહાર-ચાતુર્યની ડાહવી વાતો એ તેમની કવિતાનો પ્રધાન વિષય બને છે. નર્મદની માફક—બલ્કે નર્મદના કરતાં વિશેષ સફળતાપૂર્વક દલપતરામે સુધારા, શિક્ષણ અને પ્રગતિની વાતો કહી છે. નર્મદના કરતાં દલપતરામનું સમાજદર્શન ને વિવેચન વિવિધ ને સંગીન હતું. પણ તેમના સ્વભાવમાં આવેશ કરતાં ડાહવાઈ અને પ્રણાલિકા-ભંજનના કરતાં નીતિ અને સદાચારની મર્યાદામાં રહીને

* આના સમર્થનમાં શ્રી જેહાંગીર એરચ સંજાનાએ પોતાના 'Studies in Gujarati Literature'ના ત્રીજા વ્યાખ્યાનમાં દલપતરામ વિશે આપેલી ગુણગ્રાહક દલીલો લક્ષમાં રાખવા જેવી છે.

'ધીમે ધીમે સુધારાનો સાર' સમજાવવાનું વલણ હતું તેથી એ જૂનવાણી ગણાયા ને નર્મદની ઉદ્ધતાઇ અને સાહસિકતા પ્રાગતિકતામાં ખપી! શૃંગારરસ દલપતરામને વર્જ્ય હતો તે એટલે સુધી કે ઊગતી વયમાં લખેલી શામળશૈનીની સ્ત્રી-ચતુરાઈની વાતોને તેમણે 'સત્સંગ'માં ભળ્યા પછી બાળી નાખી હતી આમ, સભારંજની ચતુરાઈ અને બોધપરાયણતાએ દલપતરામને તેમના જમાનામાં સર્વોપરિ પ્રસિદ્ધિ અપાવી તો તે જ ગુણો સાહિત્યના ઇતિહાસમાં તેમની ઉપેક્ષાના નિમિત્તરૂપ પણ બન્યા

દલપતરામની કવિતાનો મોટો ગુણ તેનું આકાર-સૌષ્ઠવ છે ભાષાની સફાઈ અને છંદની શુદ્ધિ તેમના જેટની બીજા કોઈ કવિમાં જવલ્લે જ જોવા મળશે પિંગળ અને અલંકારશાસ્ત્ર તેમને હસ્તામલકવત્ હતાં 'દલપતપિંગળ' ૧૮૫૫માં 'બુદ્ધિપ્રકાશ'મા પ્રગટ થયું ત્યારથી આજ સુધી કાવ્યલેખન અને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ ઇચ્છનારની પ્રવેશ-પોથી બની રહેલ છે* છંદ અને પ્રાસની ચતુરાઇભરી રમત એ દલપતરામની કવિતાનો બહુ જાણીતો ચમત્કાર છે તેમણે છંદો ઉપરાંત ગરબીના ઢાળમાં પણ સૌથી વધારે સુગેય પદો રચ્યાં છે લગ્નના ધોળ અને ગરબીની તેમની રચનાઓ ખૂબ લોકપ્રિય નીવડી હતી (તેની ટીકારૂપે 'ગરબીભટ્ટ'નું ઉપનામ પણ તેમને મળ્યું હતું.) આમ, દલપતરામની કવિતાનું પદ્યસ્વરૂપ-પછી તે છંદોબદ્ધ હોય કે દેશી ઢાળમાં હોય—હમેશાં સ્વચ્છ અને સુઘડ આકૃતિવાળું રહ્યું છે

તેમની મોટા ભાગની કવિતા બાહ્ય પ્રસંગ કે સંજોગને અનુલક્ષીને રચાયેલી હોવાથી તેમાં સમકાલીન જમાનાનું પ્રતિબિંબ ઝિલાયું છે 'વેનચરિત્ર' અને 'હુન્નરખાનની ચઢાઇ' તેના ઉત્તમ ઉદાહરણો છે આ બોધલક્ષી કવિતા આજના કાવ્યધોરણે કલાતત્ત્વ વિનાની લાગે, પણ તેમાં શુષ્કતા નથી. કવિએ તેમાં જનસ્વભાવનું ઊંડું અવલોકન કરીને મીઠી અને મર્માળી કાવ્ય-બાનીમાં વાચકના હૃદયને સ્પર્શ કરવાનો કીમિયો અખત્યાર કરી બતાવ્યો છે વીરનો ગાયક નર્મદ છે તો હાસ્યનો દલપત છે વીરમાં નર્મદ જેટલી વિવિધતા ને રસવત્તા લાવી શક્યો નથી તેટલી દલપત હાસ્યમાં સાધી શક્યો છે તે એનો વિપુલ કાવ્યજથ્થો બારીકીથી વાચનારને સમજાયા વગર નહિ રહે વર્ણનાત્મક કાવ્યોમાં નર્મદના કરતાં દલપત પ્રસંગચિત્ર, પાત્રાલેખન

* આજ સુધીમાં એની ૯૧૦૦૦ નકલો ખપી છે

અને કથનરીતિ પરત્વે વિશેષ સિદ્ધિ દાખવી શકે છે. બાળકોના કવિ તરીકે પણ દલપતરામનું સ્થાન ઊંચું છે. નિર્દોષ, ઠાવકું હાસ્ય ને સરળ અને પ્રાસાદિક શૈલી દલપતરામને સહજસિદ્ધ હતી. બાળકોની ઊગતી સ્મરણ-શક્તિને ખીલવે અને રંજન સાથે નિર્મળ સંસ્કાર-વિતરણ કરે તેવાં બાલભોગ્ય કાવ્યો દલપતરામના જેટલી સંખ્યામાં ભાગ્યે જ બીજા કોઈ ગુજરાતી કવિએ આપ્યાં હશે: તેમનો શિષ્ય-સમુદાય વિશાળ હતો. તેમની પછી પણ તેમના શિષ્યોએ દલપતકવિતાને તેની શૈલીના પ્રયોગ દ્વારા જીવતી રાખવાના પ્રયત્નો કર્યા છે. છેક ગઈ પેઢી સુધીના ગુજરાતી કવિઓમાં જેણે દલપતશૈલીના પ્રયોગથી કાવ્ય-રચનાની શરૂઆત ન કરી હોય એવો કોઈ મળવો વિરલ જ. કાન્ત, મણિલાલ, નરસિંહરાવ, બાળાશંકર, બોટાદકર, ખબરદાર, વગેરેએ કવિતા લખવાના શ્રીગણેશ દલપત-શૈલીના પ્રયોગથી માંડયા હતા. ગુજરાતી કવિતા-સાહિત્યના ઇતિહાસનું અવલોકન કરનારને અર્વાચીન યુગમાં લાંબામાં લાંબા સમયપટ પર દલપતશૈલીની અસર વિસ્તરેલી માલૂમ પડશે. આજે ભુલાઈ ગયેલ હોવા છતાં ગુજરાતી કવિતાના ખેડાણમાં આમ અનેક રીતે દલપતરામનો ફાળો સ્મરણીય ઠરે છે.

દલપતરામે ફૉર્બ્સ સિવાય પણ અનેક શ્રીમંતો રાજવીઓ અને મિત્રોની ફરમાશથી કાવ્યો લખ્યાં હતાં. કેટલાંક તેમણે અમુક ગૃહસ્થો કે સંસ્થાઓ તરફથી બહાર પડેલી ઇનામી જાહેરખબરોના જવાબ રૂપે લખ્યાં હતાં, તો કેટલાંક અમુક પ્રસંગે તત્કાળ ફરમાશથી રચી કાઢેલાં હતાં * આ બધી રચનાઓ બદલ તેમને જે તે વ્યક્તિ કે સંસ્થા તરફથી પુરસ્કાર પણ મળ્યો હતો. 'દલપતકાવ્ય' ભા. ૧-૨ ના દળદાર ગ્રંથોમાં આ ફૂટકળ રચનાઓને સંગૃહીત કરેલી છે એટલે અહીં દરેકનો છૂટો ઉલ્લેખ કરવો જરૂરી નથી. 'વેનચરિત્ર', 'શ્રવણાખ્યાન', 'ફાર્બસવિલાસ', 'ફાર્બસ-વિરહ', 'હુન્નરખાનની ચઢાઈ', 'શેરસટ્ટાની ગરબીઓ', 'વિજયક્ષમા', 'હંસ-કાવ્યશતક' તેમજ વાચનમાળામાંની કવિતા ને માંગલિક ગીતાવળાનો 'દલપતકાવ્ય'માં સમાવેશ થયેલો છે.

---

* આ બધી કૃતિઓ કોણે કેટલો પુરસ્કાર આપીને ક્યારે લખાવી તેની યાદી કાશીશંકર મૂ. દવેકૃત 'દલપતરામ' (શ્રી સયાજી સાહિત્યમાળા) ના પૃ. ૪૪-૪૭ પર છે અને 'દલપતકાવ્ય' ભાગ ૧લા ના પૃ. ૮-૯ પર પણ છે. સ્થળ-સંકોચને લીધે એ યાદી અહીં ઉતારી નથી.

## કૃતિઓ

| કૃતિનું નામ | વિષય કે પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ | મૂળ ભાષા, કર્તા કે કૃતિનું નામ. |
|---|---|---|---|---|---|
| ૧. દલપતકાવ્ય ભા ૧ | કવિતા | આ૦ ૧' ૧૮૭૯<br>આ૦ ૨: ૧૮૮૫<br>આ૦ ૫:'૧૯૨૬ | ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | મૌલિક કાવ્ય-કૃતિઓનો સંગ્રહ | — |
| ૨ દલપતકાવ્ય ભા ૨ | ,, | આ ૦૧ ૧૮૮૫<br>આ૦૪ ૧૯૨૪ | ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | , | — |
| ૩ દલપત-પિંગળ | છંદ-શાસ્ત્ર | આ૦૧ ૧૮૬૨<br>આ૦ ૯. થી ૨૨.<br>૧૮૯૩ થી ૧૯૨૨ | પોતે<br>ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | —<br>— | —<br>— |
| ૪ કાવ્ય-દોહન પુ૦૧ | કવિતા | ૧૮૬૦ | મુંબઈ સરકાર | જૂની અને મધ્યકાલીન ગુજરાતી કાવ્યકૃતિઓના સંચયનું સંપાદન | |
| ૫. કાવ્ય દોહન પુ૦૨ | ,, | ૧૮૬૩ | ,, | ,, | |
| ૬. શામળ-સતશઇ | ,, | આ.૫ ૧૯૨૨ | ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | શામળના ૬૮ ગ્રંથોમાંથી પસંદ કરેલા ૭૦૦ નીતિ બોધક દોહાનું સંપાદન | |
| ૭ કથન-સપ્તશતી | ,, | ૧૮૫૨ | ,, | ૭૦૦ નીતિવચનોનો સંગ્રહ | |
| ૮ લક્ષ્મી-નાટક | નાટક | ૧૮૫૧ | ,, | મૌલિક | — |
| ૯. મિથ્યાભિમાન-નાટક | ,, | આ.૧ ૧૮૭૧<br>આ.૧૯'૧૯૩૫ | ,, | ગ્રીક નાટક પરથી સૂચિત | |
| ૧૦. ભૂત-નિબંધ | નિબંધ | ૧૮૪૯ | ,, | મૌલિક | — |
| ૧૧. જ્ઞાતિ-નિબંધ | ,, | ૧૮૫૧ | ,, | ,, | — |
| ૧૨ બાળવિવાહ-નિબંધ | નિબંધ | ૧૮૫૪ | ,, | ,, | — |
| ૧૩-૧૪ હરિલીલામૃત ભા. ૧-૨ | પદ્યાત્મક ચરિત્ર | આ૦૧ ૧૮૦૭<br>આ૦૨ ૧૯૨૮;<br>૧૯૩૫ | સ્વામીનારાયણ મંદિર વડતાલ | — | — |

# દુર્ગારામ મંછારામ દવે

નવીન શિક્ષણના પ્રકાશમાં ગુજરાત ખાતે સુધારા-પ્રવૃત્તિની પહેલ કરનાર દુર્ગારામ મહેતાજીનો જન્મ ઈ સ ૧૮૦૯ના ડિસેમ્બરની ૨૫ મી તારીખે તેમના વતન સુરતમાં થયો હતો તેમના પિતાનુ નામ મંછારામ અને માતાનુ નામ નાનીગવરી હતું જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ મંછારામ દવે જકાત ઉઘરાવવાનો ઈજારો ધરાવતા હતા આઠ વરસની ઉમરે દુર્ગારામ વીસા સુધીના આંક શીખ્યા, પછી તે એક પેઢી પર નામુ શીખવા રહ્યા બાર વરસની વયે એ જ પેઢીમાં મામુની પગારથી દુર્ગારામ મુનીમ તરીકે રહ્યા પણ તેમના ઉમંગી અને સાહસિક મનને વાણોતરીમાં ચેન પડતુ નહિ જ્યાથી મળે ત્યાથી પુસ્તકો વાંચીને કિશોર દુર્ગારામ પોતાની જ્ઞાન તૃષા સંતોષવાનો પ્રયત્ન કરતા હતા. માતા નોકરી લીધા પહેલાં એકાદ વરસે મૃત્યુ પામી હતી માસી રેવાકુંવર દુર્ગારામની સંભાળ રાખતાં હતાં ચારેક વરસ અણગમતી નોકરીનુ વૈતરુ ખેંચ્યા પછી તેઓ માસીને લઈને મુંબઈ ગયા એ જ વરસે પિતા મૃત્યુ પામ્યા માસીએ એક શાહુકારને ત્યાં મૂકેલી થાપણ પેઢી ડૂબતાં ડૂબી તેથી દુર્ગારામને ગુજરાનની મુશ્કેલી ઊભી થઇ મુંબઈમાં પૂછપરછ કરતાં તેમને ખબર મળી કે સરકારી નિશાળમા મફત ભણાવે છે માસીના પ્રોત્સાહનથી દુર્ગારામે ત્યા દોઢેક વરસ રહીને અભ્યાસ કર્યો ને ગુજરાતી નિશાળના શિક્ષકની યોગ્યતા મેળવી પછી એ સુરત આવ્યા અને ૧૮૨૬ના સપ્ટેમ્બરની ૧૩ મી તારીખે હરિપરામાં નિશાળ કાઢીને 'મહેતાજી' થયા ૧૮૩૧માં તેમનાં લગ્ન કુંદનગૌરી સાથે થયાં ૧૮૩૮માં કુંદનગૌરી મૃત્યુ પામતાં મહેતાજી વિધુર થયા

૧૮૪૦માં સરકારી નિશાળોના મહેતાજીઓને મુંબઈ બોલાવી પરીક્ષા લેવામાં આવી દુર્ગારામ તેમાં શ્રેષ્ઠ ઠર્યા ગણિતમાં પહેલે નંબરે પાસ થઈને તેમણે સાતસો રૂપિયાનુ ઇનામ લીધુ ત્રણ ચાર વરસ ઓલપાડમાં બદલી થઇ હતી તે ગાળો બાદ કરતા, છેક ૧૮૫૨ મા તેમની બદલી રાજકોટ થઇ ત્યાં સુધી, બનો વખત દુર્ગારામ સુરતમા રહ્યા હતા

શિક્ષક તરીકે દુર્ગારામ મહેતાજી સુરતમાં સારી પ્રતિષ્ઠા પામ્યા હતા 'દુર્ગારામનો કોઇ નિશાળિયો મૂર્ખ નહિ ને પ્રાણશંકરનો ભાગ્યહીન નહિ' એવી કહેવત સુરતમાં એ વખતે પ્રચલિત હતી વિચક્ષણ બુદ્ધિના દુર્ગારામ

નવીન વિજ્ઞાનના સિદ્ધાંતોને માનતા હતા. તેઓ ખગોળવિદ્યા વિદ્યાર્થીઓને બરાબર સમજણ પાડીને શીખવતા ત્યારે પ્રાણશંકર વિદ્યાર્થીઓને કહેતા: 'સાહેબ પરીક્ષા લેવા આવે ને પૂછે ત્યારે કહેવું કે પૃથ્વી ગોળ છે ને ફરે છે, પણ તે તમે માનશો નહિ, કેમકે પૃથ્વી ગોળ હોય ને ફરે તો આપણાં ઘર પડી જાય તે પડતાં નથી માટે એ વાત ખોટી છે.'

દુર્ગારામનું નિશાળના મહેતાજીના કરતાં વધુ મહત્ત્વનું કામ સમાજ-સુધારા અને ધર્મવિચારણાનું છે. તેમણે ઉચ્ચનીચના ભેદ, ફરજિયાત વૈધવ્ય, ભૂતપ્રેત જાદુમંતર-આદિના વહેમ, અંધશ્રદ્ધા અને મૂર્તિપૂજા જેવી રૂઢિઓ અને માન્યતાઓ સામે પોતાનેસૂઝી તેવી સ્વતંત્ર બુદ્ધિ-પ્રમાણિત વિચારશ્રેણી પ્રચલિત કરવાનો ઠીક પુરુષાર્થ કર્યો છે. લોકનિંદાથી ડર્યા વિના, વિધુર થયેલ દુર્ગારામે 'વિચારવંત ગંભીર પુરુષો પણ તેના દલીલ દાખલાથી માત થઈ શંકામાં પડે' એવી સમર્થ રીતે સુરતમાં ઠેરઠેર વિધવાવિવાહના ક્રાન્તિકારક સુધારાનો પ્રચાર કર્યો હતો. તેઓ જાતે મથુરી નામની ડુંગરપુરી વિધવાને પરણવા તૈયાર થયા હતા; પણ કેટલાક વિચક્ષણ નાગરોના પ્રયાસથી, તેમનો એક જ્ઞાતિજન તેમને પોતાની કુંવારી કન્યા આપવા આગળ આવ્યો. એટલે દુર્ગારામે તેને પરણીને વિધવાવિવાહનો પ્રચાર કરવો હમેશને માટે છોડી દીધો. ૧૮૪૪ના નવેંબરમાં મહેતાજીએ જાદુમંતર ઉપર આક્રમણ કરતું ચોપાનિયું પ્રગટ કરીને ભૂવાઓને જાદુ-મંતર સાચા ઠરાવવા આહ્વાન ફેંક્યું હતું. એક વજેરામ નામના ભૂવાએ થોડો વખત દમદાટી અજમાવી જોઈ, પણ છેવટે મહેતાજીની જીત થઈ.

૧૮૪૨માં સુરતમાં અંગ્રેજી નિશાળ સ્થપાઈ. તેના મુખ્ય શિક્ષક દાદોબા પાંડુરંગ જોડે દુર્ગારામને મિત્રતા બંધાઈ. પાંચ દદાની ટોળીએ મુંબઈથી શિલાછાપ યંત્ર મંગાવીને સુરતમાં સૌથી પહેલું છાપખાનું કાઢ્યું અને પુસ્તક પ્રસારક મંડળી સ્થાપી. તા. ૨૨ જૂન ૧૮૪૪ના રોજ એ જ મંડળીએ 'માનવધર્મ સભા' સ્થાપી. એ સભા સ્થાપવાનું પ્રયોજન 'અજ્ઞાનને લીધે લોકોની બુદ્ધિ બગડી ગયેલી હોવાથી તેમને સત્ય ધર્મનું સ્વરૂપ બતાવવું' એવું હતું. 'અહીં આ માણસને જીવતે જીવતે મોક્ષ મળે છે, ને જે કોઈ મૂઆ પછી મોક્ષની આશા બતાવે છે તેના વાયદા ઉપર ભરોસો નથી' એમ કહીને દુર્ગારામ લોકોને મા. ધ. સભામાં બોલાવતા. દુર્ગા-રામએ સભાના દફતરદાર હતા. દર શનિવારે નાણાવટમાં નવલશાના કોઠામાં સભા મળતી. તેમાં પહેલાં દુર્ગારામ પ્રવચન કરતા, ને પછી સવાલજવાબ

થતા. દરેક સભાના કાર્યનો હેવાલ દુર્ગારામ પોતાની રોજનીશીમાં ટપકાવતા હતા મા. ધ સભાના કાર્ય વિશે તે વખતે કેટલાક અજ્ઞાની હિન્દુઓને એવો સંદેહ હતો કે 'એ મંડળીવાળા લોકોનો અંગ્રેજનો ધર્મ વધારવાનો વિચાર છે.' ખ્રિસ્તી ધર્મની અસરથી હિન્દુ ધર્મનાં છિદ્ર ઉઘાડાં થયાં હતાં, તેથી દુર્ગારામને સ્વધર્મનો ત્યાગ કરવો નહોતો પણ તેને સુધારવો હતો. આથી જ 'મામણિયા ધરમ'ની ટીકા કરનાર દાદોબાના દષ્ટિબિન્દુને આશ્ચર્યચકિત શિક્ષકો સમક્ષ સમજાવતાં દુર્ગારામે કહ્યું હતું: 'તમે એમ ન સમજશો કે કોઇ બીજા અભિમાની ધરમમાં જવું એ મારૂં મત છે, પણ એટલું તો ખરૂં કે આપણા ધરમની સ્થિતિ બદલવી જોઈએ.' દુર્ગારામે આ ધર્મ-સુધારણાનું કાર્ય કોઈ પણ પરંપરાને અનુસર્યા વગર, સ્વતંત્ર બુદ્ધિએ વિચાર કરીને કર્યું હતું. તેમણે પોતાના ધર્મને માનવ ધર્મ કહ્યો છે. 'મનુષ્ય જાતિનું એક કુટુંબ છે,' 'માણસ માત્ર ઉપર પ્રીતિ રાખો', 'સર્વ ધર્મના સાક્ષી થઈ વર્તો,' 'જ્ઞાતિભેદ જૂઠો છે અને હરકોઈ માણસનું પાણી પીવામાં ને રાંધેલું ખાવામાં વટાળ નથી તથા કોઈને અડકવાથી અભડાતા નથી' એ તેમનાં મુખ્ય ઉપદેશવચનો છે. કર્મકાંડ, મૂર્તિપૂજા, અવતાર અને જડવાદના તેઓ કટ્ટર વિરોધી હતા. જીવ, જગત અને બ્રહ્મ વિશેનો તેમનો તત્ત્વસિદ્ધાંત ઘણે અંશે શંકરાચાર્યના કેવલાદ્વૈતને અનુસરે છે.

સને ૧૮૫૨માં દુર્ગારામની બદલી સુરતથી રાજકોટ સબ-ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે થઇ એટલે માનવ ધર્મ સભા વિખેરાઈ ગઇ. દુર્ગારામે સૌરાષ્ટ્રમાં પણ શિક્ષણકાર્ય ઉપરાંત જ્ઞાન અને સુધારાનો બોધ આપીને ખ્યાતિ મેળવી હતી. ચાર વર્ષ પછી સૌરાષ્ટ્રના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર તરીકે તેમની નિમણૂંક થઇ. ઈ. સ. ૧૮૬૦માં તેઓ સાડીસાડત્રીસ રૂપિયાનું નિવૃત્તિ-વેતન લઇને સુરત આવ્યા. નિવૃત્તિ-કાળ દરમિયાન તેઓ સુરતમાં ન્યાય કચેરીના એસેસર તરીકે, સુધરાઇના સભ્ય તરીકે ને અનેક ઝઘડાઓમાં લવાદ તરીકે કામ કરીને સમાજસેવા કરતા હતા. વિલાયત જઈ આવેલા મહીપતરામને તેમણે ઘેર જમવા તેડાવ્યા હતા તેને લીધે તેમના કુટુંબને બાર વરસ ન્યાત બહાર રહેવું પડયું હતું, પણ તેથી દુર્ગારામ હિંમત હાર્યા નહોતા. વળી પ્રજાનો અવાજ પૂરતા વજન સાથે સરકારને સંભળાવવા માટે તેમણે "સુરત પ્રજા સમાજ" નામની મંડળીની સ્થાપના કરાવી હતી. તેનું દફતર પણ દુર્ગારામ રાખતા

હતા. સુરતના અઠવાડિક પત્ર 'ગુજરાતમિત્ર'માં છેલ્લાં વર્ષોમાં તેઓ નિયમિત લેખ લખતા હતા. નરસિંહરાવે તેમને 'રસિકતાના અમીઝરણા વિનાની શુષ્ક ભૂમિમાનું ઘાસ ચરનાર પ્રાણીનો આભાસ ઉત્પન્ન કરનાર' તરીકે વર્ણવ્યા છે. પણ દુર્ગારામ છેક શુષ્ક નહોતા. સંગીતશાસ્ત્રનો તેમને ઘણો શોખ હતો. ૧૮૭૬માં મંદવાડ વધ્યો તે પછી તેમણે સંન્યાસ ગ્રહણ કર્યો ને ત્રણેક દિવસમાં દેહ છોડયો હતો.

દુર્ગારામની દૃષ્ટિ પોતાના જમાનાથી કેટલી આગળ વધેલી અને ક્રાન્તિકારી હતી અને તેમની બુદ્ધિ એ જમાનાના વિદ્વાન ગણાતા લોકોના કરતાં પણ કેટલી વિચક્ષણ હતી તે તેમણે કરેલી મા. ધ સભાના કાર્યની નોંધ પરથી સ્પષ્ટ સમજાય છે. રાજા-પ્રજાનો સંબંધ કેવો હોવો જોઈએ તે વિશે દુર્ગારામ કહે છે :

"સાંભળો રાજાનું રાજ્ય પ્રજાના કલ્યાણને અર્થે છે. પણ તેમ ન કરે ને ઉલટી પ્રજાને પીડા કરે, દરિદ્રી કરે, એક દેશની પ્રજા ઉપર કૃપા રાખીને તેને ધનવાન થવાનો ઉદ્યોગ કરે, ને બીજા દેશની પ્રજાને નિર્ધન કરવા ઈચ્છે તો, તેવા રાજાના સામું લઢીને ધર્મબુદ્ધિના ચાલનાર રાજાને રાજ્ય સોંપવું જોઈએ. હમારૂં બોલવું કેવળ અંગ્રેજોને જ વાસ્તે નથી, પૃથ્વી ઉપરના સર્વ રાજાઓને વાસ્તે છે .. ને જો રાજા પોતે જ પ્રજાને દુઃખ કરવા ઈચ્છે તો પ્રજાએ પોતાના હાથનું બળ રાજાને બતાવવું ને પરમેશ્વરની સહાયતા માગવી"×

દુર્ગારામના આ શબ્દોથી મિતવાદી મહીપતરામ આઘાત અનુભવે છે અને કહે છે કે એ ભાષણ ઈ. સ ૧૮૪૪ ને બદલે ઇ. સ. ૧૮૭૮ માં દાદુબાએ અને દુર્ગારામે કર્યું હોત તો તેમને તેમના જીવતરનો બાકીનો ભાગ કાળે પાણીએ ચડી આન્દામાન બેટમાં કાઢવો પડત।× એક પરપ્રાન્તીય શાસ્ત્રી સાથે પોતે કરેલી ચર્ચાની નોંધ દુર્ગારામની બુદ્ધિની વિચક્ષણતાનો સુંદર દાખલો પૂરો પાડે છે :

"વળી મે પૂછયુ કે સસ્કૃત અને પ્રાકૃત એ ભાષામાં શું શું અંતર છે? ઉત્તર કે સસ્કૃત ભાષા સર્વ પૃથ્વીમાં પસિદ્ધ છે અને સ્વર્ગ મૃત્યુ પાતાળમાં એ એક જ છે. મે કહ્યુ મૃત્યુ લોકમાં તો શતાશ સ્થળમાં પણ એ ભાષા નથી પછી સ્વર્ગમાં તો કોણ જાણે, તે સાંભળીને તે વિસ્મય થયો અને તેનુ કાંઈક અભિમાન ઓછું થયું એવું મને લાગ્યુ"+

× જુઓ 'દુર્ગારામચરિત્ર' પૃ. ૧૦૩.

+ એજન, પૃ. ૨૬.

ઈ સ ૧૮૪૩ના જાન્યુઆરિની ૨૭મી તારીખથી દુર્ગારામે પોતાની જાહેર પ્રવૃત્તિઓની દૈનંદિની નોંધ લેવી શરૂ કરી હતી આમ કરવા પાછળ આત્મનિરીક્ષણ કરતાં પરોપકારનો હેતુ વિશેષ હતો એમ તેમના નીચેના ખુલાસા પરથી સમજાય છે:

"આજ સુધી ઘણીએકવાર મારા મનમા આવતુ હતુ કે જે અર્થે આ જગતમા મારો ઉદ્યોગ જારી છે અને જે જે વિચાર મારા મનમા ઉઠેલા છે ને ઉઠશે તે સર્વ લખી રાખવા જોઇએ જો એમ નહિ કરૂ તો આગળ જે સૃષ્ટિમા લોકો થશે તેને કઇ મારા વિચારથી ફળ થશે નહિ તથા હલ ના કાળની બિનાને તે જાણશે નહિ એ હેતુ જાગીને પરોપકાર્થે જે કાઇ થાય તે સર્વ લખી રાખવુ જોઇએ.'•

માનવ ધર્મ સભાના કામકાજનો અહેવાલ મહેતાજી પોતાની રોજનીશીમાં ઉતારતા હતા આ રીતે તેમણે ૧૮૫૨ સુધી મા ધ સભાની પ્રવૃત્તિની ક્રમબદ્ધ નોધ કરી હતી પણ દુર્ભાગ્યે એ નોંધનાં કાગળિયાનો ઘણો ભાગ મહેતાજીની ચોટાની નિશાળ બળી તેમાં બળી ગયો હતો ૧૮૪૫ના જાન્યુઆરિની ૧લી તારીખ સુધીનો અહેવાલ મહેતાજી પાસે બચ્યો હતો તેને આધારે મહીપતરામ રૂપરામ નીલકંઠે 'દુર્ગારામચરિત' રચીને ૧૮૭૯માં પ્રસિદ્ધ કર્યું હતું ૧૬૮ પાનાંના એ પુસ્તકમાં મહીપતરામનું પોતાનું લખાણ ભાગ્યે જ વીસ પાનાથી વિશેષ હશે એમાં લગભગ ૧૪૮ પાનાં જેટલું લખાણ મહેતાજીનુ પોતાનુ જ છે અને મહીપતરામે દુર્ગારામની નોંધને કશા ફેરફાર વગર યથાતથ એમા ઉતારી છે એટલે 'દુર્ગારામચરિત'ને મહીપતરામરચિત દુર્ગારામનુ જીવનચરિત્ર કહેવા કરતાં દુર્ગારામની આત્મકથા તરીકે ઓળખાવીએ તો ખોટુ નથી

પદ્યક્ષેત્રે આત્મકથનની પ્રણાલિકા સ્થાપનાર નર્મદે ગદ્યમાં પણ આત્મકથનની પહેલ કરી હતી એ સાચુ છે? અનન્ત પોતે ગુજરાતીમાં નવુ પ્રસ્થાન કરે છે એવા ભાન સાથે 'મારી હકીકત' લખીને નર્મદે ગુજરાતી ગદ્યમાં શુદ્ધ આત્મકથનનો પ્રથમ પ્રયોગ કર્યો એ સાચુ, પણ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો શિષ્ટ ગુજરાતી ગદ્યનુ પ્રથમ ખેડાણ કરવાનુ, તેમજ ગુજરાતીમા અભાનપણે પણ પહેલી આત્મકથા લખવાનુ માન દુર્ગારામને મળે છે તેઓ પોતે અંગ્રેજી જાણતા નહોતા તેમ

• 'દુર્ગારામચરિત,' પૃ ૧૩

સાહિત્યકાર તરીકે ખ્યાતિ પામ્યા નહોતા, એટલે સાહિત્યક્ષેત્રે કોઈ નવી પહેલ કરવાને ઈરાદે તેમણે આ લખાણુ કર્યું નથી. તેમ છતાં, મહીપતરામે 'દુર્ગારામચરિત્ર'માં ઉતારેલો દુર્ગારામનો આ આત્મકથાત્મક અહેવાલ વાંચતાં એમાં આત્મકથાની કેટલીક ઉત્તમ ખાસિયતો અને શિષ્ટ ગુજરાતી ગદ્યની પ્રારંભ-કોટીની કેટલીક વિશિષ્ટતાઓ નજરે પડયા વિના રહેતી નથી.

આત્મકથા તરીકે દુર્ગારામની આ રોજનીશીનો પહેલો ગુણુ તે તેમની સત્યનિષ્ઠા છે. દુર્ગારામ નીડર, નિખાલસ, પ્રમાણિક અને સાચુકલા પુરુષ હતા. તેમના લખાણુમાં નહિ મળે અતિશયોક્તિ કે નહિ મળે દંભ. પોતે કરેલી ભૂલને, સ્તુતિનિંદાની પરવા કર્યા વિના, તેઓ રોજનીશીમાં નિખાલસપણે નોંધે છે. તેમ કરતાં પોતાની એબ ઢાંકવાનો કે નબળાઇનો બચાવ કરવાનો તેમણે કોઈ સ્થળે પ્રયત્ન કર્યો નથી. વિધવાવિવાહના સુધારા અંગે તેમણે લીધેલા પાછા પગલાની હકીકતને કેવળ હકીકત તરીકે તેઓ તટસ્થભાવે રજૂ કરે છે. આમાં મા. ધ. સભાના તેમ જ સ્વજીવનના અહેવાલને દુર્ગારામ દૃઢ સત્યપરાયણતાના ગુણુને લીધે પૂરે-પૂરો પ્રમાણભૂત બનાવે છે. દુર્ગારામે મા. ધ. સભામાં આપેલાં અઠવાડિક વ્યાખ્યાનોનો આ શબ્દશઃ અહેવાલ, એકંદરે, શાંત અને સાત્ત્વિક પ્રકૃતિના છતાં ઉદ્દામવાદી વિચારશ્રેણી ધરાવતા, દુર્ગારામની માનસ મૂર્તિને યથાર્થ ઉઠાવ આપે છે. આ અધૂરા અહેવાલ પરથી દુર્ગારામના બાહ્ય જીવનની ઘણી થોડી માહિતી મળે છે. પણુ તેમાં નોંધ પામેલી સુધારક પ્રવૃત્તિઓ અને ચર્ચાઓ દુર્ગારામના આંતર જીવનનો એટલો સ્પષ્ટ પરિચય કરાવે છે કે તેની અપૂર્ણુતાની ખોટ તરત વરતાઈ આવતી નથી.

કાળક્રમે નર્મદ, દલપતરામ કે રણુછોડલાલ ગીરધરલાલના કરતાં દુર્ગારામનું ગદ્ય પહેલું આવે છે. એટલું જ નહિ, અર્વાચીન યુગમાં શિષ્ટ ગુજરાતી ગદ્યનું પ્રથમપહેલું ખેડાણુ કરીને તેને સાહિત્યિક છટા પણુ સૌથી પહેલી દુર્ગારામે જ આપી ગણાય. કથન, વર્ણુન અને મનન એ ત્રણુ પૈકી પહેલાં બે તત્ત્વોવાળું ગદ્ય પ્રાચીન કે મધ્યકાલીન યુગમાંથી જડી આવે, પરંતુ વિચાર-નિરૂપણુ કરીને નિબંધ-સ્વરૂપને જન્મ આપનારું ગદ્ય અર્વાચીન યુગમાં શરૂ થયું. એની તેમનો સમય અને તેમનું ગજું જોતાં પ્રશસ્ય ગણાય તેવી પહેલ દુર્ગારામે કરેલી છે. દુર્ગારામની ભાષા તેમના વ્યક્તિત્વના જેવી ખડબચડી છતાં, સરળ, તળપદી અને પારદર્શક

પ્રૌઢિવાળી છે. અહેવાલમાં તેમણે સંવાદાત્મક તેમ જ પત્રાત્મક શૈલીનો સહજપણે ઉપયોગ કરેલો છે. દયારામ ભૂખણની માન પામેલી પેઢીવાળા શેઠ પુરુષોત્તમદાસ ઉપર લખેલા સાત પત્રોમાં સદ્‌ગુરુનાં લક્ષણો, પ્રભુ-ભક્તિનો મહિમા અને તેની રીત, બ્રહ્માંડની અખંડ અનંતશક્તિ વગેરે ધાર્મિક તેમ જ વિધવાવિવાહ, મૃત્યુ સમયે ચોકો કરવાના રિવાજ અને તે પછી રોવા–કૂટવાના રિવાજ વગેરે સામાજિક બાબતો સંબંધી લંબાણથી ચર્ચા કરેલી છે. તેમાં મહેતાજીનું તત્ત્વચિંતન અને આત્મજ્ઞાન વરતાઈ આવે છે. એમાં નર્મદની માફક ટૂંકાં પણ મર્મવેધક વાક્યો દ્વારા પોતાના વક્તવ્યને સામાના મન પર ઠસાવવાની દુર્ગારામની કુશળતા પણ પ્રતીત થાય છે. ઉદાહરણ તરીકે તેમના નીચેના ઉદ્‌ગારો જુઓ :

"હવે અભિમાનનું ઉદાહરણ તમને લખી જણાવુ છૌં તે એ જે પ્રથમ તો માણસે વર્ણનો અભિમાન માની લીધો છે. તે એમ કહે કે હુ જાતે બ્રાહ્મણ છૌં હુ જાતે ક્ષત્રી છૌં, હુ જાતે મુસલમાન છૌં, હુ ખ્રિસ્તી છૌં, હું જૈન છૌં, હુ શૈવ છૌં, હુ વૈષ્ણવ છૌં, એવી રીતે અનેક જાતિનાં તથા પંથનાં, તથા જ્ઞાતિના કુલનાં અભિમાન માણસોએ માની લીધેલાં છે."×

સિદ્ધાંતનિરૂપણમાં પ્રસંગોપાત્ત શિષ્ટતા અને ગૌરવ ધારણ કરવા જતા આ ગદ્યની ભાષા અભ્યાસ કરવા યોગ્ય છે. એમાં નર્મદના 'છઉં' શબ્દપ્રયોગનું 'છૌં'રૂપે દર્શન થાય છે; 'જે' અને 'કે' ઉભયાન્વયી અવ્યયોનો વિકલ્પે ઉપયોગ થાય છે વળી, નરસિંહરાવભાઈના 'હમને' 'હમારું' 'હાવા' 'હેવું' 'સકે' જેવા પ્રયોગો પણ દુર્ગારામના ગદ્યમાં ધ્યાન ખેંચે છે.÷

નવીન પ્રગતિસાધક વિચારશ્રેણી દ્વારા સુધારાના ક્ષેત્રમાં ગુજરાતી પ્રજાને દુર્ગારામે પા પા પગલી ભરાવી હતી તો સાહિત્યક્ષેત્રે પહેલી

× 'દુર્ગારામચરિત્ર' પૃ. ૧૨૭

÷ એના સમર્થનમાં નીચેનાં બે અવતરણો ધ્યાનમાં રાખવા જેવાં છે :

(૧) "આ ઉત્તમ વર્તમાન સંપૂર્ણ કરતી વખતે હુ ઇશ્વરની પ્રાર્થના કરૂં છૌં જે દીનાનાથ તમે આ વિચારને સહાય આપજો. અમ રકથી કંઈ થઈ સકે હેવું નથી. જેમ હલેચવો સમુદ્ર અને ટીંટોડીના જેટલું બળ." (દુ. ચ. પૃ. ૨૫).

(૨) "પણ હમને એ રીત સારી લાગતી નથી. પછી હુ પ્રસન્ન થઈને બોલ્યો કે તમે હાવી સારી વાત જાણતા હોસો હેવું હું જાણતો નોહોતો." (દુ. ચ. પૃ. ૨૮.)

રોજનીશી લખીને ગુજરાતી ગદ્યને, ઉપર જોયું તેમ, તેમણે બાળોતિયાં ભરતું કર્યું"-એમ કહી શકાય. દુર્ગારામે નિવૃત્તિકાળમાં લખેલું સાહિત્ય સંઘરાયું નથી. પણ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તેમનું સ્થાન નિશ્ચિત કરવામાં આ એક જ વિશિષ્ટ કૃતિ× બસ છે.

## અભ્યાસ—સામગ્રી


૧. મહીપતરામકૃત 'દુર્ગારામચરિત્ર'

૨. 'મહાજનમંડળ,' પૃ. ૧૧૩૨-૧૧૩૮

૩. 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', વિભાગ બીજો

૪. 'સ્મરણમુકુર' (ન. ભો. દી.)

૫. 'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય', (વિ. ર. ત્રિવેદી) વ્યાખ્યાન પહેલું

૬. 'દુર્ગારામ મહેતાજી' (ઉમાશંકર જોષી); 'સંસ્કૃતિ': માર્ચ, ૧૯૫૦ અને જૂન, ૧૯૫૧

૭. 'ગુજરાતી આત્મકથાસાહિત્યની રૂપરેખા' (ધીરુભાઇ ઠાકર): 'રેખા', ઑક્ટોબર ૧૯૪૭

૮. 'દુર્ગારામ મહેતાજી' (દલપતરામ): 'બુદ્ધિપ્રકાશ', મે, ૧૮૭૭


---

× 'દુર્ગારામચરિત્ર' રૂપે સચવાઇ રહેલી આ સામગ્રી અભ્યાસીઓને આજે એકાદ બે જૂનાં પુસ્તકાલયો સિવાય અન્યત્ર જોવા મળવી પણ મુશ્કેલ છે. એટલે અહીં તેનો કંઈક વિસ્તારથી પરિચય આપ્યો છે. ગુજરાતની કોઇ સાહિત્ય કે વિદ્યોત્તેજક સંસ્થા મહીપતરામકૃત 'કરસનદાસ ચરિત્ર' તેમજ આ કૃતિને વહેલી તકે પુનર્મુદ્રિત કરીને પ્રકાશમાં લાવે એ જરૂરી છે.

# નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર

યૌવનમૂર્તિ વિભાકરનો જન્મ તેમના વતન જૂનાગઢમાં તા. ૨૫-૨-૧૮૮૮ના રોજ થયો હતો. તેઓ જ્ઞાતિએ સોરઠી વણિક હતા. પ્રાથમિક તેમજ માધ્યમિક અભ્યાસ વતનમાં જ પૂરો કરીને ત્યાંની શાળામાંથી તેઓ ૧૯૦૬માં પહેલે નંબરે મેટ્રિક પાસ થયા અને બહાઉદ્દિન કૉલેજમાં દાખલ થયા. ત્યાંથી એકાદ વર્ષ બાદ મુંબઈ જઈને સેંટ ઝેવિયર્સ કૉલેજમાંથી ૧૯૦૮માં તેઓ બી. એ. પાસ થયા અને ૧૯૧૦માં એલએલ. બી. થયા. ૧૯૧૧માં વિભાકર બૅરિસ્ટર થવા વિલાયત ગયા. ત્યાં તેમણે કાયદાની સાથે અર્થશાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો. ૧૯૧૩માં વિલાયતથી પાછા આવીને તેઓ મુંબઈની સિડનહામ કૉલેજમાં અધ્યાપક તરીકે જોડાયા. પછી એકાદ વરસે તેમણે વકીલાત શરૂ કરી હતી.

વિભાકર બી. એ.માં હતા ત્યારથી જ તેઓ દેશની રાજકીય પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેતા થયા હતા. ઈ. સ. ૧૯૦૭માં સૂરતમાં કૉંગ્રેસનું ઐતિહાસિક અધિવેશન ભરાયું તે વેળા તેમણે ટીળક મહારાજ, અરવિંદ ઘોષ, સરદાર અજીતસિંહ અને ખાપર્ડે જેવા ક્રાન્તિકારીઓની પડખે ઊભા રહીને બાલાજીનો ટેકરો ગજાવી મૂક્યો હતો. હોમરૂલ લીગની હીલચાલને ગુજરાતમાં વેગ આપવામાં વિભાકર મોખરે હતા. વિભાકરના વ્યક્તિત્વ-વિકાસમાં તેમના વિદ્યાગુરુ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા અને તેમના વડીલ બંધુ ડૉ. કાલિદાસ વિભાકરનો નોંધપાત્ર ફાળો હતો.

ગુજરાતી રંગભૂમિનો સર્વાંગીણ ઉત્કર્ષ સાધવો એ વિભાકરના જીવનની મુખ્ય નેમ હતી. નાટકશાળાઓને વિલાસ-સ્થાનો ગણવાને બદલે જાહેર શિક્ષણ-કેન્દ્રો તરીકે પ્રતિષ્ઠા અપાવવાની તેમની અભિલાષા હતી. એટલે સાહિત્ય અને કલાની દૃષ્ટિએ ગુજરાતી રંગભૂમિમાં સુધારા કરવાની હિમાયત તેમણે જોરશોરથી શરૂ કરી. ઈ. સ. ૧૯૦૯માં રાજકોટ ખાતે ભરાયેલી ત્રીજી સાહિત્ય પરિષદમાં તેમણે 'નૂતન ગુજરાતને હવે કેવા સાહિત્યની અપેક્ષા છે?' એ વિષય પર છટાદાર શૈલીમાં નિબંધ વાંચ્યો હતો. તેમાં તેમણે ગુજરાતી નાટકસાહિત્યની' દરિદ્રતા અને ગુજરાતી રંગભૂમિની અધોગતિ વિશે કડક ટીકા કરી હતી. 'સૃષ્ટિલીલાનાં આબેહૂબ ચિત્ર, હૃદયના અકૃત્રિમ ભાવોનો ચિત્તાકર્ષક વિલાસ તથા સંપત્તિની જ્યોતિમાં, આપત્તિના અંધકારમાં અને બન્નેની મિશ્ર છાયામાં અથડાતા

મનુષ્યોની આશાઓ અને નિરાશાઓ તથા એમનાં અધઃપતન અને ઉદ્દગમનનું હૃદયહારક આલેખન ' ગુજરાતી નાટકોમાં જોવા મળતાં નથી એવી તેમણે ફરિયાદ કરી હતી. ટૂંકમાં, ગુજરાતી નાટકમાં સાહિત્યિક ગુણવત્તા અને તખ્તાલાયકી બંન્નેના સુમેળની ખોટ જે આજ સુધી સાલી રહી છે તેના તરફ શ્રી વિભાકરે સાહિત્યકારોનું ધ્યાન ખેંચ્યું હતું. નાટક અને રંગભૂમિના ઉત્કર્ષની જવાબદારી બિનકેળવાયેલા લોકો પર છોડવાને બદલે સાહિત્યકારોએ પોતે ઉપાડવી જોઈએ એમ તેમણે એ વખતે ભારપૂર્વક કહ્યું હતું.

પછી એ દિશામાં સક્રિય કાર્ય કરવા સારુ વિભાકરે ગુજરાતી રંગભૂમિના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. તેમણે પોતે ભજવવા લાયક નાટકો લખવા માંડ્યાં. ઈ. સ. ૧૯૧૨-૧૩ ના અરસામાં તેમણે 'સિદ્ધાર્થ બુદ્ધ' નામનું નાટક રચ્યું. ૧૯૧૪ની આસપાસ મુંબઈની આર્ય નાટક મંડળીએ* તે નાટક ભજવ્યું હતું. ૧૯૧૭ માં તે પુસ્તકાકારે પ્રગટ થયું હતું. સ્વ. રણજિતરામ મહેતાએ તેને ગુજરાતી સાહિત્યમાં આવકાર આપ્યો હતો.+ 'પછીનાં ચાર વર્ષમાં વિભાકરે નવયુગની સામાજિક મહત્ત્વાકાંક્ષાઓ અને સ્વદેશભાવનાને મૂર્ત કરતાં ચાર નાટકો આપ્યાં. સ્ત્રીના અધિકારનો પ્રશ્ન ચર્ચતા ' સ્નેહ-સરિતા ' નાટકે એ વખતે મુંબઈના સંસ્કારી સમાજને સારી પેઠે આકર્ષ્યો હતો. ' વીસમી સદી ', ' મુંબઈ સમાચાર ', ' જામે જમશેદ ', ' હિંદુસ્થાન ', ' સમાલોચક ' આદિ સામયિકોમાં એનાં વિવેચનો પ્રસિદ્ધ થયાં હતાં. વિભાકરને તેમજ તેના નાટકનો

---

* મૂળ આર્યનીતિ નાટક મંડળી નકુભાઈ શાહ અને મોતીરામ બેચર ચલાવતા હતા. તે બન્ને છૂટા પડતાં નકુભાઇએ આર્યનૈતિક નાટક મંડળી અને મોતીરામ બેચરે આર્ય નાટક મંડળી કાઢી હતી.

+ એ નાટક વિશે તેમનો આ અભિપ્રાય વિભાકરની નાટ્યકલાનું યથાર્થ મૂલ્યાંકન કરે છે: "બુદ્ધના જન્મ અને જીવનથી ઇતિહાસ અને અધ્યાત્મની લાગણીઓ ભવ્ય સ્વરૂપમાં પ્રજ્વલિત થવી જોઇએ તેવી લેખકમાં પહોંચ નથી છતાં સુસંસ્કારી બુદ્ધિ જેવા ભાવ અનુભવી શકે તેનું આમાં સચોટ અને હૃદયસ્પર્શી આલેખન છે. બુદ્ધના મહાભિનિષ્ક્રમણ પછી કરુણ રસ એવો જામે છે કે સહૃદયો અશ્રુબદ્ધ થયા વિના રહેતા નથી. શૃંગારની મસ્તી નથી પણ મર્યાદામાં રહેતો વિશુદ્ધ આનંદી મર્માળો સુખી શૃંગાર છે. પ્રગાઢ હૃદયમંથન નથી, સ્નેહના ઊંડા ભાવો નથી, પણ જે છે તે સંસ્કાર અને રસથી એવું પૂર્ણ છે કે સચોટ છાપ પાડયા વિના રહેતું નથી."

તખ્તા-પ્રયોગ કરનાર મુંબઇ ગુજરાતી નાટક મંડળીને એનાથી સારી પ્રસિદ્ધિ મળી. બાકીનાં ત્રણ તે સ્વરાજ્યની ભાવનાને રજૂ કરતું નાટક 'સુધાચંદ્ર', હોમરૂલ લીગની ચળવળને અનુલક્ષતું 'મધુબંસરી' અને મજૂરોની જાગૃતિને વિષય બનાવતું 'મેઘમાલિની.'

આ અરસામાં વિભાકર ગુજરાતી રંગભૂમિના ઉત્તમ અદાકારો શ્રી જયશંકર (સુંદરી), શ્રી. બાપુભાઈ નાયક અને શ્રી. મૂળચંદ (મામા)ના સંપર્કમાં આવ્યા હતા. શ્રી જયશંકર 'મુંબઈ ગુજરાતી'માંથી છૂટા થઇને ૧૯૨૨ માં લક્ષ્મીકાંત નાટક સમાજમાં જોડાયા હતા. મૂળચંદ (મામા) તેમાં દિગ્દર્શક તરીકે નિમાયા હતા. શ્રી જયશંકરને વિભાકર માટે અતુલ માન અને અનુરાગ. એટલે નવી નાટક કંપનીમાં જોડાતાં જ તેમણે સંકલ્પ કરેલો કે વિભાકરની જ કૃતિ દ્વારા આ નવી રંગભૂમિ ઉપરથી શ્રોતાગણને વંદન કરવું ! પરિણામે, વિભાકરે શ્રી જયશંકરના પાત્રને લક્ષમાં રાખીને 'અબળાઓનાં બંધન' નામનું નવું નાટક લખ્યું. એમાં 'મહાદેવી લક્ષ્મીની મર્યાદાઓનો નિર્દેશ કરીને' ભારતમુક્તિની ભાવના સમજાવેલી છે. તા. ૨-૧૨-૨૨ ના રોજ વિક્ટોરિયા થિયેટરમાં આ નાટક ભજવાયું હતું.

વિભાકરનાં આ ૭ નાટકોમાંથી પાંચ નાટક કંપનીને ભજવવા સારુ આપી દીધેલાં એટલે એમાંથી એકે પ્રસિદ્ધ થઈ શકેલ નહિ. એથી આજે એ નાટકો પ્રાપ્ય નથી એ દુર્ભાગ્યની વાત છે. એ કૃતિઓ અપ્રાગતિક દશામાં સબડતી ગુજરાતી રંગભૂમિને નવી ચેતનદાયી હવામાં લાવી મૂકવાના તેના લેખકના સમર્થ પ્રયત્નરૂપ હતી. નવીન દેશભાવનાના ઉદયનો એ યુગ હતો. ગુજરાતી રંગભૂમિ ઉપર નવીન પ્રગતિશીલ વિચારશ્રેણીવાળાં નાટકો સૌથી પ્રથમ વિભાકરે આપ્યાં છે અને એ પ્રકારનાં નાટકોને સૌથી પ્રથમ ભજવવાનું માન મુંબઈ ગુજરાતી નાટક મંડળીને મળે છે એમ કહીએ તો ખોટું નથી. નવીન વિષયોને નાટકમાં વણવા ઉપરાંત, સંસ્કારી ભાષામાં જોસીલા સંવાદો રચીને શ્રી વિભાકર ધારી અસર ઉપજાવી શકતા હતા.

રંગભૂમિના ઉદ્ધારના ઉત્સાહમાં તેમણે 'રંગભૂમિ' નામનું ત્રૈમાસિક સંવત ૧૯૭૯ના કારતક મહિનામાં કાઢ્યું હતું. પણ કેવળ રંગભૂમિના પ્રશ્નોની વિચારણા અને તખ્તાલાયક નાટકોનો ફાલ આપવાને

બદલે તેનું ક્ષેત્ર વ્યાપક બનાવવા જતાં મૂળ ઉદ્દેશ સધાયો નહિ. એક વર્ષ બાદ એ 'નવચેતન' સાથે જોડાઇને લુપ્ત થઇ ગયું.

ઈ. સ. ૧૯૦૯ થી ૧૯૨૪ના ગાળામાં વિભાકરે સાહિત્ય, સમાજ, અર્થશાસ્ત્ર અને રાજકારણને લગતા હળવા તેમજ ગંભીર લેખો મુંબઈનાં જુદાં જુદાં સમયિકોમાં લખ્યા હતા. તેનો 'આત્મનિવેદન' નામે દળદાર સંગ્રહ પાછળથી તેમણે પ્રસિદ્ધ કર્યો હતો.

નૃસિંહ વિભાકરનું વ્યક્તિત્વ ઉલ્લાસ અને સ્ફૂર્તિથી તરવરતું હતું. અભિમાનની હદે પહોંચે તેટલી સ્વગૌરવ અને સ્વમાનની વૃત્તિ તેમનામાં હતી. આત્મશ્લાઘાની ગંધ આપે એટલો આત્મવિશ્વાસ તેમનાં ભાષણો અને લેખોમાં પ્રતીત થાય છે. 'મહત્ત્વાકાંક્ષા તેમની રગેરગમાં રક્ત સાથે મળેલી હતી.' સાહિત્યપ્રેમ, રાષ્ટ્રભાવના અને રંગભૂમિના ઉત્કર્ષની ઝંખના તેમની પ્રવૃત્તિનાં મુખ્ય ચાલક બળો હતાં. વિભાકર સારા વક્તા પણ હતા* 'નાયગ્રાના ધોધ જેવી વેગવંત તેમની વાણી હતી.' તેમનાં લખાણો તેમના સ્ફૂર્તિમંત વ્યક્તિત્વની વિશિષ્ટ છાપ પાડે તેવી તેજસ્વી શૈલીથી અંકિત છે. અનેક ઉચ્ચ અભિલાષોનું ઉચ્ચારણ કરનાર આ આશાસ્પદ લેખક તેમને સિદ્ધ કરી બતાવે તે પહેલાં તો—૩૭ વર્ષની ભરજુવાન વયે પાંડુરોગનો ભોગ બનીને તા. ૨૮-૫-૧૯૨૫ ના રોજ આ દુનિયા તજીને ચાલ્યો ગયો.

### કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન સાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. સિદ્ધાર્થ બુદ્ધ | નાટક | ૧૯૧૭ | પોતે |
| ૨. આત્મનિવેદન | લેખસંગ્રહ | ૧૯૨૪ | ,, |
| ૩. નિપુણચંદ્ર | નવલકથા | ? | ? |

* કવિ ન્હાનાલાલનું નીચેનું વાક્ય સંભારો :

'ગુજરાતી વક્તૃત્વકલાનો જ્યેષ્ઠ (? જ્યેષ્ઠ) પુત્ર મણિશંકર રત્નજી ભટ્ટ : ને બીજો પુત્ર નૃસિંહ વિભાકર.' ('આપણાં સાક્ષરરત્નો' ભા૦ ૨, પૃ૦ ૫૯)

## અપ્રગટ નાટકો

| નામ. | રચ્યા સાલ | ભજવ્યા તારીખ | ભજવનાર કંપની |
|---|---|---|---|
| ૧. સ્નેહ-સરિતા | ૧૯૧૫ | ૧૫ ૯-'૧૫ | મુંબઈ ગુજરાતી નાટક મંડળી |
| ૨. સુધાચંદ્ર | ૧૯૧૬ | ૫-૮-'૧૬ | " |
| ૩. મધુબંસરી | ૧૯૧૭ | ૧૮-૭ '૧૭ | " |
| ૪. મેઘમાલિની | ૧૯૧૮ | ૨૩-૧૧-'૧૮ | " |
| ૫. અબ્જોનાં બંધન | ૧૯૨૨ | ૨ ૧૨-'૨૨ | લક્ષ્મીકાંત નાટક સમાજ |

## અભ્યાસ-સામગ્રી

૧. 'આત્મનિવેદન'ની પ્રસ્તાવના ( કૌ. વિ. મહેતા )

૨. 'નવચેતન અને રંગભૂમિ', સપ્ટેંબર ૧૯૨૫; 'સ્વ૦ વિભાકર: રંગભૂમિની દૃષ્ટિએ' (વજેતેરવાળા મનહર) અને 'અધિપતિની નોંધ'

૩. 'જૂઇ અને કેતકી' ( વિ. ક વૈદ્ય ) : 'પત્રકારનું નિવેદન'

૪. આપણા સાક્ષરરત્નો ( ન્હાનાલાલ કવિ ) : ભાગ ૨, પૃ૦ ૫૪

# પ્રાણશંકર પ્રેમશંકર ભટ્ટ

શ્રી પ્રાણશંકર શાસ્ત્રીનો જન્મ વિ. સં ૧૯૧૭ માં તેમના વતન જામનગરમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર હતા. આપણા પ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી તેમના ભાણેજ થાય. પ્રાણશંકરભાઈએ ગુજરાતી ૭ ધોરણો પૂર્ણ કરીને સંસ્કૃતનો પદ્ધતિસર અભ્યાસ જામનગરમાં કેશવજી શાસ્ત્રી પાસે કર્યો હતો. તેમનામાં 'સંસ્કૃત ગ્રંથોનો મર્મ સમજવાની' 'સારી શક્તિ' હતી. તેમ છતાં તેમણે લેખન-કાર્ય ગુજરાતીમાં જ કર્યું છે તેમના ગુજરાતી અક્ષરો સ્વચ્છ અને સુવાચ્ય હતા. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી મામાના અક્ષરોનો મરોડ પોતાના અક્ષરોમાં ઉંમર વધતાં ઊતર્યો હોવાનું પોતાના 'અક્ષરજીવનનાં સ્મરણો'માં નોંધે છે.

પ્રાણશંકરભાઈ સત્તર-અઢાર વર્ષના હતા ત્યારથી તેમને પદ્યરચનાનો શોખ લાગ્યો હતો. તેમના તરુણ વયના. કાવ્યપ્રયોગોના સાથી 'કાન્ત', પ્રભાશંકર પટ્ટણી અને કવિ દુર્લભ શ્યામ ધ્રુવ વગેરે તેમના જ્ઞાતિબંધુઓ હતા. તેમના કાવ્યસંગ્રહ 'કાવ્યકુસુમ'માં તેમના આ સાહિત્ય-મિત્રોની પાદપૂર્તિઓ પણ સંઘરાયેલી છે. આ સંગ્રહમાં સંસ્કૃત મુક્તકોના અનુવાદો ને તે પદ્ધતિનાં ગુજરાતી મુક્તકો તેમજ બોધક ને સ્તુતિરૂપ રચનાઓનો સમાવેશ થાય છે. એમાંનાં 'કેટલાંક કાવ્યો સારા સંસ્કારવાળાં અને પ્રાસાદિક છે, જે ઉપરથી કર્તામાં સારી કાવ્યપ્રતિભાનાં બીજ છે' એમ મણિલાલ નભુભાઈએ તેનું અવલોકન કરતાં અભિપ્રાય આપ્યો હતો. પદ્યરચનાનો શોખ પ્રાણશંકરભાઈએ છેવટ લગી જાળવી રાખ્યો હતો.

તેમણે ગદ્ય પણ ઠીક પ્રમાણમાં લખ્યું છે. સંપ, બ્રહ્મચર્ય અને બ્રાહ્મણવર્ગની ઉન્નતિ દ્વારા સામાજિક ઉન્નતિ એ તેમના બોધક નિબંધોના મુખ્ય વિષયો છે. તેઓ શ્રી ઝંડુ ભટ્ટજીના સંસર્ગમાં હતા. વૈદક તેમના અભ્યાસનો પ્રિય વિષય હતો. 'વૈદ્ય કલ્પતરુ' અને 'આયુર્વેદ વિજ્ઞાન'માં તેઓ વૈદક વિશે છૂટક લેખો લખતા. વિ. સં. ૧૯૭૪ માં ૫૭ વર્ષની વયે તેમનું અવસાન થયું હતું.

## કૃતિઓ

| કૃતિનુ નામ | પ્રકાર કે વિષય | પ્રકાશન સાલ | પ્રકાશક | ભાષાંતર હોય તો મૂળ કૃતિનુ નામ. |
|---|---|---|---|---|
| ૧. કાવ્યકુસુમ | કાવ્યસંગ્રહ | ઈ. સ. ૧૮૯૪ | પોતે | — |
| ૨ અદ્વૈત-સિદ્ધિ | નિબંધ | ? | ,, | — |
| ૩. બ્રહ્મચર્યનો ઉપદેશ | ,, | ? | ,, | — |
| ૪. આપણો ઉદય કેમ થાય ? | ,, | ૧૮૯૬ | ,, | — |
| ૫. વૈદ્ય-વિદ્યાનુ તાત્પર્ય | ,, | ૧૮૯૭ | શંકરપ્રસાદ વિ. કરુણાશંકર, જામનગર | — |
| ૬. અષ્ટાંગહૃદય | વૈદ્યકવિષયક ગ્રંથ | ૧૯૧૩ | ભાવનગરના મહારાજા ભાવસિંહજી | સંસ્કૃતનુ ભાષાંતર |

## અભ્યાસ—સામગ્રી

૧. 'એક સરસ્વતીભક્તના અક્ષરજીવનના સ્મરણો' (દુ. કે. શાસ્ત્રી) 'માનસી,' સપ્ટેમ્બર, ૧૯૪૪; પૃ. ૨૭૧—૨૭૩

૨. સુદર્શન ગદ્યાવલિ (મ. ન. દ્વિવેદી) પૃ. ૮૯૫, ૯૪૮, ૯૭૫

# મગનલાલ નરોત્તમદાસ પટેલ

'મહાજન-મંડળ'ના કર્તા શ્રી મગનલાલ પટેલનો જન્મ વિ સં. ૧૯૧૫ (સને ૧૮૫૯) ના ફાગણ માસમાં મહીકાંઠા જિલ્લામાં આંબલીઆરા ગામે થયો હતો. તેમના પિતાનું નામ નરોત્તમદાસ અને માતાનું નામ સખબાઈ હતું. જ્ઞાતિએ લેઉઆ પાટીદાર. ગામડા ગામમાં ખેતીનો ધંધો કરતી આજથી આશરે ૬૦ વરસ પહેલાંની પ્રજા કેળવણીના ફાયદા તો ક્યાંથી સમજે? પણ ૧૮૬૮ માં પહેલવહેલી સરકારી ગુજરાતી શાળા તેમના ગામમાં ખૂલી એટલે કૌતુકને ખાતર આંબલીઆરાના ખેડૂતોએ પોતાનાં બાળકોને નિશાળે ભણવા મોકલ્યાં હતાં. દસ વર્ષના મગનલાલ પણ એ વખતે નિશાળે બેઠા હતા. ઇ. સ. ૧૮૭૬ માં ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા તેમણે પસાર કરી હતી.

એથી વિશેષ અભ્યાસની ગામડામાં સગવડ નહોતી અને પુત્રને શહેરમાં ભણવા મોકલવા જેટલી મગનલાલના પિતાની શક્તિ નહોતી. તેથી અંગ્રેજી ભણવાની ઘણી હોંશ હોવા છતાં તેમને અભ્યાસ છોડવો પડ્યો. તેમણે ગામની શાળામાં મોનિટર તરીકે માસિક એક રૂપિયાના પગારથી નોકરી શરૂ કરી. આ વખતમાં તેમના વિદ્યાગુરુ સદાશિવરાવ અનંતરાવ અને તેમના સહાધ્યાયી પીતાંબરદાસ શંભુરામના સંસર્ગથી મગનલાલને વાચનનો શોખ લાગ્યો. પુનઃ તેમને અંગ્રેજી ભણવાની ઈચ્છા જાગી અને પિતાની અનુમતિ મેળવીને તેઓ ૧૮૭૮ માં અમદાવાદ આવીને અંગ્રેજી શાળામાં દાખલ થયા. પણ થોડા જ વખતમાં માંદા પડતાં ઘેર પાછા આવવું પડ્યું. ફરીથી તેઓ સરકારી કેળવણી ખાતામાં શિક્ષક થયા. મહીકાંઠા અને બાવીશી જિલ્લાનાં જુદાં જુદાં ગામોમાં બે વરસ નોકરી કર્યા બાદ તેમણે માલપુર દરબારમાં કારકૂનની જગ્યા મેળવી.

આ બધો વખત મગનલાલના મનમાં અંગ્રેજી ભણવાની લગની હતી જ. આખરે એક દિવસ એ હેતુ બર આણવા માટે તેઓ છાનામાના પૂના ન્હાસી ગયા અને ત્યાં ખૂબ કષ્ટ વેઠીને અંગ્રેજીનો કામ પૂરતો અભ્યાસ કર્યો.

શ્રી મગનલાલને મૂળથી જ મહાપુરુષોનાં જીવનચરિત્ર વાંચવાનો શોખ હતો. પૂનાથી મુંબઈ આવીને તેઓ તેમના મિત્ર દોલતચંદ પુરુષોત્તમદાસ બરોડીયાને ત્યાં રહ્યા હતા ત્યાં તેઓ તે વખતના લોકપ્રસિદ્ધ પુરુષો

સ્વામી દયાનંદ સરસ્વતી, પં. ગટુલાલજી, દાદાભાઈ નવરોજી વગેરેને રૂબરૂ મળ્યા હતા અને તેમનાં વ્યાખ્યાનો સાંભળ્યાં હતાં.

૧૮૮૬ માં માલપુર દરબારની નોકરીમાં તેઓ ફરી જોડાયા. ત્યાંથી મહીકાંઠાના પોલીટીકલ એજન્ટની મારફત સામેરામાં ઓપિયમ ઑફિસરની સરકારી નોકરી મળી. ત્યાં બે વર્ષ નોકરી કરી એટલામાં એક અમલદાર પર લાંચ લેવાના આરોપના મુકદ્દમામાં તેમની જુબાની સરકારી ખાતાને પસંદ નહિ પડતાં મગનલાલને છૂટા કરવામાં આવ્યા. પછી માલપુરમાં ફોજદાર તરીકે થોડો વખત રહીને ૧૮૮૯ ના ઑગસ્ટમાં તેઓ મુંબઈ ગયા અને ત્યાંની જ્યુબિલી મીલમાં કોટન કારકૂન તરીકે રહ્યા.

આ અરસામાં મગનલાલે લેખન-કાર્ય શરૂ કર્યું. ૧૮૮૯ના ડિસેંબર મહિનામાં કૉંગ્રેસનું પાંચમું અધિવેશન મુંબઈમાં ભરાયું હતું. તે વખતે તેમણે 'ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ' નામની એક ન્હાની પુસ્તિકા લખીને બહાર પાડી હતી. તેમાં કોંગ્રેસનો ચાર વર્ષનો ટૂંકો ઇતિહાસ અને તે નાંહેતુ ને ઉપયોગિતાનું વાર્તારૂપે બયાન કરવામાં આવ્યું હતું. આ પુસ્તિકા લોકોને પસંદ પડતાં એ જ વખતે તેની હજારો નકલ ખપી ગઈ અને મગનલાલને પણ ખ્યાતિ મળી. પછી તેમણે મુંબઈની પારસી કોમની સાંસારિક સ્થિતિની હિંદુ સમાજના રિવાજ સાથે તુલના દર્શાવતી 'સંસારચિત્ર કાદંબરી' નામની વાર્તા લખી, જે તેમના સમયમાં ઠીક વખણાઈ હશે એમ ગુજરાતના કેટલાક અગ્રગણ્ય સાક્ષરોના તેમણે ટાંકેલા અભિપ્રાય પરથી સમજાય છે. પછી તેમણે 'મુંબઈ શહેરનું વર્ણન' તથા 'ખેતીવાડીનાં મૂળતત્ત્વની પાઠમાળા ભા. ૧' લખ્યાં હતાં. આ ઉપરાંત 'બુદ્ધિપ્રકાશ', 'સત્યમિત્ર' વગેરે પત્રોમાં તેઓ ખેતી, આરોગ્ય આદિ વિષયો પર છૂટક લેખો પણ લખતા હતા.

આમ, લેખનકાર્યમાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થયા પછી મગનલાલે 'મહાજન-મંડળ'નું મહાભારત કાર્ય ૧૮૯૨ માં ઉપાડ્યું. રોયલ સાઇઝનો ૧૪૨૦ પાનાંનો આ બૃહદ્ ગ્રંથ મગનલાલના પુરુષાર્થના સ્મારકરૂપ છે. આ ગ્રંથમાં તેમણે ભારતવર્ષના પ્રાચીન તેમજ અર્વાચીન યુગના નૃપતિઓ, રાજપુરુષો, સંતો, ધર્મપ્રવર્તકો, પંડિતો, કવિઓ, દેશભક્તો, ધર્મ-ચિંતકો, વૈદ્ય-દાક્તરો, સંગીતકારો તેમજ સતીઓ, વીરાંગનાઓ અને વિદુષીઓ વગેરેના પરિચયો આપેલા છે. આ લેખોની લખાવટમાં કોઈ

વિશિષ્ટતા નથી. પણ તેને અંગે માહિતી મેળવવા પાછળ લેખકે ઉઠાવેલો શ્રમ પ્રશસ્ય છે. આજે પણ એ ગ્રંથ એ જમાનાના અનેક લેખકો અને પ્રસિદ્ધ પુરુષો વિશે માહિતી પૂરી પાડનાર ગુજરાતી 'આકર-ગ્રંથ'ની ગરજ સારે છે.

### કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ | વાર્તા | ૧૮૮૯ | પોતે |
| ૨. સંસારચિત્ર કાદંબરી | ,, | ૧૮૯૧ | ,, |
| ૩. મુંબઇ શહેરનું વર્ણન | નિબંધ | ,, | ,, |
| ૪. ખેતીવાડીનાં મૂળતત્ત્વની પાઠમાળા ભા.૧ | ,, | ૧૮૯૨ | ,, |
| ૫. મહાજનમંડળ | ચરિત્ર-લેખો | ૧૮૯૬ | ,, |

### અભ્યાસ—સામગ્રી

'મહાજન-મંડળ', પૃ. ૧૨૯૬—૧૩૦૬

# મણિલાલ નભુભાઇ દ્વિવેદી

'અભેદમાર્ગપ્રવાસી' મણિલાલનો જન્મ વિ૦ સ૦ ૧૯૧૪ ના ભાદરવા વદ ચોથ—ઈ સ ૧૮૫૮ ના સપ્ટેમ્બરની ૧૯ મી તારીખે પ્રાતઃકાળે નડિયાદમાં થયો હતો એ નડિયાદના સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા પિતાનુ નામ નભુભાઈ ભાઈલાલ દવે અને માતાનુ નામ નિરધાર હતું સાત વર્ષની વયે તેમને ઉપનયન-સસ્કાર થયા હતા તેર-ચૌદ વર્ષની વયે તેમનાં લગ્ન ચારેક વર્ષની બાળકી મહાલક્ષ્મી સાથે થયાં હતાં

આશરે ચાર વર્ષની ઉમરે મણિલાલે દયાશકર પડ્યાની ગામઠી નિશાળે ભણતરની શરૂઆત કરી સાધારણ આંક અને વાચન સિવાય ગામઠી નિશાળમાં તેઓ ઝાઝું ભણી શક્યા નહિ ધીરધાર અને ક્રિયાકાંડનો ધધો કરનાર નભુભાઈની ગણતરી દીકરાને થોડુંક લખતાં વાંચતાં આવડે એટલે કોઈને ત્યા મુનીમ તરીકે થોડો વખત રાખીને પોતાના ધધામાં જોડી દેવાની હતી એટલે ગુજરાતી પાંચ ધોરણ પૂરાં કરીને અગ્રેજી નિશાળમાં દાખલ થવાનુ આવ્યુ, ત્યારે કિશોર મણિલાલને પિતા પાસેથી અભ્યાસ આગળ વધારવાની રજા મહાપરાણે—'રડી કકળીને' મેળવવી પડી

અગ્રેજી બીજા ધોરણમાં ઝવેરલાલ વલ્લુભાઈ નામના શિક્ષકે મણિલાલને અભ્યાસમાં રસ લગાડ્યો—જેને પરિણામે એ બીજા ધોરણમાં પહેલે નબરે પાસ થયા તેમને ઈનામ મળ્યુ, તેમના અભ્યાસથી ખુશ થઈને મુખ્ય શિક્ષકે તેમને ત્રીજુ ધોરણ કુદાવીને ચોથામાં મૂક્યા આથી રાજી થવાને બદલે વિદ્યાર્થી મણિલાલ નિરાશ થયા! બીજે દિવસે વર્ગ-શિક્ષક દ્વારા મુખ્ય શિક્ષક પાસે જઈને તેમણે વિનતી કરી 'મને ઉતારી પાડો' મુખ્ય શિક્ષકે 'તુ વિચિત્ર છોકરો છે' એમ સાશ્ચર્ય ઉદ્ગાર કાઢીને મણિલાલને ત્રીજા ધોરણમાં બેસવાની રજા આપી ત્રીજામાં અભ્યાસ સારો ચાલ્યો, પણ ચોથા ધોરણની અંદર સંસ્કૃત, ગણિત અને ભૂમિતિ પર તેમને એવો કટાળો ઉપજવા લાગ્યો કે એમાંથી કોઈ વિષયનો સમય ભરવાનુ મન થતું નહિ બીજા વિષયો સારા આવડતા એટલે છઠ્ઠા ધોરણ સુધી વર્ગમાં તેમનો નબર પાછો ઊતર્યો નહિ છઠ્ઠા ધોરણમાં વળી તેમનો 'હાથ ઝાલનાર' શિક્ષક છબીલરામ દોલતરામ મળી ગયા સંસ્કૃત વ્યાકરણના નિયમો ગોખવાનો મણિલાલને કટાળો હતો તે ટાળવા સારુ છબીલરામ માસ્તર તેમને રવિવારે ચાઓ પાસે 'લઘુકૌમુદી' શીખવા લઈ જવા લાગ્યા

ટૂંકા સૂત્ર રૂપે સંસ્કૃત વ્યાકરણ શીખવામાં તેમને રસ પડ્યો ને 'જાણે તેમની જ મદદથી ભૂમિતિમાં પણ રસ પડ્યો!' મેટ્રિકમાં તેમને મુખ્ય શિક્ષક દોરાબજી એદલજી ગીમીએ ઉત્તમ માર્ગદર્શન આપ્યું હતું. ગીમી સાહેબની સૂચનાથી મણિલાલે ઘણાં અંગ્રેજી પુસ્તકો હાઈસ્કૂલના અભ્યાસ-કાળમાં વાંચ્યાં હતાં. ટોડકૃત 'સ્ટુડન્ટસ ગાઇડ' એ વખતે તેમનું પ્રિય પાઠ્યપુસ્તક હતું. એ અને એમના સહાધ્યાયી છગનલાલ હરિલાલ પંડ્યા ઈ. સ. ૧૮૭૫માં મેટ્રિકની પરીક્ષામાં બેઠા. તેમણે શિક્ષકના આગ્રહથી મેટ્રિકમાં સંસ્કૃત ઐચ્છિક વિષય લીધો હતો. પરંતુ, પાછળથી દેશવિદેશમાં સંસ્કૃતના પંડિત તરીકે ખ્યાતિ પામનાર મણિલાલ અને 'કાદંબરી'ના સમર્થ અનુવાદક છગનલાલ પંડ્યા સંસ્કૃતના જ વિષયમાં નાપાસ થવાથી, મેટ્રિકમાં પહેલે વર્ષે નિષ્ફળ ગયા.

પછીને વર્ષે ગીમી સાહેબ બદલાઈ ગયા. વળી તેમને બે માસ સખત માંદગી આવી, પણ હવે તેમને અભ્યાસની બરાબર લગની લાગી હતી. 'લઘુકૌમુદી' અને 'અમરકોશ' રાત્રે બે વાગે ઊઠીને ગોખીને તેમણે પાકાં કર્યાં. અને એમ જાતમહેનત કરીને ૧૮૭૬ની મેટ્રિકની પરીક્ષામાં તેઓ આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયા. તે જ વર્ષે યુનિવર્સિટીમાં શરૂ થયેલી કહાનદાસ મંછારામ શિષ્યવૃત્તિ (માસિક વીસ રૂપિયાની) તેમને મળ્યાની સરકારી ગેઝેટમાં જાહેરાત થઈ.

નભુભાઈની ઇચ્છા દીકરાને હવે આગળ ભણાવવાની નહોતી, પણ મણિલાલની મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવાની ઉત્કટ અભિલાષા હતી. એને માટે શિષ્યવૃત્તિના લાભ આગળ કરીને માંડ માંડ પિતાની અનુમતિ મેળવીને ૧૮૭૭ના આરંભમાં તેઓ ૧૮ વર્ષની વયે એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને તેના છાત્રાલયમાં રહેવા લાગ્યા.

સમયપત્રક બનાવીને દરરોજ લગભગ તેર-ચૌદ કલાક વાંચવાનો નિયમ મણિલાલે કૉલેજનાં ત્રણે વર્ષ ચીવટપૂર્વક પાળ્યો હતો. તેમની અભ્યાસ-પદ્ધતિ વિશિષ્ટ હતી. તેઓ કોઈ પણ વિષયને હસ્તામલકવત્ કર્યા વગર છોડતા નહિ. અમુક વિષયનું જ્ઞાન કોઈ એક પુસ્તકમાંથી યંત્રવત્ ગોખીને મેળવવાને બદલે તેઓ એ વિષયનાં ઘણાં પુસ્તકો વાંચીને તે વિષયનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાનો આગ્રહ હમેશાં રાખતા. આથી, અન્ય વિદ્યાર્થીઓ કરતાં તેમને શ્રમ ઘણો કરવો પડતો, પણ બદલામાં ઊંડા અને સંગીન જ્ઞાનનો લાભ મળતો. બી. એ. માં બુદ્ધિ અને તર્ક

ખીલવે તેવા ઇતિહાસ અને રાજનીતિશાસ્ત્ર ( Political Economy )ને તેમણે ઐચ્છિક વિષય તરીકે પસંદ કર્યા હતા. એ પરીક્ષા માટે તેમણે ભારે મોટી તૈયારી કરી હતી. બી. એ. માં તેઓ બીજા વર્ગમાં પાસ થયા હતા, પણ આખી પરીક્ષામા તેમનો નંબર બીજો હતો. ઇતિહાસ—રાજનીતિશાસ્ત્રમાં તેમને જેમ્સ ટેનર પારિતોષિક મળ્યુ હતુ.

આમ મણિલાલની કૉલેજ-કારકિર્દી તેજસ્વી હતી. ડૉ ભાંડારકર અને પ્રિ. વર્ડ્ઝવર્થની ઉત્તમ પ્રીતિ અને શિક્ષણ-પદ્ધતિનો તેઓ લાભ પામ્યા હતા પ્રિ. વર્ડ્ઝવર્થની કૃપાથી તેઓ બી. એ. પાસ થયા પછી એલ્ફિન્સ્ટન કૉલેજમાં માનાર્હ 'ફેલો' તરીકે નિમાયા હતા 'ફેલો' તરીકે તેમણે પોતાને અનુગમતા વિષયો 'ટ્રીગોનોમેટ્રી' અને 'યુકિલડ' ખુબ મહેનત લઈને એક વર્ષ શીખવાડીને કોલેજના વિદ્યાર્થીઓમાં ઉત્તમ છાપ પાડી હતી.

ગમે ત્યાં નોકરી સ્વીકારી લેવાનુ હવે અનિવાર્ય હતુ. એટલે પોતાની ઘણી ઇચ્છા હોવા છતાં મણિલાલથી એમ. એ. નો અભ્યાસ થઈ શકે તેમ નહોતો. પણ તેમની અભ્યાસતૃષા અદમ્ય હતી; એમ. એ. ની પરીક્ષામાં અઘરા ગણાતા વિષયો ઇતિહાસ અને ફિલસૂફી પૂરેપૂરા પાકા કરી લેવાના ઇરાદે અધ્યાપકો પાસેથી તેમણે એ વિષયોના પાઠ્યગ્રંથોની પૂરી યાદી મેળવી લીધી અને પોતાના શોખના વિષયોનું ઊંડુ જ્ઞાન સંપાદન કરીને સંતોષ લીધો.

૧૮૮૦ ના એપ્રિલ સુધી તેમણે 'ફેલો'ની કામગીરી બજાવી. પછીના જુલાઈમાં નડિયાદની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે રૂપિયા સાઠના દરમાયાથી તેઓ જોડાયા. ત્યાં તેમણે થોડો વખત કામ કર્યું એટલામાં ૧૮૮૧ ના એપ્રિલમાં તેમને મુંબઇની સરકારી ગુજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની જગ્યા મળી. મુંબઈ-નિવાસ દરમ્યાન તેમણે કેળવણી ખાતામાં નિષ્ઠાવાન અને કાર્યદક્ષ અધિકારી તરીકે અને શિક્ષિત સમાજમાં બુદ્ધિશાળી ચિન્તક અને લેખક તરીકે દૃઢ છાપ પાડી હતી ૧૮૮૫ ના જાન્યુઆરિમાં નવી નીકળેલી ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે તેમની નિમણૂંક થતાં તેઓ મુંબઇથી ભાવનગર ગયા. ૧૮૮૮ ના એપ્રિલ સુધી ત્યાં તેમણે ઉત્તમ અધ્યાપન-કાર્ય કરીને લોકો અને વિદ્યાર્થીઓની પ્રીતિ સંપાદન કરી હતી. પછી માંદગીને કારણે તેમને એ નોકરી છોડવી પડી અને નડિયાદમાં ફરજિયાત નિવૃત્તિ સ્વીકારવી પડી. પાછળથી દોઢેક વર્ષ (૧૮૯૩ના ડિસેમ્બરથી ૧૮૯૫ ના જૂન સુધી)

વડોદરા રાજ્યના ભાષાંતર ખાતાના અધિકારી તરીકે તેમણે કામ કર્યું હતું; બાકીનો બધો વખત મણિલાલે કચ્છ અને વડોદરા જેવાં રાજ્યો, થિયોસોફિકલ સોસાયટી જેવી સંસ્થાઓ અને કેટલીક વ્યક્તિઓ દ્વારા સોંપાયેલ ગ્રંથો તેમજ પોતાની યોજનાના ગ્રંથો તૈયાર કરવામાં ગાળ્યો હતો. ૧૮૯૮ ના ઑક્ટોબરની પહેલી તારીખે તેમનું અવસાન થયું તે પળ સુધી તેમણે પોતાનું ઇષ્ટ લેખનકાર્ય છોડયું નહોતું.

ચાળીસ વર્ષમાં જીવન-લીલા સંકેલી લેનાર મણિલાલનું લેખન-કાર્ય વિપુલ અને બહુવિધ છે. તેમને કવિતા રચવાનો છંદ બાળાશંકરે લગાડયો હતો. દલપતરામ અને નર્મદાશંકર એ બેમાં કયો કવિ મોટો એ આ પંદર સત્તર વર્ષના કિશોરોની સાહિત્ય-ચર્ચાનો વિષય બનતો. મણિ-લાલે દલપતશૈલીમાં કાવ્ય લખવાની શરૂઆત કરી હતી. ૧૮૭૫ માં તેમણે 'શિક્ષાશતક' નામનો પોતાની આરંભની કૃતિઓનો સંગ્રહ પ્રગટ કરીને બાળાશંકરને અર્પણ કર્યો હતો. કોલેજ-કાળ દરમ્યાન ભાષા અને છંદ ઉપર તેમણે સરસ હથોટી જમાવી લીધી હતી. કવિતા અને સાહિત્ય-તત્ત્વ પરત્વે તેમના વિચારો મિત્રોમાં વિવેચકના અભિપ્રાય જેટલા વજનદાર લેખાતા. મસ્ત કવિ બાળાશંકરના સંસર્ગે તેમ કેવલાદ્વૈતના મનને તેમને મસ્ત રંગની ગઝલો લખવા પ્રેર્યા હતા. પ્રેમ અને ભક્તિના આત્મલક્ષી અનુભવો પણ તેમનાં અમુક ઉત્કૃષ્ટ ઊર્મિકાવ્યોની પીઠિકા પર રહેલા છે.

તેમણે બે નાટકો લખેલાં છેઃ 'કાન્તા' અને 'નૃસિંહાવતાર.' પહેલું નાટક ૧૮૮૯ના સપ્ટેમ્બરમાં મુંબઈમાં મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ ભજવ્યું હતું. બીજું તો તેમણે એ મંડળીને માટે જ ૧૮૯૭ માં લખ્યું હતું, જે તેમના અવસાન બાદ ૧૮૯૯ માં મુંબઈમાં ભજવાયું હતું. તે અદ્યાપિ અપ્રગટ છે. ૧૮૮૦ માં તેમણે સંસ્કૃત નાટક 'માલતી માધવ'નું અને ૧૮૮૨ માં 'ઉત્તરરામચરિત'નું ભાષાંતર કર્યું હતું. 'ઉત્તરરામચરિત'ના ભાષાંતરને ગુજરાતી વિવેચકોએ ઉમળકાભેર સત્કાર્યું હતું.

કવિ નાટકકાર કે વિવેચકના કરતાં ધર્મ-તત્ત્વ-ચિંતક તરીકે મણિ-લાલ વિશેષ જાણીતા છે તેમનું કુટુંબ જૂની પરંપરાના સંસ્કારવાળું હતું. તેમાં ઉછરેલા મણિલાલ પિતાના આગ્રહથી અને શિક્ષકના ઉપદેશથી મેટ્રિક પાસ થયા ત્યાં લગી, ત્રિકાલ સંધ્યા કરતા હતા. કૉલેજમાં ગયા પછી તેમને ત્રિકાલ-સંધ્યા છોડવી પડી હતી. પણ કૉલેજ છોડયા બાદ,

'કૉલેજમાં રહેવાથી આવેલ નાસ્તિકપણું' દૂર થતાં પુનઃ સંધ્યાવન્દનાદિ ક્રમ તેમણે શરૂ કર્યો હતો. કૉલેજ છોડી તે વખતે મણિલાલ પાશ્ચાત્ય ફિલસૂફીની તુલનાએ પ્રાચીન આર્ય ધર્મભાવનાનો વિચાર કરીને બેમાંથી તથ્ય તારવી કાઢવાની મથામણમાં પડયા હતા સાથે સાથે જીવનના ઉદ્દેશનું ચિંતવન પણ ચાલતું હતું, તે આખરે ધર્મ અને પ્રેમ એ બે લક્ષ્ય ઉપર આવીને સ્થિર થયું. ઘણા મનનને અંતે ધર્મ અને પ્રેમની એકતા તેમને પ્રતીત થઈ અને પરમ પ્રેમ–અર્થાત્ વિશાળ જગદ્વ્યાપી પ્રેમ એ જ મોક્ષ એવો નિર્ણય લેવાતાં શાંકર વેદાન્ત ઉપર તેમની શ્રદ્ધા દૃઢ થઇ. આ અદ્વૈતનિષ્ઠા મણિલાલની સમગ્ર વિચારશ્રેણીના પાયારૂપ છે.

આ અદ્વૈતના કીમિયા વડે તેમણે જીવનની અનેક વિસંવાદિતાઓનું સમાધાન કરી બતાવ્યુ છે. તેમના પુરોગામી નર્મદે 'સતશુદ્ધ' ધર્મનું ઝાંખું દર્શન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેના એ પ્રયત્નો મહોરે તે પહેલાં તો પોતાનું અધૂરૂં મૂકેલું કાર્ય ૨૮ વર્ષના જુવાન સમાનધર્મા મણિલાલને સોંપીને તેને ચાલી નીકળવું પડયું હતું. ધર્મને કેન્દ્રમાં રાખીને જીવનનો ખ્યાલ કરવાનું સૌથી પ્રથમ મણિલાલે જ ગુજરાતને શીખવાડયું. ધર્મની બાબતમાં અભેદાનુભવને જ તેઓ બ્રહ્મસાક્ષાત્કાર કહે છે; ગૃહમાં અભેદ વગર સાચું સુખ કે શાંતિ મળે નહિ; રાજ્યનું એ ઉત્તમાંગ છે અને સાહિત્યના સર્જન માટે એના ઉત્કટ અને વિશાળ અનુભવની અનિવાર્ય આવશ્યકતા છે એવું એમનું સામાન્ય પ્રતિપાદન છે. વેદાન્તની પરિપાટી ઉપર હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિના મુખ્ય સિદ્ધાંતોને તર્કશુદ્ધ શૈલીમાં સમજાવીને અન્ય ધર્મોની અપેક્ષાએ સ્વધર્મની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરવાનો તેમણે જિંદગીભર પુરુષાર્થ કર્યા કર્યો છે. 'સિદ્ધાંતસાર' અને 'પ્રાણવિનિમય' તેમની આ પ્રવૃત્તિનાં ઉત્તમ ફળ છે. મણિલાલને મન સ્વધર્મની શ્રેષ્ઠતા એટલે અભેદની જ શ્રેષ્ઠતા છે, જેને તેઓ પ્રાચીન ધર્મભાવના કહે છે. ઓગણીસમી સદીના છેલ્લા ચરણમાં ગુજરાત ખાતે પશ્ચિમી સંસ્કૃતિનો જોસભેર ધસારો થઈ ચૂક્યો હતો અને નવીન શિક્ષણ પામેલ જુવાન વર્ગ સ્વસંસ્કારની ઉપેક્ષા કરીને પાશ્ચાત્ય રંગે રંગાવામાં કૃતકૃત્યતા માનતો હતો ત્યારે પશ્ચિમની વ્યક્તિપ્રધાન સંસ્કૃતિ ઉપર પૂર્વની સમષ્ટિપ્રધાન સંસ્કૃતિની સરસાઈ સાબિત કરી બતાવીને પૂર્વ ને પશ્ચિમના સંસ્કારોના ગજગ્રાહની એ કટોકટીની પળે

તેમણે ગુર્જર પ્રજાને સ્વસંસ્કારનું રક્ષણ કરવાનું ઉદ્‌બોધન કરીને જે સેવા બજાવી છે તે ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં સદાકાળ સંભારાશે

ધર્મ-તત્ત્વની ચર્ચા કરતી વખતે તેમની સમક્ષ (૧) સામાન્ય ગુજરાતી પ્રજાજનો, (૨) સુધરેલો ગણાતો શિક્ષિત સમુદાય અને (૩) પશ્ચિમની પ્રજા એમ ત્રણ વર્ગના લોકો હતા. આરંભનાં પાંચ વર્ષ (૧૮૮૫-૧૮૯૦) 'પ્રિયંવદા' દ્વારા અને પછીનાં આઠ 'સુદર્શન' (૧૮૯૦-૧૮૯૮) દ્વારા તેમણે પોતાના વિચારો પ્રથમ બે વર્ગને પહોંચાડ્યા હતા. તેને અંગે સુધારક વર્ગની સાથે વાદયુદ્ધમાં પણ તેમને ઊતરવું પડ્યું હતું. ત્રીજા વર્ગને માટે તેમણે અંગ્રેજીમાં લેખો લખ્યા હતા. ૧૮૮૯ના માર્ચમાં તેમનો 'Monism or Advaitism?' નામનો અંગ્રેજી ગ્રંથ પ્રસિદ્ધ થયો હતો. તેનાથી તેમને યુરોપ-અમેરિકામાં સારી ખ્યાતિ મળી હતી. એ અરસામાં તેમને સ્વીડનની 'આઠમી ઓરિયેન્ટલ કોંગ્રેસ'માં હાજરી આપવાનું નિમંત્રણ મળ્યું હતું. પછી ૧૮૯૩ માં શીકાગોમાં ભરાયેલ વિશ્વધર્મપરિષદની સલાહકારક સમિતિમાં તેમની નિમણૂંક થઈ હતી એ વખતે પણ તેમને શીકાગો આવવાનું આગ્રહભર્યું નિમંત્રણ મળ્યું હતું. પરદેશમાં સ્વધર્મનો પ્રચાર કરવાના આશયથી પ્રેરાઈને મણિલાલે અમેરિકા જવા માટે પ્રયત્ન પણ કર્યો હતો. પરંતુ આર્થિક તંગી અને નાદુરસ્ત તબિયતને કારણે તેમની મનની મનમાં જ રહી ગઈ હતી.

મણિલાલ પ્રાણવિનિમય ( mesmerism )ના પ્રયોગો કરતા હતા. થિયોસોફિકલ સોસાયટીના તેઓ અગ્રણી સભ્ય હતા અને તેના યોગ-સાધનાદિ પ્રયોગમાં પૂર્ણ રસ ધરાવતા હતા તેઓ અડંગ વેદાન્તી હતા. તેમ છતાં મૂર્તિપૂજા, યજ્ઞયાગ, ભક્તિ વગેરેને અધિકારક્રમ અનુસાર સ્વીકારતા હતા. મણિલાલ શકુન વગેરેને તેમજ મંત્રજંત્રને પણ નિરર્થક ગણતા નહોતા, એટલે તેમને કેટલાક સુધારકો 'વહેમી' કહેતા. વળી વિધવાના પુનર્લગ્ન વિશે તેમ જ સંમતિ વયના ધારા પરત્વે સુધારક વર્ગ સાથે તેમને ગંભીર વિવાદ ચાલ્યો હતો. તેમ છતાં, 'નારીપ્રતિષ્ઠા'માં તેમણે સ્નેહલગ્ન અને સ્ત્રીશિક્ષણનો આદર્શ સુધારકોના કરતાં પણ ઉચ્ચ ભાવનાની ભૂમિકા પરથી સમજાવ્યો છે.

સુધારાની માફક સાહિત્યના ક્ષેત્રમાં પણ વિવિધ પ્રશ્નો પરત્વે મણિ-લાલને અનેક વિદ્વાનો જોડે વિવાદમાં ઊતરવાનું થયું હતું. તેમની 'ગુજરાતના લેખકો' વિશેની લાંબી લેખમાળા તેના ઐતિહાસિક પુરાવારૂપ છે. આ પ્રકારના

ભંડારોના ગ્રંથોની યાદી સૌથી પ્રથમ તેમણે તૈયાર કરી હતી. અનેક સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર-સંપાદન કરીને એ ક્ષેત્રમાં પણ તેમણે નોંધપાત્ર ફાળો આપ્યો હતો. નિવૃત્તિકાળ દરમ્યાન લેખન ઉપરાંત નડિયાદમાં ઑનરરી મૅજિસ્ટ્રેટ, મ્યુનિસિપાલિટીની શાળા-સમિતિના પ્રમુખ અને કૉંગ્રેસના અગ્રગણ્ય કાર્યકર્તા તરીકે તેમણે જાહેર સેવાકાર્ય પણ કર્યું હતું.

ટૂંકું આયુષ, લાંબી ગંભીર માંદગી અને વિપરીત સંજોગો વચ્ચે જીવનયુદ્ધ ખેલતાં ખેલતાં આટલી સમૃદ્ધ દેશસેવા કરી જનાર આ સંરસ્વતી-ભક્તનું ગુજરાત સદાય ઋણી રહેશે

કૃતિઓ

## ગુજરાતી

### (૧) મૌલિક

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશનસાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. શિક્ષાશતક | કવિતા | ૧૮૭૬ | પોતે |
| ૨. પૂર્વદર્શન | ઇતિહાસ | ૧૮૮૨ | „ |
| ૩. કાન્તા | નાટક | ૧૮૮૨ | „ |
| ૪. નારી-પ્રતિષ્ઠા | નિબંધ | ૧૮૮૫ | „ |
| ૫. પ્રેમજીવન | કવિતા | ૧૮૮૭ | „ |
| ૬. આત્મવિનિમય | મહાનિબંધ | ૧૮૮૮ | „ |
| ૭. સિદ્ધાંતસાર | „ | ૧૮૮૯ | „ |
| ૮. ગુજરાતના બ્રાહ્મણો | નિબંધ | ૧૮૯૩ | „ |
| ૯. બાળવિલાસ | નિબંધો | „ | „ |
| ૧૦. પરમાર્ગદર્શન | બા. વિ.માંથી તારવેલા ધર્મવિષયક પાઠો | „ | „ |
| ૧૧. આત્મનિમજ્જન | બધાં કાવ્યોનો સંપૂર્ણ સંગ્રહ | ૧૮૯૫ | „ |
| ૧૨. નૃસિંહાવતાર | નાટક | રચાયું ૧૮૯૭ | અપ્રગટ |
| ૧૩. સુદર્શન ગદ્યાવલી | નિબંધો | ૧૯૧૯ | હિંમતલાલ છો. પંડ્યા, પ્રાણશંકર ગો. જોશી |

### (૨) ભાષાંતર-રૂપાંતર

| કૃતિ | મૂળ ભાષા | પ્રકાશન સાલ | પ્રકાશક | મૂળ કર્તા કે કૃતિ |
|---|---|---|---|---|
| ૧. માલતી-માધવ | સંસ્કૃત | ૧૮૮૦ | પોતે | ભવભૂતિ- |
| ૨. ઉત્તરરામચરિત | „ | ૧૮૮૨ | „ | કૃત નાટકો |

| | | | | |
|---|---|---|---|---|
| ૩. ચેસ્ટરટનનો પુત્ર પ્રતિ ઉપદેશ તથા સંક્ષિપ્ત સુવાક્ય (ગોપાળદાસ હરિદાસ દેસાઇ સાથે) | અંગ્રેજી | ૧૮૯૧ | દેસાઈ હરિદાસ વિહારીદાસ તથા ગોપાળ હરિદાસ | કોસ્ટનકૃત 'લેકોન' |
| ૪. શ્રીમદ્ ભગવદ્ ગીતા (મૂલ, અક્ષરાર્થ, વિવેચન તથા રહસ્ય સહિત) | સંસ્કૃત | ૧૮૯૪ | પોતે | વ્યાસકૃત 'મહાભારત'માંથી |
| ૫. ચારિત્ર | અંગ્રેજી | ૧૮૯૫ | ,, | સ્માઇલ્સકૃત 'કૅરેક્ટર' |
| ૬. પંચશતી | અંગ્રેજી | ૧૮૯૫ | ,, | સ્વયોજિત 'ઇમિટેશન ઑફ શંકર' |
| ૭. ચેતનશાસ્ત્ર | અંગ્રેજી | ૧૮૯૬ | 'જ્ઞાનમંજૂષા' વડોદરા | વિવિધ ગ્રંથો |
| ૮. વાક્પાટવ | ,, | ૧૮૯૭ (?) | કચ્છ રાજ્ય | 'રહેટરીક્સ' |
| ૯. ગુલાબસિંહ | ,, | ૧૮૯૭ | પોતે | લિટનકૃત 'ઝૅનોની' |
| ૧૦; શિક્ષણ અને સ્વશિક્ષણ | ,, | ૧૮૯૭ (?) | કચ્છ રાજ્ય | સેમ્યુઅલ નીલકૃત 'કલ્ચર ઍન્ડ સેલ્ફ કલ્ચર' |
| ૧૧. ન્યાયશાસ્ત્ર-પરામર્શ ખંડ | ,, | ૧૮૯૭ | ગુ. વ. સો. અમદાવાદ | વિવિધ ગ્રંથો |
| ૧૨. શ્રી વૃત્તિ પ્રભાકર | હિન્દી | ૧૯૦૫ | માધવલાલ ન. દ્વિવેદી | શ્રી નિશ્ચલદાસરચિત |
| ૧૩. ચતુઃસૂત્રી | સંસ્કૃત | ૧૯૦૯ (?) | ,, | 'બ્રહ્મસૂત્રો'નાં પહેલાં ચાર સૂત્ર |
| ૧૪. વિવાદતાંડવ | અંગ્રેજી | ૧૮૯૮ (?) | લૉ કમિટી, વડોદરા | વિવિધ ગ્રંથો |
| ૧૫. હનુમન્નાટક | સંસ્કૃત | ૧૯૧૩ | (?) | — |

(૩) <u>વડોદરા રાજ્યના આશ્રયે તૈયાર કરેલાં ભાષાંતર—સંપાદનો</u>

| કૃતિ | મૂળ ભાષા | તૈયાર થયા સાલ | પ્રકાશન-સાલ |
|---|---|---|---|
| ૧. બુદ્ધિસાગર | સંસ્કૃત | ૧૮૯૧ | ૧૮૯૧ |
| ૨ અનુભવ-પ્રદીપિકા | ,, | ,, | ,, |
| ૩. ગોરક્ષશતક | ,, | ૧૮૯૦ | ૧૮૯૨ |
| ૪. ભોજપ્રબંધ | ,, | ૧૮૯૦ | ૧૮૯૨ |
| ૫. તર્કપરિભાષા | ,, | ૧૮૯૧ | ૧૮૯૨ |
| ૬. વિક્રમચરિત્ર | ,, | ,, | ,, |
| ૭. શ્રુતિસારસમુદ્ધરણ | ,, | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૮. શ્રી દ્વયાશ્રય મહાકાવ્ય | સંસ્કૃત | ૧૮૯૦ | ૧૮૯૩ |
| ૯. ષડ્દર્શનસમુચ્ચય | ,, | ૧૮૯૧ | ૧૮૯૩ (?) |
| ૧૦. વસ્તુપાલચરિત્ર | ,, | | |
| ૧૧. યોગબિંદુ | ,, | | |
| ૧૨. ચતુર્વિંશતિપ્રબંધ | ,, | | |
| ૧૩. સમાધિશતક | ,, | ૧૮૯૧ | ૧૮૯૪ |
| ૧૪. સારસંગ્રહ—૧ } | ,, | | ,, |
| ૧૫. સારસંગ્રહ—૨ } | | | |
| ૧૬. કુમારપાલચરિત | ,, | | ૧૮૯૯ |
| ૧૭. અનેકાન્તવાદપ્રવેશ | ,, | | |
| ૧૮. પંચોપાખ્યાન | જૂની ગુજરાતી | | |

(૪) અપ્રગટ અનુવાદો

મણિલાલે કરેલા નીચેના અનુવાદોની હાથપ્રતો અમદાવાદની ગુજરાત વિદ્યા-સભાના ગ્રંથાલયમાં જોવા મળે છે.

| | |
|---|---|
| ૧. મહાવીરચરિત | સંસ્કૃત |
| ૨. કીર્તિકૌમુદી | ,, |
| ૩. કુવલયવતી | ,, |
| ૪. રામગીતા | ,, |
| ૫. મુલાકાતો | અંગ્રેજી (સ્વામી વિવેકાનંદની અમેરિકાની મુલાકાતો) |

(૫) અપૂર્ણ ગ્રંથો

ચરિત્ર: ૧. મણિલાલે ગૌરીશંકર ઉદયરામ ઓઝાનું જીવનચરિત્ર પાંચ પ્રકરણો લખીને છોડી દીધેલું તે.

ભાષાંતર-સંપાદન

| | |
|---|---|
| ૧. અલંકાર-ચૂડામણિ | ૬. છંદોનુશાસન |
| ૨. જ્યોતિષ્ કરંડ | ૭. નૈષધીય ટીકા |
| ૩. વૃત્તરત્નાકરવૃત્તિ | ૮. રત્નાકરાવતારિકા |
| ૪. રુદ્રશૃંગારતિલક | ૯. અભિનંદન કાવ્ય |
| ૫. રસમંજરી-ટીકા | ૧૦. કાવ્યમયૂખ |

અંગ્રેજી

(૧) મૌલિક

| | લેખ | પ્રકાશન-સાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. | Suggestions for the revision of Gujarati Reading Series | ૧૮૮૪ | પોતે |

| | | | |
|---|---|---|---|
| ૨. | Letters on Widow-remarriage | ૧૮૮૭ | 'Spectator'; 'Advocate of India' |
| ૩. | Monism or Advaitism? | ૧૮૮૯ | પોતે |
| ૪. | The Purāṇas (Lecture read at the International Congress of Orientalists at Stockholm, 1890) | ૧૮૯૧ | 'Lucifer', (London) |
| ૫. | Essays on Idol-worship, Samskāras etc | ૧૮૯૧ | 'Oriental Department', New York. |
| ૬. | Jainism and Brāhmanism (A paper read before the International Congress of Orientalists at London, 1891) | ૧૮૯૧ | ? |
| ૭. | The Advaita Philosophy of Shankara | ૧૮૯૧ | Oriental Journal, Vienna |
| ૮. | Hinduism | ૧૮૯૩ | World's Parliament of Religions, Vol. I |
| ૯. | The Necessity of Spiritual Culture | ૧૮૯૫ | પોતે |
| ૧૦. | The Doctrine of Māyā | ? | પોતે |

(૨) ભાષાંતર-સંપાદન

| | | | |
|---|---|---|---|
| ૧. | Rāja-yoga | ૧૮૮૫ | પોતે |
| ૨. | Tarka-Kaumudi | ૧૮૮૬ | Bombay Sanskrit Series. |
| ૩. | Yoga-Sūtra | ૧૮૯૦ | Tookaram Tatya, Theosophical Society, Bombay. |
| ૪. | Māṇḍukyopaniṣad | ૧૮૯૪ | Do |
| ૫. | Jivan-mukti—Viveka | " | Do |
| ૬. | Samādhi-S'ataka | " | Shah Girdharlal Dayaldas, Bombay. |
| ૭. | Imitation of Shankara | ૧૮૯૫ | પોતે |
| ૮. | Syādvada-Manjari (completed by Anand shanker Dhruva) | ૧૯૩૩ | Bombay Sanskrit Series. |

## અભ્યાસ—સામગ્રી

૧. 'સ્વ૦ મણિલાલ નભુભાઇની આત્મકથા'; 'વસંત' વર્ષ ૨૯, અંક ૪, ૭, વર્ષ ૩૦, અંક ૧, ૮; વર્ષ ૩૧, અંક ૧, ૩.

૨. 'મણિલાલચરિત્રની સામગ્રી' (અંબાલાલ બા. પુરાણી) : 'કૌમુદી' (ત્રૈમાસિક) પુ. ૫, અંક ૩; (માસિક) પુ૦ ૨, ૩, ૪.

૩. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવનચરિત્ર (અંબાલાલ બા. પુરાણી), ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

૪. મણિલાલ-જયંતી વ્યાખ્યાન (આનંદશંકર બા. ધ્રુવ) ' ગુર્જર સાક્ષર જયંતીઓ, બીજી આવૃત્તિ, પૃ૦ ૧૮૦.

૫ 'સુદર્શનના આદ્ય દ્રષ્ટા અને પ્રવર્તક' (આનંદશંકર બા. ધ્રુવ): 'સાહિત્ય વિચાર', બીજી આવૃત્તિ, પૃ૦ ૪૯૫

૬. મણિલાલ અને બાલાશંકર (હરામલાલ કે. ત્રિવેદી) : 'વસંત' વર્ષ ૧, અંક ૨.

૭. 'સ્મરણમુકુર' (ન. ભો. દી.)

૮. 'મણિલાલ નભુભાઈની સાહિત્યસેવા' : 'વસંત' વર્ષ ૨૫, અં૦ ૬, ૭

૯. 'કલાપીની પત્રધારા' : મ. ન દ્વિ પરના પત્રો.

૧૦. 'મહાજનમંડળ' અને 'સત્યવકતાની ચિત્રાવલિ'માના પરિચય-લેખો

૧૧. 'સિદ્ધાંતસારનું અવલોકન' (કાન્ત); (૧૯૨૦)

૧૨. 'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય' (વિ. ર. ત્રિવેદી); વ્યાખ્યાન ચોથુ, પૃ૦ ૧૧૦.

૧૩. 'મણિલાલ દ્વિવેદીની કવિતા'; 'સાહિત્ય-વિહાર' (પ્રો. અનંતરાય મ. રાવળ), પૃ૦ ૪૩.

૧૪. 'ઉત્તરરામચરિત' અને 'કાન્તા'; 'ઉત્તરરામચરિત' અને 'ગુલાબસિંહ'ના અનુક્રમે 'નવલગ્રંથાવલી', 'મનોમુકુર-૧' તથા 'કેટલાંક વિવેચનો'માં મૂકેલાં વિવેચનો.

૧૫. Studies in Gujarati Literature (J. E. Sanjana) Lecture V.

૧૬. 'આપણો ધર્મ' (બી. આ.)નો પ્રો રા વિ. પાઠકે લખેલો ઉપોદ્‌ઘાત.

૧૭ 'મણિલાલની વિચારધારા' (ગુ. વિ. સભા), ઉપોદ્‌ઘાત.

૧૮. 'મણિલાલના ત્રણ લેખો' (ગુ. વિ. સભા), ઉપોદ્‌ઘાત.

# મણિશંકર જટાશંકર કીકાણી

સૌરાષ્ટ્રની સાંસ્કારિક જાગૃતિના આ પ્રસિદ્ધ પ્રવર્તકનો જન્મ જૂનાગઢની વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં ૧૮૨૨ ના ઑક્ટોબરની ૨૨ મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ જટાશંકર નંદલાલ અને માતાનુ નામ ચંદ્રકુંવર હતું ચૌદ વર્ષની વયે તેમનાં બીજી વાર લગ્ન થયાં હતાં તેમનાં પત્નીનું નામ નર્મદાદેરી.

બાળપણમાં જ માબાપને ગુમાવનાર મણિશંકર મામાની દેખરેખ નીચે ઉછર્યાં હતા ૭ વર્ષે તેમને જૂનાગઢના ' અખ્યારૂ 'ની ગામઠી નિશાળે બેસાડવામાં આવ્યા હતા. એકાદ બે વરસમાં ત્યાં આંક, સરવાળા, ' એકોત્તરી ' તથા કાગળ લખવા જેટલું ભાષા-જ્ઞાન લીધા પછી પિતાની મજમુંદારીનો ભાર ઉપાડવા સારુ રાજકોટના એક નાગર ગૃહસ્થ કરસનજી અમરજી પાસે તેમજ ત્યાંની ' બ્રિટિશ કોઠી 'ના દફતરદાર પાસે ૧૮૩૭ સુધી એ કામની તાલીમ લઈને તેઓ અંગ્રેજ સરકારના મજમુંદાર તરીકે ' કાઠિયાવાડ એજન્સી 'માં દાખલ થયા હતા. ૧૮૪૦માં જૂનાગઢની ગાદી સંબંધી તકરાર ઊઠતાં અંગ્રેજ સરકાર તરફથી કેપ્ટન જેકબને લશ્કર લઈને જૂનાગઢ મોકલવામાં આવ્યા હતા તેમની સાથે અઢાર વર્ષના મણિશંકરને પણ જવાનો હુકમ થયો હતો. તે વખતે કુનેહથી તકરારનું સમાધાન કરાવીને મણિશંકરે નામના મેળવી હતી. ' એજન્સી ' માં કોષાધ્યક્ષના હોદ્દા સુધી પહોંચીને ૧૮૭૪ના સપ્ટેંબરની ૨૩મી તારીખે તેઓ એ પદ પરથી નિવૃત્ત થયા હતા.

દુર્ગારામ મહેતાજી ગુજરાતના આદિ સુધારક હતા તો મણિશંકર કીકાણી સોરઠના પહેલા સુધારક હતા. જ્ઞાનપ્રચાર અને સમાજસુધારો તેમની બહુવિધ સંસ્કાર-પ્રવૃત્તિનાં મુખ્ય અંગો હતાં. ચૌદ વર્ષની ઊગતી વયમાં જ, પોતાના લગ્ન વખતે જ્ઞાતિના ' ચાચરિયા 'ના રિવાજનો હિંમતપૂર્વક ત્યાગ કરીને મણિશંકરે પોતાની ઉદ્દામ વિચારકતા બતાવી આપી હતી. ૧૮૫૪માં તેમણે જૂનાગઢમાં ' સુપંથપ્રવર્તકમંડળી ' કાઢી હતી. તે મંડળી દ્વારા, તેમણે નાગર જ્ઞાતિમાં ' શય્યાધીન વરવધૂને હોળાને દિવસે બીજવવાની ' રૂઢિ પ્રચલિત હતી તેને ઉખેડી નાખી હતી. એ મંડળી પછી ' સૌરાષ્ટ્ર નાગર મંડળી ' રૂપે ફેરવાઈ જઈને નાગર જ્ઞાતિમાં મણિશંકરની પ્રેરણાથી વ્યસનનિષેધ, કેળવણીપ્રસાર અને સાચા બ્રાહ્મણધર્મના આચારોનો

આમદ—એટલા સુધારા કરી શકી હતી. મરણ પામેલ વ્યક્તિની પાછળ આખી ન્યાત જમાડવાને બદલે બાવન બ્રાહ્મણો જમાડવાની રૂઢિ મણિશંકરે પાડી હતી તેથી એમને 'મણિશંકર બાવનિયા'નું ઉપનામ લોકો તરફથી મળ્યું હતું. મહીપતરામના વિદેશગમનના પગલાને તેમણે ટેકો આપ્યો હતો. આમ, અનેક બાબતોમાં ગુજરાતી સુધારકોની સાથે મણિશંકરે કદમ મિલાવ્યા હતા. નર્મદ, કરસનદાસ, નવલરામ, ભોળાનાથ સારાભાઈ વગેરે તેમને સૌરાષ્ટ્રના અગ્રિમ સુધારક અને કેળવણીકાર તરીકે માન આપતા હતા. સુરત-મુંબઈના સુધારકોની માફક તેમણે 'દેશસુધારા' વિશે ભાષણો પણ આપ્યાં હતાં.

તેમ છતાં તેમના સમકાલીન ગુજરાતી 'સુધારા'ના કરતાં મણિશંકરનો 'સુધારો' જુદો તરી આવે છે. ગુજરાતનો સુધારો મુખ્યત્વે ઉચ્છેદક હોવાથી લોકોની શંકાનો વિષય થઈ પડ્યો હતો. મણિશંકરે પ્રબોધેલ સુધારો આરંભથી જ સંરક્ષક હતો. લોકશ્રદ્ધાની અવગણના કર્યા વિના સમાજ-સુધારાનો ઉપદેશ કરવામાં તેઓ માનતા હતા. તેમણે ધર્મના પાયા પર સુધારાની માંડણી કરી હતી. કોઈ પણ રૂઢિ તોડતાં પહેલાં તેઓ તેના ઉદ્દેશને ધર્મશાસ્ત્રની કસોટીએ કસી જોતા હતા. મંત્રજંત્ર તેમજ વિવિધ સામાજિક પ્રણાલિકાઓની શાસ્ત્રાદેશ દ્વારા કસોટી કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો વેદધર્મને તેઓ પ્રમાણભૂત ગણતા હતા, પરંતુ મૂર્તિપૂજાનો નિષેધ તેમને માન્ય નહોતો. આને અંગે તેમને સ્વામી દયાનંદ સરસ્વતી સાથે પત્રવ્યવહાર દ્વારા લાંબો વિવાદ થયો હતો. તેવી જ ચર્ચા ભોળાનાથ સારાભાઈ સાથે તેમને વિધવાવિવાહ વિશે થઈ હતી. ટૂંકમાં, મણિલાલ નભુભાઈની માફક મણિશંકરની સુધારક દૃષ્ટિ સંરક્ષક અને ધર્મમૂલક હતી, એમ કહી શકાય.

નવલરામ લક્ષ્મીરામ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, પ્રાણલાલ મથુરાંદાસ અને હરગોવિંદદાસ કાંટાવાળાની પડખે રહીને મણિશંકરે સૌરાષ્ટ્રમાં શિક્ષણ-પ્રસારનું કાર્ય કર્યું હતું. ધાર્મિક, માનસિક અને શારીરિક એમ ત્રણે પ્રકારની કેળવણીની તેઓ હિમાયત કરતા. ધર્મજ્ઞાન અર્થે સંસ્કૃત, વ્યવહાર અર્થે ગુજરાતી અને ઉન્નતિ માટે અંગ્રેજી ભાષા-સાહિત્યના અભ્યાસની જરૂર તેઓ બતાવતા.

અમદાવાદમાં 'બુદ્ધિપ્રકાશ' રીતસર ચાલતું થયું તે પછી થોડે વખતે—ઈ. સ ૧૮૬૪ માં—મણિશંકરે જૂનાગઢમાં 'જ્ઞાનગ્રાહક સભા'

સ્થાપીને તેના તરફથી 'સૌરાષ્ટ્ર દર્પણ' નામનું માસિક પત્ર પ્રગટ કર્યું હતું. હરગોવિંદદાસ કાંટાવાળાસંચાલિત 'વિદ્યાનવિલાસ'ની સ્થાપનામાં પણ તેમનો મુખ્ય હિસ્સો હતો. દંતકથાઓ ને પુરાણવાર્તાઓ ઉપરાંત ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજસુધારો, ઇતિહાસ, ભૂગોળ ખગોળશાસ્ત્ર, જ્યોતિષ, કાવ્યશાસ્ત્ર, ભાષા અને વ્યાકરણ એમ વિવિધ વિષયો પર લેખો લખીને એ બે પત્રો ચલાવવામાં તેમણે સક્રિય ફાળો આપ્યો હતો. 'બુદ્ધિપ્રકાશ' 'તત્ત્વપ્રકાશ,' 'કાઠિયાવાડ સમાચાર,' 'અમદાવાદ સમાચાર,' 'ચાબુક' વગેરે બીજાં સામયિકોમાં પણ તેઓ અવારનવાર લખતા. ઇતિહાસ અને પુરાતત્ત્વ તેમના અભ્યાસના ખાસ વિષયો હતા. નાગર જ્ઞાતિ, સૌરાષ્ટ્ર પ્રાન્ત તેમજ હિન્દુસ્તાનનો ઇતિહાસ લખવા માટેની સાધન–સામગ્રી તેમણે ફરીફરીને એકઠી કરી હતી ને તે વિશે છૂટક લેખો પણ લખ્યા હતા. 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ' લખવામાં ભગવાનલાલ છત્રપતિને મણિશંકરે પુષ્કળ સામગ્રી પૂરી પાડીને મદદ કરી હતી. તેમણે સ્વદેશપ્રીતિ અને સ્વદેશીવ્રત વિશે કાવ્યો લખ્યાં હતાં. ઉપરાંત, ધર્મ અને સમાજસુધારાની સાદી પણ યથાર્થ અને ઊંડી સમજ આપે તેવાં લખાણોનો 'ધર્મમાળા' નામનો એક ગદ્યપદ્યાત્મક સંગ્રહ તેમણે તૈયાર કર્યો હતો. સુધારાના ઉપદેશના હેતુથી રચાયેલી એમની કવિતામાં સર્જકતા નહિ જેવી છે; પણ પદ્યરચનાના નિયમોનું તે યથાર્થ પાલન કરે છે. સંગીતશાસ્ત્રનો તેમને સારો અભ્યાસ હતો. એટલે એમનાં બધાં જ ગીતો તાલબદ્ધ રાગમાં ગાઈ શકાય એવાં છે. ૧૮૭૦ માં 'વિદ્યાનવિલાસ'માં પ્રગટ થયેલ 'માનવી ભાષા' નામના લાંબા નિબંધે મણિશંકરને 'પ્રમાણભૂત ભાષાવિદ્' તરીકે ખ્યાતિ અપાવી હતી. તેમણે કરેલો 'કાઠિયાવાડી શબ્દોનો સંગ્રહ' સોરઠી તળપદી બોલીના અભ્યાસમાં આજે પણ ઉપયોગી ઠરે તેમ છે.

આમ, સાહિત્ય અને શિક્ષણપ્રસારની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા સૌરાષ્ટ્રની સંસ્કાર–સેવા બજાવીને મણિશંકર ૧૮૮૪ના નવેંબરની ૧૦ મી તારીખે અવસાન પામ્યા હતા.

### કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | પ્રકાશન-સાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. સૂતક નિર્ણય | નિબંધ | ? | પોતે |
| ૨. ધર્મમાળા | ગદ્યપદ્યાત્મક લેખોનો સંગ્રહ | ૧૮૭૭ | વિજયશંકર મણિશંકર મજમુદાર |

| | | | |
|---|---|---|---|
| ૩. ગાયનાવલિ | ગીતોનો સંગ્રહ | ? | પોતે |
| ૪. છોટી બહેનની પાઠા-વલિ ભા–૧ | ગદ્યપદ્યાત્મક પાઠોનો સંગ્રહ | ? | ,, |
| ૫. ,, ભા-૨ | ,, | ,, | ,, |
| ૬. બાળકોનો નિત્યપાઠ | નહાના પાઠો | ? | ,, |
| ૭. કાયિક, વાચિક, માનસિક પૂજા | — | ? | ,, |
| ૮. મણિશંકરના લેખોનો સંગ્રહ (સં. ચમનરાય શિવશંકર વૈષ્ણવ) | — | ? | વિજયશંકર મણિ-શંકર મજમુદાર |

આ ઉપરાંત તેમના પચાસથી વધુ લેખો અપ્રગટ સ્થિતિમાં છે.

## અભ્યાસ–સામગ્રી


૧. શ્રી જયસુખરામ પુ. જોષીપુરાકૃત ‘મણિશંકર કીકાણી’ (શ્રી સયાજી સાહિત્યમાળા)

૨. નર્મદકૃત ‘ધર્મવિચાર’

૩. નવલગ્રંથાવલી (તારણ : સં. નરહરિ દ્વા. પરીખ)

# વેણીલાલ છગનલાલ બૂચ

સ્વ૦ વેણીભાઈ જામનગરના નાગર કુટુંબમાં ઈ સ. ૧૮૯૯માં જન્મ્યા હતા. પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ વતનમાં લીધા પછી ૧૯૧૬ના અરસામાં તેઓ મુંબઈની વિલ્સન કોલેજમાં દાખલ થયા હતા. ત્યાંથી ૧૯૨૦ના અરસામાં તેઓ રસાયણશાસ્ત્રનો વિષય લઈને બી. એ. પાસ થયા.

બરાબર એ જ વખતે ગાંધીજીએ દેશમાં અસહકારની લડત શરૂ કરી હતી. સ્વામી આનંદના સંસર્ગમાં આવતાં વેણીભાઈને પણ દેશસેવાની લગની લાગી. તેમણે તરત જ અસહકારની લડતમાં ઝંપલાવ્યું. સેવા અને સ્વાર્પણના રંગે તેમનું જીવન રંગાવા લાગ્યું.

ગાંધીવાદી લોકસેવકને માટે પહેલી શરત બ્રહ્મચર્યની હતી. 'સ્વજન-વિહોણા વેણીભાઈએ સારે ઠેકાણે થયેલ સગપણનું એક માત્ર જાળું તોડી નાખીને સમસ્ત દેશને સ્વજન બનાવી નિર્વ્યાજ સેવાકાર્ય સ્વીકાર્યું:' તેઓ આજીવન બ્રહ્મચારી રહ્યા. ઓછામાં ઓછું વેતન લઈને વધુમાં વધુ કામ આપવાની તેમની ભાવના હતી. આથી તેમનું જીવન 'અણીશુદ્ધ અપરિગ્રહી' રહ્યું હતું.

૧૯૨૦-૨૧નાં વર્ષોમાં 'નવજીવન' સંસ્થાનાં મંડાણ થતાં હતાં તે વખતે સ્વામી આનંદે મુંબઈ યુનિવર્સિટીના આ ભાવનાશાળી ગ્રૅજ્યુએટને પત્રપ્રકાશનની તાલીમ આપીને 'નવજીવન'ના મુદ્રક-પ્રકાશક અને સંચાલકની જવાબદારી સોંપી હતી. એકાદ વર્ષ એ કામ કર્યા પછી વેણીભાઈ ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થામાં શિક્ષક તરીકે જોડાયા. ત્યાર પછી તેમણે સૌરાષ્ટ્રના જાહેર સેવાક્ષેત્રમાં પ્રવેશ કર્યો. કાઠિયાવાડ યુવક પરિષદ, રાજકીય પરિષદ અને સૌરાષ્ટ્ર સેવા સમિતિમાં સનિષ્ઠ, મૂક સેવક તરીકે તેમણે અનોખી ભાત પાડી હતી. ૧૯૩૦ની લડત પછી તેઓ વિરમગામને પોતાના સેવાક્ષેત્ર તરીકે સ્વીકારીને ત્યાં જ સ્થાયી થયા. વિરમગામ તાલુકા સમિતિના મંત્રી તરીકે તેમણે સતત પંદર વર્ષ સુધી ઊંચી ધ્યેયનિષ્ઠા ને નિઃસ્વાર્થ ભાવનાથી લોકસેવા બજાવીને ઉત્તમ છાપ પાડી હતી.

તેમણે શ્રી જવાહરલાલ નેહરુના 'Glimpses of the World History'ના મોટા ભાગનું 'તવારીખની તેજછાયા' નામે ભાષાંતર કર્યું હતું, જે પહેલાં સૌરાષ્ટ્ર કાર્યાલય દ્વારા ચાર નાની નાની પુસ્તિકાઓ

રૂપે પ્રસિદ્ધ થયું હતું. અંગ્રેજી સાહસકથા 'Tarzan Twin'નું ભાષાંતર 'ભીલજીવન' માસિકમાં તેમણે હપ્તે હપ્તે પ્રસિદ્ધ કર્યું હતું. આ ઉપરાંત 'કુમાર'માં તેઓ અવારનવાર કિશોરકથાઓ, ચરિત્ર-લેખો અને પ્રકીર્ણ વિષયોના માહિતીદર્શક નિબંધો આપતા હતા. ઉપર્યુક્ત અનુવાદ તેમજ લેખો હજુ પુસ્તકાકારે પ્રસિદ્ધ થવા બાકી છે.

કોંગ્રેસની પ્રત્યેક હાકલને માન આપીને વેણીભાઈએ છએક વાર કારાવાસ સેવ્યો હતો. તેને લીધે ક્ષીણ થઈ ગયેલ દેહને સેવાકાર્યમાં છેવટ લગી ઘસી નાખીને આ આદર્શ લોકસેવકે ૧૯૪૪ના ડિસેંબરની ૨૩મી તારીખે આત્મવિલોપન સાધ્યું હતુ.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૂળ કૃતિ |
|---|---|---|---|---|
| ૧-૪ તવારીખની તેજ-છાયા ભા. ૩-૪-૫-૬ (આના પહેલા બે ભાગ શ્રી ગુણવંતરાય આચાર્યે અનુવાદિત કર્યા છે. તેથી આખી માળા સળંગ પ્રકારે પ્રસિદ્ધ થતાં બન્નેનાં નામ અનુવાદક તરીકે મૂકેલાં છે) | પત્રો | ૧૯૩૫-૩૭ | સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર | શ્રી જવાહરલાલ નેહરુ કૃત 'Glimpses of the World Histroy'નો અનુવાદ |
| ૫ આપવીતી | આત્મકથા | ૧૯૪૦ | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ધર્માનંદ કોસંબીની મરાઠી આત્મકથાનો અનુવાદ |

## અભ્યાસ—સામગ્રી

૧૯૪૫ના જાન્યુઆરિ માસના 'કુમાર'માં શ્રી બચુભાઇ રાવતે લીધેલી અવસાન-નોંધ.

# વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર

શ્રી વૈકુંઠલાલ ઠાકોરનો જન્મ તેમના વતન ભરૂચમાં તા. ૨૦ સપ્ટેમ્બર ૧૮૮૫ના રોજ થયો હતો પિતાનું નામ શ્રીપતરાય હકુમતરાય ઠાકોર અને માતાનું નામ શિવગૌરીબહેન જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય ૧૯૦૬ મા સ્વ બળવંતરાય પરમોદરાય ઠાકોરના પુત્રી કુસુમગૌરી સાથે તેમનું લગ્ન થયુ હતું

વૈકુંઠભાઈએ પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી સુરતમા લીધી હતી તેઓ ૧૯૦૦ની સાલમા મેટ્રિક થઈને અમદાવાદની ગુજરાત કોલેજમા દાખલ થયા હતા ૧૯૦૪ મા ત્યાથી તેઓ બી એ થયા હતા શાળા તેમજ કૉલેજમા વિદ્યાર્થી તરીકે તેમની કારકિર્દી સામાન્ય હતી અમદાવાદમા તેઓ પોતાનાં કાકી રુક્ષ્મણીબહેનને ત્યા રહીને અભ્યાસ કરતા હતા તે દરમ્યાન રુક્ષ્મણીબહેનના પિતાશ્રી દી બ અબાલાલ સાકરલાલ દેસાઈના સપર્કમા તેઓ આવ્યા હતા વૈકુંઠભાઈના ચારિત્રવિકાસમા અબાલાલ ભાઈ તથા રુક્ષ્મણી બહેનના વ્યક્તિત્વની ઊડી અસર પડી હતી તેમનો માનસિક ઝોક મૂળથી જ આધ્યાત્મિક દિશામાં વિશેષ એટલે સ્વામી રામતીર્થ, વિવેકાનદ શ્રી અરવિંદ, રાધાકૃષ્ણન વગેરેના તેમજ સત્ સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પુસ્તકો જુવાન વયમાં તેમણે હોશે હોશે વાચ્યા હતાં જેમ્સ એલનનાં 'From Poverty to Power' અને 'Life Sublime' જેવા પુસ્તકો તેમના નિત્યના સાથી હતા પાછલી વયમા રાંદેરના સાધુ પુરુષ ચદુભાઈના સત્સગે પણ તેમના પર દૃઢ છાપ પાડી હતી

ગ્રેજ્યુએટ થઈને તરત વૈકુંઠલાલ દી. બ અબાલાલની નડિયાદની મિલમાં (હાલની શોરોક મિલ) સેક્રેટરી તરીકે જોડાયા હતા ત્યા ૧૯૧૧ સુધી કામ કર્યા બાદ તેમણે મુબઈની મોરારજી મિલમા સેક્રેટરી અને મેનેજર તરીકે ૧૯૨૧ સુધી કામ કર્યું પછી ૧૯૩૮ સુધી શોલાપૂરની મિલમાં મેનેજર તરીકે યશસ્વી કારકિર્દી ભોગવીને તેઓ એ ધધામાંથી નિવૃત્ત થયા હતા બાહોશ કર્તવ્યનિષ્ઠ, સાચુકના, સ્વમાની અને મિલ તેમજ મજૂર વચ્ચે સેતુની ગરજ સારે તેવા સદ્‌ભાવશાળી મેનેજર તરીકે શોલાપૂર અને મુબઈના ઉદ્યોગપતિઓ ને મજૂરોમા વૈકુંઠલાલની પ્રતિષ્ઠા બધાઈ હતી પોતાની કમાણીનો દસમો ભાગ જાહેર હિતના કામમાં વાપરવાનો તેમનો સકલ્પ હતો ગ્રામવિસ્તારમા ઋણરાહત

આદિની વ્યવસ્થાને અંગે તેમણે કુલ્લે ૪૦,૦૦૦ રૂપિયા જેટલું જાહેર દાન કર્યું હતું. ઉપરાંત વિદ્યાર્થી, અનાથ વિધવાઓ વગેરેને ગુપ્ત દાન પણ તેમણે લગભગ એટલી જ રકમનું કર્યું હતું. પોતાનું કુટુંબ, વિદ્યાર્થીઓ, નિરાધાર સ્ત્રીઓ, ગરીબ લેખકો અને સામાજિક તેમજ ધાર્મિક સેવા કરતી જાહેર સંસ્થાઓને મદદ કરવા તેઓ હમેશાં તત્પર રહેતા હતા.

અંતર્મુખ પ્રકૃતિના વૈકુંઠભાઈએ પોતાના બાહ્ય તેમજ આંતર જીવનના મહત્ત્વના બનાવોની નોંધ કરતી રોજનીશી લખી છે. તેની શરૂઆત તો તેમણે ૧૯૧૭ ના જાન્યુઆરિની પહેલી તારીખથી કરી હતી; પણ ૧૯૨૨ સુધી તેમાં ખાસ કશું નોંધાવા પામ્યું નહોતું ૧૯૨૨ થી ૧૯૩૭ સુધીનો ગાળો તેમના જીવનનો મંથનકાળ હતો. આ રોજનીશી તેમના એ વખતના આંતર સ્વરૂપનું પ્રતિબિંબ પૂરેપૂરું ઝીલે છે એમ તેમના ચરિત્રકાર શ્રી ઠાકોરલાલ ઠાકોરે તેમાંથી ટાંકેલા ઉતારાઓ પરથી સમજાય છે. વૈકુંઠલાલના મૃદુ અને તેજસ્વી વ્યક્તિત્વનું તેમાં યથાર્થ દર્શન થાય છે. સાચદિલી, સરળતા, નીડરતા, નિખાલસતા, આધ્યાત્મિક તૃષા, ઈશ્વરશ્રદ્ધા કુટુંબ-વત્સલતા, પ્રાણી પ્રેમ અને કર્તવ્યનિષ્ઠા: એટલા તેમના ચારિત્ર-ગુણો રોજનીશીમાંની તેમની નોંધોમાંથી ફલિત થાય છે. તેમાં પોતાના બે પ્રિય કૂતરા 'ટીપુ' અને 'મીઠુ'ના અવસાનની તેમણે આર્દ્ર કલમે કરેલી નોંધ વૈકુંઠભાઈના હૃદયની ઉચ્ચ અને સુકુમાર માનવતાનું હૃદયસ્પર્શી ચિત્ર ખડું કરે છે ગુજરાતી ડાયરી-સાહિત્યમાં તેમની રોજનીશી આ રીતે નોંધપાત્ર ઉમેરારૂપ ગણાવી જોઈએ.

મિલના શુષ્ક વ્યવસાયમાંથી છૂટીને બે ઘડી આનંદ લેવા અને આધ્યાત્મિક પ્રગતિ સાધવા સારુ તેમણે સાહિત્યનો આશ્રય લેવાનું રાખ્યું હતું. તેઓ મુબઈમાં મોરારજી મિલમાં હતા ત્યારે મિલમાં એક સ્ત્રીમંડળ ચાલતું અને તેના તરફથી 'સ્ત્રીહિતોપદેશ' માસિક ચાલતું તેમાં તેઓ યથાશક્તિ સહકાર આપતા. ૧૯૧૫માં તેમણે દી. બ. અંબાલાલ સાકરલાલનાં ભાષણો ને લેખોનો દળદાર ગ્રંથ સંપાદિત કર્યો હતો. પોતાના પ્રિય લેખક જેમ્સ એલનનાં બે પુસ્તકો 'Meditations' અને 'Life's turmoil'નાં તેમણે ભાષાંતર કર્યાં હતાં. તે કાર્યમાં તેમને એમના કાકાશ્રી જાદવરાય હ. ઠાકોરે મદદ કરી હતી. નિવૃત્તિકાળ દરમ્યાન તેઓ બારમાં રહેતા હતા. રામકૃષ્ણ સેવા સમિતિ સાથે તેમને ગાઢ સંબંધ હતો.

વાચન અને મનન ઉપરાંત, નિવૃત્તિકાળમાં પણ જાહેર હિતના કાર્યો કરવાની ધગશ તેમને હૈયે છેવટ લગી રહી હતી. ૧૯૪૪માં બંગાળાના દુષ્કાળ અંગે ખૂબ જહેમત ઉઠાવીને મુંબઈમાંથી તેમણે ત્રણ લાખ રૂપિયાનો ફાળો એકઠો કર્યો હતો. પણ હમેશા દુર્બળ રહેતું તેમનું શરીર આ શ્રમ સહન કરી શક્યું નહિ. ગ્રામોદ્ધાર અંગે એક 'આહીરવાડીની યોજના' ઘડીને તેને અંગે તેઓ શ્રી કિશોરલાલ મશરૂવાળા અને શ્રી નરહરિભાઈ પરીખ સાથે પત્રવ્યવહાર ચલાવતા હતા. પણ તે યોજના નક્કર સ્વરૂપ પામે તે પહેલાં તો શરીર તદ્દન ભાંગી પડતાં ૧૯૪૬ના અંતભાગમાં હવાફેર માટે તેમને પંચગની જવું પડ્યું, જ્યાં તા. ૫ ફેબ્રુઆરી ૧૯૪૭ના રોજ તેમનું અવસાન થયું હતું.

## કૃતિઓ

| | કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૂળ કૃતિનું નામ |
|---|---|---|---|---|---|
| ૧. | અંબાલાલ સાકરલાલનાં ભાષણો અને લેખો | સંપાદન | ૧૯૧૫ | આ. ૧: જીવનલાલ અમરશી મહેતા<br>આ. ૨: પોતે<br>આ. ૩: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | — |
| ૨ | તત્ત્વચિંતન | અંગ્રેજીનું ભાષાંતર | ૧૯૧૫ | રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ | જેમ્સ એલનકૃત 'મેડિટેશન' |
| ૩ | દુનિયાની દુગ્ધાથી દૂર | અંગ્રેજીનું ભાષાંતર | ૧૯૩૪-૩૫ | પોતે | જેમ્સ એલનકૃત 'લાઇફ્સ ટ્રાયંફ' |
| ૪. | ચંદુભાઈના પત્રો | પત્રો | ૧૯૪૨-૪૩ | રામકૃષ્ણ સેવા-સમિતિ, અમદાવાદ | |
| ૫ | જ્ઞાનયોગી ચંદુભાઈ ચરિત્ર (સં. નારશંકર ભટ્ટ) | | ૧૯૪૪-૪૬ | ,, | |

## અભ્યાસ-સામગ્રી

ત્વરતમાં જ પ્રગટ થનાર શ્રી ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોરકૃત વૈકુંઠલાલનું જીવનચરિત્ર

# (પં.) શ્યામજી કૃષ્ણ વર્મા

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલા આ ક્રાન્તિકારી પંડિતનો જન્મ કચ્છ પ્રદેશના માંડવી ગામના ગરીબ ભણુસાળી કુટુંબમાં તા. ૪થી ઓક્ટોબર ૧૮૫૭ના રોજ થયો હતો. તેમના પિતા કૃષ્ણ વર્મા મુંબઈમાં નાનકડી દુકાન ચલાવીને કુટુંબના ગુજરાન પૂરતું કમાતા હતા, ત્યારે શ્યામજી તેમની માતા સાથે વતનમાં રહીને ભણતા હતા. પ્રાથમિક શિક્ષણ માંડવીમાં લઈને શ્યામજી ભૂજની અંગ્રેજી શાળામાં દાખલ થયા ત્યારે અસાધારણ બુદ્ધિપ્રભાવાળા વિદ્યાર્થી તરીકે શાળામાં તેમજ પરિચિત મંડળમાં તેમની દઢ છાપ પડી હતી. મુંબઈના જાણીતા સુધારક મથુરાદાસ લવજીએ શ્યામજીના અભ્યાસમાં રસ લેવા માંડ્યો. તેમના આગ્રહથી આ તેજસ્વી વિદ્યાર્થીને મુંબઈની વિલસન હાઇસ્કૂલમાં દાખલ કરવામાં આવ્યો; ત્યાં અનેક મરાઠી, કોંકણી ને ખ્રિસ્તી વિદ્યાર્થીઓને તેણે વિદ્યાભ્યાસમાં હંફાવ્યા હતા.

હાઇસ્કૂલના અભ્યાસ દરમ્યાન શ્યામજીને મથુરાદાસે પ્રખ્યાત વ.સુદેવ શાસ્ત્રીની સંસ્કૃત પાઠશાળામાં દાખલ કરાવ્યા હતા. ત્યાં શ્યામજીએ સંસ્કૃત કાવ્ય, વ્યાકરણ અને ન્યાયશાસ્ત્ર ભણીને અઢાર વર્ષની ઉંમરે તો પંડિતના જેટલી વિદ્વત્તા કેળવી હતી. શાળાની તેજસ્વી કારકિર્દીએ એક તરફ તેમને ગોકળદાસ કહાનદાસ શિષ્યવૃત્તિનો, અને બીજી તરફ મુંબઈના એક ધનપતિ શેઠ છબીલદાસ લલ્લુભાઈની પુત્રી ભાનુમતી સાથે લગ્નનો એમ બેવડો લાભ કરાવ્યો હતો. ૧૮૭૫માં ઓક્સફર્ડના સંસ્કૃત ભાષાના વિદ્વાન પ્રોફેસર મોનિયર વિલિયમ્સ હિંદુસ્તાનમાં આવ્યા હતા. તેમણે સંસ્કૃતમાં અસ્ખલિત વાગ્ધારા ચલાવતા આ અઢાર વર્ષના વિચક્ષણ જુવાનની વિદ્વત્તાની પ્રશંસા કરી હતી; જેને પરિણામે એના હૃદયમાં વિલાયત જઈને ઉચ્ચ અભ્યાસ કરવાની મહત્ત્વાકાંક્ષા જાગી હતી. ૧૮૭૬માં આવી ઉચ્ચ પ્રતિષ્ઠા પામેલો વિદ્યાર્થી મૅટ્રિકની પરીક્ષામાં બેસે છે, પણ આંખોની અસહ્ય પીડાને કારણે તે નાપાસ થાય છે.

એ જ અરસામાં શ્યામજી સ્વામી દયાનંદ સરસ્વતીના સંપર્કમાં આવ્યા હતા, અને તાજા સ્થપાયેલ આર્યસમાજની તેમણે દીક્ષા પણ લીધી હતી. સ્વામીજીની વેદધર્મપ્રવર્તક વિચારશ્રેણીને ઝડપથી ગ્રહી લઈને તેનો સ્વામીજીની માફક સંસ્કૃતમાં વ્યાખ્યાનો આપીને પ્રચાર કરવાનો

મનોરથ શ્યામજીને જાગ્યો હતો. મથુરાદાસ લવજીને લીધે અત્યાર સુધીમાં એ તે વખતના અગ્રણી સુધારકોના સંસર્ગમાં આવ્યા હતા. નવીન સુધારાઓને પ્રાચીન હિન્દુ શાસ્ત્રોના અનુલક્ષમાં સમજાવવાની શ્યામજીએ સુંદર કુનેહ કેળવી હતી તેમણે નાસિક, પૂના, કાશી, અમદાવાદ, સુરત વગેરે મુખ્ય મુખ્ય શહેરોમાં આર્યસમાજી વિચારશ્રેણી રજૂ કરતાં, સુંદર છટા અને ઉત્કૃષ્ટ ભાવનાથી ભરેલાં વ્યાખ્યાનો સંસ્કૃત ભાષામાં આપ્યાં. તેની તત્કાલીન સુધારકો, વિદ્વાનો અને વગદાર અધિકારીઓ ઉપર સુંદર છાપ પડી હતી. પ્રવાસ દરમ્યાન અનેક અભિનંદનાત્મક પ્રમાણપત્રો એકઠાં કરીને ત્રેવીસ વર્ષના આ મહત્ત્વાકાંક્ષી જુવાને વિલાયત જવાનું ભાતું તૈયાર કરી રાખ્યું.

પ્રો મોનિયર વિલિયમ્સે શ્યામજીને પોતાના સહાયક તરીકે અઠવાડિયાના દોઢ પાઉંડના પગારથી નિમવાની તૈયારી બતાવી હતી. શ્યામજીની ઑક્સફર્ડ જઈને અભ્યાસ કરવાની તીવ્ર આકાંક્ષા હતી. તેમણે કચ્છ રાજ્યમાંથી શિષ્યવૃત્તિ મેળવવાનો પ્રયત્ન કર્યો પણ તેનું કશું ફળ આવ્યું નહિ. તેથી નિરાશ થયા વગર પત્ની તેમજ મિત્રોની મદદથી શ્યામજી ૧૮૭૯ના માર્ચમાં વિલાયત ગયા.

આ કુશાગ્ર બુદ્ધિના જુવાન પંડિતે પરદેશના વિદ્વાનોને પોતાના સંસ્કૃતના જ્ઞાનથી આંજી દીધા. ૧૮૮૩માં એ ઑક્સફર્ડની બેલિયલ કૉલેજના ગ્રેજ્યુએટ થયા. શ્યામજી ઑક્સફર્ડના ગ્રેજ્યુએટ થનાર પહેલા જ હિંદી હતા. આ ઉપરાંત આ અરસામાં તેમણે ગ્રીક અને લેટિન ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો હતો. મેક્ષમૂલર આદિ પંડિતોએ શ્યામજીની વિદ્વત્તા અને બુદ્ધિપ્રભાથી પ્રસન્ન થઈને અનેક ગુણદર્શી પ્રમાણપત્રો આપ્યાં હતાં. ૧૮૮૩ ના અંતભાગમાં એ સ્વદેશ પાછા આવ્યા. ત્યાંથી ત્રણેક મહિના બાદ પત્નીને લઈને ફરીથી તે વિલાયત ગયા. પછી, ૧૮૮૫ના જાન્યુઆરિમાં બૅરિસ્ટર થઈને એ હિંદુસ્તાન પાછા ફર્યા હતા.

વિલાયતના પાંચેક વરસના વસવાટ દરમ્યાન ભારતીય સંસ્કૃતિના ભાષ્યકાર અને સંસ્કૃતના વિદ્વાન પંડિત તરીકે શ્યામજી ત્યાં સારી પ્રસિદ્ધિ પામ્યા હતા. ૧૮૮૧માં લંડનની રૉયલ એશિયાટિક સોસાયટીના ઉપક્રમથી તેમણે 'ભારતમાં લેખનકળાનો ઉદય' એ વિષય પર ભાષણ આપ્યું હતું. એ જ વર્ષમાં (તેમજ ત્રણ વર્ષ બાદ, બીજી વાર) ભારત-મંત્રી તરફથી ભારતના પ્રતિનિધિ તરીકે શ્યામજીને 'ઓરિયેન્ટલ કૉંગ્રેસ'ની

બર્લિન ખાતેની પરિષદમાં હાજરી આપવા મોકલ્યા હતા, જ્યાં તેમણે 'ભારતની જીવંત ભાષા-સંસ્કૃત' એ વિષય પર છટાદાર શૈલીમાં વ્યાખ્યાન આપ્યું હતું.' આ સિવાય ઈંગ્લંડની એમ્પાયર ક્લબ' જેવી જુદી જુદી સંસ્થાઓના માનાર્હ સભ્યનું પદ મેળવવાનું માન પણ તેમને સહજ પ્રાપ્ત થયું હતું.

સ્વદેશ પાછા ફર્યા બાદ ત્રણ વર્ષ (૧૮૮૫-૧૮૮૮) તેમણે રતલામમાં દીવાનગીરી કરી; પછી અજમેરમાં ચાર વર્ષ (૧૮૮૮-૧૮૯૨) વકિલાત કરી; અને પછી જૂનાગઢની દીવાનગીરીના આઠ મહિના બાદ કરતાં ૧૮૯૭ સુધીનો બધો વખત ઉદેપુર રાજ્યના કાઉન્સીલર તરીકે તેમણે કામ કર્યું હતું. ૧૮૯૧ સુધી પરોપકારિણી સભાના ટ્રસ્ટી તરીકે આર્યસમાજની સાથે સ્વામજીનો સંબંધ ટકી રહ્યો હતો. આ નવેક વરસ દરમ્યાન તેમને દેશી રાજ્યોની ખટખટનો સારી પેઠે અનુભવ થયો હતો. બીજી તરફ દેશના રાજકીય વાતાવરણમાં આંધી ચડતી જતી હતી. લોકમાન્ય તિલકને દેશદ્રોહના આરોપસર દોઢ વર્ષની કેદની સજા થઈ હતી. શ્યામજી ૧૮૯૭ માં દેશના ગુંગળાવી નાખે તેવા કલુષિત વાતાવરણમાંથી મુક્ત થવાના ઉદ્દેશે કાયમને માટે વસવાટ કરવા સારુ વિલાયત ગયા.

ત્યાં જઈને તેમણે પહેલાં તો ઑક્સફર્ડની એમ એ.ની ઉપાધિ મેળવી અને આર્યસમાજ તેમજ ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાન વિશે સંખ્યાબંધ ભાષણો આપ્યાં. વિખ્યાત અંગ્રેજ ફિલસૂફ હર્બર્ટ સ્પેન્સરના શ્યામજી અનન્ય ભક્ત હતા. સ્પેન્સરના અવસાન નિમિત્તે 'હર્બર્ટ સ્પેન્સર વ્યાખ્યાન-પીઠ'ની સ્થાપના સારુ ઈંગ્લંડમાં તેમણે એવી ઝુંબેશ ઉઠાવી કે તેને લીધે જોતજોતામાં સમસ્ત દેશમાં એ હિન્દી જુવાન જાણીતો થઈ ગયો.

૧૯૦૫ માં બંગ-ભંગને કારણે ભારતમાં સ્વદેશીની હીલચાલ શરૂ થઈ હતી. તિલક અને લજપતરાયની 'જહાલ નીતિ'ના પક્ષકાર શ્યામજીએ આ અરસામાં 'ઇન્ડિયન સોશિયોલૉજિસ્ટ' નામનું માસિક પત્ર શરૂ કર્યું અને તેમાં ઉદ્દામ રાષ્ટ્રવાદી વિચારશ્રેણીનો નિર્ભયપણે પ્રચાર કરીને ઈંગ્લેંડમાં ભારતની આઝાદી માટે લોકમત કેળવવાનો પુરુષાર્થ શરૂ કર્યો હતો. ભારતને ગુલામ બનાવનાર અંગ્રેજ રાજ્યસત્તા અને તેની સમક્ષ વફાદારી પ્રગટ કરીને થોડાક હક્કની ભીખ માગતો કોંગ્રેસનો 'મવાળ પક્ષ'

શ્યામજીની તેજીલી કલમના હુમલાનો વારંવાર ભોગ બનતાં હતાં. બંગાળના તેમજ મહારાષ્ટ્રના 'અરાજકતાવાદી ક્રાન્તિવીરો'ની પ્રવૃત્તિનો તેમણે ખુલ્લે ખુલ્લો પુરસ્કાર કર્યો હતો. તેમનાં આ પ્રકારનાં લખાણોએ શ્યામજીને લંડનથી પૅરિસ અને છેવટે ત્યાંથી જીનીવા નાસી જવાની ફરજ પાડી હતી. ભારતની આઝાદીના શહીદોની યાદમાં શ્યામજીએ ભારતીય વિદ્યાર્થીઓને ઇંગ્લંડમાં અભ્યાસ કરવાની તક પૂરી પાડતી અનેક શિષ્યવૃત્તિઓ ઉદાર હાથે આપી હતી. ઈંગ્લંડમાં હિંદની આઝાદી માટે સૌથી પહેલી વ્યવસ્થિત અને બળશાળી પ્રવૃત્તિ કરનાર શ્યામજી કૃષ્ણ વર્મા હતા. તેમણે ત્યાં 'હોમ રૂલ સોસાયટી' તથા 'ઇન્ડિયા હાઉસ'ની સ્થાપના કરીને ભારતના વિદ્યાર્થીઓ અને મિત્ર-ચાહકોની શક્તિઓને સંગઠિત કરી હતી—જેનો લાભ પાછીથી સાવરકર જેવા તે વખતના બંડખોર જુવાનોએ સારી પેઠે ઉઠાવ્યો હતો.

સંસ્કૃત અને અંગ્રેજી ભાષાના આ પ્રખર વિદ્વાનનાં લખાણો અને વ્યાખ્યાનોનો મોટો ભાગ ભારતીય પ્રજાના સ્વતંત્ર્ય અને તેને લગતા રાજકારણ વિશે છે. તેમાં રહેલી શ્યામજીની તીક્ષ્ણ બુદ્ધિશક્તિ, અપાર બહુશ્રુતતા અને તેજસ્વી ભાષાશૈલી એ દેશભક્તને સમર્થ લેખક અને ચિંતક તરીકે પણ કીર્તિ અપાવે તેમ છે. શ્યામજીનાં લખાણો 'ઇન્ડિયન સોશિયોલોજિસ્ટ' અને તેમના વખતનાં બીજા સામયિકોમાં દટાયેલાં પડેલાં છે. છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન જાગેલી ભારતની રાષ્ટ્રીય અસ્મિતાનો વિસ્તૃત અને સુસંકલિત ઇતિહાસ લખનારને દુનિયાભરમાં ભારતના સ્વાતંત્ર્ય-હક્કનો ઉદ્‌ઘોષ કરનાર આ મહાન ગુજરાતીનાં એ લખાણો જોયા વિના ચાલશે નહિ.

ઈ. સ. ૧૯૩૦ માં જીનીવા ખાતે શ્યામજીનું અવસાન થયું હતું.

### અભ્યાસ-સામગ્રી

1. Shyamji Krishna Varma : Life and Times of an Indian Revolutionary : by Shri Indulal Yajnik (1950).

૨. 'મહાજન-મંડળ', પૃ૦ ૧૦૯૭.

૩. સત્યવક્તાની ચિત્રાવલિ.

# (સૌ.) સુમતિ લલ્લુભાઈ શામળદાસ

ગુજરાતી સાહિત્યના આકાશમાં ઉદય પામીને તરત અસ્ત પામી જનાર આ લેખિકા બહેનનો જન્મ ઈ. સ. ૧૮૯૦ માં ભાવનગરના સુપ્રસિદ્ધ વણિક ગૃહસ્થ લલ્લુભાઈ શામળદાસને ત્યાં થયો હતો. સરદાર ભોળાનાથ સારાભાઈના પુત્ર સ્વ૦ ભીમરાવનાં એ દૌહિત્રી થાય.

તેમણે શાળામાં રીતસર અભ્યાસ બહુ થોડો કરેલો, પણ 'બુદ્ધિની તીવ્રતા, જ્ઞાનની જિજ્ઞાસા અને પિતાના ઘરનું પુસ્તકમય વાતાવરણ એ સર્વને પરિણામે' સુમતિને 'વાંચવાનો શોખ બેહદ થયો' હતો. માંગરોળવાળા વૈષ્ણવ અનંતપ્રસાદની પાસે તેમણે સંસ્કૃતનો અભ્યાસ ઘેર કર્યો હતો. અંગ્રેજી સાહિત્યનો પણ તેમને ઠીક પરિચય હતો. અંગ્રેજ કવિ રૉબર્ટ બ્રાઉનિંગ તથા મિસિસ બ્રાઉનિંગની કાવ્યકૃતિઓનો શોખ તેમને તેમના પિતાના મિત્ર મિ૦ બરજોરજી પાદશાહે લગાડ્યો હતો. આમ, ઊગતી વયથી જ સાહિત્યરસિકતાનાં બીજ સુમતિના હૃદયમાં પડ્યાં હતાં.

અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના અભ્યાસ સાથે તેમની સર્ગશક્તિ ખીલતાં સુમતિએ સત્તર અઢાર વર્ષની વયે લેખન-કાર્ય શરૂ કર્યું હતું. તેમણે ભાષાંતર, પછી અનુકરણ, સયોજન-રૂપાન્તર અને છેવટે સ્વતઃકલ્પિત રચના—એ ક્રમ અનુસાર કાવ્યરચના કરી જણાય છે. દક્ષિણની મુસાફરી કરતાં ડોળીમાં બેઠાં બેઠાં પોતે ઈશ્વરભક્તિનાં કેટલાંક કાવ્યો લખ્યાં હતાં તેનો 'પ્રભુપ્રસાદી' નામે પહેલો કાવ્યસંગ્રહ તેમણે અઢાર વર્ષની વયે બહાર પાડ્યો હતો. પછી કુદરત, સમાજ, ઈશ્વરભક્તિ અને અંગત અનુભવોને આલેખતી ૫૮ કૃતિઓનો બીજો સંગ્રહ 'કાવ્યઝરણાં' નામે તેમના મૃત્યુ બાદ પ્રગટ થયો હતો. તેમાં મોટા ભાગની (૪૦) સ્વતઃકલ્પિત રચનાઓ હતી. સુમતિની કવિતામાં, અલંકાર, છંદ, ભાષા, પદ્યરૂપ આદિ પરત્વે કોઈ વિશેષતા જોવા નહિ મળે, પણ સુકુમાર રસયુક્ત કલ્પના અને 'સરલગામિની શૈલી' તેમની નિસર્ગસિદ્ધ કવિત્વશક્તિની પ્રતીતિ કરાવે છે. તેમણે અંગ્રેજીમાંથી આધારરૂપ વસ્તુ લઈને સ્વતંત્ર કલાવિધાનવાળી કેટલીક ટૂંકી નવલકથાના કદની વાર્તાઓ લખી હતી, જેનાં નિર્દોષ અને સાત્વિક છતાં વાસ્તવદર્શી પાત્રચિત્રણો ઠીક આકર્ષક નીવડ્યાં હતાં. વાર્તાનું નાટકરૂપે કે કાવ્યરૂપે અથવા કાવ્યનું વાર્તારૂપે પુનર્ઘટન કરવાની કુશળતા પણ તેમનામાં હતી. સમર્થ સર્જકની આગાહી આપતી તેમની

આ કૃતિઓ પરિપકવ કલાસ્વરૂપે પરિણત થાય તે પહેલાં તો, સુમતિ માત્ર **૨૧** વર્ષની વયે, તા. ૯ જુલાઈ ૧૯૧૧ ના રોજ, લાંબી બિમારીને અંતે પ્રભુશરણ પામ્યાં.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન સાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. પ્રભુપ્રસાદી | કાવ્યસંગ્રહ | ૧૯૦૮ | પોતે |
| ૨. કાવ્યઝરણા | ,, | ૧૯૧૨ | ,, |
| ૩. કેટલીક નવલ-કથાઓ | ચાર ટૂંકી નવલ કથાઓ | ૧૯૧૨ | વૈકુંઠ લલ્લુભાઈ શામળદાસ |

## અભ્યાસ-સામગ્રી


૧. મનોમુકુર, ગ્રન્થ ૨ (ન. ભો. દી) પૃ. ૧.

૨. 'કેટલીક નવલકથાઓ'ની પ્રસ્તાવના (શ્રી વિદ્યાગૌરી નીલકંઠ)

૩. 'સ્ત્રીબોધ' (માસિક), મહિલા પરિષદ અંક; જાન્યુઆરિ ૧૯૩૭, પૃ. ૧૭-૧૮

# સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ

કવિ કલાપી તરીકે બૃહદ્ ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલ સુરસિંહજી ગોહિલ સૌરાષ્ટ્રના હાલાર પ્રાન્તના ચોથા વર્ગના ન્હાનકડા સંસ્થાન લાઠીના ઠાકોર હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૪ના ફેબ્રુઆરિની ૨૬ મી તારીખે (વિ. સં. ૧૯૩૦ના માઘ શુદ નવમી) થયો હતો. તેમના પિતાશ્રી તખ્તસિંહજીને ત્રણ કુમારો હતા: ભાવસિંહજી, સુરસિંહજી અને વિજયસિંહજી. ભાવસિંહજી રાજકોટ રાજકુમાર કૉલેજમાં ભણતા હતા તે વખતમાં જ અવસાન પામ્યા હતા તેથી સુરસિંહજી રાજ્યના વારસ ઠર્યા હતા. સુરસિંહજીને બાર વર્ષના મૂકીને તખ્તસિંહજી સ્વર્ગવાસી થયા એટલે એજન્સી તરફથી લાઠી રાજ્ય ઉપર મૅનેજમેંટ મૂકવામાં આવ્યું હતું. બે વર્ષ પછી રાજમાતા રાયબા મૃત્યુ પામતાં ચૌદ વર્ષના સુરસિંહજીને ઉછેરવાની જવાબદારી એજન્સી તરફથી નિમાયેલ મૅનેજર આશારામ શાહને માથે આવી હતી. માતાપિતાના અવસાનને કારણે રાજ્યખટપટનો અનુભવ કલાપીને નાનપણથી જ થયો હતો. તેમના સ્વભાવમાં રહેલી વૈરાગ્યવૃત્તિને આરંભથીજ આ વાતાવરણે પોષણ આપ્યું હશે. ૧૮૮૯ના ડિસેમ્બરની પહેલી તારીખે કલાપીનાં લગ્ન કચ્છ રોહાનાં રાજકુમારી રાજબા અને સૌરાષ્ટ્રના કોટડા સાંગાણીનાં રાજકુમારી આનંદીબા એમ બે કુંવરીઓ સાથે એક જ વખતે થયાં હતાં. તેમના લગ્નોત્સવમાં મૂળચંદ આશારામ શાહના મિત્ર તરીકે કવિ કાન્તે હાજરી આપી હતી, પણ તે વખતે કાન્ત સાથે કલાપીને ખાસ પરિચય નહોતો.

૧૮૮૨ના જૂનની બાવીસમી તારીખે કલાપીને રાજકોટની રાજકુમાર કૉલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા. રાજકુમાર કૉલેજમાં પ્રાથમિક પહેલાથી માંડીને વધુમાં વધુ માધ્યમિક છઠ્ઠા ધોરણ સુધીનું ગણાય તેટલું શિક્ષણ અપાતું હતું. એ કૉલેજનું વાતાવરણ ઉચ્છૃંખલ અને વિલાસી હતું; કલાપી સવારમાં કસરત કરતા ને આખો દિવસ અભ્યાસમાં મગ્ન રહેતા. એટલે પ્રિ. મેકનોટન પર સારા વિદ્યાર્થી તરીકે તેમની છાપ હતી. લગ્ન થયા પછી ૧૮૯૦ માં તેમણે બન્ને રાણીઓ સાથે રાજકોટમાં ઘર લઈને રહેવાની અનુમતિ પ્રિન્સિપાલ પાસેથી મેળવી હતી. કૉલેજ–કાળ દરમ્યાન તેમને ખાનગી અભ્યાસ કરાવવા સારુ શ્રી ત્રિભુવન જગજીવન જાનીને શિક્ષક તરીકે રાખ્યા હતા. અંગ્રેજી, ગુજરાતી અને ફારસીનું સારું જ્ઞાન ધરાવતા, 'સ્વતંત્ર ને વાજબી સલાહ આપનાર' આ ઉપયોગી અને

હોશિયાર શિક્ષકની ઊગતા તરુણ કલાપી પર સારી છાપ પડી હતી. ૧૮૯૧માં જાની છૂટા થયા તે પછી શ્રી એન. બી. જોશી કલાપીના ખાનગી શિક્ષક હતા. તેમણે કલાપીને શેલી, વર્ડ્ઝવર્થ, બાયરન, કીટ્સ વગેરે અંગ્રેજી કવિઓનાં કાવ્યોનો સારો અભ્યાસ કરાવ્યો હતો, જેનું પરિણામ કલાપીની કવિતામાં સ્પષ્ટ વરતાય છે. 'કાશ્મીરનો પ્રવાસ'નું વર્ણન કરતો પત્ર કલાપીએ તેમના આ શિક્ષકને ઉદ્દેશીને તા. ૨૨-૧-૧૮૯૨ ના રોજ લખેલો.

કલાપીની ઇચ્છા મેટ્રિક પાસ થઈને આર્ટ્સ કૉલેજમાં દાખલ થવાની હતી, પણ આંખની પીડાને લીધે અંગ્રેજી ચાર પાંચ ધોરણથી વિશેષ અભ્યાસ તેમનાથી થઈ શક્યો નહિ. ૧૮૯૧ ના ઑગસ્ટની ૧૪મી તારીખે તેમણે કૉલેજ હમેશને માટે છોડી. પણ તેનો બદલો તેમણે ખાનગી અભ્યાસ વધારીને વાળી લીધો. "૧૮૯૨ સુધી તેમણે માત્ર ગુજરાતી પુસ્તકો જ વાંચ્યાં હતાં. છગનલાલ પંડ્યાકૃત કાદંબરીનું ભાષાંતર, સરસ્વતીચંદ્ર, નવલગ્રંથાવલી, ઉત્તરરામચરિત, મણિલાલ અને મનઃસુખરામના સર્વ ગ્રંથો, નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, શામળ વગેરે પ્રાચીન, અને નર્મદ, દલપત, કાન્ત વગેરે અર્વાચીન કવિઓનાં કાવ્યો, રામાયણ, મહાભારત, પુરાણ વગેરેના સાર અને ભાષાન્તર એમ ગુજરાતી ભાષામાં લખાયેલ જે કાંઈ મળી શક્યું તે સર્વ તેમણે વાંચવા માંડ્યું." 'સુદર્શન', 'ચંદ્ર', 'ભારતીભૂષણ' વગેરે તે વખતનાં સામયિકો પણ તે ધ્યાનપૂર્વક વાંચતા હતા. ૧૮૯૨ થી તેમણે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો હતો. પાંચ સાત વરસના ગાળામાં તેમણે શેક્સપીયર, મિલ્ટન, બાયરન, ટૉમસ મૂર, વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, ટેનિસન, બ્રાઉનિંગ, મેથ્યુ આરનોલ્ડ વગેરે અંગ્રેજી કવિઓ તથા ડેન્ટે અને ગેટેની કૃતિઓનાં અંગ્રેજી ભાષાંતરો વાંચી નાખ્યાં. સાથે સાથે પ્લેટો, મેક્સનોર્ડો, શોપનહોર, એમર્સન, મિલ, સ્વીડનબર્ગ વગેરે તત્ત્વચિન્તકોનો અભ્યાસ પણ ચાલતો હતો. ઉત્તરોત્તર વધતા જતા આ સ્વાધ્યાયે કલાપીનાં લખાણોમાં 'દૃષ્ટિની વિશાળતા અને ચિંતનની તલસ્પર્શિતા' આણ્યાં હતાં.

કૉલેજ છોડ્યા બાદ, એજન્સીના નિયમ અનુસાર, સુરસિંહજીને હિંદના પ્રવાસે મોકલવામાં આવ્યા હતા. પ્રવાસમાં તેમની સાથે તેમના પરમ મિત્ર હડાળાના દરબાર વાજસૂરવાળા, જાણીતા દેશભક્ત એસ. આર. રાણાના પિતાશ્રી 'મામા' રતનસિંહ અને 'સંચિત્'ના તખલ્લુસથી

કવિતા લખનાર શ્રી રૂપશંકર ઉદયશંકર ઓઝા હતા. ૧૮૯૨ ના માર્ચની ૧૧ મી તારીખે તેમનો આ પ્રવાસ રોહાવાળાં રાણીની માંદગીને કારણે પંદર દિવસ વહેલો પૂરો થયો હતો. આ આર્યાવર્તના પ્રવાસે કલાપીની સૌન્દર્યદૃષ્ટિને વિકસાવવામાં અને ગદ્યકાર કલાપીની ભાષાશૈલીને પ્રાથમિક ઘાટઘૂંટ આપવામાં મહત્ત્વનો ફાળો આપ્યો એમ કહી શકાય. પ્રવાસ દરમ્યાન મળેલ અનુભવ અને અવલોકનની પ્રસાદી રૂપે તેમણે પત્નીઓ, મિત્રો અને સ્નેહી-સંબંધીઓને સંખ્યાબંધ પત્રો લખ્યા હતા. તે પૈકી ૧૮૯૨ ના જૂનમાં 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન' એ મથાળા નીચે તેમના શિક્ષક શ્રી જોષીને ઉદ્દેશીને લખેલો પત્ર કલાપીની પહેલી સાહિત્યકૃતિ છે.

કલાપીનું સાહિત્યજીવન તેમના આંતરજીવન સાથે દઢ ગૂંથાયેલું હતું. રોહાવાળાં રાણી-જેમને તેઓ 'રમા' કહેતા-સાથે તેમને ગાઢ પ્રેમસંબંધ હતો. કૉલેજમાંથી તેમજ પ્રવાસમાંથી રમા પર તેમણે પત્રોની ઝડી વરસાવી હતી. તેઓ પત્રમાં રમાને ગમે તે રાગમાં કવિતા લખીને મોકલતા ને રમાને પણ કવિતા લખવા પ્રેરતા. 'અભ્યાસ અને રમા વચ્ચે વહેંચાઈ ગયેલો' કલાપીનો પ્રેમ, પછીથી, રમાની સાથે આવેલી સાત વર્ષની બાલિકા મોંઘી પર ઢળતાં કલાપીનું પ્રણયજીવન અને સાહિત્યજીવન નવો જ રંગ ધારણ કરે છે. વખત જતાં 'વત્સા મોંઘી' 'સ્નેહરાજ્ઞી શોભના' બને છે. શોભનાને મેળવવા જતાં રમાને દૂભવવાનું આ કોમળ દિલના પ્રેમીને ગમતું નથી. નવા પ્રેમથી આકર્ષાયા છતાં જૂના પ્રેમને તે વીસરી શકતા નથી. બન્નેને ચાહી શકાય એમ કલાપી અંતરથી માનતા હતા પણ રમાને તે સ્વીકાર્ય નહોતું. શોભનાને માટે ઝૂરતા છતાં ઉચ્ચ કર્તવ્યભાવનાવાળા કલાપીએ પહેલાં તો તેને તેની જ નાતના એક માણસ સાથે પરણાવી; પણ તેથી તો ઊલટી તેમની તેમજ શોભનાની વ્યથા અનેકગણી વધી ગઈ. છેવટે 'પ્રેમમાં જ બધી નીતિ સમાઈ જાય છે' એમ માનીને કલાપીએ તા. ૧૧-૭-૧૮૯૮ ના રોજ શોભના સાથે રીતસર લગ્ન કર્યાં. તે પછી બે વર્ષે-ઈ. સ. ૧૯૦૦ ના જૂનની દસમી તારીખે-ફક્ત એક રાતની માંદગી ભોગવીને તેઓ વિદેહ થયા.

આમ પ્રેમ એ કલાપીના વ્યક્તિત્વનો પ્રથમ ગુણ હતો તો વૈરાગ્યની વૃત્તિ પણ તેમના સ્વભાવમાં એટલી જ પ્રબળ હતી. તેમની પહેલી કાવ્યકૃતિ 'ફકીરી હાલ' અને છેલ્લી 'આપની યાદી' વૈરાગ્ય વિશે છે. ભરતને

માટે તેમણે ઉચ્ચારેલી પંક્તિ—'રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝૂલતું હતું'—ખુદ કલાપીને પણ લાગુ પડે છે.

કલાપીનું મિત્રમંડળ બહોળું હતું. મણિલાલ નભુભાઈ તેમના 'સ્નેહી ગુરુ' હતા. રાજ્ય, ગૃહ, ધર્મ, વાચન અને સાહિત્યસર્જન – બધી બાબતમાં તેઓ તેમના પરમ માર્ગદર્શક હતા. રાજ્ય તજીને ચાલ્યા જવા તૈયાર થયેલા કલાપીને પ્રજાની ફરિયાદ સાંભળવામાં કવિતા જેટલો રસ લગાડનાર મણિલાલ હતા. ગીતા-ભાગવતાદિ ધર્મગ્રંથોના વાચન, પ્રણવોપાસના અને પ્રાણવિનિમયના પ્રયોગ ભણી મણિલાલે તેમને વાળ્યા હતા. રમા-શોભના-પ્રકરણમાં પહેલાં રમાને વફાદાર રહીને ચિત્તને સંયત કરવાનો; અને પછી પરિસ્થિતિ અનિવાર્ય બનતાં દુનિયાની પરવા કર્યા વગર, પોતાને ઈષ્ટ પગલું બહાદુરીથી ભરવાની સલાહ પણ તેમણે જ કલાપીને આપી હતી. કલાપીનાં 'કાશ્મીરનો પ્રવાસ' આદિ લખાણો મણિલાલ સુધારતા. કલાપીને તેમના આ ગુરુ માટે અપાર ભક્તિ હતી. ૧૮૯૮ માં મણિલાલનું મૃત્યુ થયું તે પછી ગોવર્ધનરામને કલાપીએ ગુરુસ્થાને સ્થાપ્યા હતા. પણ મણિલાલના જેટલો ગાઢ પ્રેમ-સંબંધ તેમની સાથે જામી શક્યો નહિ. કવિ કાન્ત કલાપીના અતિ નિકટના મિત્ર હતા. બન્ને મિત્રો વચ્ચે કાવ્યોનો વિનિમય છૂટથી ચાલતો. કાન્તે તેમને સ્વીડનબોર્ગની લગની લગાડી હતી. કલાપીના મૃત્યુ પછી તેમની કૃતિઓ પ્રગટ કરીને કાન્તે મિત્ર-ઋણ અદા કર્યું હતું. કવિ 'જટિલ' કલાપીનાં કાવ્યો સુધારી આપતા અને તે પર વિવેચન પણ લખતા.. 'સંચિત્' પણ તેમના આપ્તમંડળમાં હતા.

અર્વાચીન યુગના સૌથી વિશેષ લોકપ્રિય કવિ કલાપી છે. તેમના રોમાંચક પ્રણયત્રિકોણની આસપાસ કલાપીની કવિતા રચાયેલી છે. 'હૃદય ત્રિપુટી' અને બીજાં અનેક નાનાં મોટાં કાવ્યો કલાપીના સ્વાનુભવમાંથી પ્રગટેલાં છે. એ નિતાંત સ્વાનુભવરસિક કવિ છે. કોમળ સંવેદનવાળાં ઊર્મિકો અને કથાકાવ્યોમાંથી તેમનો તાજો અને મીઠો પ્રણયરસ ટપકી રહે છે. કવિતા કલાપીને મન 'નિઃશ્વાસરૂપ' હતી. તેમાંથી નીકળતા સ્નેહ અને દર્દના સૂર સીધેસીધા કવિના હૃદયમાંથી નીકળતા હોય એવી સચોટ અસર કરે છે. લાગણીની ઋજુતા અને ઉત્કટતા એ કલાપીની કવિતાનો પ્રધાન ગુણ છે, તેની પાછળ રહેલ સચ્ચાઈનો રણકો અને સરલ, પ્રસાદમય વેગવંતી ભાષાનો પ્રવાહ હરકોઈ વાચકને મુગ્ધ કરી દે છે. તેમની કવિતાની બીજી વિશેષતા એ કે તે જીવનનાં પરમ સત્યોને સાદાં ચમત્કાર

સત્રોમાં રમતી કરી દે છે. આને લીધે એની પંક્તિઓની પંક્તિઓ સહેલાઈથી યાદ રહી જાય છે. સૂફીવાદી મસ્તીભરી ગઝલોનું પદ્યસ્વરૂપ પણ તેનું એક આકર્ષણ ગણાય. ભાષાની માફક સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો પર પણ એમને સહજસિદ્ધ કાબૂ હતો. આથી એમની કવિતામાં ક્યાંય આયાસ કે કૃત્રિમતા નહિ જણાય.

કલાપી ઉપર અંગ્રેજી કવિતાની ઘણી અસર હતી. વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, અને બાયરન જેવા રંગદર્શી કવિઓની કૃતિઓના અનુકરણ, અનુરણન કે અનુવાદરૂપે તેમણે અનેક કૃતિઓ રચી છે.* તેમનાં કાવ્યો પ્રગટ થયાં ત્યારે કલાપી હયાત નહોતા, તેથી કેટલાંક કાવ્યોનાં મૂળ વિશે તેમના કાવ્યસંગ્રહમાં માહિતી મૂકી શકાઈ નહોતી. આને લીધે કલાપીને માથે અપહરણનો દોષ મુકાયો હતો. પણ કલાપી સ્વભાવે એટલા સરળ, નમ્ર અને નિખાલસ હતા કે નાનામાં નાનો ઋણસ્વીકાર કરવો પણ એ ચૂકતા નહિ. તેમને કવિની કીર્તિની ખેવના નહોતી. કાવ્યરચના તેમને માટે સર્જન કરતાં હૃદયના ઊર્મિભારના વિસર્જનરૂપે વિશેષ હતી. આથી તો, તેમાં કળાની સફાઈ ઓછી છે. વળી રુદનપ્રેમ, વિષાદનો અતિરેક અને પોચટ ઊર્મિલતાના દોષોથી પણ કલાપીની કવિતા મુક્ત નથી. તેમ છતાં, અર્વાચીન ગુજરાતી કવિતાને રંગદર્શી ઝોક આપવામાં ન્હાનાલાલ સિવાય બીજો કોઈ કવિ કલાપીથી ચડે તેમ નથી. સંકુચિત આત્મલક્ષી સંવેદનોમાં વિહરતો હોવા છતાં 'કલાપીનો કેકારવ' છેલ્લાં પચાસ વર્ષથી જુવાન વાચકસમુદાયનો પ્રિય ગ્રંથ બની રહેલ છે.

કલાપી પ્રાસાદિક ગદ્યકાર પણ હતા. કવિતાની માફક તેમનો વિપુલ પત્રસમૂહ પણ કલાપીના વ્યક્તિત્વને સુંદર રીતે ઝીલે છે. તેમણે પત્રોમાં હૃદય રેડીને કાવ્યસહજ ઉત્કટતા આણી છે. મિત્રો, સ્નેહીઓ, કારભારીઓ, પત્નીઓ, અને સામાન્ય પરિચિતો—સૌના તરફ સહજભાવે સ્નેહ અને સૌજન્યનો એકધારો પ્રવાહ તેમણે પત્રોમાં વહાવ્યો છે. કલાપીની અપ્રાપ્ત આત્મકથાની ખોટ પૂરતા આ પત્રો તેમાંની સામગ્રી તેમજ શૈલીને કારણે ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ સ્થાન પામ્યા છે.

---

* કલાપીની જુદી જુદી કૃતિઓના મૂળ વિશે વિગતવાર માહિતી માટે જુઓ શ્રી નવલરામ જ. ત્રિવેદીકૃત 'કલાપી', પ્રકરણ ૮.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | પ્રકાશન-સાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન | પત્રરૂપે પ્રવાસવર્ણન | આ૦૧ : ૧૮૯૨<br>આ૦૨ : ૧૯૦૯ | પોતે<br>" |
| ૨. કાશ્મીરનો પ્રવાસ, કલાપીના સંવાદો તથા સ્વીડનબોર્ગના ધર્મવિચાર | પત્ર, સંવાદ ને નિબંધ | ૧૯૧૨ | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. |
| ૩. કલાપીનો કેકારવ | કાવ્યસંગ્રહ | આ૦૧ : ૧૯૦૩<br>આ૦૩ : ૧૯૧૬<br>આ૦૪ : ૧૯૨૦<br>આ૦૬ : ૧૯૨૨ | મણિશંકર રત્નજી ભટ્ટ |
| | | આ૦૬ : ૧૯૩૧<br>આ૦૭ : ૧૯૪૬ | કલાપી સ્મારક ટ્રસ્ટના ટ્રસ્ટીઓ |
| ૪. માલા અને મુદ્રિકા | નવલકથા | ૧૯૧૨ | મણિશંકર રત્નજી ભટ્ટ |
| ૫. દુઃખમાંથી સુખ (કથામંજરી ભા. રમાં મૂકેલી) | ટૂંકી વાર્તા | ૧૯૧૩ | જીવનલાલ અ. મહેતા, અમદાવાદ. |
| ૬. હમીરજી ગોહિલ | મહાકાવ્ય (અપૂર્ણ) | ૧૯૧૩ | મણિશંકર રત્નજી ભટ્ટ |
| ૭. કલાપીના પત્રો (હાજી મહંમદ સ્મારક ગ્રંથમાં) | પત્રો | ૧૯૨૨ | |
| ૮. કેકારવની પુરવણી | કાવ્યસંગ્રહ | ૧૯૨૩ | રમણીક ફીરાનલાલ મહેતા |
| ૯. કલાપીના ૧૪૪ પત્રો | પત્રો | ૧૯૨૫ | મુનિકુમાર મ. ભટ્ટ |
| ૧૦. શ્રી કલાપીની પત્રધારા | પત્રો | ૧૯૩૧ | શ્રી જોરાવરસિંહજી ગોહિલ |
| ૧૧. નારીહૃદય | નવલકથા | ૧૯૩૩ | આર. આર. શેઠની કં. મુંબઈ |

| | | | |
|---|---|---|---|
| ૧૨. ગ્રામમાતા અને બીજાં કાવ્યો (સં. નવલરામ જ. ત્રિવેદી) | કાવ્યસંગ્રહ | ૧૯૩૮ | જીવનલાલ અ. મહેતા |
| ૧૩. હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો (સં. નવલરામ જ. ત્રિવેદી) | ,, | ૧૯૩૯ | ,, |

### અભ્યાસ—સામગ્રી


૧. નવલરામ જ. ત્રિવેદી : 'કલાપી' (ગુજ. વિદ્યાસભા)

૨. સુંદરમ્ : 'કલાપીનું આંતરજીવન': 'વિદ્યાવિસ્તાર-વ્યાખ્યાનમાલા' (ગુજ. વિદ્યાસભા).

૩. નવલરામ જ. ત્રિવેદી : 'કેટલાંક વિવેચનો', પૃ૦ ૧૪૫-૧૪૬

૪. રમણલાલ વ. દેસાઈ : 'જીવન અને સાહિત્ય', ભા૦ ૧ : 'કલાપી અને તેની ગઝલો.'

૫. કાન્ત : 'કલાપીનું જીવન'.

૬. કનૈયાલાલ મા. મુનશી : Gujarâta and its Literature; 'હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો'ની પ્રસ્તાવના.

૭. રૂપશંકર ઉદયશંકર ઓઝા : 'કલાપીનું અક્ષરજીવન' (ત્રીજી સાહિત્ય પરિષદનો અહેવાલ).

૮. ઇન્દુલાલ સંવકલાલ દવે : 'કલાપી સંબંધી ટૂંક વિવેચન' (ચોથી સાહિ. પરિ.નો અહેવાલ).

૯. મૂળચંદ આશારામ શાહ : 'ઠાકોર શ્રી સુરસિંહજી : કેટલાંક સ્મરણો' : (અગિયારમા સાહિ. સંમેલનનો અહેવાલ)

૧૦. ન્હાનાલાલ કવિ : 'કલાપીનો સાહિત્યદરબાર,' 'શ્રીબોધ,' માર્ચ ૧૯૩૮

૧૧. ત્રિભુવન પ્રેમશંકર : 'કલાપીનો વિરહ'.

# હરજીવન સોમૈયા

૨૪૦ હરજીવન સોમૈયાનો જન્મ ઇ. સ. ૧૯૦૮માં જોડિયાના ગરીબ લોહાણા કુટુંબમાં કરાંચી ખાતે થયો હતો. નાનપણમાં જ પિતાને ગુમાવનાર હરજીવનને માતાએ મહેનત-મજૂરી કરીને ઉછેર્યા હતા. ઈ. સ. ૧૯૩૬માં શ્રી કાન્તાબહેન સાથે તેમનાં લગ્ન થયાં હતાં.

માતાની દેખરેખ નીચે પ્રાથમિક શિક્ષણ પૂરું કરીને માધ્યમિક શિક્ષણ તેમણે તે વખતની કરાંચીની અગ્રગણ્ય શિક્ષણ-સંસ્થા 'શારદામંદિર'માં લીધુ હતું કોલેજમાં જાય તે પહેલાં તો તેમણે ત્રીસની સ્વાતંત્ર્ય-લડતમાં ઝંપલાવ્યું કરાંચીની ટુકડીમાં સામેલ થઈને તેઓ ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં જોડાયા. ૧૯૩૪માં લડત પૂરી થઈ ત્યાં સુધીમાં અનેક વાર તેમને કારાવાસ ભોગવવો પડયો હતો

જેલમાંથી બહાર આવીને હરજીવનભાઈએ શિક્ષણ-ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. તેમણે રાણપુરમાં હરિજન-શાળા શરૂ કરી ખૂબ મમતા અને કાળજીથી તેઓ શાળાના હરિજન બાળકોને ભણાવતા અને સ્વચ્છ રાખતા. એકાદ વર્ષ પછી કૌટુંબિક સંજોગોને કારણે તેમને કરાંચી જવું પડયું. ત્યાં તેઓ શારદા મંદિરમાં શિક્ષક તરીકે જોડાયા. બે-ત્રણ વરસમાં જ આદર્શ શિક્ષક તરીકે તેમની ખ્યાતિ થઈ; પણ સતત પરિશ્રમ કરવાને કારણે કરાંચીમાં તેમનું શરીર ક્ષીણ થઈ ગયું.

વિદ્યાર્થીવસ્થામાંથી જ હરજીવનભાઇને લખવાનો શોખ હતો. 'દરિયાના મામલા' નામની કિશોરભોગ્ય સાહસ-કથા તેમણે ૧૯૩૬માં સૌ-પ્રથમ રચી, જે ભારતી સાહિત્ય સંઘ તરફથી એ જ વર્ષમાં પ્રગટ થઇ હતી ભારતી સા. સંઘ તેમના મિત્રો ચલાવતા હતા. ૧૯૩૭ માં લેખન-વ્યવસાયને અપનાવવાનો નિશ્ચય કરીને હરજીવનભાઈ પણ એ સંસ્થામાં જોડાયા. સંઘ તરફથી પ્રગટ થતાં માસિકો 'ઊર્મિ' અને 'નવરચના'ના સંપાદનનું કામ તેમણે ભારે ખંત અને નિષ્ઠાથી કર્યું હતું.

જુદી જુદી ભાષાઓ શીખવાનો તેમને શોખ હતો. ગુજરાતી ઉપરાંત મરાઠી, બંગાળી, હિંદી અને અંગ્રેજી ભાષાઓની તેમને સારી જાણકારી હતી. ઉર્દૂ અને તેલુગુ ભાષા શીખવાના પણ તેમણે પ્રયત્નો કર્યા હતા. હિંદી ભાષા-શિક્ષણના પાઠો તેઓ 'ઊર્મિ'માં લખતા હતા. તેમના આ અનેક-ભાષા-જ્ઞાને તેમને કેટલાંક સુંદર મરાઠી અને અંગ્રેજી પુસ્તકોના ગુજરાતી અનુવાદો કરવાની તક આપી હતી.

કોલ રેઈન, આનાતોલ ફ્રાંસ અને વિકટર હ્યુગો તેમના પ્રિય લેખકો હતા. ભૂગોળ, ઈતિહાસ, વિજ્ઞાન અને દેશદેશના લોકોના સામાજિક રિવાજો તેમના અભ્યાસના ખાસ વિષયો હતા. વાર્તામાં નવા જ વિષયોનું ખેડાણ

કરીને સોમૈયાએ ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડી છે. દેશવિદેશના લોકોના જીવનને વણી લેતી, તેમની 'ઊર્મિ'માં પ્રગટ થતી વાર્તાઓ પ્રત્યે શ્રી કિશોરલાલ મશરૂવાળાએ અનુરાગ વ્યક્ત કર્યો હતો; ભૂગોળ અને ઇતિહાસના લાંબા તેમજ વિવિધરંગી પટ પર વિસ્તરતી નવલકથાઓ તેમણે રચી છે. તેમની પહેલી નવલકથા 'પૃથ્વીનો પહેલો પુત્ર' કલાદષ્ટિએ ખામીવાળી હોવા છતાં વિષયના નાવીન્યને કારણે વિવિધ દિશામાંથી આવકાર પામી હતી. 'સમાજના ત્રીજા અંગ'રૂપ મવાલીના જીવનનું તાદશ ચિત્ર આપતી ઉદ્દેશપ્રધાન નવલજોડી 'પુનરાગમન' સોમૈયાની વાર્તાકલાનો સ્પષ્ટ વિકાસ સૂચવે છે. 'છોકરાંઓને નમાલાં બનાવી મૂકે તેવું સાહિત્ય પ્રકટ થાય છે તે મારાથી નથી સહન થતું' એમ ફરિયાદ કરતા સોમૈયાએ બાળકો અને કિશોરોને સાચા પુરુષાર્થી બનાવે તેવું સત્ત્વશાળી બાલ-સાહિત્ય પણ પીરસ્યું છે. ટૂંકમાં નવીન વિષયો અને જીવનના વિવિધ અનુભવોનું પોતાની રીતે વાર્તામાં વિતરણ કરીને સોમૈયાએ ગુજરાતી સાહિત્યમાં પોતાના વ્યક્તિત્વની વિશિષ્ટ છાપ પાડી છે.

૧૯૪૧ માં 'સંઘ'માંથી છૂટા થઈને તેઓ ફરીથી કરાંચી ગયા અને શિક્ષણ-કાર્યમાં ડૂબી ગયા. પણ શરીર કથળતાં રાણપુર પાછા આવવું પડ્યું. ૧૯૪૨માં હૃદયરોગનો હુમલો થતાં તેઓ અમદાવાદ સારવાર અર્થે આવ્યા અને જુલાઈની ૧૯ મી તારીખે ચોત્રીસ વર્ષની ભરજુવાન વયે અવસાન પામ્યા.

સ્વ. સોમૈયાએ છેલ્લી પળ સુધી લેખન-કાર્ય ચાલુ રાખ્યું હતું. તેમણે લેખકના વ્યવસાયને અર્થોત્પાદક સાધન તરીકે નહિ, પણ સાધના તરીકે અપનાવ્યો હતો. પોતાના લખાણ દ્વારા શુદ્ધ ભાવનાનું ઉદ્બોધન કરવાની તેમની નેમ તેમનામાં રહેલી શિક્ષકની દૃષ્ટિનું નિદર્શન કરે છે. ચોખૂંટ ધરતી પર વસતી માનવપ્રજાના પ્રત્યેક ઘરમાં-પછી તે ભલેને જંગલી, અણઘડ કે ગુનેગારની છાપ પામ્યો હોય—માનવતાનું ઝરણું વહી રહ્યું છે એ બતાવવાનો તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. જોડણીની શુદ્ધિ માટે તેમની ચીવટ એટલી હતી કે એક વાર 'હરિજનબંધુ'માં આવેલી કેટલીક છાપભૂલો તરફ ગાંધીજીનું ધ્યાન દોરીને તેમાં યોગ્ય સુધારા કરાવ્યા ત્યારે જ તે જંપ્યા હતા. તેમની કથનરીતિ સરલ, રસવાહી અને ચોકસાઈવાળી હતી. વાચકના મનમાં રમ્યાં કરે એવાં પાત્રો સર્જવાની હથોટી પણ તેમને આવી ગઈ હતી. તેમની વાર્તાઓ પ્રૌઢ કલાસ્વરૂપ ધારણ કરે તે પહેલાં તો એમની પ્રવૃત્તિને કાળે અટકાવી દીધી. તેમ છતાં પાંચેક વર્ષના ગાળામાં બધી મળીને વીસેક કૃતિઓ આપનાર હરજીવન સોમૈયાનું નામ સાહિત્યને

ચોપડે નોંધપાત્ર રહેશે એમાં શંકા નથી. ત્રણ નવલકથાઓ, ત્રણેક વાર્તાસંગ્રહો, ચારેક બાલસાહિત્યનાં પુસ્તકો અને એક હિંદી પાઠ્યપુસ્તક-એટલું તેમનું સાહિત્ય અપ્રગટ છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૂળ કૃતિનું નામ |
|---|---|---|---|---|
| ૧. દરિયાના મામલા | કિશોરકથા | ૧૯૩૬ | ભારતી સા. સંઘ, અમદાવાદ | — |
| ૨. ભરદરિયે | ,, | ૧૯૩૭ | ,, | — |
| ૩. શંકરાચાર્ય | કિશોરભોગ્ય ચરિત્ર | ,, | ,, | — |
| ૪. નાનાં છોકરાં | બાળવાર્તા | ,, | ,, | — |
| ૫-૬ જંગલમાં મંગળ ભા. ૧-૨ | પ્રાણીકથા | ૧૯૩૮ | ,, | — |
| ૭. ઉપવાસ કેમ અને ક્યારે | નિબંધ | ૧૯૩૮ ? | ,, | — |
| ૮. જીવનનું ઝેર | નવલકથા | ૧૯૩૮ | ,, | — |
| ૯. પૃથ્વીનો પહેલો પુત્ર | ,, | ૧૯૩૯ | ,, | — |
| ૧૦. દોન ધ્રુવ | ,, | ,, | ,, | વિ. સ. ખાંડેકરની મરાઠી નવલકથાનો અનુવાદ |
| ૧૧. પશ્ચિમને સમરાંગણે | ,, | ૧૯૪૦ | | એરિચ મેરિયા રેમાર્ક કૃત All quiet on the Western frontનો અનુવાદ |
| ૧૨. અહંકાર | નવલકથા | ૧૯૪૧ | ,, | આનાતોલ ફ્રાંસકૃત 'થાઇ'નો અનુવાદ |
| ૧૩. કાંટાની વાડ | ,, | ,, | ,, | હોલકેઈનકૃત 'બાર્બ્ડ વાયર'નો અનુવાદ |
| ૧૪-૧૫. પુનરાગમન ખં. ૧-૨ | ,, | ૧૯૪૩ | ,, | — |
| ૧૬. પરામી અને બીજી વાતો | નવલિકાઓ | ૧૯૪૪ | ,, | — |

## અભ્યાસ—સામગ્રી

૧. ગુજરાત સાહિત્ય સભાની ૧૯૪૧-૪૨ ની કાર્યવાહીમાં 'પૃથ્વીનો પહેલો પુત્ર' તથા 'જીવનનું ઝેર'ની સુંદરમે કરેલી સમીક્ષા.

૨. 'પુનરાગમન' ભાગ ૧ માં મૂકેલ પ્રકાશકોનું નિવેદન 'અમારા હરજીવનભાઈ' તથા શ્રી વિશ્વનાથ ભટ્ટની પ્રસ્તાવના 'વાર્તાની વિચારસરણી'

૩. 'પશ્ચિમને સમરાંગણે' તથા 'કાંટાની વાડ' ની પ્રો. અનંતરાય રાવળે લખેલી પ્રસ્તાવનાઓ.

ચોપડે નોંધપાત્ર રહેશે એમાં શંકા નથી. ત્રણ નવલકથાઓ, ત્રણેક વાર્તા-સંગ્રહો, ચારેક બાલસાહિત્યનાં પુસ્તકો અને એક હિંદી પાઠ્યપુસ્તક-એટલું તેમનું સાહિત્ય અપ્રગટ છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૂળ કૃતિનું નામ |
|---|---|---|---|---|
| ૧. દરિયાના મામલા | કિશોરકથા | ૧૯૩૬ | ભારતી સા. સંઘ, અમદાવાદ | — |
| ૨. ભરદરિયે | ,, | ૧૯૩૭ | ,, | — |
| ૩. શંકરાચાર્ય | કિશોરભોગ્ય ચરિત્ર | ,, | ,, | — |
| ૪. નાનાં છોકરાં | બાળવાર્તા | ,, | ,, | — |
| ૫-૬ જંગલમાં મંગળ ભા. ૧-૨ | પ્રાણીકથા | ૧૯૩૮ | ,, | — |
| ૭. ઉપવાસ કેમ અને ક્યારે | નિબંધ | ૧૯૩૮ ? | ,, | — |
| ૮. જીવનનું ઝેર | નવલકથા | ૧૯૩૮ | ,, | — |
| ૯. પૃથ્વીનો પહેલો પુત્ર | ,, | ૧૯૩૯ | ,, | — |
| ૧૦. દોન ધ્રુવ | ,, | ,, | ,, | વિ. સ. ખાંડેકરની મરાઠી નવલકથાનો અનુવાદ |
| ૧૧. પશ્ચિમને સમરાંગણે | ,, | ૧૯૪૦ | | એરિચ મેરિયા રૈમાર્ક કૃત All quiet on the Western frontનો અનુવાદ |
| ૧૨. અહંકાર | નવલકથા | ૧૯૪૧ | ,, | આનાતોલ ફ્રાંસકૃત 'થાઇ'નો અનુવાદ |
| ૧૩. કાંટાની વાડ | ,, | ,, | ,, | હોલકેઈનકૃત 'બાર્બ્ડ વાયર'નો અનુવાદ |
| ૧૪-૧૫. પુનરાગમન ખં. ૧-૨ | ,, | ૧૯૪૩ | ,, | — |
| ૧૬. પરાગી અને બીજી વાતો | નવલિકાઓ | ૧૯૪૪ | ,, | — |

### અભ્યાસ—સામગ્રી

૧. ગુજરાત સાહિત્ય સભાની ૧૯૪૧-૪૨ ની કાર્યવાહીમાં ' ... પુત્ર ' તથા ' જીવનનું ઝેર 'ની સુંદરમે કરેલી સમીક્ષા.

૨. 'પુનરાગમન' ભાગ ૧ માં મૂકેલ પ્રકાશકોનું નિવેદન ' અમા- ... તથા શ્રી વિશ્વનાથ ભટ્ટની પ્રસ્તાવના ' ...

૩. ' પશ્ચિમને સમરાંગણે ' તથા ' ... લખેલી પ્રસ્તાવનાઓ.

## અંબેલાલ કશનજી વશી

અંબુ ક. વશીના નામે ઓળખાતા આ લેખકનો જન્મ તા. ૨૩-૧૧-૧૯૦૪ના રોજ સુરત જિલ્લામાં તેમના વતન તલંગપુરમાં થયેલો. તેઓ જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ છે. તેમના પિતાનું નામ કશનજી મોહનભાઈ વશી અને માતાનું નામ ઈચ્છાબેન છે. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૩૨માં સૌ. શાન્તાબેન સાથે થયું છે.

તેમણે પ્રાથમિક કેળવણી વતનની શાળામાં, માધ્યમિક સુરતની સરકારી હાઈસ્કૂલમાં અને ઉચ્ચ કેળવણી મુંબઈની ખેતીવાડી કૉલેજમાં લીધી હતી. મેટ્રિકમાં ગુજરાતીના વિષયમાં તેમણે વિશિષ્ટ ગુણવત્તા પ્રાપ્ત કરી હતી. કૉલેજમાં ત્રણ વર્ષો લગી સરકારી છાત્રવૃત્તિ પણ મેળવી હતી. ત્યારબાદ ઈ. સ. ૧૯૨૮માં બી. એજી.ની પદવી બીજા વર્ગમાં પ્રાપ્ત કરીને કેટલોક સમય તેમણે 'ખેતીવાડી' તેમજ 'ખેતી, ખેડૂત અને સહકાર' એ સામયિકોનું સંચાલન કરેલું. હાલમાં તેઓ પૂનાની વાડિયા કૉલેજમાં ગુજરાતી સાહિત્યના માનાર્હ અધ્યાપકનું અને લેડી ઠાકરશીના ખાનગી મંત્રી તરીકેનું કામ બજાવી રહ્યા છે.

કવિ ન્હાનાલાલે અને નવલકથાકાર મુનશીએ તેમના સાહિત્યિક વ્યક્તિત્વને ઘડયું છે. શરૂઆતમાં 'વિપ્રદાસ' અને 'ઉષા' જેવી રસિક-મનોહર કૃતિઓના સંસ્કારથી પ્રેરાઇને સ્વતંત્ર વાર્તાલેખનની પ્રવૃત્તિ તેમણે આરંભેલી; પરંતુ જ્ઞાતિ અને સામાજિક વિષયો પરનાં ચર્ચાત્મક લખાણો અને પરપ્રાંતીય ભાષાનાં વાર્તા–નાટકોના અનુવાદો જ આજ લગી એમની પ્રિય લેખનપ્રવૃત્તિ બની રહેલ છે. એમની પ્રથમ મૌલિક વાર્તા 'ઉષા' 'અનાવિલ હિતેચ્છુ' નામના સામયિકમાં ઇ. સ. ૧૯૨૧માં પ્રગટ થયેલી. મરાઠી લેખક શ્રી. ખાંડેકરની વાર્તાઓનું સૌથી પ્રથમ ગુજરાતી ભાષાંતર કરનાર શ્રી. વશી છે.

સાહિત્યમાં એમને નવલિકાનું સ્વરૂપ પ્રિય છે. એમનો જીવનઉદ્દેશ 'શક્ય તેટલી સમાજસેવા અને પૂનામાં વસતા ગુજરાતી બંધુઓની કેળવણી માટે પ્રયત્નો કરી છૂટવાનો' છે હાલ પૂનાના 'બંધુસમાજ'ના તેઓ અગ્રગણ્ય કાર્યકર છે અને સંસ્કારલક્ષી પ્રવૃત્તિઓ દ્વારા ત્યાંના ગુજરાતી સમાજની સારી સેવા બજાવી રહ્યા છે.

એમના અનુવાદો સરળ અને શુદ્ધ ગુજરાતી ભાષામાં થયેલા છે. સુપ્રસિદ્ધ મરાઠી લેખક અત્રેના 'उदयांचा संसार' નાટકનો 'આવતી કાલ' નામનો અનુવાદ રંગભૂમિ ઉપર સફળતાથી ભજવી શકાય તેવો બન્યો છે. આનો યશ એક તરફ જેમ મૂળ લેખક આચાર્ય અત્રેની નાટ્યકલાને ફાળે જાય છે, તેમ બીજી તરફ શ્રી. વશીની તખ્તાને અનુકૂળ ગુજરાતી ભાષા-શૈલીને પણ મળે છે. તેમની મૌલિક વાર્તાઓ બોધપ્રધાન છે અને તે વસ્તુનો રસ ઠીક જાળવી રાખે છે. 'પુસ્તકાલય-૧૯૩૦'માં તેમણે લખેલા 'બાલસાહિત્ય' વિશેના લેખે રા. 'સાહિત્યપ્રિય' અને રા. બચુભાઈ રાવત જેવા વિચારકોને ચર્ચા માટે પ્રેર્યા હતા.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. માલિકા | નવલિકા-સંગ્રહ | ૧૯૨૫થી ૧૯૨૮ | ૧૯૩૦ | અનાવિલ-બંધુ પ્રિ. પ્રેસ, સુરત | કેટલીક મૌલિક, બાકીની અનુવાદિત વાર્તાઓ |
| માલિકા (બીજી આવૃત્તિ) | — | — | ૧૯૩૨ | સી. જમનાદાસની કં. મુંબઈ | — |
| ૨. આરોગ્ય-વિજ્ઞાનશાસ્ત્ર | નિબંધ પાઠ્ય-પુસ્તક | ૧૯૩૩ | ૧૯૩૩ | મી. બર્વે | મરાઠીમાંથી અનુવાદ |
| ૩. આવતી કાલ | નાટક | ૧૯૩૬ | ૧૯૪૪ | ત્રિશક્તિ કાર્યાલય | મરાઠીમાંથી અનુવાદ |

## અભ્યાસ-સામગ્રી

'માલિકા' માટે:—પ્રા. મો. પા. દવેની સમાલોચના 'વિવેચન' પુસ્તકમાં.
'આવતી કાલ' માટે:—ઇ. સ. ૧૯૪૫ નું ગ્રંથસ્થ વાઙ્મય.

## ઇન્દ્રવદન ઉમિયાશંકર વસાવડા

રાષ્ટ્રભાષા અને માતૃભાષાની એકી સાથે સેવા કરનાર આ વાર્તાલેખકનો જન્મ ઈ. સ ૧૯૧૨ ની ૨૩ મી નવેમ્બરે જૂનાગઢમાં થયેલો. તેમના પિતાનુ નામ ઉમિયાશંકર મૂળશંકર વસાવડા અને માતાનું નામ સવિતાદેવી છે. જ્ઞાતિએ તેઓ નાગર છે. તેમનું લગ્ન ઈ. સ ૧૯૩૪ માં શ્રી. સુકીર્તિદેવી સાથે થયેલું છે.

પિતાની નોકરી કોટા સ્ટેટ (રજપૂતાના)માં હોવાથી તેમનું બાલપણ હિંદી ભાષા બોલતા પ્રદેશમાં વીતેલું. પ્રાથમિક પૂરી અને માધ્યમિક ત્રણ ધોરણો સુધીની કેળવણી તેમણે ત્યાં લીધી હતી. માધ્યમિક ઉપલાં ધોરણોનો અભ્યાસ તેમણે અનુક્રમે વડોદરા, મુબઈ અને જૂનાગઢમાં કર્યો હતો. તેમણે ઇ. સ ૧૯૨૮ માં જૂનાગઢમાંથી મેટ્રિકની પરીક્ષા હાઈસ્કૂલમાં પ્રથમ નબરે પાસ કરીને રાણા શિષ્યવૃત્તિ પ્રાપ્ત કરી હતી. ઇ. સ ૧૯૩૨માં જૂનાગઢની બહાઉદ્દિન કોલેજમાંથી બી. એ. (ઓનર્સ)ની પરીક્ષામાં તેઓ પ્રથમ નંબરે આવ્યા હતા. ઈ. સ. ૧૯૩૫ માં મુબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાંથી વેદાન્ત મુખ્ય વિષય લઈને તેઓ એમ. એ. થયા હતા અને તે જ વિષયમાં પ્રથમ આવતાં ભાંડારકર પારિતોષિક તેમને મળ્યુ હતું ત્યારબાદ તેમણે મુબઈની ગોકળીબાઈ હાઈસ્કૂલમાં થોડોક વખત શિક્ષકગીરી બજાવી હતી. હાલમાં તેઓ વાંસદાની શ્રી. પ્રતાપ હાઈસ્કૂલમાં શિક્ષકનુ કામ કરે છે. તેમના પ્રિય અભ્યાસવિષયો વેદાંત અને માનસશાસ્ત્ર છે.

પિતાની ઉદારતા, માતાની વ્યાવહારિકતા, ડિકન્સની નવલકથાઓ અને તેની કચડાયેલાં પ્રત્યેની અનુકપાવૃત્તિ, ટાગોરની બાલવાર્તાઓ, મેઘાણીની સામાજિક વાર્તાઓ, ગાંધીજીના ૨૧ દિવસોના હરિજન-ઉદ્ધાર માટેના ઉપવાસો, ગામડાં અને લોકજીવનનો રખડી રખડીને મેળવેલો અનુભવ અને ઉત્તર હિંદુસ્તાનનું વિશિષ્ટ વાતાવરણ તેમના જીવન તેમજ સાહિત્યને ઘડનારાં મુખ્ય તત્ત્વો છે. આ સર્વ તત્ત્વોએ તેમના જીવનને લાગણી, વિચાર અને દૃષ્ટિ આપ્યાં છે અને તેમના સાહિત્યને વિષય, વર્ણન અને પાત્રોની ભેટ કરી છે.

'ચિતાના અંગારા' વાંચીને તેમાંની 'સદાશિવ ટપાલી' નામની સ્વ. મેઘાણીની નવલિકાનો તેમણે હિંદી ભાષામાં અનુવાદ કરવાનો અખતરો કરી જોયો પણ તેમાં એમને સફળતા મળી નહિ. એમની પહેલી મૌલિક

વાર્તા 'રામુ મંગી' તેમણે હિંદીમાં લખી અને હિંદી નવલસમ્રાટ પ્રેમચંદજીએ તેને સત્કાર આપ્યો; તેને 'હંસ' માસિકમાં સ્થાન મળ્યું; તેથી ઉત્તેજાઈને તેમણે વધુ આત્મશ્રદ્ધાથી घरकी राह નામની લાંબી નવલકથા હિંદીમાં લખી પણ સૌ પ્રકાશકોએ આ ઊગતા લેખકને જાકારો આપ્યો. છેવટે પ્રેમચંદજીએ તેને છાપવાનું બીડું ઝડપ્યું અને છાપી. પછી તો પુસ્તકનાં ચારે બાજૂથી હિંદી સાહિત્યજગતમાં વખાણ થયાં. સ્વ. મેઘાણીની પ્રેરણાથી તેમણે ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં ય ઝૂકાવ્યું અને घरकी राह નો 'ઘર ભણી' નામે ગુજરાતી અનુવાદ તૈયાર કર્યો. 'જન્મભૂમિ'ના 'કલમ-કિતાબ' વિભાગમાં 'હિંદી સાહિત્યક્ષેત્રે પ્રથમ ગુજરાતી તરુણ'—એ મથાળા નીચે સ્વ. મેઘાણીએ તેની ગુજરાતી આવૃત્તિની પેટ ભરીને પ્રશંસા કરી.

'घरकी राह' નવલકથાનું વસ્તુ તેમને કેવી રીતે સાંપડયું અને તેમાંથી તેમને અંતઃક્ષોભ કેવી રીતે ઉદ્‌ભવ્યો એ જણાવતાં લેખક કહે છે: "૧૯૩૧–૩૨ માં શ્રી. મેઘાણીકૃત 'ચિતાના અંગારા'માંની વાર્તાઓએ છાપ પાડી હતી અને તે જ અરસામાં પ્રેમચંદજીની નવલકથાઓ તરફ મનની લગની લાગી હતી. વળી ટાગોર આદિની વાર્તાઓથી મુગ્ધ બનીને ભાવની ઉત્કટતાવાળી વાર્તાઓ લખવાનું મન થયા જ કરતું. ત્યાં તો હરિજન-ઉદ્ધાર માટેના ગાંધીજીના ૨૧ દિવસના ઉપવાસોએ હિંદનું વાતાવરણ ગમગીન બનાવી દીધું. મારા ગામની ઝૂંપડીમાં બેસી હું એક વખત માનસિક યાત્રા કરી રહ્યો હતો. ત્યાં એક ગરીબ બાળક જેને મારા પિતાએ પાળ્યો હતો અને જે કેટલાક વખતથી નાસતો ફરતો હતો, તે એકાએક આવ્યો. તેની કરુણ વીતકકથા મેં સાંભળી. હરિજન–પ્રશ્ન, ગામની સ્મૃતિઓ અને એ બાળકના જીવનના વિવિધ રસોથી મિશ્રિત પ્રસંગો— એ ત્રણેય વાનાં મળીને મારા મનમાં વાર્તાનું રૂપ ઘડાયું અને તે જ મારી પ્રથમ લાંબી કૃતિ घरकी राह." એ જ પ્રમાણે તેમની પહેલી ટૂંકી વાર્તા रामु भंगीના વસ્તુનું મૂળ જણાવતાં તે કહે છેઃ "પિતાજીને બગીચાનો શોખ. ભંગી તેને પાણી પાય. એક વખત બગીચામાં ડુક્કરો ઘૂસી ગયાં. બગીચાનું નિકંદન કર્યું. પિતાજી અત્યંત ક્રુદ્ધ થયા ને ભંગીને માર્યો. મારા હૃદયમાં અત્યંત પીડા થઈ અને તેના આઘાતરૂપે रामु भंगी વાર્તા જન્મી."

એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ 'જગતનાં સર્વ પ્રાણીઓમાં સ્નેહનો સંચાર કરવાનો' છે. એ ઉદ્દેશને શક્ય રીતે સાહિત્ય દ્વારા સિદ્ધ કરવાનો પ્રયત્ન તેમણે કરેલો છે. ડિકન્સ, ટાગોર, શરદચંદ્ર, મેઘાણી, પ્રેમચંદજી વગેરે

નવલકથાકારો તેમના પ્રિય લેખકો છે; 'Old Curiosity Shop' ને 'શ્રીકાન્ત' તેમની પ્રિય નવલકથાઓ છે.

જે જીવનમાં જણાય અને હૃદય ઉપર ઊંડી અસર જમાવે તેને શબ્દો આપવા એ તેમનો લેખન-હેતુ છે. એમની નવલકથાઓ ગુજરાતમાં ખૂબ લોકપ્રિય બની છે. તેમનું મુખ્ય આકર્ષણ એમાંની વિષયપસંદગી, વર્ણન-ચમત્કૃતિ, સંવાદકળા અને વસ્તુનો સરસ ઉઠાવ છે. સમાજના જુદા જુદા વર્ગો અને પ્રશ્નોને કેન્દ્રમાં રાખીને તે પાત્રોનું ઘડતર કરે છે. ઉત્તર હિંદના તાદૃશ વાતાવરણનાં અને લાગણીભર્યાં પાત્રોનાં ચિત્રો સર્જીને લેખકે ઊર્મિલ પ્રકૃતિવાળાં વાચકોનો આદર જીતી લીધો છે. ભાવનગરના પ્રો. રવિશંકર જોષી તેમની 'ગંગાનાં નીર' નવલકથા ઉપર મુગ્ધ બની ગયા હતા અને તેમાંના વર્ણનોને 'અદ્ભુત' કહી તેમણે લેખકને ધન્યવાદ આપ્યા હતા.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. परकी राह | નવલકથા | ૧૯૩૧ | ૧૯૩૫ | સરસ્વતી પ્રેસ, બનારસ | મૌલિક |
| ૨. પર ભણી | ,, | ૧૯૩૬ | ૧૯૩૬ | ભારતી સા. સંઘ, અમદાવાદ | ,, |
| ૩. शोभा | ,, | ૧૯૩૭ | ૧૯૩૮ | ,, | ,, |
| ૪. बड़ेम्याँ | નાટક | ૧૯૩૮ | ૧૯૩૮ | સરસ્વતી પ્રેસ, બનારસ | ,, |
| ૫. રોશા | ,, | ૧૯૩૯ | ૧૯૩૯(?) | નવચેતન સા. મંદિર, અમદાવાદ | ,, |
| ૬. સંજીવની | નવલકથા | ૧૯૩૮ | ૧૯૩૮ | ભારતી સા. સંઘ, અમદાવાદ | ગુજરાતી નવલનો અનુવાદ |
| ૭. ગંગાના નીર | ,, | ૧૯૪૦ | ૧૯૪૦ | નવચેતન સા. મંદિર, અમદાવાદ | મૌલિક |
| ૮. હિંદીની શ્રેષ્ઠ વાર્તાસંગ્રહ | | ૧૯૪૧ | ૧૯૪૨ | ભારતી સા. સંઘ, | હિંદી વાર્તાઓનો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯. ચંદા | નવલકથા | ૧૯૪૨ | ૧૯૪૩ | નવચેતન સા. મંદિર, અમદાવાદ | મૌલિક |
| ૧૦. જાબુની ડાળે | બાલવાર્તા | ? | ? | મહેન્દ્ર નાણાવટી, વિલેપાર્લે | ,, |
| ૧૧. પ્રયાણ | નવલકથા | ૧૯૪૩ | ૧૯૪૪ | નવચેતન સા. મંદિર, અમદાવાદ | ,, |
| ૧૨. ઇતિહાસને અજવાળે | ઐતિહાસિક વાર્તાઓ | ૧૯૪૫ | ૧૯૪૫ | સસ્તું સાહિત્ય-વર્ધક કાર્યાલય, અમદાવાદ. | ,, |
| ૧૩. નવનીતા | વાર્તાસંગ્રહ | ૧૯૩૫થી ૧૯૪૮ | ૧૯૪૮ | નવચેતન સા. મંદિર, અમદાવાદ | ,, |

## અભ્યાસ—સામગ્રી

'ઘર ભણી' માટે : 'પરિભ્રમણ ભા. ૧'—સ્વ. મેઘાણી.

'ગગાનાં નીર' માટેઃ 'ઊર્મિ', જાન્યુ.' ૧૯૪૧.

'શોભા' માટે : 'ઊર્મિ', જૂન ૧૯૩૯.

'ચંદા' માટે : 'ઊર્મિ' એપ્રિલ ૧૯૪૩

આ ઉપરાંત દરેક કૃતિની પ્રકાશન-સાલના ગ્રંથસ્થ વાઙ્મયો.

## ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ

સાહિત્યના ક્ષેત્રમાં જાણીતું નામ ઈશ્વર પેટલીકર. જાતે લેઉઆ પાટીદાર. વતન પેટલાદ તાલુકાનું પેટલી ગામ. જન્મ વતનમાં તા. ૯-૫-૧૯૧૬ના રોજ. પિતાનું નામ મોતીભાઈ છીછાભાઈ. માતાનું નામ જીવાબહેન. પત્નીનું નામ કાશીબહેન. લગ્નસાલ ૧૯૩૩.

પ્રાથમિક કેળવણી પેટલી અને મલાતજ ગામોની શાળામાં લીધી. માધ્યમિક શિક્ષણ મલાતજની એ. વી. સ્કૂલમાં તેમજ સોજિત્રા હાઈસ્કૂલમાં પ્રાપ્ત કરીને ઈ. સ. ૧૯૩૫માં તેઓ મેટ્રિક પાસ થયા. ત્યારબાદ તેઓ વડોદરાની પુરુષ-અધ્યાપન-પાઠશાળાના ત્રીજા વર્ષમાં અભ્યાસ કરીને ઇ. સ. ૧૯૩૮માં 'ઉત્તમપદ' (સિનિયર) થયા.

કુટુંબ, ગામ કે નિશાળનું વાતાવરણ તેમને સાહિત્યક્ષેત્રે ખેંચે તેવું ન હતું. તેમની પોતાની પણ અભ્યાસકાળ દરમિયાન સાહિત્ય તરફ અભિરુચિ ન હતી. ઊલટું, વાચનની શરૂઆત 'કાળરાત્રિનું ખૂની ખંજર' અને 'તરુણ તપસ્વિની' જેવાં ઉટંગ પુસ્તકોથી તેમણે કરી હતી. પરંતુ સદ્ભાગ્યે હાઈસ્કૂલનાં ઉપલાં ધોરણોના અભ્યાસકાળે શ્રી. રમણલાલ દેસાઈની નવલકથાઓના વાચનથી તેમના જેવી વાર્તાઓ લખવાની લેખકને વૃત્તિ જન્મી. અભ્યાસ પૂરો કર્યા બાદ પાદરા અને કરજણ તાલુકાનાં અઠવાડિયામાં બેજ દિવસ ટપાલ આવી શકે તેવાં નાનાં ગામડાંમાં તેમણે શિક્ષકજીવન શરૂ કર્યું. એવાં પ્રતિકૂળ સ્થળો ને સંજોગોમાં પણ લેખક થવાની વૃત્તિ તેમનામાં વધતી જતી હતી.

એ વૃત્તિને સંતોષવા શરૂઆતમાં તેમણે 'પાટીદાર' માસિકમાં ટૂંકી નવલિકાઓ લખવાના અખતરા શરૂ કર્યા. ત્યારબાદ બીજાં સામયિકોએ પણ તેમની વાર્તાઓ સ્વીકારી. એ નિમિત્તે 'પ્રજાબંધુ' દ્વારા શ્રી. ચુનીલાલ શાહનો પરિચય થતાં તેમના પ્રોત્સાહનથી લેખકને આત્મશ્રદ્ધા જન્મી. પહેલવહેલી નવલકથા 'જનમટીપ' તેમણે 'પ્રજાબંધુ'માં કકડે કકડે આપી, જે છપાતાં જ ખૂબ વખણાઈ આની અગાઉ ૧૨૮ પાનાંની એક લાંબી વાર્તા 'કપટીનાં કારસ્તાન' તેમણે એકી બેઠકે લખી રાખેલી: પણ એ વાર્તા 'કોઈ જાતના સત્ત્વ વગરની હોવાથી' શરૂઆતમાં તેને છપાવતાં તેમની હિંમત ચાલેલી નહિ. 'જનમટીપ' છપાતી જતી હતી તે અરસામાં જ લેખકનું પહેલું પુસ્તક 'ગ્રામચિત્રો' શ્રી રા. વિ. પાઠકની પ્રસ્તાવના

સહિત પ્રગટ થયું. ઈ. સ. ૧૯૪૪માં 'જનમટીપ'ની બીજી આવૃત્તિ સ્વ. મેઘાણીની જોરદાર પ્રશંસા સાથે બહાર પડી.

ઈ. સ ૧૯૪૪માં લેખક ૭ વરસનું શિક્ષકજીવન છોડી આણંદના 'આર્યપ્રકાશ' સાપ્તાહિકમાં જોડાયા. ત્યારબાદ 'પાટીદાર' માસિકના તંત્રી સ્વ. નરસિંહભાઈ પટેલ નિવૃત્ત થતાં તેનું તંત્રીપદ તેમણે સંભાળ્યું. તાજેતરમાં 'રેખા' માસિકનું સંપાદન પણ તેમણે શ્રી. જયંતી દલાલ પાસેથી સંભાળી લીધું છે.

તેમને સામાજિક વિષયોમાં અને ગામડાંની જનતામાં ઊંડો રસ છે. સમાજનાં સર્વ પાસાંને જાતે અવલોકી ગામડાના વિવિધ જીવનપ્રવાહોનું નિરીક્ષણ કરી તેમાં વસતાં માનવીઓનું યથાર્થ દર્શન નવલકથાઓ ને નવલિકાઓ દ્વારા તેઓ કરાવે છે. કેમકે આખરે માનવીએ માનવીને જ ઓળખવાનો છે અને માનવનું જીવન સમાજ સાથે જડાએલું છે. તેમના પ્રિય વાર્તાલેખકો શરદચંદ્ર અને રમણલાલ છે. વાર્તા તેમનો મનગમતો સાહિત્યપ્રકાર છે.

રા. પેટલીકર પાસે ગ્રામજીવનની અનોખી સૈલી અને દૃષ્ટિ છે. ચરોતરમાં ઉછેર અને કાનમ તથા વાકળમાં નોકરી, એમ ગામડાંની ધૂળમાં તે રખડેલા છે તેથી તેમનાં પુસ્તકોમાં ગ્રામધરતી અને તેની ઉપર ખેલતાં, આથડતાં, સરળ અને ભોળું તેમજ લાગણીઘેલું અને ક્ષુદ્ર જીવન જીવતાં ખેડૂત, પાટીદાર, શાહુકાર, અને વિવિધ વસવાયા કોમોના લોકોના સ્વભાવ, રિવાજ ને વૃત્તિઓનું અચ્છું નિરૂપણચિત્ર જોવા મળે છે. વિશેષે કરીને તેમની 'જનમટીપ' નવલકથા કુશળ પાત્રચિત્રણ, સુદૃઢ વસ્તુગૂંફન, ગ્રામજીવનની સચોટ બોલી અને વાતાવરણનાં તાદૃશ ચિત્રણો વડે છેલ્લાં પાંચ વર્ષની નવલોમાં ઊંચું સ્થાન મેળવી લે છે. તાજેતરમાં બહાર પડેલ 'કાશીનું કરવત' તેમની વાર્તાકળાનો સ્પષ્ટ વિકાસ સૂચવે છે લેખક શહેરી જીવન કરતાં ગ્રામજીવનના ઊંડા ભાવો અને રહસ્યોને પ્રગટ કરતી વાર્તાઓ વ્યાપક ભૂમિકા ઉપર જરા કડક કલાધોરણે વધુ ને વધુ પ્રમાણમાં રચતા રહીને ગુજરાતના પ્રથમ પંક્તિના વાર્તાકારોમાં નિશ્ચિત સ્થાન પ્રાપ્ત કરશે, એવી આશા થાય તેમની સર્જનપ્રવૃત્તિ જોતાં અવશ્ય સંભવે છે.

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ? |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧. ગ્રામચિત્રો | રેખાચિત્ર | ૧૯૪૩ | ૧૯૪૪ | ગોરધનદાસ મુ પ્રેસ, આણંદ | મૌલિક |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨. જનમટીપ | નવલકથા | ૧૯૪૩ | ૧૯૪૪ | લોકપ્રકાશન લિ., અમદાવાદ | મૌલિક |
| ,, (બીજી આ૦) ,, | | | ૧૯૪૯ | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ,, |
| ૩. સંધ્યા સેખ | ,, | ૧૯૪૪ | ૧૯૪૫ | લોકપ્રકાશન લિ., અમદાવાદ | ,, |
| ,, (ત્રીજી આ૦) ,, | | — | ૧૯૫૬ | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | |
| ૪. ધરતીનો અવતાર | નવલકથા | ૧૯૪૫ | ૧૯૪૬ | , | , |
| ૫ તાણાવાણા | નવલિકાઓ | ૧૯૩૯થી ૧૯૪૬ | ૧૯૪૬ | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત | ,, |
| ૬ પડઘાઇના પેચ ભા. ૧–૨ | નવલિકાઓ | ૧૯૪૨થી ૧૯૪૬ | ૧૯૪૬ | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવા | ,, |
| ૭. માનતા | નવલિકાઓ | ૧૯૪૫થી ૧૯૪૬ | ૧૯૪૭ | જ્યોતિપ્રકાશન લિ અમદાવાદ | , |
| ૮ પંખીનો મેળો | નવલકથા | ૧૯૪૬ | ૧૯૪૭ | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | , |
| ૯ પાતાળકૂવો | ,, | ૧૯૪૭ | ૧૯૪૭ | , | |
| ૧૦. કળિયુગ ભા ૧–૨ | ,, | ૧૯૪૭ | ૧૯૪૮ | , | ,, |
| ૧૧. પારસમણિ | નવલિકાઓ | ૧૯૪૮ | ૧૯૪૯ | ,, | મૌલિક |
| ૧૨ હાથીનું કરવત | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૩. કાજળ કોટડી | નવલકથા | ૧૯૪૮ | ૧૯૫૦ | , | ,, |

## અભ્યાસ-સામગ્રી

'જનમટીપ' માટે-'રેખા,' ૧૯૪૪, 'ધરતીનો અવતાર માટે-'ઊર્મિ', નવે ૧૯૪૬.

'પડઘાઇના પેચ' માટે—'ઊર્મિ,' જૂન ૧૯૪૭, શ્રી ગ. વિ. પાઠકની પ્રસ્તાવના

'પંખીનો મેળો' માટે-'ઊર્મિ' નવે ૧૯૪૭, 'પાતાળકૂવો' માટે-'રેખા' ફેબ્રુ ૧૯૪૮

'કળિયુગ' ૧—૨ માટે—'રેખા' ઓક્ટોબર ૧૯૪૮

'પારસમણિ' માટે—રેખા' ઓક્ટોબર ૧૯૪૯મા પ્રો રાવળનો લેખ

'ગ્રામચિત્રો' માટે—'માનસી' જૂન ૧૯૪૪

'હાથીના-કરવત' માટે—'ઊર્મિ' જાન્યુ ૧૯૫૦

આ ઉપરાંત દરેક કૃતિની પ્રકાશનસાલના અવશ્ય વાઙ્મયો

## કનૈયાલાલ ભાઈશંકર દવે

આ પુરાતત્ત્વવિદનો જન્મ તેમના મૂળ વતન પાટણ તાલુકાના ગણુજ ગામમાં સંવત ૧૯૬૩માં મહા સુદ ૧૧ના રોજ થયેલો. તેઓ જ્ઞાતિએ મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ છે. તેમના પિતાનું નામ ભાઈશંકર, માતાનું નામ અમથીબહેન અને પત્નીનું નામ સમજુબહેન છે. તેમની લગ્નસંવત છે ૧૯૭૮.

પ્રાથમિક અને માધ્યમિક ૭ ધોરણો સુધીનો તેમનો અભ્યાસ પાટણની શાળાઓમાં થયેલો. [illegible] ની સરકારી કૉલેજની 'સાહિત્ય'ની મધ્યમા પરીક્ષા તેમણે પસાર કરી હતી. વડોદરાની શ્રાવણ માસ દક્ષિણા પરીક્ષા'માં 'સ્માર્તયાજ્ઞિક'ની ઉપાધિ અને દ્વારકા શારદાપીઠના શ્રી શંકરાચાર્ય તરફથી 'કર્મકાણ્ડ વિશારદ'ની ઉપાધિ પણ તેમણે પ્રાપ્ત કરી છે. તેમનો વ્યવસાય યજ્ઞ, હોમ, પ્રતિષ્ઠા, લગ્ન, ઉપવીત વગેરે સંસ્કારો કરાવવાનો છે.

સંશોધન, ઇતિહાસ, પુરાતત્ત્વ અને વિવિધ કળા તથા શાસ્ત્રોના અભ્યાસમાં ઊંડો રસ તેમજ સંહિતાપરિષદ, ઇતિહાસસંમેલનો વગેરે જ્ઞાનસત્રોની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેવાની વૃત્તિ તેમને આ વિષયોમાં સતત લખતા રહેવાની પ્રેરણા આપે છે. તેમની લેખન-પ્રવૃત્તિની શરૂઆત પાટણ વિદ્યાર્થી મંડળ તરફથી પ્રગટ થતી 'અભ્યાસગૃહ-પત્રિકા' (દ્વૈમાસિક) દ્વારા થઈ. તેમનો પ્રથમ લેખ 'સેવામાર્ગના સૂત્રો' છે. ત્યારબાદ તેમણે પાટણને લગતા ઐતિહાસિક તેમજ કળાવિવેચનના લેખો લખ્યા. તેમાં શ્રી પુણ્યવિજયજી મહારાજ, સ્વ. મણિલાલ માધવલાલ ભટ્ટ અને શ્રી નટુભાઈ રાવળ તરફથી તેમને પુષ્કળ પ્રેરણા અને ઉત્સાહ મળ્યા. તેમનું પ્રથમ પુસ્તક 'સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ' ઈ. સ. ૧૯૩૫માં પ્રગટ થયું હતું.

તેમના જીવનનો ઉદ્દેશ સંશોધક દૃષ્ટિએ શક્ય તેટલું સાહિત્યકાર્ય કરી ગુજરાતની સેવા કરવાનો છે. મુનિશ્રી જિનવિજયજીની સંશોધનદૃષ્ટિ તેમનો આદર્શ બની છે. રામાયણ અને મહાભારત તેમના પ્રિય ગ્રંથો છે. તેમનો પ્રિય લેખનવિષય સંશોધન અને ખાસ કરીને સ્થાપત્ય અને મૂર્તિકળા છે. ઇતિહાસ, કળા અને ધર્મના પ્રાચીન-અર્વાચીન સ્વરૂપો તેમજ પુરાતત્ત્વ તેમના અભ્યાસ-વિષયો છે.

ગુજરાતની કલાભીમાંસા અને પુરાતત્ત્વચર્ચામાં તેમનો નોંધપાત્ર હિસ્સો છે. 'મહાકવિ રામચંદ્ર,' 'આચાર્ય હેમચંદ્રનો વૈદિક સાહિત્ય પર

દૃષ્ટિપાત,' 'સરસ્વતી-પુરાણમાં ગુજરાતનાં ઐતિહાસિક તત્ત્વો,' 'કર્ણદેવ સોલંકીના જીવન ઉપર પ્રકાશ,' 'ચાલુક્યભૂપાળ બાળ મૂળરાજનું એક તામ્રપત્ર,' 'રાજશેખર,' 'કવિ સોમેશ્વરદેવ', 'અશ્વમેધ', 'ગુજરાતમાં કીર્તિસ્થંભો,' 'ગુજરાતમાં સંયુક્ત પ્રતિમાઓ,' 'ભારતીય ચિત્રકળાની પરિભાષા,' 'ગુજરાતમાં નાગપ્રજાતત્રો,' 'ગુર્જરેશ્વરોનું પાટનગર અણહિલપુર,' વગેરે તેમના લગભગ ૧૦૦ જેટલા અભ્યાસ-લેખો હજી વેરવિખેર પડેલા છે એ જો ગ્રંથસ્થ સ્વરૂપે પ્રગટ થાય તો ગુજરાતને તેમની સંશોધન-પ્રવૃત્તિનો વ્યવસ્થિત લાભ સાંપડે તેમ છે. વાસ્તુકળા, મૂર્તિકળા અને જીવનચરિત્રના વિષયો ઉપરના તેમના લેખો ગુજરાતનાં અગ્રગણ્ય માસિકોમાં પ્રકટ થયા બાદ ધ્યાનપાત્ર બન્યા છે.

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદક કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ | ઇતિહાસનું સંશોધન | ૧૯૩૫ | ૧૯૩૫ | 'ગુજરાતી' પ્રેસ, મુંબઈ | મૌલિક |
| ૨. વડનગર | ,, | ૧૯૩૫ | ૧૯૩૭ | ભાષાંતર શાખા, પુરાતત્ત્વ-મંદિર, વડોદરા | ,, |
| ૩. સરસ્વતીપુરાણ | ,, | ૧૯૩૯ | ૧૯૪૦ | ફોર્બસ સભા મુંબઈ | સંપાદન અને અનુવાદ |

'ગુજરાતનું મૂર્તિવિધાન'—એ વિષય ઉપર શાસ્ત્રીય ગ્રંથ તૈયાર કરવાનું કામ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ તરફથી તેમને સોંપવામાં આવેલ છે. 'માને પારે' અને 'રુદ્ર મહાલય' એ પુસ્તકો તેમણે તૈયાર કર્યાં છે, પણ હજી સુધી અપ્રસિદ્ધ છે.

## કાન્તિલાલ બળદેવરામ વ્યાસ

આ યુવાન ભાષાશાસ્ત્રીનુ મૂળ વતન વિરમગામ તેમનો જન્મ ક્રાગ્રા તાલુકાના હામપુર ગામમા તા ૨૧-૧૧-૧૯૧૦ ના રોજ થયો હતો તેઓ જ્ઞાતિએ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ છ તેમના પિતાનુ નામ બળદેવ રામ મોતીરામ વ્યાસ, માતાનુ નામ મણિબહેન, અને પત્નીનુ નામ શ્રી વિદ્યાગૌરી છે તેમની લગ્નસાલ ઇ સ ૧૯૨૭ છે

પિતા કેળવણીખાતાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હોવાથી તેમને પ્રાથમિક અને માધ્યમિક કેળવણી અનુક્રમે ડાકોર કપડવજ, નડિયાદ અને વિરમ ગામની જુદી જુદી શાળાઓમા મળેલી ઈ સ ૧૯૨૬ મા મેટ્રિક થયા બાદ ઉચ્ચ શિક્ષણના પહેલા બે વર્ષોનો અભ્યાસ તેમણે ગુજરાત કૉલેજમાં, બી એ નો એલ્ફિન્સ્ટનમા અને એમ એ નો સુરતની એમ ટી બી કૉલેજમા કરેલો અભ્યાસકાળ દરમિયાન તેમની કારકિર્દી એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે ગણાઈ હતી, એમ તેમને વિદ્યાર્થીકાળ દરમિયાન મળેલ અનેક ઈનામો અને શિષ્યવૃત્તિઓ ઉપરથી સમજાય છે

ઈન્ટરમા હતા ત્યારે ગુજરાતીમા 'અસ્પૃશ્યતા' ઉપર મુબઈયુનિવર્સિટીમા સર્વોત્તમ નિબધ લખવા માટે એમને એન એમ પરમાનંદ પારિતોષિક મળેલુ ઈ સ ૧૯૩૩ મા એમ એ મા ગુજરાતીના વિષયમા યુનિવર્સિટીમા તેઓ પ્રથમ આવેલા ઇ સ ૧૯૩૧ મા 'મધ્યમ વર્ગોમા બેકારી' એ વિષય ઉપર શ્રેષ્ઠ નિબધ લખીને પુન તેમણે એન એમ પરમાનદ પારિતોષિક પ્રાપ્ત કર્યું ઇ સ ૧૯૩૮ મા સમાજશાસ્ત્ર વિષે મહાનિબધ લખીને તેમણે એમ એ ની પરીક્ષા બીજી વખત પસાર કરી ઇ સ ૧૯૩૯ મા 'Life in Harsha's India' એ વિષય ઉપર ઉત્તમ નિબધ લખીને યુનિવર્સિટીનો વિશ્વનાથ માડલિક સુવર્ણચદ્રક તેમણે જીતેલો ઇ સ ૧૯૪૪ મા 'Vikramaditya A Historical Study'—એ વિષય ઉપર ઉત્તમ નિબધ લખ્યા બદલ તેમને મુબઈ યુનિવર્સિટી તરફથી પડિત ભગવાનલાલ ઈન્દ્રજી સુવર્ણચદ્રક એનાયત થયેલો ઇ સ ૧૯૪૫ મા 'Asoka A Historical Study'—એ વિષય ઉપર ગ્રથ તૈયાર કરવા માટે ભારતીય વિદ્યાભવન તરફથી પણ સુવર્ણચદ્રક તેમને પ્રાપ્ત થયો હતો ઇ સ ૧૯૪૮ મા લડનની 'રોયલ એશિયાટિક સોસાયટી' નામની સંસ્થાના ફેલો તરીકે તેમની વરણી થઈ છે, અને તેમની વિદ્વત્તાની સુયોગ્ય કદર કરવામા આવી છે એ વિશિષ્ટ બહુમાન મેળવનાર પ્રો વ્યાસ પહેલા જ ગુજરાતી છે

આવી વિદ્યાવ્યાસંગી પ્રકૃતિને અધ્યયન, અધ્યાપન અને સંશોધનમાં રસ હોય તે સ્વાભાવિક છે. નિબંધ-હરીફાઈઓમાં વિજેતા બનવાથી અને સ્વ. નરસિંહરાવ તેમજ સ્વ. કે. હ. ધ્રુવના પ્રોત્સાહનથી પોતાના લેખનકાર્યમાં તેમને વિશ્વાસ બેઠો. વળી વ્યવસાય પણ શરૂઆતમાં અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં અને આર. સી. હાઈસ્કૂલમાં શિક્ષકનો તેમજ ઈ. સ. ૧૯૩૭ થી મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતી ભાષા-સાહિત્યના મુખ્ય અધ્યાપકનો—તેમની પ્રકૃતિ ને પ્રવૃત્તિને અનુકૂળ હોવાથી તથા પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને સાહિત્ય, પ્રાચીન ગુજરાતી ભાષા અને સાહિત્ય તેમજ સંસ્કૃત કાવ્ય-વિવેચન-અલંકારશાસ્ત્ર તરફ શરૂઆતથી જ તેમની ઊંડી અભિરુચિ હોવાથી ઉત્તરોત્તર તેમની લેખનપ્રવૃત્તિ વિકસતી ગઈ છે. ઈ. સ. ૧૯૪૨માં 'વસંતવિલાસ એક પ્રાચીન ગુજરાતી ફાગુ' એ કાવ્યની સંશોધનાત્મક અંગ્રેજી સંપાદના તૈયાર કરીને ભાષાશાસ્ત્રી તરીકે ગુજરાતમાં તેઓ પ્રસિદ્ધિ પામ્યા છે.

ગુજરાતી ભાષાના લેખકોમાં ગોવર્ધનરામ અને કાન્ત તેમને ખૂબ ગમે છે. વૈજ્ઞાનિક સાહિત્યના અભ્યાસમાં તેઓ સારો રસ ધરાવે છે. કવિ કાલિદાસના મહાકાવ્યો, સ્વ. નરસિંહરાવ, મુનિ જિનવિજયજી અને સંસ્કૃતના વિવેચન-અલંકાર-સાહિત્યે તેમના સાક્ષરી વ્યક્તિત્વને ઘડ્યું છે. સર્જનાત્મક લખાણ એ ખપજોગું જ વાંચે છે પણ શાસ્ત્રીય ચિંતનાત્મક વિષયોમાં અને નવાં નવાં સંશોધનોમાં તેમનો અભિનિવેશ ઊંડો છે.

તેમનાં પુસ્તકોમાં 'વસંતવિલાસ'નું સંપાદન તેમાંની મૂલ્યવાન પ્રસ્તાવનાએ અને ટિપ્પણોની ઉપયોગિતાએ એવું આકર્ષક બન્યું છે કે કોઈ પણ ભાષાશાસ્ત્રીને ગૌરવ અપાવે તેવું ગણી શકાય. તેમનાં શાળોપયોગી 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ અને શુદ્ધ લેખન' અને 'ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર' અનુક્રમે માધ્યમિક અને ઉચ્ચ અભ્યાસક્રમ માટેનાં ઉપયોગી પાઠ્ય પુસ્તકો છે.

કૃતિઓ

| | કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|---|
| ૧ | નિબંધગુચ્છ | નિબંધસંગ્રહ (પાઠ્યપુસ્તક) | ૧૯૩૫ | ૧૯૩૬ | એસ. બી. શાહની કું. અમદાવાદ | મૌલિક |
| | ,, | બીજી આવૃત્તિ | | ૧૯૩૮ | , | , |
| ૨ | 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ અને શુદ્ધ લેખન' | વ્યાકરણ (પાઠ્ય પુસ્તક) | ૧૯૩૯ | ૧૯૩૯ (આઠ આવૃત્તિ થઈ છે) | કરસનદાસ નરસિંહદાસ એન્ડ સન્સ, સૂરત | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩. 'Vasanta Vilasa': An old Gujarati Phagu | પ્રા ગુ કાવ્ય-નું સંપાદન | ૧૯૪૧-૪૨ | ૧૯૪૨ | એન એમ ત્રિપાઠીની કં મુંબઈ-૨ | સંપાદન |
| ૪. ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર | પાઠયપુસ્તક | ૧૯૪૪ | ૧૯૪૫ (બે આવૃત્તિઓ થઈ છે) | ,, | મૌલિક |
| ૫ 'Vasanta Vilasa' A Further Study | સંશોધન, વિવેચન | ૧૯૪૬ | ૧૯૪૬ | Journal of the Uni. of Bombayમાથી પુનર્મુદ્રિત | સંપાદન |
| ૬. 'Vasanta Vilasa' The revised collated Text | સંપાદન | ૧૯૪૬ | ૧૯૪૭ | Bharatiya Vidya-માથી પુનર્મુદ્રિત | ,, |
| ૭. ગુજરાતી ભાષાશાસ્ત્રના વિકાસની રૂપરેખા | શાસ્ત્રીય નિબંધ | ૧૯૪૬ | ૧૯૪૬ | Journal of the Guj Research Society-માથી પુનર્મુદ્રિત | મૌલિક |
| ૮. The Vikramaditya Problem' A Fresh Study | ઇતિહાસ | ૧૯૪૪ | ૧૯૪૬ | Annal of the Bhandarkar Oriental Research Institute-માથી પુનર્મુદ્રિત | મૌલિક |
| ૯. 'Dasavatara chitra' Gujarati Painting in the 17th century | નિબંધ | ૧૯૪૭ | ૧૯૪૮ | Journal of the Bomb. University-માથી પુનર્મુદ્રિત | મૌલિક |
| ૧૦. આપણા ભારતનો સરળ ઇતિહાસ (પ્રા. કે. પા કુલકર્ણી સાથે) | પાઠયપુસ્તક | ૧૯૪૯ | ૧૯૫૦ | મેકમિલન કં, મુંબઈ | મૌલિક |

'Vikramaditya' A Historical Study' અને 'કાન્હડદે પ્રબંધ'નું સંપાદન બને તેમણે તૈયાર કર્યા છે, પણ અપ્રસિદ્ધ છે

## અભ્યાસ—સામગ્રી

'વસંત વિલાસ' માટે—૧ 'બુદ્ધિપ્રકાશ'માં શ્રી સાંડેસરાનું અવલોકન ૨ 'New Indian Antiquary' ૩. 'Vishwa Bharati' ૪. 'પ્રજાબંધુ' ૫ 'Annals of Bhandarkar Research Institute'. 'ભાષા, વૃત્ત, કાવ્યાલંકાર' માટે ૧૯૪૫ના નવેમ્બર ડીસેમ્બરમાં—'પ્રજાબંધુ'માં શ્રી. સજાણીએ ચલાવેલી ચર્ચામાળા.

# ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ

તેમનો જન્મ રત્નાગિરિ જિલ્લાના આંજર્લા ગામમાં ઈ. સ. ૧૮૯૬માં ૨૬ મી નવેમ્બરે થયેલો. તેમનું મૂળ વતન તો કોંકણ પ્રાંત પણ છેલ્લાં ૭૫ વર્ષોથી વિદ્વાંસ કુટુંબ સૌરાષ્ટ્રમાં આવીને વસેલું છે. તેમના પિતાનું નામ ગજાનન કાશીનાથ વિદ્વાંસ; માતાનું નામ સરસ્વતીબાઈ;- જ્ઞાતિએ તેઓ ચિત્પાવન મહારાષ્ટ્રી બ્રાહ્મણ છે. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૨૨ માં શ્રી. સુમતિબાઈ સાથે થયેલું છે.

પ્રાથમિક તેમજ અંગ્રેજી ત્રણ ધોરણોનું શિક્ષણ તેમણે વલ્લભીપુરમાં (વળામાં) અને ત્યારબાદ મેટ્રિક સુધીનો અભ્યાસ શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના ખાસ વર્ગમાં કર્યો હતો. ઈ. સ. ૧૯૧૭ માં ભાવનગરની સનાતન ધર્મ હાઈસ્કૂલમાંથી બહારના વિદ્યાર્થી તરીકે મેટ્રિકની પરીક્ષા પસાર કરી ત્યાંની શામળદાસ કૉલેજમાં તે દાખલ થયા. ત્યાં પ્રથમ વર્ષમાં ગણિતમાં પ્રથમ આવવા બદલ પ્રિ૦ મંજાણા પારિતોષિક તેમને મળ્યું હતું. ઈ. સ. ૧૯૨૧ માં પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાંથી મુખ્ય વિષય ગણિત લઈને બી. એ. ની ઉપાધિ માનસહિત તેમણે પ્રાપ્ત કરી હતી. પછી તરત જ શ્રી. દક્ષિણામૂર્તિ ભવનમાં શિક્ષણકાર્યમાં જોડાવા તે સંસ્થાના તેઓ આજીવન સભ્ય બન્યા. તેમનો મુખ્ય વ્યવસાય શિક્ષકનો તેઓ ગણાવે છે. કેટલાંક વર્ષો સુધી સંસ્થાની જરૂરતોને અંગે પ્રકાશન વિભાગનું સંચાલન તેમણે કર્યું હતું. સૌરાષ્ટ્રનું સંયુક્ત રાજ્ય સ્થપાયું તે અરસામાં થોડો વખત સૌરાષ્ટ્રના કેળવણી ખાતાના મુખ્ય અધિકારી તરીકે પણ તેમણે કામ કર્યું હતું. હાલ તેઓ મુંબઈની આર. આર. શેઠની કંપનીનાં પ્રકાશનોનું વ્યવસ્થાકાર્ય સંભાળી રહ્યા છે.

તેમણે લેખનપ્રવૃત્તિની શરૂઆત ઈ. સ. ૧૯૩૭ માં શિક્ષણવિષયક સાહિત્ય ગુજરાતીમાં તૈયાર કરવાના હેતુથી કરી અને ડૉ. ગજાનન શ્રીપત ખેરના 'પાશ્ચિમાત્ય શિક્ષણપ્રણાલી' નામના મરાઠી પુસ્તકનો ગુજરાતી ભાવાનુવાદ બે ભાગમાં પ્રકટ કર્યો. છેક નાનપણથી સ્વ. ગિજુભાઈ, શ્રી. નાનાભાઈ ભટ્ટ, ગોખલેજી તેમજ ગાંધીજીનાં જીવનની અસર તેમણે ઝીલેલી છે. ઈ. સ. ૧૯૨૧ બાદ ગાંધીજીના હિંદ આગમન પછી તો ગાંધીજીની વિચારસરણી અને દક્ષિણામૂર્તિના શિક્ષણ ને સંસ્કારવિષયક વાતાવરણ વડે તેમનું સમગ્ર જીવન રંગાઈ ગયેલું છે. શ્રી. દક્ષિણામૂર્તિમાં

તેઓ શિક્ષક હતા ત્યાં સુધી લેખનકાર્યમાં ઝુકાવવાની વૃત્તિ તેમને થયેલી નહિ. પણ ઇ. સ. ૧૯૨૮ માં શ્રી. દક્ષિણામૂર્તિ સંસ્થાને અંગે પ્રકાશન અંગેનું કાર્ય સંભાળવાની જે જવાબદારી આવી પડી તેને અંગે જીવનનિર્વાહમાં સહાયક થઈ શકે તેવા ઉદ્દેશથી અને તે દ્વારા મરાઠી ભાષાનાં ઉત્તમ ગણાય તે પુસ્તકોનો પરિચય ગુજરાતને થાય એ હેતુથી સમાજને તંદુરસ્ત રાખે તેવાં પુસ્તકોનો અનુવાદ કરવાનું કાર્ય તેમણે ઉપાડયું. મૂળ પુસ્તકોના ભાવ, વક્તવ્ય કે નિરૂપણશૈલીને જરા પણ કલુષિત કર્યા વિના તેમનો સરળ ને પ્રવાહી ગુજરાતીમાં શિષ્ટ અનુવાદ કરવામાં તેમણે સફળતા મેળવી.

સારા શહેરી તરીકે પ્રામાણિક જીવનનિર્વાહ કરવાનો તેમજ ઉચ્ચ ચારિત્ર્યથી સમાજને ઉપકારક પ્રવૃત્તિ ચલાવવાનો તેમનો જીવનહેતુ છે. તેમના પ્રિય લેખક મરાઠી નવલકથાકાર શ્રી. ખાંડેકર છે. ટિળકનું 'ગીતારહસ્ય' અને કાકાસાહેબનાં પુસ્તકો તેમના પ્રિય ગ્રંથો છે. બાલ-કિશોર સાહિત્ય પણ તેમને પ્રિય છે. ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો અભ્યાસ કરવો તેમને ખૂબ ગમે છે.

મરાઠી લેખક શ્રી. વિ. સ. ખાંડેકરે તેમનાં તમામ પુસ્તકોના ગુજરાતી અનુવાદ કરવાની કુલમુખત્યારી તેમને સોંપી છે

## કૃતિઓ

| | કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|---|
| ૧ | પશ્ચિમના દેશોની કેળવણી ખંડ ૧-૨ | પ્રબંધ | ૧૯૩૮ | ૧૯૩૮ | શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર | મરાઠીમાથી અનુવાદ |
| ૨ | કૌન્ચવધ | નવલકથા | ૧૯૪૪ | ૧૯૪૪ | આર. આર. શેઠની કંપની, મુંબઈ | ,, |
| ૩ | ઉલ્કા | ,, | ૧૯૪૫ | ૧૯૪૫ | ,, | ,, |
| ૪ | સુલભા | ,, | ૧૯૪૭ | ૧૯૪૭ | ,, | ,, |
| ૫ | દાઝેલા હૈયાં | ,, | ૧૯૪૭ | ૧૯૪૭ | ,, | ,, |
| ૬ | સૂના મંદિર | ,, | ૧૯૪૭ | ૧૯૪૭ | ,, | ,, |

# ગોવિંદભાઈ રામભાઈ અમીન

મુંબઈના શેરબજારના ધાંધલિયા વાતાવરણમાં પણ લેખનશોખને અદ્યાપિ પર્યંત ટકાવી રાખનાર ચરોતરના આ પાટીદાર લેખકનો જન્મ ઇ. સ. ૧૯૦૯ માં ૭ મી જુલાઈએ સ્વ. મોતીભાઈ અમીન અને દરબાર શ્રી. ગોપાલદાસે સંસ્કારેલા સુંદર ગામ વસોમાં થયેલો. તેમના પિતાનું નામ રામભાઈ વાઘજીભાઈ અમીન અને માતાનું નામ કાશીબહેન. તેમનું લગ્ન ઇ. સ. ૧૯૨૮ માં શ્રી. શાન્તાબહેન સાથે થયેલું છે.

બાળપણથી જ તબિયત નાજુક હોવાને લીધે કેળવણીમાં વચ્ચે વચ્ચે તેમને અનેક અંતરાયો આવેલા. પ્રાથમિક શિક્ષણ તેમણે વસોમાં સ્વ. મોતીભાઈ અમીને પ્રથમ શરૂ કરેલ મોન્ટેસરી નવી ગુજરાતી શાળામાં લીધું હતું. ત્યારબાદ વસોમાંથી ઇ. સ. ૧૯૨૮ માં તેમણે મેટ્રિક પાસ કરી ઈ. સ. ૧૯૩૬ માં મુંબઈ સીડનહામ કૉલેજમાંથી બી. કૉમ. ની ઉપાધિ પ્રાપ્ત કરી. ત્યારથી તે શેરદલાલના ધંધામાં પ્રવૃત્ત થયા છે.

જીવનના પ્રારંભમાં નબળી તબિયતને લીધે જે માનસિક ને શારીરિક કષ્ટ તેમને સહન કરવું પડયું તેના પરિણામે સાંપડેલી નિરાશાઓમાંથી આશ્વાસન રૂપે તેમણે લેખકજીવન શરૂ કર્યું. અને પછી તો તેને વ્યવસ્થિત બનાવતાં રોજના અનિવાર્ય શોખ રૂપે તે બની ગયું.

એમની પ્રથમ કૃતિ 'રેડિયમ' કૉલેજમાં એક ડૉકટરને હાથે તેમને અન્યાય થતાં ઈ. સ. ૧૯૩૧ માં લખાયેલી. બીજે વર્ષે તે 'કૌમુદી' માં પ્રકટ થઈ. ઈ. સ. ૧૯૩૮ માં પ્રથમ પ્રકાશન 'રેડિયમ' માં તેમણે તેમની નાટિકાઓનો સંગ્રહ કર્યો. પ્રકાશન બાબતમાં ગુજરાતી લેખક બિચારો દુઃખી હોય છે, એ અનુભવ ત્યારથી તેમને થયેલો, જે તેમના છેવટના પ્રકાશન સુધી ચાલુ છે.

તેમનો મનગમતો લેખનવિષય નાટક છે. પરંતુ એમનો પ્રિય અભ્યાસ-વિષય છે તત્ત્વજ્ઞાન. જન્મથી જ આધ્યાત્મિક વિષયો તરફ કુતૂહલ હોવાથી તેમનું ચિંતન તેમને નવી શ્રદ્ધા અને નવું બળ આપે છે. એથી જ એમનો ઉદ્દેશ પણ 'શાંતિથી મરવાનો' તેમણે દર્શાવેલો છે.

તેમનાં નાટકો અને નવલોને ગુજરાતના સાક્ષરવર્ગમાંથી ઠીક ઠીક આવકાર મળ્યો છે. સાદી, નાનકડી અને સામાન્ય લાગતી એવી કેટલીય ઘટનાઓને તે નાટયવિષય બનાવે છે. એકાંકી નાટકો લખવાની એમની

હથોટી પણ કૌશલવાળી છે. નવલોમાં ગુજરાતી જીવનના સાંપ્રત પ્રસંગો કે પ્રશ્નોને તે સરળ રીતે ગૂંથી લે છે અને વસ્તુસંકલના, જીવનભાવના, સંવાદ–આલેખન વગેરે નવલ–અંગોમાં તેમની શક્તિનો અચ્છો પરિચય કરાવે છે. છેલ્લી ત્રણ પેઢીઓના પલટાતા ગુજરાતી જીવનને આલેખવાના પ્રયાસ તરીકે તેમની છેલ્લી નવલત્રિપુટી અંગ્રેજી 'ટ્રીલોજી' ના પ્રયોગરૂપ છે.

## કૃતિઓ

| કૃતિનુ નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| ૧. રેડિયમ | નાટિકાઓ | ૧૯૩૨ | ૧૯૩૮ | પોતે | મૌલિક |
| ૨. કાળચક્ર | નાટિકા | ૧૯૩૪ | ૧૯૪૦ | ,, | ,, |
| ૩. વેણુનાદ | નાટિકાઓ | ૧૯૩૮ | ૧૯૪૧ | ,, | ,, |
| ૪. રંગના ચટકા (બે આવૃત્તિઓ) | વાર્તાઓ | ૧૯૩૨ થી ૪૦ | ૧૯૪૨ | ,, | ,, |
| ૫. બે મિત્રો (બે આવૃત્તિઓ) | નવલકથા | ૧૯૪૨ | ૧૯૪૩ | આર. આર. શેઠની કું. મુંબઇ | ,, ,, |
| ૬. ત્રિપુટી | વાર્તાઓ | ૧૯૪૨ | ૧૯૪૬ | ,, | ,, |
| ૭. હૃદયપલટો | નાટક | ૧૯૩૨ | ૧૯૪૭ | પોતે | ,, |
| ૮. માડી જાયો | નવલકથા | ૧૯૪૬ | ૧૯૪૭ | આર. આર. શેઠની કું. મુંબઇ | ,, |
| ૯. જૂનું અને નવું | ,, | ૧૯૪૭ | ૧૯૪૮ | ,, | ,, |
| ૧૦. ત્રિવિધ તાપ | ,, | ,, | ,, | ,, | ,, |

## અભ્યાસ–સામગ્રી

૧. પ્રો. રાવળકૃત 'સાહિત્યવિહાર' માં 'ઉત્સાહી નાટકકાર' એ લેખ.

૨. 'પરિભ્રમણ ભા. ૧' —સ્વ. ઝવેરચંદ મેઘાણી.

૩. 'બે મિત્રો' કૃતિની પ્રો. રાવળની પ્રસ્તાવના.

૪. 'રંગનાં ચટકાં' કૃતિની પ્રો. રા. વિ. પાઠકની પ્રસ્તાવના

૫. 'માડી જાયો' 'જૂનું અને નવું,' 'ત્રિવિધ તાપ' એ ત્રણે કૃતિઓમાંનો પ્રો. રા વિ. પાઠકનો આમુખ.

ઉપરાંત સાહિત્ય સભાનાં ગ્રંથસ્થ વાઙ્મયો.

## ચિમનલાલ મગનલાલ ડૉક્ટર

શ્રી. ચિમનલાલ ડૉક્ટરનો જન્મ તેમના મૂળ વતન વડોદરામાં તા. ૨૪-૧૦-૧૮૮૪ ના રોજ વણિક જ્ઞાતિમાં થયેલો. તેમના પિતાનું નામ મગનલાલ નરોત્તમદાસ અને માતાનું નામ જમનાબહેન. તેમનું પ્રથમ લગ્ન ઇ. સ. ૧૯૦૨ માં શ્રી. મણિગૌરી સાથે થયું હતું. શ્રી. મણિગૌરીનો સ્વર્ગવાસ થતાં તેમનું બીજું લગ્ન શ્રી. ગુણવંતગૌરી સાથે થયેલું છે.

એમની અભ્યાસકારકિર્દી જ્વલંત હતી. તેમણે એમ. એ. એલ એલ. બી. ની ઉપાધિ ઊંચા દરજ્જે પાસ થઈ મેળવી છે. તેઓ બી. એ. થયા ત્યાંસુધીમાં તો સરકારી ગુણ-શિષ્યવૃત્તિ, કાઝી શાહબુદ્દીન મેમોરિયલ શિષ્યવૃત્તિ, દી. બ. અંબાલાલ દેસાઈ મેમોરિયલ પારિતોષિક, કે. ટી. તેલંગ ચંદ્રક અને પારિતોષિક જેવાં વિજય-પ્રતીકો પ્રાપ્ત કરવાને તેઓ ભાગ્યશાળી બન્યા હતા. એમ. એ.માં યુનિવર્સિટીમાં સૌપ્રથમ આવવા બદલ ચાન્સેલર ચંદ્રક મેળવીને વિદ્યાર્થી તરીકે તેમણે વિરલ માન પ્રાપ્ત કર્યું છે. ઈ સ. ૧૯૦૭ માં અભ્યાસ પૂરો કરી તેઓ ન્યાયાધીશ થયા. ઈ. સ. ૧૯૨૨ સુધી વડોદરાના ન્યાયાધીશ તરીકે તેમણે કામ બજાવ્યું.

ઈ.સ.૧૯૨૩ માં વડોદરામાં 'નવગુજરાત' સાપ્તાહિકની સ્થાપના કરીને તેના તંત્રી તરીકે તેમણે સૌપ્રથમ પોતાની લેખિનીનો પરિચય કરાવ્યો. ત્યાં નિયમિત લખવાની જવાબદારીને લીધે, કૉલેજજીવન તેમજ રાજ્યની નોકરીના કાળ દરમિયાન અંગ્રેજી વર્તમાનપત્રો અને સામયિકોમાં કેટલીકવાર અવારનવાર જે લખાણ તેમણે કરેલું, તેમાં ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. એ કાળના ગાળામાં ઇ. સ.૧૯૧૬ માં 'ટી. પી માધવરાવનું સંક્ષિપ્ત જીવનચરિત્ર' તેમણે લખેલું, અને પત્રકાર થયા પછી તેમણે એક પછી એક અભ્યાસશીલ પુસ્તકો પ્રકટ કરવા માંડ્યાં.

શ્રી. રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થના જીવન તેમ જ વિચારોએ, લોકમાન્ય ટિળક અને ગાંધીજીના રાજકીય આદર્શોએ તથા રાજકારણની પ્રવૃત્તિઓએ, રોટરી ક્લબના અને થીઓસૉફીના સંસ્કાર-કાર્યે, શ્રી. અરવિંદનાં નૂતન યોગવિષયક પુસ્તકોએ અને છેલ્લે છેલ્લે કૈલાસ ( હિમાલય ) નજીક આવેલા નારાયણ આશ્રમવાળા નારાયણ સ્વામીએ અંગત સંપર્ક દ્વારા તેમના માનસને ઘડ્યું છે. ગીતા અને ન્યુ ટેસ્ટામેન્ટની અસર તેમના ઉપર જીવનભર સૌથી વિશેષ રહી છે.

એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે 'દેશોન્નતિ માટે જનસેવા–પ્રભુ-સેવા.' હિંદમાં રામરાજ્ય સ્થપાય અને અંતિમ ઘડીએ પ્રભુના પરમતત્ત્વમાં તેમનો આત્મા વિલીન બને એ એમની ઇચ્છા છે. તે ઇચ્છાને મૂળમાં નિર્ધારીને 'નવગુજરાત' પત્ર તેમણે પ્રકટ કર્યું, અને ત્યારથી સતત ૨૧ વર્ષો સુધી પત્રકાર તરીકે ગુજરાતની યથાશક્તિ સેવા બજાવવા પ્રયત્ન કર્યો એમના પ્રિય લેખકો શંકર, ટિળક, ગાંધી, એની બિસંટ અરવિંદ, અને જ્ઞાનેશ્વર છે એમને ઇતિહાસ અને રાજકારણ વિશે લખવું ગમે છે. તેમના અભ્યાસવિષય તત્ત્વજ્ઞાન, રાજ્યધારણ અને અર્થશાસ્ત્ર છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧ વડોદરા રાજ્યનો નિબંધ નાના દાવાસંબંધી નિબંધ (સટીક) | | ૧૯૨૫ | ૧૯૨૫ | પોતે | અંગ્રેજી ટીકાઓના આધારે |
| ૨. અમેરિકાના સંયુક્ત રાજ્યો | ઇતિહાસ | ૧૯૨૮ | ૧૯૩૨ | શ્રી સયાજી સાહિત્ય માળા, ભાષાંતર શાખા, વડોદરા. | મૌલિક |
| ૩. કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ઇતિહાસ | ૧૯૨૮ | ૧૯૩૩ | " | " |
| ૪. સિદ્ધપુર | ભૌગોલિક ઇતિહાસ | ? | ૧૯૩૫ | શ્રી. સયાજી બાલજ્ઞાનમાળા ભાષાંતરશાખા, વડોદરા | " |
| ૫ હીરક વડોદરા | પ્રાસંગિક ઇતિહાસ | ૧૯૩૫ | ૧૯૩૬ | પોતે | સંપાદન |
| ૬. ભારતીય સમાજ-શાસ્ત્ર | સમાજ શાસ્ત્ર | ૧૯૩૬ | ૧૯૩૮ | શ્રી. સયાજી સાહિત્ય માળા, વડોદરા | મૌલિક |
| ૭. ભારતીય અર્થશાસ્ત્ર | અર્થ-શાસ્ત્ર | ૧૯૩૭ ૧૯૩૮ | ૧૯૩૯ | ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | " |
| ૮. હિંદુસ્તાનનો રાજ-કારભાર | બંધારણ | ૧૯૩૭ | ૧૯૪૦ | પોતે | " |
| ૯. મહારાજા સયાજી-રાવ ત્રીજાનું જીવન ચરિત્ર ભા ૧–૨ | જીવન-ચરિત્ર | ૧૯૪૧–૧૯૪૨ | ૧૯૪૩ | શ્રી સયાજી સાહિત્ય માળા, ભાષાંતરશાખા, વડોદરા | " |

## અભ્યાસ—સામગ્રી

'પુસ્તકાલય' (૧૯૪૩-૪૪)માં ચીફ જસ્ટીસ ગ્રાબાએ તેમની કૃતિ 'મહારાજા સયાજીરાવ ત્રીજાનું જીવન ચરિત્ર ભા. ૧–૨'–ઉપર વિસ્તારથી અવલોકન કર્યું છે ઉપરાંત તેમની કૃતિઓ માટે જુદા જુદા પ્રવસ્ય વાર્ષમયો જોવા.

# ચુનીલાલ કાલિદાસ મડિયા

પોતાના પ્રથમ ગ્રંથ 'ઘૂઘવતાં પૂર'ને પ્રકટ કરતાંની સાથે જ ગુજરાતના સાંપ્રત વાર્તાલેખકોમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર આ લેખકનો, જન્મ ઇ. સ. ૧૯૨૨ ની ૧૨ મી ઑગસ્ટે સૌરાષ્ટ્રમાં આવેલા તેમના મૂળ વતન ધોરાજીમાં થયેલો. તેઓ જ્ઞાતિએ દશા શ્રીમાળી જૈન વણિક છે. તેમના પિતાનું નામ કાલિદાસ જાદવજી અને માતાનું નામ કસુંબા ઉર્ફે પ્રાણકુંવર છે.

તેમણે પ્રાથમિક શિક્ષણ ધોરાજીમાં લીધેલું; માધ્યમિક પણ ત્યાંની જ શ્રી ભગવતસિંહજી હાઈસ્કૂલમાં મેળવેલું. ઇ. સ. ૧૯૩૯ માં મેટ્રિક પાસ થઈ તેઓ અમદાવાદની એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સમાં દાખલ થયા અને ઇ. સ. ૧૯૪૫ માં બી. કૉમ.ની ઉપાધિ તેમણે મેળવી. ત્યારબાદ તરત જ 'જન્મભૂમિ'ના તંત્રીમંડળમાં તેઓ જોડાયા અને હાલ 'નૂતન ગુજરાત' દૈનિક પત્રના તંત્રીવિભાગમાં તેઓ કામ કરી રહ્યા છે.

હાઈસ્કૂલમાં મેટ્રિકમાં અભ્યાસ કરતા હતા, ત્યારે જ તેમના ગુજરાતીના શિક્ષક શ્રી. જન્મશંકર દોલતરાય મારફત સહુપ્રથમ સાહિત્યરસ અને ટૂંકી વાર્તાની મોહની તેમને લગાડી. અમદાવાદ કૉલેજમાં આવતાં શ્રી. ઉમાશંકર જોષીના ગાઢ સંપર્કમાં આવ્યા. શ્રી. બચુભાઈ રાવતે તેમને વાર્તાઓ લખવા ઢંઢોળ્યા. કૉલેજના આચાર્ય શ્રી. સુરેન્દ્ર દેસાઈએ પણ તેમની વાર્તાલેખનની પ્રવૃત્તિમાં ઊંડો રસ લીધો. ઇ. સ. ૧૯૩૯ માં તેમણે કૉલેજ મૅગેઝીનમાં પ્રકટ કરેલી મદ્યપાન અને ખેડૂત કામદારના જીવનને લગતી 'મેનાજી' નામની વાર્તાથી સાહિત્ય-જીવનની શરૂઆત કરી. ઈ.સ. ૧૯૪૧ માં ઇન્ટરની પરીક્ષામાં નપાસ થતાં ભણતર પ્રત્યે તેમને કંટાળો ઉપજ્યો અને ગામડાંના અને શ્રમજીવીઓના અનુભવોને ગૂંથતી વાર્તાઓ રચવાના અખતરા કર્યા. મિત્રો ને મુરબ્બીઓ તરફથી તેમને અવારનવાર પ્રોત્સાહન મળતું રહ્યું. અભ્યાસકાળ દરમિયાન જ ટૂંકી વાર્તાઓનું વાચન તેમણે વિશાળ કર્યું અને 'કૌતુકમાળા' ને 'ટચુકડી મો વાતો' થી માંડીને 'શ્રાવણી મેળો' જેવી સુંદર વાર્તાઓની ભાષા અને કળાની અસર તેમની આલેખનરીતિ તેમજ કલ્પનાવ્યાપાર ઉપર થઈ. એ સર્વ પ્રેરક બળોને કારણે 'કમાઉ દીકરો' જેવી શ્રેષ્ઠ વાર્તા તેઓ આપી શક્યા.

લેખકના જીવનનો મુખ્ય ઉદ્દેશ વિશાળ માનવજીવન જોવા જાણવા અને માણવાનો છેઃ એ માણેલા અનુભવોને શબ્દદેહ આપી પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાની નેમ તેઓ રાખે છે. એમના પ્રિય લેખકો ઇબ્સન અને ચેખોવ છે. બંનેમાં રહેલી કટુતામુક્ત નિર્દંશ માનવતા તેમને ગમી ગઈ છે. નોબેલ પારિતોષિક મેળવનાર વિખ્યાત અંગ્રેજ નાટ્યકાર યૂજિન ઓ'નિલ કૃત 'મોર્નીંગ બીકમ્સ ઇલેક્ટ્રા'ની નાટ્યત્રયી તેમનો પ્રિય ગ્રંથ બનેલ છે. તેવી જ રીતે વિવિધ વિષયો ઉપર અખબારી નોંધો લખવાનો એમને શોખ છે. પત્રકારિત્વ એમના લેખનકાર્યને સારો વેગ આપે છે. એ પ્રવૃત્તિના પરિણામે જીવાતા જીવન સાથે ગાઢ સંપર્ક તેઓ રાખી શકે છે; એટલું જ નહિ, સામાજિક જાગરુકતા પણ તે દ્વારા જાળવી શકાય છે, એમ તેમનું માનવું છે. સમાજશાસ્ત્ર અને પત્રકારિત્વ તેમના પ્રિય અભ્યાસવિષયો છે. ઇ. સ. ૧૯૪૭થી મુંબઈ લેખક-મિલનના મંત્રી તરીકે તેઓ કામ કરે છે.

એમની વાર્તાઓ મુખ્યત્વે ગ્રામજીવનનાં વિવિધ પાસાંઓને નિરૂપે છે. ગ્રામજનતા, પશુપંખી અને કુદરતનાં સ્વભાવ, લાગણી, વર્તનનાં ચિત્રો ગામડાની સમર્થ અને ઉચિત બોલીમાં નિરૂપી ધરતીનું નક્કર વાતાવરણ તેઓ ઉપસાવે છે અને તે દ્વારા એ ભોળી, અબુધ, વહેમી અને પ્રેમાળ પ્રજાના જીવનમાં રહેલાં ઊંડાં અણદીઠ રહસ્યો તારવી બતાવે છે. છતાં એક વાત નોંધવી પડશે કે એમની જીવનદૃષ્ટિ મનુષ્યના સ્વભાવમાં જડાયેલી જાતીયવૃત્તિના વિવિધ વળાંકો ઉપર જ સતત મંડાયેલી હોય એમ એમની કૃતિઓ વાંચતાં જણાય છે.

### કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. ધૂધવતાં પૂર | વાર્તાસંગ્રહ | ૧૯૪૧થી ૧૯૪૪ | ૧૯૪૫ | એન. એમ. ત્રિપાઠી, મુંબઇ | મૌલિક |
| ૨. પાવકજ્વાળા | નવલકથા | ૧૯૪૨'-૪૩ | ,, | ભારતી સા. સંઘ | મૌલિક |
| ,, | બીજી આવૃત્તિ | | | એન એમ. ત્રિપાઠી, મુંબઇ | |
| ૩. ગામડું બોલે છે- | વાર્તાઓ, પ્રસંગચિત્રો', વ્યક્તિચિત્રો | ૧૯૪૧થી ૧૯૪૫ | ૧૯૪૫ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ | મૌલિક |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪. વ્યાજનો વારસ | નવલકથા | ૧૯૪૬ | ૧૯૪૬ | જીવન સાહિત્ય મંદિર, મુંબઈ | મૌલિક |
| ૫ પદ્મજા | વાર્તાસંગ્રહ | ૧૯૩૫થી ૧૯૪૭ | ૧૯૪૭ | ,, | ,, |
| ૬. જય ગિરનાર | પ્રવાસ-વર્ણન | ૧૯૪૧ | ૧૯૪૮ | એન. એમ. ત્રિપાઠી ની કાં મુંબઈ | ,, |
| ૭. હું ને મારી વહુ | ત્રિઅંકી નાટક | ૧૯૪૮ | ૧૯૪૯ | ,, | ,, |

## અભ્યાસ—સામગ્રી

'ધૂપવતા પૂર' માટે,—૧. આમુખ (શ્રી. ર. છો. પરીખ) ૨. 'પ્રજાબંધુ' (તા ૨૩-૭-૪૫) ૩. 'માનસી' (જૂન ૧૯૪૮) ૪. ૧૯૪૫' નું ગ્રંથસ્થ વાઙ્મય ૫. 'કુમાર' ૨૦૦ મો અંક, ૬. 'ગુ. સા. પરિષદ્ પત્રિકા, (જુલાઇ, ઓગ. ૧૯૪૬) ૭. 'ફૂલછાબ' (૧૪-૯-૪૫) ૮. 'ઊર્મિ' (ઓકટોબર '૪૫) ૯. Bharat Jyoti (૨૨-૭-૪૫) ૧૦. મેઘાણીના પત્રો.

'પાવક જ્વાળા' માટે—૧. 'પ્રજાબંધુ' (૧-૯-૪૬) ૨. 'પ્રતિમા' (જૂન ૧૯૪૬) ૩. ૧૯૪૫ નું ગ્રંથસ્થ વાઙ્મય.

'ગમ્મત આવે છે' માટે—૧. 'પ્રજાબંધુ' (૨૩-૧૨-૪૫)

'વ્યાજનો વારસ' માટે—૧. 'સંસ્કૃતિ' (જુલાઇ '૪૭) ૨. 'પ્રજાબંધુ' (૯-૩-૪૭) ૩. 'પ્રવાસી'માં પ્રો. બ. ક. ઠા.નું અવલોકન (૪-૫-૪૭) ૪. 'પ્રતિમા' (જૂન '૪૭), ૫ ગ્રંથસ્થ વાઙ્મય (૧૯૪૬)

'પદ્મજા' માટે—૧. 'માનસી' (જૂન '૪૮), ૨. 'પ્રજાબંધુ' (૨૬-૧૨-૪૮), ૩. 'રેખા' (જૂન ૧૯૪૯) ૪, 'ગુજરાતી' (૨૩-૧૧-૪૭) ૫. Bharat Jyoti (૫-૧૨-૪૮)

## જટાશંકર ઈશ્વરચંદ્ર નાન્દી

તેમનો જન્મ પાલીતાણામાં તા. ૫-૮-૧૮૭૫ના રોજ વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં થયો હતો. પિતાનું નામ ઈશ્વરચંદ અને માતાનું નામ દુર્ગાદેવી. મૂળ વતન પાટણ. ઈ. સ. ૧૯૦૨ માં સૌ. રમણલક્ષ્મી સાથે તેમનું લગ્ન થએલું છે.

તેમણે પ્રાથમિક પાંચ ધોરણો ઈ. સ. ૧૮૮૬ માં પૂરાં કર્યાં. ઈ. સ. ૧૮૯૨ માં પાટણ હાઈસ્કૂલમાંથી તેઓ મેટ્રિક પાસ થયા. ત્યાર બાદ ડિસ્ટ્રિક્ટ કોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી, પણ વકિલાતના ધંધા પ્રત્યે પ્રેમ નહિ હોવાથી ઈ. સ. ૧૯૧૨ માં 'અમેરિકન કૉલેજ ઑફ નેચરોપથી'ની 'ડૉક્ટર ઑફ નેચરોપથી'ની ઉપાધિ માનસહિત મેળવી. શરૂઆતમાં તેમણે વકિલાત કરેલી પણ તે ધંધા પ્રત્યે તેમને ગાંધીજીની 'આત્મકથા'ની અસરને લીધે નફરત થઈ અને કુદરતી રોગોપચારનો જનહિતાર્થે પુસ્તિકાઓ, લેખો, સલાહો, શિખામણો દ્વારા પ્રચાર કરવાની પ્રવૃત્તિ સ્વેચ્છાએ સ્વીકારી.

ઈ. સ. ૧૯૦૮ માં ગાંધીજીના નિસર્ગોપચારના વિચારોએ તેમના ચિત્ત ઉપર ભારે અસર કરી. ગાંધીજીની સાદાઈ, કરકસર, ત્યાગવૃત્તિ, સંયમ અને સેવાભાવનાએ તેમના ચિત્તને સતેજ કર્યું ત્યારથી તેમણે જીવનનો ઉદ્દેશ જનસમાજમાં બ્રહ્મચર્યપાલનનો, આરોગ્યરક્ષણશાસ્ત્રનો, સંયમનો અને કુદરતમય જીવન જીવવાની રીતોનો પ્રચાર કરવાનો રાખ્યો છે. એ ઉદ્દેશને લેખો તથા પુસ્તકો દ્વારા તેઓ સિદ્ધ કરવા માગે છે. એમના પ્રિય લેખક ગાંધીજી છે. ગાંધીજીના ઉપદેશક સાહિત્યે તેમને લખવા પ્રેર્યા છે. એમનો પ્રિય ગ્રંથ 'સત્યના પ્રયોગો' છે. એમનો પ્રિય લેખનવિષય તેમજ અભ્યાસવિષય કુદરતી રોગોપચાર અને આરોગ્યરક્ષણનું શાસ્ત્ર છે.

શ્રી. નાન્દીને હિંદની પ્રજામાં રહેલું અજ્ઞાન સાલે છે. પ્રજા શિસ્ત, સંયમ ને સદાચારનાં બંધનની ઉપેક્ષા કરી વિલાસને પંથે ચડી રહી છે અને શરીરસંપત્તિ તેમજ મનની સ્વસ્થતા ખોઈ બેઠી છે, એ હકીકત તેમને બેચેન બનાવે છે પ્રજામાં આરોગ્યવિષયક સાચું જ્ઞાન ફેલાય તે અર્થે તેમણે ત્રીસ જેટલાં પુસ્તક—પુસ્તિકાઓ શરીર--મનના રક્ષણ સંબંધે લખ્યાં છે. પ્રજા એ શાસ્ત્રના જ્ઞાન દ્વારા તંદુરસ્ત જીવન જીવે એ એમની લેખનપ્રવૃત્તિનો મુખ્ય હેતુ છે.

લેખક અમેરિકાની નેચરોપથિક સોસાયટીના આજીવન સભ્ય છે. બેઝવાડાની ઇન્ડિયન નેચરોપથિક એકેડેમીના ઉપપ્રમુખ છે. તેમના લેખો માત્ર ગુજરાતી સામયિકોમાં જ નહિ, પરંતુ હિંદી સામયિકોમાં પણ અવારનવાર દેખાય છે. મરાઠી-હિંદીમાં તેમનાં પુસ્તકો પૈકી કેટલાંકના તરજુમા પણ થયા છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | વિષય | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. બ્રહ્મચર્ય-મીમાંસા | આરોગ્યવિદ્યા | ૧૯૩૭ | ૧૯૩૯ | નવયુગ પુસ્તક ભંડાર-રાજકોટ | મૌલિક |
| ૨. સો વર્ષ જીવવાની કલા | " | ૧૯૩૯ | ૧૯૪૦ | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | " |
| " | બીજી આવૃત્તિ | | ૧૯૪૪ | " | " |
| ૩. Genus of Health | આરોગ્યવિદ્યા | ૧૯૩[illegible] | ૧૯૨૯ | પોતે | " |
| ૪. તમાકુત્યાગ | " | ૧૯૪૧ | ૧૯૪૩ | " | " |
| ૫. આહાર અને આરોગ્ય | " | ૧૯૪૪ | ૧૯૪૪ | " | " |
| ૬. દંતરક્ષણ ને દીર્ઘાયુષ્ય | " | ૧૯૩૯ | ૧૯૪૦ | " | " |
| ૭. બ્રહ્મચર્ય—બોધસંગ્રહ | " | " | " | " | " |
| ૮. જીવનનું ઝેર | " | ૧૯૩૮ | ૧૯૪૦ | " | |
| ૯. બ્રહ્મચર્ય | " | " | ૧૯૩૨ | " | " |
| ૧૦. સારવારની સૌથી સારી રીત | " | " | " | " | " |
| ૧૧. બંધકોશ કેમ મટે ? | " | " | " | " | " |
| ૧૨. ફળાહારના ફાયદા | " | " | " | " | " |
| ૧૩. દંતરક્ષક—જ્ઞાનચિકિત્સા | " | " | " | " | " |
| ૧૪. હવા અને હયાતી | " | " | " | " | " |
| ૧૫. ત્વચા ને તંદુરસ્તી | " | " | " | " | " |
| ૧૬. વસ્ત્રો ને વ્યાધિઓ | " | " | " | " | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૭. તમાકુ દેવદર્શિકા | ,, | ૧૯૩૯ | ૧૯૩૯ | પોતે | મૌલિક |
| ૧૮. દંતરોગ— નાશવિધિકા | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૯. મંદાગ્નિ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૦. મંદવાડ કેમ મટે? | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૧. અંધોરાની બલા | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૨. નિદ્રા ને નીરોગિતા | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૩. સૂર્યપ્રકાશ ને સ્વાસ્થ્ય | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૪. કુદરતી રોગો- પચારમહિમા | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૫. જળ અને જીવન | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૬. મિતાહારમહિમા | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૭. આરોગ્યરક્ષક અદ્ભુત ક્રિયા | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૮. માણસ માંદો કેમ પડે છે? | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૯. ગાયત્રી અને ૐપ્રણવમહિમા | ,, | ૧૯૪૭ | ૧૯૪૭ | ,, | ,, |

આમાંની ઘણીખરી કૃતિઓ નાની નાની પુસ્તિકાઓ હોઈ તેમની કીમત આનો, બે આના હોય છે.

# જયંતીલાલ મફતલાલ આચાર્ય

શ્રી જયતીલાલ આચાર્યનો જન્મ ઈ સ ૧૯૦૬ મા તા ૧૮ મી આક્ટોબરના રોજ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમા ઉત્તર ગુજરાતના કડી ગામમા થયો હતો તેમનુ મૂળ વતન અમદાવાદ પિતાનુ નામ મફતલાલ મોતીલાલ, માતાનુ નામ વસંતબા તેમનુ લગ્ન ઈ સ ૧૯૨૪ માં શ્રી હીરાબહેન સાથે થયેલુ છે

તેમણે માધ્યમિક શિક્ષણ અમદાવાદની નેટિવ સ્કૂલ તથા સીટી હાઈસ્કૂલમા લીધુ હતુ મેટ્રિકની પરીક્ષા ગણિતના વિષયમાં ૭૦ ટકા જેટલા ગુણ મેળવી તેમણે પસાર કરેલી ઈ સ ૧૮૨૯ મા તેઓ સસ્કૃત અને ગુજરાતી વિષયો લઈને ગુજરાત કોલેજમાથી બી એ થયા હતા

પણ આ તો તેમની સામાન્ય કેળવણી તેમને મળેલી કેળવણીની ખરી વિશેષતા તો તેઓએ શાંતિનિકેતનના વિદ્યાભવનમાં મધ્યકાલીન સતસાહિત્ય અને યોગસાધનાનો અભ્યાસ કર્યો તેમા તેમજ આચાર્ય ક્ષિતિમોહન સેનની પાસે રહીને ઈ સ ૧૯૩૧–૩૪ ના ગાળા દરમિયાન વિદ્યા, સસ્કાર અને ભાવનાની તેમને પ્રાપ્તિ થઈ તેમાં રહેલી છે હાલ તેઓ અમદાવાદની ભારતી વિદ્યાલયના આચાર્ય છે અને શેઠ ભો જે વિદ્યાભવન (ગુજરાત વિદ્યાસભા સચાલિત) મા બગાળી ભાષા સાહિત્યના માનાર્હ અધ્યાપક છે

વિદ્યાર્થીકાળ દરમિયાન શ્રી પ્રભાસચદ્ર બેનરજી નામના બગાળી શિક્ષકે તેમના વ્યક્તિત્વ પર સારી અસર પાડી હતી વ્યાયામની પ્રવૃત્તિ અને ઈતર કાર્યોમા શ્રી અબાલાલ પુરાણીની અને કોસિન્દ્રાના આશ્રમમા તેઓ હતા ત્યારે શ્રી કરુણાશકર ભટ્ટની છાપ તેમના ઉપર પડી છે. પોતાના મૂક ઉદાર અભિજાત સસ્કારલક્ષી આતિથ્ય અને સદ્ભાવથી આચાર્ય સેને અને શ્રી નન્દલાલ બસુએ તેમનામા ભાવનાસિંચન કર્યું છે છેલ્લાં કેટલાંક વર્ષોથી શ્રી અરવિંદનાં સાહિત્ય, યોગસાધના અને વ્યક્તિત્વની અસર તેમના ઉપર થતી જાય છે

તેમણે લેખનપ્રવૃત્તિની શરૂઆત સારગપુર સાર્વજનિક વ્યાયામ મદિર (અમદાવાદ) તરફથી પ્રગટતા હસ્તલિખિત માસિક 'વિદ્યાર્થી'માં લેખો લખીને કરી હતી એ લેખો ઉપર પુરાણી ભાઈઓની પ્રવૃત્તિના દઢ

સંસ્કાર હતા ત્યારબાદ શાંતિનિકેતનના સંસ્કારલક્ષી વાતાવરણ અને રવિબાબુના પ્રત્યક્ષ પ્રેરણાદાયી પરિચયને લીધે તેમનું લેખનકાર્ય મહોરતું ગયું

પરમતત્ત્વની શોધને અંગે થતી સાધના અને તે પ્રસંગે થતું મનોમંથન રજૂ કરવાનો તેમના કાવ્યો-લેખોનો પ્રયાસ છે મુખ્યત્વે રહસ્યવાદને અનુલક્ષીને તેમની લેખનપ્રવૃત્તિ ચાલે છે રવિબાબુ એમના પ્રિય સાહિત્યકાર છે એમના પ્રિય સાહિત્યપ્રકારો કાવ્ય, આત્મચરિત્ર અને પત્ર છે સમગ્ર જીવનને સ્પર્શતા બહુવિધ વિષયોનો અભ્યાસ કરવામાં તેમને રસ છે

તેમની પ્રથમ કૃતિ 'મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ', બંગાળીના અનુવાદ રૂપે ઈ સ ૧૯૩૩ માં પ્રગટ થઈ તેમણે રહસ્યવાદ ઉપર ખૂબ લખ્યું છે 'તપસનો વિકાસક્રમ' (બુદ્ધિપ્રકાશ, ઓક્ટો ૧૯૩૬), 'બંગાળાના બાઉલ' ('પ્રસ્થાન'), 'સહજિયા સંપ્રદાય' ('પ્રસ્થાન' માગશર સં ૧૯૯૧) 'મહારાષ્ટ્રનો રહસ્યવાદ' ('કૌમુદી', ૧૯૩૪ એપ્રિલ) બાહ્યાંતર અનુભૂતિ' ('બુ પ્ર' જુલાઈ ૧૯૩૭), 'Mysticism' ( Kalyan Kalpataru Vol I No 4), 'મૃત્યુની નિબિડ ઉપલબ્ધિ' (પ્રસ્થાન, જેઠ સં ૨૦૦૦), 'આચાર્ય ક્ષિતિમોહન સેન ('ભારતી' દીપોત્સવી અંક, ૨૦૦૨), 'મારું મંતવ્ય' ('પ્રસ્થાન ૧૯૪૫) 'મંત્રપ્રાપ્તિ' ('પ્રસ્થાન' ચૈત્ર ૨૦૦૨), 'આંતર પલટો' ('પ્રસ્થાન,' વૈશાખ ૨૦૦૨), 'મૌન' ('પ્રસ્થાન,' વૈશાખ ૨૦૦૨), 'અગમ્યવાદની કાંઈક ઝાંખી' ('ભારતી' દીપોત્સવી અંક ૨૦૦૩)—વગેરે મનનીય લેખો એમના તત્ત્વનિષ્ઠ અભ્યાસની સાક્ષી પૂરે છે અને લેખકનું વિશિષ્ટ દૃષ્ટિબિંદુ સમજાવી જાય છે તેઓ બંગાળી ભાષા સાહિત્યના સારા અભ્યાસી હોઈ સુંદર ને શિષ્ટ બંગાળી કૃતિઓ ગુજરાતીમાં પીરસતા રહ્યા છે

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ | ઇતિહાસ | | ૧૯૩૩ | ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ | બંગાળીમાંથી અનુવાદ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨. માનવ ધર્મ | નિબંધ | ? | ૧૯૩૮ | ગુ. વિ. સભા અમદાવાદ | 'માનુષેર ધર્મ' નો અનુવાદ |
| ૩ દીવડા | બાલગીતો | ? | ૧૯૩૯ | જેચંદ તલકશી એન્ડ સન્સ રાજકોટ | મૌલિક |
| ૪. પુંડરિકના બાલકાવ્યો | બાલકાવ્યો | ? | ૧૯૩૯ | ,, | ,, |
| ૫. તાનસેન | જીવનચરિત્ર | ? | ૧૯૪૦ | ,, | અનુવાદ |
| ૬. ઠાકુરદાની વાતો | વાર્તાઓ | ? | ૧૯૪૦ | ,, | મૌલિક |
| ૭. ગોરસ | કાવ્યસંગ્રહ | ? | વિ.સં. ૧૯૯૫ | ગોવિંદભાઇ ઠાકર બાલકુંજ, અમદાવાદ | ,, |
| ૮. સાહિત્ય | વિવેચન | ? | ૧૯૪૦ | પોતે | વિબાણુની કૃતિ ઓનો અનુવાદ |
| ૯. શ્રી શારદાદેવી | ચરિત્ર | ? | ૧૯૪૩ | ગુ. વિદ્યા સભા | મૌલિક |
| ૧૦. શિક્ષણસાધના | ,, | ? | ૧૯૪૭ | આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ | સંપાદન |
| ૧૧. તંત્રની સાધના | ,, | ? | વિ.સ. ૨૦૦૩ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય | ,, |
| ૧૨. બ્રહ્મચર્યા | ,, | ? | ૧૯૪૭ | સંદેશ લિમિટેડ અમદાવાદ | ,, |

### અભ્યાસ-સામગ્રી

'માનવધર્મ' માટે, ઇ સ. ૧૯૩૮ નું અવશ્ય વાઙ્મય.
'ગોરસ' માટે, તેનો સ્વ. ગિજુભાઇએ કરાવેલો પરિચય
'શિક્ષણસાધના' માટે ઇ. સ ૧૯૪૭ નું વાઙ્મય
'સાહિત્ય' માટે પરિભ્રમણ ભા ૧ (સ્વ. મેઘાણી).

## દુર્ગેશ તુળજાશંકર શુક્લ

શ્રી. દુર્ગેશનો જન્મ તા. ૯-૯-૧૯૧૧ ના રોજ રાણપુરમાં ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. તેમનું મૂળ વતન વઢવાણ. તેમના પિતાનું નામ તુળજાશંકર શિવશંકર શુક્લ. માતાનું નામ મોંઘીબહેન.

પિતા પાલણપુર સ્ટેટની હાઈસ્કૂલમાં ચિત્રશિક્ષક હોવાથી પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ તેમને ત્યાં મળેલુ. ઈ. સ. ૧૯૩૫ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી તેઓ બી. એ. થયા અને એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો; પણ પ્રતિકૂળ સંજોગોને લીધે તે પરીક્ષામાં બેસી શકયા નહિ. મુંબઈની શ્રી. ગોકળીબાઈ હાઈસ્કૂલમાં તેમજ હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલમાં દશેક વર્ષ શિક્ષકગીરી કર્યા બાદ હાલ તેઓ રાજકોટમાં એક મોટર વેચનારી પેઢીમાં કામ કરે છે.

એમના માનસ તેમજ સાહિત્ય ઉપર વત્તીઓછી અસર કરનારાઓમાં ગ્રીક નાટકકારો અને ઈંગ્લાંડના બે મોટા કવિઓ-કીટ્સ અને બ્રાઉનિંગ-મુખ્ય છે. તે ઉપરાંત તેમના વ્યક્તિત્વના ઘડતરમાં સંસ્કૃત સાહિત્યના અભ્યાસનો પણ ગણનાપાત્ર ફાળો છે.

એમની પ્રથમ કૃતિ 'પૂજાનાં ફૂલ' ઇ. સ. ૧૯૩૪ માં પ્રગટ થઈ. તેમાંની વાર્તાઓએ આશાસ્પદ લેખક તરીકે તેમને બહાર આણ્યા. ત્યારથી આજલગી રચાતી જતી કૃતિઓ દ્વારા કવિ અને વાર્તાકાર તરીકે શ્રી. દુર્ગેશની શક્તિ ઉત્તરોત્તર વિકસતી રહી છે.

તેમનો પ્રિય સાહિત્યપ્રકાર નાટક છે, છતાં સૌથી વિશેષ પ્રમાણમાં તેમણે ટૂંકી વાર્તાઓ લખી છે. જીવન પ્રત્યેની વિશિષ્ટ મર્મયુક્ત વક્રદષ્ટિને લઈને બર્નાર્ડ શૉ અને સમરસેટ મોમ તેમના પ્રિય લેખકો બન્યા છે. એમનાં લખાણો વિશેષતઃ મનોવિશ્લેષણાત્મક બન્યાં છે. તેમનો મનગમતો અભ્યાસવિષય પણ મનોવિજ્ઞાન છે.

શ્રી. દુર્ગેશની વાર્તાઓ અને એકાંકી નાટકો સમાજના ઉપલા વર્ગના અધિકારીઓ કે શહેરના વાતાવરણને નિરૂપવા કરતાં હલકા ગણાતા વર્ગનું કે ગ્રામજીવનનું રહસ્ય બતાવવા તરફ વધુ વળેલાં છે. લેખકની ઊર્મિલ પ્રકૃતિ, સૌન્દર્યાનુભવ અને તરંગલીલા તેમનાં લખાણોને ઘણુંખરું ભાવના-પ્રધાન બનાવે છે. છતાં તેમને વાસ્તવજીવનનો પ્રત્યક્ષ વિશાળ અનુભવ છે. તેમની પાસે ધરતીનાં દુઃખી માનવીઓને અવલોકવાની દષ્ટિ છે અને જિવાતા જીવનને સાકાર કરવાની કલા પણ છે. તેમની ઘણી કૃતિઓનો

મુખ્ય રસ કરુણ હોય છે. તેમના ' પૃથ્વીનાં આંસુ ', એ નાટકસંગ્રહમાં સંજ્ઞાત્મક (Symbolic) અને વાસ્તવલક્ષી-એમ બે પ્રકારનાં નાટકો સંગ્રહાયેલાં છે. સંજ્ઞાત્મક નાટકો વિશેષે, ઊર્મિપ્રધાન છે અને વાસ્તવલક્ષી નાટકો મોટે ભાગે દશ્યાત્મક છે. તેમનાં ' પંડનાં પતીકાં ', ' હૈયે ભાર ' અને ' મેઘલી રાતે ', જેવાં એકાંકી નાટકોએ આપણા ગરીબ નાટ્ય-સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. તાજેતરમાં એમના મિત્ર ડૉ. વસંત અવસરેનાં ત્રીસેક મરાઠી કાવ્યોના અનુવાદ સાથે ' ઝંકૃતિ ' નામે એક કાવ્યસંગ્રહ નાગરી લિપિમાં એમણે પ્રકટ કર્યો છે તેમનો ' ઉત્સવિકા ' નામનો નાટિકાસંગ્રહ કિશોરોપયોગી દશ્ય નાટકો પૂરાં પાડે છે

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. પૂજાનાં ફૂલ | વાર્તાસંગ્રહ | ૧૯૩૪ | ૧૯૩૪ | દીવેટિયા એન્ડ સન્સ અમદાવાદ | મૌલિક |
| ૨. છાયા | ,, | ૧૯૩૫-૩૬ | ૧૯૩૭ | 'નવચેતન' કલકત્તા | ,, |
| ૩. પલ્લવ | ,, | ૧૯૩૮ | ૧૯૪૦ | ગતિ ગ્રંથમાળા અમદાવાદ | ,, |
| ૪. વિસંગ કલા | નવલકથા | ૧૯૩૬ | ૧૯૩૭ | નવયુગ ગ્રંથમાળા, રાજકોટ | ,, |
| ૫. પૃથ્વીનાં આંસુ | નાટિકાસંગ્રહ | ૧૯૪૦-૪૧ | ૧૯૪૨ | પોતે | ,, |
| ૬. ઉર્વશી અને યાત્રી | કાવ્યસંગ્રહ | ,, | ૧૯૪૪ | પોતે | ,, |
| ૭ ઉત્સવિકા | નાટ્યસંગ્રહ | ૧૯૪૫-૧૯૪૮ | ૧૯૪૯ | ડૉ. વસંત અવસરે શાંતાક્રુઝ | ત્રણ સિવાય સઘળાં મૌલિક |
| ૮. ઝંકૃતિ (ડૉ. અવસરેની સાથે) | કાવ્યસંગ્રહ | ૧૯૪૯ | ૧૯૪૯ | પોતે | અનુવાદ અને મૌલિક |

અભ્યાસ—સામગ્રી

'પૂજાનાં ફૂલ' માટે—૧. ઇ. સ. ૧૯૩૪ નું ગ્રંથસ્થ વાઙ્મય. ૨. 'કૌમુદી', ડિસેમ્બર, ૧૯૩૪

'છાયા' અને 'પલ્લવ' માટે—'પરિભ્રમણ' ભા. ૩—સ્વ. મેઘાણી

'પલ્લવ' માટે—ઇ. ૧૯૪૦ નું ગ્રંથસ્થ વાઙ્મય

'પૃથ્વીનાં આંસુ' માટે—૧. ઇ. સ. ૧૯૪૨ નું ગ્રંથસ્થ વાઙ્મય

૨. 'રેખા' ઑક્ટોબર, ૧૯૪૨

'ઉર્વશી અને યાત્રી' માટે, શ્રી. હીરાબહેન પાઠક 'ઊર્મિ', ડીસેમ્બર, ૧૯૪૫

'ઉત્સવિકા' માટે 'રેખા' માર્ચ ૧૯૫૦

'ઝંકૃતિ' માટે—'રેખા' મે ૧૯૫૦

# ધનજીભાઈ ફકીરભાઈ

શ્રી ધનજીભાઇ ફકીરભાઇનો જન્મ તેમના મૂળ વતન વડોદરામાં ઈ. ૧૮૯૫ ના માર્ચ માસની ૨૩ મી તારીખે થએલો. તેમના પિતાનું નામ ફકીરભાઇ માવજીભાઇ; માતાનું નામ લક્ષ્મીબાઈ; જ્ઞાતિ હિંદી ખ્રિસ્તી. ઈ. ૧૯૨૦ માં શ્રી. એલન સાથે તેમનું પ્રથમ લગ્ન થયું હતું. તેઓ ગુજરી જતાં તેમનું દ્વિતીય લગ્ન ઈ ૧૯૩૭ માં શ્રી. ફ્લોરા સાથે થયું છે.

વડોદરાની 'મેથોડિસ્ટ' મિશન સ્કૂલમાં તેમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ લીધેલું. ત્યારપછી વડોદરા કોલેજમાં ઉચ્ચ અભ્યાસ કરી તેઓ ઇ. ૧૯૧૯ માં બી એસસી. થયા અને ઇ. ૧૯૨૯ માં કલકત્તાની શ્રીરામપુર કોલેજમાંથી બી. ડી. ('બેચલર ઓફ ડિવિનિટી') ની ઉપાધિ તેમણે મેળવી. ગુજરાત કોલેજમાં ભૌતિકશાસ્ત્રના વિભાગમાં ત્રીસેક વર્ષ સુધી અધ્યાપનકાર્ય બજાવીને તાજેતરમાં તેઓ નિવૃત્ત થયા છે.

સાધુ સુંદરસિંગ અને કવિ ન્હાનાલાલના પ્રત્યક્ષ સંસર્ગે તેમજ તેમનાં પુસ્તકો—વ્યાખ્યાનોએ તેમના વ્યક્તિત્વને ઘડયું છે. બાઇબલે અને એન્ડ્રુ મરેનાં પુસ્તકોએ પણ તેમની ભાવના વિકસાવવામાં ઓછો ફાળો આપ્યો નથી.

વિદ્યાર્થી—અવસ્થામાં તેમને કવિતા લખવાનો શોખ હતો, પણ સમય જતાં ધર્મવિષયક અને વિજ્ઞાનવિષયક નિબંધાકારી લખાણો લખવા તરફ વલણ વધતાં કાવ્યરચના બંધ પડી અને નિબંધો લખવાની પ્રવૃત્તિ વિકસવા લાગી. ઈ. ૧૯૨૩ માં ગુજરાત વિદ્યા સભા તરફથી ગુજરાતીમાં 'પદાર્થ વિજ્ઞાન'નું પુસ્તક રચવાનું તેમને સોંપાતાં લેખક તરીકેની આત્મશ્રદ્ધા તેમનામાં દૃઢ બની.

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ પોતે સમજેલા વિષયોને જનતા માટે સરળ અને સુલભ બનાવી જ્ઞાનનો પ્રસાર કરવાનો છે.

એમનો પ્રિય ગ્રંથ બાઇબલ છે. નિબંધ એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. વિજ્ઞાન, ઉત્ક્રાન્તિક્રમ અને ધર્મ તેમના અભ્યાસ તેમજ લેખનના મુખ્ય વિષયો છે. અમદાવાદની 'ગુજરાત સાહિત્ય સભા' અને 'ગુજરાત પ્રકૃતિ મંડળ'માં તેઓ સક્રિય રસ લે છે.

સર્વગ્રાહી વિષય લઈ જુદા જુદા દૃષ્ટિબિંદુથી તેની ચર્ચા કરવાની તેમની નિબંધપદ્ધતિ ખાસ નોંધપાત્ર છે. વિષયના મૂળમાં ઊતરી સરળ તેમજ તર્કયુક્ત વ્યવસ્થાથી તેને સમજાવવાની અને વિવિધ રીતે વિકસાવવાની ફાવટ તેમણે વિજ્ઞાનવિષયક પાઠ્યપુસ્તકોના લેખનમાં સફળપણે બતાવી છે. ગુજરાત વિદ્યાપીઠની 'પારિભાષિક શબ્દકોષ સમિતિ'ના સભ્ય તરીકે તેમણે ઉત્સાહપૂર્વક કામ કર્યું છે અને સાહિત્યપરિષદોના વિજ્ઞાન વિભાગમાં તેમણે વિદ્વતાપૂર્ણ નિબંધો લખેલા છે.

## કૃતિઓ.

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | રચના સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ |
|---|---|---|---|---|---|
| ૧. પદાર્થ વિજ્ઞાન ભા. ૧ | વિજ્ઞાન | ૧૯૨૪ | ૧૯૩૪ | ગુજ. વિદ્યા. સભા, અમદાવાદ | અનુવાદ |
| ૨. વિજ્ઞાન-વ્યાખ્યાન માળા | ભાષણો | ? | ? | ,, | મૌલિક |
| ૩. વિદ્યુત માર્ગદર્શક | હુન્નર | ૧૯૩૪ | ૧૯૩૫ | એસ. બી. શાહની કાં. અમદાવાદ | ,, |
| ૪. ,, (મરાઠી) | ,, | ,, | ૧૯૩૭ | ,, | ,, |
| ૫. ,, (હિંદી) | ,, | ,, | ૧૯૪૯ | પોતે | ,, |
| ૬. Intermediate Practical Physics. | વિજ્ઞાનનું પાઠ્ય પુસ્તક | ? | ૧૯૩૫ | એસ બી. શાહની કાં. | ,, |
| ૭. College practical physics F. Y. Sc. | ,, | ? | ૧૯૩૭ | ,, | ,, |
| ૮. પદાર્થ વિજ્ઞાન (હાઈસ્કૂલ માટે) | ,, | ? | ૧૯૩૭ | ,, | ,, |
| ૯. રસાયણ વિજ્ઞાન (હાઇસ્કૂલ માટે) | ,, | ? | ૧૯૪૧ | ,, | ,, |
| ૧૦. સૃષ્ટિ પરિચય ભા. 1-૨-3 | ,, | ? | ૧૯૩૮થી ૧૯૪૦ | ,, | ,, |
| ૧૧. આધ્યાત્મિક જીવન ભા. ૧ | ધર્મવિષયક લખાણો | ? | ૧૯૪૨ | પોતે | સંપાદન |
| ૧૨. વિજ્ઞાન સાહિત્યની | વિવેચન | ઈ. ૧૯૪૧ | ઈ. ૧૯૪૨ | ગુ. સા. સભા, અમદાવાદ | મૌલિક |
| ૧૩. વાર્ષિક સમીક્ષા | ,, | ૧૯૪૫-૪૬-૪૭ | ૧૯૪૭, ૧૯૫૦ | | ,, |

# ધનજીભાઈ ફકીરભાઈ

શ્રી ધનજીભાઇ ફકીરભાઇનો જન્મ તેમના મૂળ વતન વડોદરામાં ઇ. ૧૮૯૫ના માર્ચ માસની ૨૩મી તારીખે થએલો. તેમના પિતાનું નામ ફકીરભાઇ માવજીભાઇ; માતાનું નામ લક્ષ્મીબાઈ; જ્ઞાતિ હિંદી ખ્રિસ્તી ઇ. ૧૯૨૦માં શ્રી. એલન સાથે તેમનું પ્રથમ લગ્ન થયું હતું. તેએ ગુજરી જતાં તેમનું દ્વિતીય લગ્ન ઈ ૧૯૩૭માં શ્રી. ફ્લોરા સાથે થયું છે

વડોદરાની 'મેથોડિસ્ટ' મિશન સ્કૂલમાં તેમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ લીધેલું. ત્યારપછી વડોદરા કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ કરી તેએ ઇ. ૧૯૧૯માં બી એસસી. થયા અને ઇ. ૧૯૨૯માં કલકત્તાની શ્રીરામપુર કૉલેજમાંથી બી. ડી. ('બેચલર આફ ડિવિનિટી')ની ઉપાધિ તેમણે મેળવી. ગુજરાત કૉલેજમાં ભૌતિકશાસ્ત્રના વિભાગમાં ત્રીસેક વર્ષ સુધી અધ્યાપનકાર્ય બજાવીને તાજેતરમાં તેઓ નિવૃત્ત થયા છે.

સાધુ સુંદરસિંગ અને કવિ ન્હાનાલાલના પ્રત્યક્ષ સંસર્ગે તેમજ તેમનાં પુસ્તકો—વ્યાખ્યાનોએ તેમના વ્યક્તિત્વને ઘડયું છે. બાઇબલે અને એન્ડ્રુ મરેનાં પુસ્તકોએ પણ તેમની ભાવના વિકસાવવામાં ઓછો ફાળો આપ્યો નથી.

વિદ્યાર્થી—અવસ્થામાં તેમને કવિતા લખવાનો શોખ હતો, પણ સમય જતાં ધર્મવિષયક અને વિજ્ઞાનવિષયક નિબંધાકારી લખાણો લખવા તરફ વલણ વધતાં કાવ્યરચના બંધ પડી અને નિબંધો લખવાની પ્રવૃત્તિ વિકસવા લાગી. ઈ. ૧૯૨૩માં ગુજરાત વિદ્યા સભા તરફથી ગુજરાતીમાં 'પદાર્થ વિજ્ઞાન'નું પુસ્તક રચવાનું તેમને સોંપાતાં લેખક તરીકેની આત્મશ્રદ્ધા તેમનામાં દૃઢ બની.

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ પોતે સમજેલા વિષયોને જનતા માટે સરળ અને સુલભ બનાવી જ્ઞાનનો પ્રસાર કરવાનો છે.

એમનો પ્રિય ગ્રંથ બાઇબલ છે. નિબંધ એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. વિજ્ઞાન, ઉત્ક્રાન્તિક્રમ અને ધર્મ તેમના અભ્યાસ તેમજ લેખનના મુખ્ય વિષયો છે. અમદાવાદની 'ગુજરાત સાહિત્ય સભા' અને 'ગુજરાત પ્રકૃતિ મંડળ'માં તેઓ સક્રિય રસ લે છે.

વિષયમાં પ્રથમ નંબરે પાસ થયા. ત્યારબાદ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાંથી ઈ. ૧૯૦૪ માં તેઓ એમ. એ. થયા

એમ. એ. થયા પછી બે માસ તેમણે મુંબઈમાં શેઠ ચુનીલાલ નગીનદાસ શ્રોફને ત્યાં રૂ. ૧૩૦ ના પગારથી તેમના અંગત મંત્રી તરીકે કામ કર્યું. એટલામાં શામળદાસ કૉલેજમાં તર્કશાસ્ત્ર અને ફિલસૂફીના અધ્યાપકની જગા મળતાં તે જગાએથી ઈ. ૧૯૨૯ માં તેઓ નિવૃત્ત થયા ત્યાં લગી—એટલે પચીસ વર્ષ સુધી ત્યાં જ તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે તેમણે સુંદર કામગીરી બજાવી.

શેક્સપિયરનાં જાણીતાં નાટકોના ગુજરાતી અનુવાદો કરવાનો પ્રથમ પ્રયત્ન કદાચ પ્રો. કાંડિયાવાડીનો ગણાશે. ઈમર્સનના નિબંધોના, સંસ્કૃત વેદાંતનાં પુસ્તકોના અને યુરોપની પ્રજાના ઇતિહાસના અનુવાદો પણ તેમણે કરેલા છે. કેટલીક સામાજિક નવલકથાઓ અને આધ્યાત્મિક તરસ વ્યક્ત કરતી સો જેટલી ગઝલો પણ તેમને નામે ચડી છે.

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ આત્મતત્ત્વની ઓળખી કરીને પરમસત્યનો સાક્ષાત્કાર કરવાનો છે. વેદાંતનું શ્રવણ—મનન અને નિદિધ્યાસન તેમના જીવનનો પરમ પુરુષાર્થ બનેલ છે. તેમણે ઈ. સ. ૧૯૪૦ માં સંન્યાસ લીધો હતો. હાલમાં તેઓ સ્વામી નિર્ભયતીર્થના નામે પરમહંસ સંન્યાસી તરીકે સૌરાષ્ટ્રમાં આવેલ બોટાદ ગામમાં પોતાનું ઉત્તર જીવન વ્યતીત કરી રહ્યા છે.

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર અથવા વિષય | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદક ? |
|---|---|---|---|---|---|
| ૧. ઈમર્સનના નિબંધો | નિબંધ | ૧૮૯૮ | ૧૮૯૮ | પોતે | અનુવાદ |
| ૨. જુલિયસ સીઝર | નાટક | " | " | " | " |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | " | " |

# નરભેશંકર પ્રાણજીવન દવે

આજથી ત્રીસ-ચાળીસ વર્ષ પહેલા 'કાઠિયાવાડી'ને નામે 'સાહિત્ય જગતમા પ્રો. નરભેશંકર દવે જાણીતા હતા. એમનો જન્મ ઈ. ૧૮૭૦મા ૧૨મી જૂનના દિવસે સૌરાષ્ટ્રમા રાણપુર પાસે આવેલ ચુડા ગામમાં શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમા થયો હતો. તેમના પિતાશ્રીનુ નામ પ્રાણજીવન રણછોડ દવે, માતાનુ નામ રતનબાઈ વિક્રમજી દવે અને પત્નીનુ નામ દીવાળીબાઈ જયાનંદ દવે. લગ્નસાલ ઈ. સ. ૧૮૯૦

લીંબડી, મોરબી, વઢવાણ—એમ જુદે જુદે સ્થળે રહીને ગુજરાતી અને અંગ્રેજીનો તેમણે અભ્યાસ કર્યો. ૧૫ વર્ષની ઉમરે તેમણે મેટ્રિકની પરીક્ષા આપી પણ તેમા તેઓ નાપાસ થયા અને તરત જ તેમનુ લગ્ન થયુ. આગળ અભ્યાસ કરવા ઇચ્છતા શ્રી નરભેશંકરને લગ્ને નોકરીનો પંથ લેવાની ફરજ પાડી. શરૂઆતમા વેરાવળ-જેતલસર લાઇનમા રેલ્વે ઑફીસની નોકરીમા તેઓ દાખલ થયા. ત્યારબાદ એક પારસીની કો-ઑપરેટીવ સોસાયટીમા કારકૂન થયા. ત્યા ન ફાવતા તેઓ માદન કંપનીમા દાખલ થયા. ત્યાથી વળી જયપુર ગયા. આમ આઠેક વર્ષ લગી જુદે જુદે સ્થળે રહી તેમણે કુટુબનિર્વાહ માટે પ્રયત્નો કર્યા. છેવટે તેઓ પોતાના વતન સૌરાષ્ટ્રમા પાછા આવ્યા અને પોતાને પ્રિય શિક્ષણ તેમજ સાહિત્યના ક્ષેત્રમા તેમણે ઝંપલાવ્યુ.

એક તરફ લખવાની અને બીજી તરફ અભ્યાસ આગળ વધારવાની—એમ બે પ્રવૃત્તિઓ તેમણે ઉપાડી. 'સુંદર અને વિદ્યાનંદ' નામની એક નવલકથા તેમણે લખવી શરૂ કરી અને સાથે સાથે મેટ્રિકનો અભ્યાસ ફરી શરૂ કર્યો. મેટ્રિકમા પાસ થઈને તેમણે હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષાની તૈયારી કરવા માંડી. એ માટે તેઓ મુબઈ ગયા, પણ કમનસીબે બે વાર તે પરીક્ષામા તેઓ નાપાસ થયા. એ જ અરસામા વિખ્યાત તત્ત્વજ્ઞાની ઇમર્સનના નિબંધોનો ગુજરાતી અનુવાદ તેમણે પ્રગટ કર્યો. પછી ઉચ્ચ અભ્યાસ માટે એ કૉલેજમા દાખલ થયા. ભાવનગરની સામળદાસ કૉલેજમાથી પ્રીવિયસ અને ઇન્ટરની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરીને તેમણે કૉલેજની ઊંચી શિષ્યવૃત્તિઓ મેળવી બી. એ. માં પૂનાની ડેક્કન કૉલેજમાં તેઓ અભ્યાસ કરવા ગયા અને ત્યાંથી તત્ત્વજ્ઞાનનો વિષય લઈ મુબઈ યુનિવર્સિટીમા તે

વિષયમાં પ્રથમ નંબરે પાસ થયા. ત્યારબાદ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાંથી ઈ. ૧૯૦૪ માં તેઓ એમ. એ. થયા.

એમ. એ. થયા પછી બે માસ તેમણે મુંબઈમાં શેઠ ચુનીલાલ નગીનદાસ શ્રોફને ત્યાં રૂ. ૧૩૦ ના પગારથી તેમના અંગત મંત્રી તરીકે કામ કર્યું. એટલામાં શામળદાસ કૉલેજમાં તર્કશાસ્ત્ર અને ફિલસૂફીના અધ્યાપકની જગા મળતાં તે જગાએથી ઈ. ૧૯૨૯ માં તેઓ નિવૃત્ત થયા ત્યાં લગી–એકધારાં પચીસ વર્ષ સુધી ત્યાં જ તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે તેમણે સુંદર કામગીરી બજાવી.

શેક્સપિયરનાં જાણીતાં નાટકોના ગુજરાતી અનુવાદો કરવાનો પ્રથમ પ્રયત્ન કદાચ પ્રો. કાઠિયાવાડીનો ગણાશે. ઈમર્સનના નિબંધોના, સંસ્કૃત વેદાંતનાં પુસ્તકોના અને યુરોપની પ્રજાના ઇતિહાસના અનુવાદો પણ તેમણે કરેલા છે કેટલીક સામાજિક નવલકથાઓ અને આધ્યાત્મિક તરસ વ્યક્ત કરતી સો જેટલી ગઝલો પણ તેમને નામે ચડી છે.

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ આત્મતત્ત્વની ઝાંખી કરીને પરમસત્યનો સાક્ષાત્કાર કરવાનો છે. વેદાંતનું શ્રવણ—મનન અને નિદિધ્યાસન તેમના જીવનનો પરમ પુરુષાર્થ બનેલ છે. તેમણે ઈ. સ. ૧૯૪૦ માં સંન્યાસ લીધેલ હતો. હાલમાં તેઓ સ્વામી નિર્ભયતીર્થના નામે પરમહંસ સંન્યાસી તરીકે સૌરાષ્ટ્રમાં આવેલ બોટાદ ગામમાં પોતાનું ઉત્તર જીવન વ્યતીત કરી રહ્યા છે.

કૃતિઓ :

| કૃતિનું નામ | પ્રકાર અથવા વિષય | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| ૧. ઈમર્સનના નિબંધો | નિબંધ | ૧૮૯૮ | ૧૮૯૮ | પોતે | અનુવાદ |
| ૨. જુલિયસ સીઝર | નાટક | ,, | ,, | ,, | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫. વેનિસનો વેપારી | નાટક | ? | ? | પોતે | અનુવાદ |
| ૬. ચંદા અથવા દુઃખદ વાદળુ અને વચ્ચે રૂપેરી દોરી | નવલકથા | ? | ? | | મૌલિક |
| ૭. ચંદ્રરમણ અથવા પ્રેમની આંટીઘૂંટી | નાટક | ૧૯૦૩ | ૧૯૦૬ | " | "All's well that ends well"નો અનુવાદ |
| ૮. અદ્વૈત મુક્તાવલિ | વેદાંત વિષયક ગ્રંથ | ૧૯૧૨ | ૧૯૧૨ | " | 'સિદ્ધાંત મુક્તાવલિ' પરથી |
| ૯. સુરૂ અને વિધાનંદ | નવલકથા | ૧૯૧૭ | ૧૯'૭ | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ | મૌલિક |
| ૧૦ An Epetome of students' Deductive Logic | પાઠ્યપુસ્તક | ૧૯૧૭ | ૧૯૧૭ | પોતે | " |
| ૧૧. હેમ્લેટ | નાટક | ૧૯૧૭ | ૧૯૧૭ | " | અનુવાદ |
| ૧૨. યુરોપીયન પ્રજાના આચરણનો ઇતિહાસ | ઇતિહાસ | " | " | ગુ.વિ. સભા અમદાવાદ | લેકીકૃત "History of European Morals"નો અનુવાદ |
| ૧૩. સનમ-તરાક | કાવ્ય | ૧૯૨૫ | ૧૯૨૫ | પોતે | મૌલિક |

# નરસિંહભાઈ મૂળજીભાઈ શાહ

શ્રી. નરસિંહભાઈ શાહનો જન્મ જૈન પોરવાડ જ્ઞાતિમાં ઈ. સ. ૧૮૯૯ની ૧૮ મી ડિસેમ્બરે તેમના વતન લીંબડીમાં થયેલો. તેમના પિતાનું નામ મૂળજીભાઈ કાળીદાસ શાહ અને માતાનું નામ વીજીબાઈ. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૨૧ માં શ્રી. ચંપાબ્હેન સાથે થયું છે.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી તેમણે લીંબડીમાં લીધેલી. ત્યારબાદ ઉચ્ચ અભ્યાસક્રમમાં રસાયનશાસ્ત્રનો મુખ્ય વિષય લઈ તેમણે ઈ. સ. ૧૯૨૪ માં બી. એસસી. અને ઇ. સ. ૧૯૩૦ માં એમ. એસસી. અને ઇ. સ. ૧૯૩૮ માં પીએચ. ડી. ની ઉપાધિઓ મુંબઇની રોયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં અભ્યાસ કરીને મેળવી. શરૂઆતમાં કેટલાંક વર્ષ ધારવાડની કર્ણાટક કૉલેજમાં ગાળ્યા બાદ હાલ અમદાવાદની ગુજરાત કૉલેજમાં રસાયણશાસ્ત્રના અધ્યાપક તરીકે તેઓ કામ કરે છે.

નોકરીને અંગે લાંબા સમય સુધી કર્ણાટકમાં રહેવાનું થતાં ત્યાં વાંચવાની તક તેમને ખૂબ મળી. સારબાદ અમદાવાદ બદલી થતાં ગુજરાત વિદ્યાસભાના મંત્રી સ્વ. હીરાલાલ પારેખના સમાગમમાં આવતાં તેમના તરફથી વિજ્ઞાન વિશે લખવાને તેમને પ્રોત્સાહન મળ્યું. ત્યારથી તેઓ ગુજરાતી સામયિકો અને પુસ્તકો દ્વારા વિજ્ઞાનવિષયક લેખો પ્રગટ કરીને તે પ્રકારના સાહિત્યમાં પ્રશસ્ય ફાળો આપી રહ્યા છે.

તેમનું પ્રથમ પુસ્તક 'દૂધ' ગુજરાત વિદ્યાસભાએ ઈ. સ. ૧૯૪૦ માં પ્રગટ કર્યું હતું. તેઓ ઇન્ડિયન કેમીકલ સોસાયટી (કલકત્તા)ના સભ્ય છે અને ગુજરાત વિદ્યાસભાના આજીવન સભ્ય છે.

તેમનો મુખ્ય ઉદ્દેશ રસાયણિક સંશોધનોમાં આગળ વધી વિજ્ઞાનનું જ્ઞાન જનતામાં વિસ્તારવાનો છે. તે સારુ જીવનના ઉપયોગી વિષયો વિશે વૈજ્ઞાનિક દૃષ્ટિથી લોકભોગ્ય ભાષામાં લેખો ને પુસ્તકો લખવાની પ્રવૃત્તિ તેઓ સતત કરતા રહ્યા છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | સંપાદન, અનુવાદ કે મૌલિક? |
|---|---|---|---|---|---|
| ૧. દૂધ— સર્વસંપૂર્ણ ખોરાક | વૈજ્ઞાનિક નિબંધ | ૧૯૪૦ | ૧૯૪૦ બીજી આવૃત્તિ ૧૯૪૬ | ગુજરાત વિદ્યાસભા અમદાવાદ | મૌલિક-સંપાદન; (મિશ્ર) |

| | | | | |
|---|---|---|---|---|
| ૨. મેડમ ક્યૂરી જીવનચરિત્ર | ૧૯૪૬ | ૧૯૪૭ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | મૌલિક |
| ૩. મહાન વૈજ્ઞાનિકો ખંડ ૧–ખંડ ૨ (ડૉ. સુરેશ શેઠના સાથે) | ,, ૧૯૪૩ ,, ૧૯૪૩ | ૧૯૪૭ ૧૯૪૮ | ભારતી— સાહિત્ય સંઘ લિ. | ,, |
| ૪. લૂઈ પાશ્ચર | ,, ૧૯૪૮ | ૧૯૪૮ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ,, |
| ૫. બાલવિજ્ઞાન–વાચનમાળા, પુ. ૧ થી ૬. | પાઠ્યપુસ્તક (વર્ધા શિક્ષણ યોજના અનુસાર) | ૧૯૪૪ થી ૧૯૪૮ | બાલગોવિંદ કુબેરદાસની કું. | ,, |

આ ઉપરાંત અંગ્રેજી ભાષામાં રસાયણશાસ્ત્રના વિષયમાં તેમણે ૪૫ સંશોધન-લેખો પ્રગટ કર્યા છે, અને ત્રણ પાઠ્યપુસ્તકો લખ્યાં છે.

# નાથાલાલ ભાણજી દવે

શ્રી. નાથાલાલ દવેનો જન્મ સૌરાષ્ટ્રમાં આવેલ ભુવા ગામમાં ઈ. સ. ૧૯૧૨ ની ત્રીજી જૂને થયેલો. તેમના પિતાનું નામ ભાણજી કાનજી દવે અને માતાનું નામ કસ્તુરબા. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૨૪ માં શ્રી. નર્મદાબહેન સાથે થયેલું છે.

તેમણે પ્રાથમિક કેળવણી વતનમાં અને માધ્યમિક કુંડલા તથા ભાવનગરમાં લીધી હતી. ઈ. સ. ૧૯૩૪ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી અંગ્રેજી મુખ્ય વિષય સાથે તેઓ બી. એ. માં બીજા વર્ગમાં પાસ થયા. એમ. એ. માં ગુજરાતી મુખ્ય વિષય લઈને ઇ સ. ૧૯૩૬ માં તેઓ વડોદરા કૉલેજમાંથી પાસ થયા. ઇ. સ. ૧૯૪૩ માં તેમણે બી. ટી. ની પરીક્ષા પણ વડોદરાની બી. ટી. કૉલેજમાંથી પાસ કરી. ઇ. સ. ૧૯૪૪ માં તેમણે અમદાવાદમાં મૉન્ટેસોરી સંચાલિત બાલશિક્ષણક્રમની તાલીમ પણ લીધી હતી. એમનો મુખ્ય વ્યવસાય શિક્ષકનો છે. અમદાવાદનું સી. એન. વિદ્યાલય, ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલ, સોનગઢની ગુરુકુળ હાઇસ્કૂલ— એમ વિવિધ શાળાઓમાં તેમણે શિક્ષક તરીકે કામ કર્યું છે. તે પછી થોડો વખત સૌરાષ્ટ્ર સરકારના કેળવણી ખાતામાં કામ કરીને હાલ તેઓ રાજકોટની બાર્ટન ટ્રેનિંગ કૉલેજના મુખ્ય શિક્ષક તરીકે કામ કરે છે.

સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ ટાગોર, સર રાધાકૃષ્ણન્, રોમે રોલાં, કાકા કાલેલકર, કાલિદાસ, ભવભૂતિ વગેરે પ્રતિભાશાળી વિભૂતિઓની ઉત્તમ કૃતિઓએ તેમના-વ્યક્તિત્વ ઉપર ચિરસ્થાયી છાપ પાડી છે. એમના જીવનનો ઉદ્દેશ પૂર્ણતાની પ્રાપ્તિ છે. એમની અક્ષરપ્રવૃત્તિના મૂળમાં તેમનો હેતુ જીવનની તમામ શુભ શક્તિઓનો વિકાસ સાધીને પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરવાનો છે, એમ તેઓ જણાવે છે.

કૉલેજમાં હતા ત્યારથી જ તેમણે દાંડીકૂચ વખતે આવેલા રાષ્ટ્રીય જુવાળના ઉત્સાહમાં રાષ્ટ્રગીતો રચેલાં. ત્યારથી કાવ્ય તેમનો પ્રિય સાહિત્ય-પ્રકાર બનેલો છે. સાથે સાથે નવલિકા, નાટક અને વિવેચનનાં ક્ષેત્રોમાં પણ તેઓ યથાપ્રસંગ ફાળો આપતા રહે છે.

એમના પ્રિય લેખક રવિબાબુ છે. એમના પ્રિય ગ્રંથો રવિબાબુનો કાવ્યસંગ્રહ 'સંચયિતા' અને રોમે રોલાંકૃત 'જીન ક્રિસ્તોફ' છે. એમના

પ્રિય અભ્યાસવિષયો બંગાળી કાવ્યસાહિત્ય, ભારતીય તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન અને માનસશાસ્ત્ર છે. આ સર્વનાં મનન, પરિશીલનના પરિણામે તેમનો સર્જનનો ઉદ્દેશ સતત ઊંચો રહ્યો છે.

તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કાલિંદી' પોતે છપાવીને બહાર પાડેલો. તે સંગ્રહ ઈ. સ. ૧૯૪૨ના સર્વોત્તમ કાવ્યસંગ્રહ તરીકે માન્ય વિવેચકો તરફથી સ્વીકાર પામ્યો હતો.

તેમનાં કાવ્યોનું મુખ્ય આકર્ષણ ગેયતા, પ્રસાદ અને હૃદયસ્પર્શિતામાં છે. રવીન્દ્રનાથનો રહસ્યવાદ તેમનાં કાવ્યોમાં પ્રતીત થતો જણાય છે. વર્ણોનું સામંજસ્ય અને સરળ ભાવોની લહરીઓ તેમનાં 'કાલિંદી' જેવાં કાવ્યોમાં અનોખું લાવણ્ય પીરસે છે, અને ઘણી વાર તો વાચક કાવ્યમાંની અર્થચમત્કૃતિ કરતાં શબ્દસૌષ્ઠવની મનોહારિતાથી જ મુગ્ધ બની જાય છે. વૃદ્ધ કવિ હરગોવિંદ પ્રેમશંકરના કાવ્યસંગ્રહોના સંપાદનમાં તેમનો કવિ પ્રત્યેનો આદરભાવ, તેમને ન્યાય અપાવવાની ધગશ અને કુશળ કાવ્યભોક્તા તેમજ વિવરણકારની તેમની શક્તિ સમજાય છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ |
|---|---|---|---|---|---|
| ૧. કાલિંદી | કવિતા | ૧૯૩૬ થી ૧૯૪૨ | | પોતે | મૌલિક |
| ૨. શ્રી. અરવિંદ યોગદર્શન | ચિંતનાત્મક લેખ | ૧૯૪૨ | ૧૯૪૨ | શ્રી. અરવિંદ કાર્યાલય, આણંદ | અનુવાદ |
| ૩. ભદ્રા | નવલિકાઓ | ૧૯૪૦ થી ૧૯૪૫ | ૧૯૪૫ | આર. આર. શેઠની કું. મુંબઈ | મૌલિક |
| ૪. નકું જીવતર | ,, | ,, | ,, | ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ | ,, |
| ૫. સ્વાતંત્ર્ય-પ્રભાત | કવિતા | ૧૯૪૭ | ૧૯૪૭ | સંસ્કાર સાહિત્ય મંદિર, વઢવાણ | ,, |
| ૬. રૂબાઈયાત ને બીજાં કાવ્યો | ,, | | ૧૯૪૬ | પોતે | સંપાદન |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭. રેનવધ | નાટક | | ૧૯૪૭ | શ્રી. મુકુંદ પારાશર્ય, ભાવનગર | સંપાદન |
| ૮. ચંદ્રગુપ્ત મૌર્ય કવિતા અને બીજાં કાવ્યો | | | ૧૯૪૮ | પોતે | ,, |
| ૯. સાહિત્ય-પરાગ | ગદ્યપદ્ય સંગ્રહ | | ૧૯૩૮ | સાકરલાલ વહોરા, ભાવનગર | ,, |
| ૧૦. સાહિત્ય-પાઠમાલા ભા. ૧-૨-૩ (શ્રી. અ બાણી સાથે) | ,, | | ૧૯૩૮ | બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ | ,, |
| ૧૧. વિરાટ જાગે | નાટક | ૧૯૪૮ | ૧૯૪૮ | પોતે | મૌલિક |

## અભ્યાસ—સામગ્રી

'કાલિંદી માટે—૧. 'પ્રસ્થાનમાં' પ્રો. અ. મ. રાવળનો લેખ. ૨. શ્રી સુંદરજી બેટાઇનો મુંબઈ રેડિયો પરનો વાર્તાલાપ. ૩. 'પ્રજાબંધુ'. ૪ 'ફૂલછાબ'માં શ્રી. મેઘાણીનો લેખ. ૫. ઇ. ૧૯૪૨નું ગ્રંથસ્થ વાઙ્મય (શ્રી. સુંદરમ્).

'શ્રદ્ધા' અને 'નવું જીવતર' માટે—ઇ. સ. ૧૯૪૫નું ગ્રંથસ્થ વાઙ્મય.

# પન્નાલાલ ન્હાનાલાલ પટેલ

લેખક થવાનો ઇજારો માત્ર ડીગ્રીધારીઓનો જ નથી : લેખક બનવાને અમુક પ્રકારની તાલીમ, સગવડ અનુકૂળતાઓ કે સંપત્તિ જોઈએ જ છે એવો દાવો કરનારાઓને રા પન્નાલાલ અને રા. પેટલીકર જેવા ગામડાને છાને ખૂણે બેસી લખનારા સામાન્ય માણસો સચોટ જવાબ આપે છે.

રા પન્નાલાલનો જન્મ ગુજરાતની પૂર્વ સરહદ પર આવેલા ડુંગરપુર રાજ્યના નાના ગામડા માંડલીમાં ઈ. સ. ૧૯૧૨ની ૭મી મે ના રોજ આજણા નામની પાટીદારની લગભગ નિરક્ષર જેવી ખેડૂત જ્ઞાતિમાં થયેલો. તેમના પિતાનું નામ ન્હાનાલાલ ખુશાલભાઈ પટેલ અને માતાનું નામ હીરાબા ૧૪-૧૫ વર્ષની કાચી ઉંમરે ૬-૭ વર્ષની કન્યા વાલીબેન સાથે તેમનું લગ્ન થયુ હતું.

અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ ઈડર સ્ટેટની એ. વી. સ્કૂલમાં આશરે ઇ સ. ૧૯૨૦-૨૧ સુધીમાં તેમણે કરેલો. ત્યાં તેમને માસિક રૂા ૩ની શિષ્યવૃત્તિ મળતી, પરંતુ આર્થિક મુશ્કેલીઓ ખૂબ નડવાથી આગળ અભ્યાસ કરવાનું તેમને છોડી દેવું પડેલું. આટલું પણ તે જયશંકરાનંદ નામના એક સાધુના પ્રયાસથી ભણી શકયા હતા.

વેપાર-નોકરી અંગે તેમને સારી પેઠે અથડાવું પડયું છે. દારૂની ભઠ્ઠી ઉપર, શણુવાળાનાં ગોદામ ઉપર, પાણીની ટાંકી ઉપર, ઘરખાતાના કારકૂન તરીકે, ઇલેકિટ્રક કંપનીમાં ઓઇલમેન તરીકે—જુદે જુદે સ્થળે અને સમયે આમ વિવિધપ્રકારની નોકરીઓ કરીને તેમણે જીવનના વિવિધરંગી અનુભવો મેળવ્યા છે. કૌટુંબિક વિટંબણાઓ અને જીવલેણ માંદગીઓએ તેમને સતત શારીરિક તેમ માનસિક યંત્રણાઓનો અનુભવ કરાવ્યો છે. તેમને પુસ્તકો દ્વારા કેળવણી મળી નથી. પણ નક્કર વાસ્તવજીવનનો સાક્ષાત્ પરિચય કરીને તેમણે સર્જનક્ષમ અનુભવસમૃદ્ધિ પ્રાપ્ત કરી છે.

ગુજરાતી ચોથી ચોપડીમાંથી જ કવિ ઉમાશંકરનો પ્રેરણાદાયી સાથ તેમને સાંપડયો હતો. શ્રી. ઉમાશંકરે રા. પન્નાલાલની નિસર્ગદત્ત સૌન્દર્યદૃષ્ટિને સતેજ કરી અને તેમને સાહિત્યનો શોખ લગાડયો. કુદરત અને ગામડાના પ્રેરક વાતાવરણમાં તેમનું બાલજીવન પોષાયું. આ અનુભવમાં નવી દષ્ટિ, વિચાર અને સાહિત્યિક વાતાવરણ ભળતાં તેમની સર્જકતા ખીલી.

માણસાઈની ઉપાસના એ આ સાહિત્યકારના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. મહાભારત તેમનો પ્રિય ગ્રંથ છે. તેમને મન મહાભારત માત્ર ઇતિહાસ નથી, કેવળ ધાર્મિક ગ્રંથ નથી, પણ સાચાં અનેકરંગી ભવ્ય અભવ્ય પાત્રોના જીવનખેલ માટેની રંગભૂમિ છે. તેમનો પ્રિય સાહિત્યપ્રકાર નવલકથા છે. નવલના વિશાળ પટ પર યદચ્છયા વિહરવામાં તેઓ સર્જકનો આનંદ અનુભવે છે. ગ્રામજીવન એમનાં લખાણોનો મુખ્ય વિષય છે. મજૂરો, શ્રમજીવીઓ, ગુમાસ્તાઓ, કારીગરો આદિ શોષિતોનાં જીવન એમનો લેખનવિષય બને છે. એમને રશિયન લેખકો ખૂબ ગમે છે. ટરગેનોવનાં વાસ્તવદર્શી પાત્રો અને તેની કૃતિઓમાં પ્રતીત થતી જીવનની સચ્ચાઈએ રા. પન્નાલાલના સાહિત્યિક આદર્શને વિકસાવવામાં ગણનાપાત્ર ફાળો આપ્યો છે. રા. મુનશીની નવલોએ પણ વાર્તાકાર પન્નાલાલના રુચિતંત્ર પર આછી પાતળી છાપ પાડી છે.

તેમની પહેલી લાંબી વાર્તા 'વળામણાં' ગતિ ગ્રંથમાળા તરફથી ઈ. સ. ૧૯૪૦ માં પ્રસિદ્ધ થઈ હતી. તેમાંની બલિષ્ઠ લોકબોલી, તાદશ સમાજચિત્ર અને જીવંત પાત્રદર્શનને કારણે સ્વ. મેઘાણીએ તેને હોંસભેર સત્કારી હતી. પછી તો તેમણે સંખ્યા તેમજ ગુણવત્તા ઉભયમાં ઉત્તરોત્તર આગળ વધતી વારતાઓ આપીને અદ્યતન ગુજરાતી વાર્તાકારોમાં અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેમની 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ' શ્રેષ્ઠ પ્રતિની નવલો તરીકે વિવિધ વિવેચકો તરફથી આદર પામી છે.

ગામડાંની પાટીદાર, વાળંદ ને ગરાસિયા કોમોની વિશિષ્ટ રીતિ-નીતિઓ પ્રણાલિઓ ને ખાસિયતોનું દર્શન કરાવતાં માનવીઓનાં હૈયાં તેમણે ખુલ્લાં કર્યાં છે. દિલદિલની પ્રેમભરી વાતો કહેતાં તેમણે મનુષ્યસ્વભાવની વિવિધ વૃત્તિઓ અને સંસ્કારોને ઉકેલી બતાવ્યાં છે. ગદ્યશૈલીની સુરેખતા, અને અનુભવની સચ્ચાઈ વડે તેઓ શોષિત જનતાનું હમદર્દીભર્યું ચિત્ર ઉપસાવીને માણસાઈની આરાધનાનો ઇષ્ટ હેતુ ફલિત કરી બતાવે છે. રા પન્નાલાલની સર્જકતા, સંવેદનશક્તિ, સૌન્દર્યદષ્ટિ અને જીવનની અનુભૂતિ એટલી તો તીક્ષ્ણ ને વિશાળ છે કે જો તેઓ પોતાની કેટલીક સ્વભાગવત ને રુચિગત લાક્ષણિક મર્યાદાઓને વટાવી જાય અને વાર્તાકલાને જરા કડક કસોટીથી ઘૂંટે તો ગુજરાતના ગણતર શ્રેષ્ઠ નવલકથાકારોમાં તેમનું સ્થાન નિશ્ચિત બને.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદિત કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| ૧. સુખદુઃખના સાથી | ટૂંકી વાર્તાઓ | ૧૯૩૬ થી ૧૯૩૯ | ૧૯૪૦ | આર. આર. શેઠની કં. | મૌલિક |
| ૨. ભારુ સાથી ખંડ ૧ ૨ | નવલકથા | ૧૯૩૮-૩૯ | ૧૯૪૨-૪૩ | ,, | ,, |
| ૩. વળામણાં | લાંબી વાર્તા | ૧૯૩૯ | ૧૯૪૦ | ગતિ પ્રકાશન, અમદાવાદ | ,, |
| ૪. મળેલા જીવ | નવલકથા | ૧૯૪૦ | ૧૯૪૧ | 'ફૂલછાબ' કાર્યાલય, રાણપુર | ,, |
| ૫. જિંદગીના ખેલ | ટૂંકી વાર્તાઓ | ૧૯૩૮-૪૦ | ૧૯૪૧ | યુગધર્મ કાર્યાલય, મુંબઈ | ,, |
| ૬. જીવો દાંડ | ,, | ૧૯૪૦ | ૧૯૪૧ | ગતિ પ્રકાશન —અમદાવાદ | ,, |
| ૭ યૌવન ભા. ૧-૨ | નવલકથા | ૧૯૪૧-૪૨ | ૧૯૪૫ | આર. આર શેઠની કં. | ,, |
| ૮. પાનેતરના રંગ | ટૂંકી વાર્તાઓ | ૧૯૪૦ ૪૬ | ૧૯૪૬ | ,, | ,, |
| ૯. સુરભિ | નવલકથા | ૧૯૪૩ | ૧૯૪૫ | ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ | ,, |
| ૧૦. લખ ચોરાસી | ટૂંકી વાર્તાઓ | ૧૯૪૨-૪૪ | ૧૯૪૪ | ,, | ,, |
| ૧૧. અજબ માનવી | ,, | ૧૯૪૪-૪૬ | ૧૯૪૬ | એન. આઈ. પી. મુંબઈ | ,, |
| ૧૨. માનવીની ભવાઈ ભા ૧ | નવલકથા | ૧૯૪૪-૪૬ | ૧૯૪૭ | આર. આર શેઠની કં. | ,, |
| ૧૩. પાછલે બારણે | લાંબી વાર્તા | ૧૯૪૭ | ૧૯૪૭ | ગતિ પ્રકાશન અમદાવાદ | ,, |
| ૧૪. સાચાં શમણાં | ટૂંકી વાર્તાઓ | ૧૯૪૯ | ૧૯૪૯ | ભારતી સાહિત્ય સંઘ લિ. | ,, |

### અભ્યાસ—સામગ્રી

'વળામણાં' માટે—૧. 'ઊર્મિ', એપ્રિલ ૧૯૪૦.
૨. પરિભ્રમણ ભા. ૧.

'મળેલા જીવ' માટે—ઇ. સ. ૧૯૪૧નું ગ્રંથસ્થ વાઙ્મય (સુંદરમ્).

પાનેતરના રંગ' માટે—'ઊર્મિ', જાન્યુ ૧૯૪૭

'પાછલે બારણે' માટે— ,, નવેમ્બર ૧૯૪૭.

'માનવીની ભવાઈ' માટે—'સંસ્કૃતિ' વર્ષ ૨.
(શ્રી. ઉમાશંકર અને 'સુંદરમ્'નાં અવલોકનો)

'લખ ચોરાસી' માટે—'ઊર્મિ', મે ૧૯૪૫.

સાચાં શમણાં માટે—'રેખા' જાન્યુ૦૧૯૫૦

## પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ

શ્રી. પુરુષોત્તમ ભટ્ટનો જન્મ તેમના મૂળ વતન રાંદેરમાં ઈ સ. ૧૮૭૭ના સપ્ટેમ્બરની ૯ મી તારીખે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. તેમનાં પિતાનું નામ જોગીભાઈ અને માતાનું નામ ધનકોર. તેમનું પ્રથમ લગ્ન ઇ. સ. ૧૮૮૬ માં શ્રી. મહાલક્ષ્મી સાથે થએલું. દ્વિતીય લગ્ન શ્રી. તારાગૌરી સાથે ઇ. સ. ૧૯૦૩ માં અને તૃતીય લગ્ન ઇ. સ. ૧૯૧૬ માં શ્રી. નિર્મળાગૌરી વેરે થયેલું, પરંતુ ઇ. સ. ૧૯૩૮ માં તેમનો પણ સ્વર્ગવાસ થતાં હાલ તેઓ વિધુરાવસ્થા ભોગવે છે.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ તેમણે રાંદેરમાં લીધેલું. ધોરણ ૧ થી ૪ ત્યાંની ખાનગી અંગ્રેજી શાળામાં અને ૫ થી ૭ સુરતની મિશન હાઈસ્કૂલમાં તેઓ ભણ્યા હતા. ઇ. સ ૧૮૯૫ માં તે જ હાઈસ્કૂલમાંથી તેઓ મેટ્રિક પાસ થયા અને શાળામાં પ્રથમ નંબરે આવવાથી પારિતોષિક પ્રાપ્ત કર્યું. ત્યારબાદ ઈ. સ. ૧૮૯૮ માં અંગ્રેજી અને સંસ્કૃત ઐચ્છિક વિષયો લઈ તેમણે બી. એ. ની પરીક્ષા વડોદરા કોલેજમાંથી બીજા વર્ગમાં પસાર કરી હતી. તે જ કોલેજમાં તેઓ ફેલો નિમાયેલા. કોલેજ છોડયા પછી સરકારી મહેસૂલી ખાતામાં તેમણે નોકરી લીધી હતી. નોકરી અંગે તેઓ ગોધરામાં હતા ત્યારે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. નોકરી કરતાં કરતાં ઈ. સ. ૧૯૧૫ માં તેઓ એલએલ. બી. થયા. નોકરી દરમિયાન મામલતદાર, પ્રથમ વર્ગના ન્યાયાધીશ અને કલેકટરના ચિટનીસ તરીકે સારી કામગીરી બજાવ્યા બદલ ઈ સ. ૧૯૩૦ માં તેઓ નિવૃત્ત થયા ત્યારે સરકારે તેમને રાવ-સાહેબનો ખિતાબ એનાયત કર્યો હતો. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ ખંભાત રાજ્યમાં સાત વર્ષ સુધી ચીફ રેવન્યુ ઑફિસર અને નાયબ દિવાન તરીકે તેમણે કામ કર્યું હતું. ઈ. સ. ૧૯૩૯ માં ત્યાંથી નિવૃત્ત થયા ત્યારથી અમદાવાદમાં કાયમનો નિવાસ કરીને તેઓ શાંતિમય જીવન ગાળી રહ્યા છે.

સરકારી નોકરી લેખનપ્રવૃત્તિને અનુકૂળ નહિ હોવાથી સાહિત્ય તરફની અભિરુચિ કૉલેજકાળથી હોવા છતાં તેમની લેખનપ્રવૃતિનો પૂરો વિકાસ થઈ શક્યો નહિ. લેખનની શરૂઆત તેમણે કૉલેજ મેગેઝીનમાં ગુજરાતી તથા અંગ્રેજી ગદ્યપદ્ય લેખો લખીને કરેલી. સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યવાચનનો ખાસ શોખ હોઈ તેમણે વિવિધ સસ્કૃત તેમજ અંગ્રેજી કૃતિઓના અનુવાદો પણ કરવા માંડયા. 'સરસ્વતીચંદ્રનું પૂર્વાસ્વાદન',

'નર્મદાદર્શન' વગેરે ગદ્યલેખો એમની ઊગતી સાક્ષરતાના નમૂના છે ઈ સ ૧૯૧૫ મા 'ભામિનીવિલાસ'નો સમશ્લોકી અનુવાદ તેમણે કર્યો હતો

યથાશક્તિ જ્ઞાતિસેવા કરવી અને વિદ્યોત્તજક પ્રવૃત્તિઓ ચનાવવી એ તેમનુ મુખ્ય ધ્યેય રહ્યુ છે તેમના જીવન ઉપર તેમના પિતા તેમજ મોટાભાઈ શ્રી હરિકૃષ્ણના ધાર્મિક વિચારો અને આધ્યાત્મિક સસ્કારોની પ્રબળ અસર પડી છે કૉલેજ સમય દરમિયાન પ્રૌ મનુભાઈ નદશકર મહેતા અને શ્રી અરવિંદ ઘોષે પણ તેમના વ્યક્તિત્વ ઉપર છાપ પાડેલી

સર્વોત્તમ નવલકથાકાર તરીકે ગોવર્ધનરામ, વેદાંત સબધી લેખો માટે મણિલાલ, વિવેચનો માટે આનદશકર, નીતિ-બોધ માટે દલપતરામ અને તત્ત્વજ્ઞાનની કવિતા માટે નરસિંહ અને અખો તેમના પ્રિય લેખકો રહ્યા છે ભાગવત, સરસ્વતીચદ્ર, અને શકરાચાર્યના ગ્રથો તેમના મનનના મુખ્ય વિષય રહ્યા છે કાવ્યો અને નિબધો લખવા તરફ તેમનું ખાસ વલણ છે ધર્મ અને તત્ત્વજ્ઞાન તેમના લેખનના મુખ્ય વિષયો છે

દલપતરીતિના કવિ તરીકે ગયા જમાનામા જે કેટલાક કવિઓ લોકપ્રિયતા પામેલા તેમાના એક શ્રી ભટ્ટ પણ છે શિષ્ટ અને સરળ ભાષા, સુગેય ઢાળો અને શુદ્ધ સસ્કૃત વૃત્તોનો ઉપયોગ કરીને એમણે સહૃદયોને કાવ્યો દ્વારા ધર્મોપદેશ આપવાનો નોંધપાત્ર પ્રયત્ન કર્યો છે આજ સુધીમા પ્રગટ થયેલી એમની વિવિધ કૃતિઓ અને અનેક અપ્રગટ લેખો તેમની લેખનનિષ્ઠા અને ઉત્સાહના સચોટ પુરાવારૂપ છે

### કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧ ભામિની વિલાસ | કવિતા | ૧૯૦૨—૧૯૦૬ | ૧૯૧૫ | મગનલાલ નરભેરામ પાઠક | અનુવાદ |
| ૨. મયૂરધ્વજ આખ્યાન | કવિતા | ૧૯૦૬ | ૧૯૨૩ | પોતે | મૌલિક |
| ૩ ભીમ ચાતુર્ય | એકાકી નાટિકા | ૧૯૧૨-૧૩ | ૧૯૨૩ | | |
| ૪ ગુપ્તેશ્વર સ્તોત્ર | કાવ્ય | ૧૯૨૩ | ૧૯૨૩ | | અનુવાદ |
| ૫ કાવ્યગગ ભા ૧-૨-૩ | ,, | ૧૯૧૫ થી ૧૯૨૪ | ૧૯૨૫ | ,, | મૌલિક |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬. વેદમાધુર્ય ખંડ ૧-૨ | મંત્રો | ૧૯૨૫-૨૬ | ૧૯૨૬ | પોતે. | વેદની ઋચાઓનો ગદ્ય અનુવાદ |
| ૭. પુરુષસૂક્ત અને યાજ્ઞવલ્ક્ય | ગદ્ય-પદ્ય | ૧૯૨૬-૨૭ | ૧૯૨૯ | " | અનુવાદ |
| ૮. શુકરંભા આખ્યાન | કાવ્ય | ૧૯૦૮ | ૧૯૩૬ | " | મૌલિક |
| ૯. કુંભછાયા | કાવ્ય | ૧૯૪૭ | ૧૯૪૭ | " | " |
| ૧૦. ગાગા દાયનો બગવો | પ્રહસન નાટિકા | ૧૯૪૭ | ૧૯૪૯ | " | " |
| ૧૧. ગાંધીજીની પ્રશસ્તિ | કવિતા | ૧૯૪૮ | અપ્રગટ | " | " |

## અભ્યાસ–સામગ્રી

૧. 'વેદમાધુર્ય' માટે, દી. બ. નર્મદાશંકર મહેતાનો તેજ પુસ્તકમાં મૂકેલો 'પુરસ્કાર'.

૨. 'કુંભછાયા' માટે, ઇ. સ. ૧૯૪૭નું ગ્રંથસ્થ વાઙ્મય.

# પૂજાલાલ રણછોડદાસ દલવાડી

હાલ પોંડીચેરીના અરવિંદાશ્રમમા સાધકનુ જીવન ગાળતા અરવિંદ ભક્ત કવિ પૂજાલાલનો જન્મ ઈ સ ૧૯૦૧ મા ૨૭મી જૂને પચમહાલ જિલ્લામા આવેલા ગોધરામા પ્રજાપતિ જ્ઞાતિમાં થયેલો તેમનું મૂળ વતન બોરસદ તાલુકાનુ ગામ નાપા તેમના પિતાનુ નામ રણછોડદાસ લક્ષ્મીદાસ અને માતાનુ નામ ધૂળીબાઈ તેમના લગ્ન તેમની ૮–૧૦ વર્ષની વયે શ્રી ડાહીબહેન વેરે થયા હતા

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી તેમણે ગોધરામા લીધેલી ઇ સ ૧૯૧૮ મા નડિયાદની સરકારી હાઈસ્કૂલમાથી તેમણે મેટ્રિક પાસ કરી; પછી તેમણે ગુજરાત કાલેજમા ઇન્ટર સાયન્સ સુધી અભ્યાસ કર્યો, પણ ઇ સ ૧૯૨૨ મા, નાપાસ થવાથી, અભ્યાસ છોડી દીધો. ત્યારબાદ તેમના જીવને નવો જ રગ ધારણ કર્યો અને હાલ તો તેમની કાર્યદિશા યોગસાધના અને તેને આનુષગિક લેખનપ્રવૃત્તિ છે.

તેમના જીવન ઉપર સ્વામી વિવેકાનદે અને શ્રી. રામકૃષ્ણ પરમહસે પ્રબળ છાપ પાડી છે તેમના અતરની ઈશ્વરાભિમુખતા કેળવવામા આ બે તેજસ્વી વિભૂતિઓએ અગત્યનો ફાળો આપ્યો છે તેમના મન પર શ્રી અબાલાલ પુરાણીએ દેશભક્તિ, ચારિત્રશુદ્ધિ અને વ્યાયામવ્યાસંગના ઊડા સસ્કારો પાડયા છે

શ્રી. પુરાણીની વ્યાયામશાળાના હસ્તલિખિત માસિક ને દર રવિવારે ભરાતી સભાએ તેમની લેખન ને ચિંતનપ્રવૃત્તિને પોષી હતી. શ્રી અરવિંદ અને શ્રી. માતાજીના આશ્રમમાં એમની આધ્યાત્મિક અસરોથી અને ગૂઢ સહાયભૂત બનેલ કૃપાશક્તિ વડે કાવ્યકલા વિકસી હોવાનુ તેમનું દઢ મંતવ્ય છે. સાધના તેમની કવિતાનુ મહાન પ્રેરક બળ છે સાચી લેખન-કલા આશ્રમજીવનને પરિણામે જ તેમને હસ્તગત થઈ હોવાનુ તેઓ માને છે 'હું પણ આવુ તો લખી શકુ' એવા આત્મવિશ્વાસમાથી પ્રારભાયેલી તેમની કાવ્યકલા આજે ગુજરાતની નવી કવિતામાં અનોખી ભાત પાડે છે

તેમના જીવનનો પરમ ઉદ્દેશ પૃથ્વીલોકમાં પરમાત્મજીવનની સિદ્ધિ મેળવવાનો છે લેખનપ્રવૃત્તિમા સહજ શકય હોય તેટલે અગે અતરાત્માની દિવ્ય યાત્રામા થતી અનુભૂતિઓની અભિવ્યક્તિ કરી, આંતરદૃષ્ટિએ જોયેલું,

અનુભવેનું સર્વગમ્ય બને એ ઉમેદ રૂપે આ સાધક કવિની કૃતિઓ પ્રગટ થતી જાય છે.

શ્રી. અરવિંદ તેમના પ્રિય સાહિત્યકાર હોય એ સ્વાભાવિક છે. આ લોક ને પરલોકનાં ગૂઢ સત્યોની ' Life Divine ' માં અપૂર્વ સૃષ્ટિ અનુભવવા મળતી હોવાથી શ્રી. અરવિંદનો એ ગ્રંથ તેમને પ્રિય છે. પરમાત્મ તરફ વળેલા આત્માના સાહજિક ભાવો—માનવતાની સિદ્ધિ—શબ્દોમાં ઉતારવાની તેમને ચિરવાંછના છે. તેમના અભ્યાસનો વિષય પણ તે જ છે.

તેમનો પ્રથમ કાવ્યગ્રંથ 'પારિજાત' ઈ. સ. ૧૯૩૭ માં પ્રગટ થયેલો. તેમાં પ્રતીત થતી કવિની ભાવનામયતા, કલ્પનાસમૃદ્ધિ અને ભક્તિના એક જ ભાવની વિવિધ રીતે પણ એકાગ્રતાપૂર્વક થયેલી ગૂંથણીને લીધે પ્રો. ઠાકોર, પ્રો. વિજયરાય, પ્રો. વિષ્ણુપ્રસાદ અને પ્રો. ડોલરરાય જેવા પ્રતિષ્ઠિત વિવેચકોએ તેને ખૂબ આદર આપ્યો છે. ગુજરાતી કવિતાસાહિત્યમાં આજે પણ તેમની કવિતાનો સ્થિર અને સાત્ત્વિક પ્રકાશ તેની સતત વિકાસમાન સ્થિતિની સાક્ષી પૂરે છે.

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| ૧. પારિજાત | કવિતા | ? | ૧૯૩૭ | પોતે | મૌલિક |
| ૨. Lotus Petals | અંગ્રેજી કાવ્યો | ૧૯૪૩ | ૧૯૪૩ | શ્રી. અરવિંદ આશ્રમ, પોંડીચેરી | ,, |
| ૩. માતાજીનાં મોતી | કવિતા | ૧૯૪૩ | ૧૯૪૪ | પોતે | અનુવાદ |
| ૪. ગીતિકા | કવિતા | ૧૯૪૪-૪૫ | ૧૯૪૫ | જગન્નાથ પૂંજાલાલ ડૉક્ટર | મૌલિક |
| ૫. પરમ શોધ | ગદ્ય | ૧૯૪૫ | ૧૯૪૫ | પોતે | અનુવાદ |
| ૬. દુર્ગાસ્તોત્ર | ,, | ,, | ,, | નરેન દાસગુપ્ત | ,, |
| ૭. માતાજીની શબ્દસુધા | ,, | ૧૯૪૬ | ૧૯૪૬ | ,, | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮. શુભાક્ષરી | કવિતા | ૧૯૪૫ | ૧૯૪૬ | નરેન દાસગુપ્ત | મૌલિક |
| ૯. જપમાળા | „ | ૧૯૪૪ | ૧૯૪૫ | પોતે | „ |
| ૧૦. ઊર્મિમાળા | „ | ૧૯૪૫ | ૧૯૪૫ | પોતે | „ |
| ૧૧. બાલગુંજાર | „ | ? | ૧૯૪૫ | જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ | „ |
| ૧૨. કાવ્યકિશોરી | „ | ૧૯૪૫-૪૬ | ૧૯૪૬ | ગુજરાત કાર્યાલય, સૂરત | „ |
| ૧૩. નવવર્ષીય પ્રાર્થનાવલિ | ગદ્ય | ૧૯૪૬ | ૧૯૪૬ | શ્રી. અરવિંદ આશ્રમ પ્રેસ | અનુવાદ |
| ૧૪. Rosary | અંગ્રેજી કવિતા | ૧૯૪૫-૪૬ | ૧૯૪૬ | „ | મૌલિક |
| ૧૫ પ્રભાત ગીત | કાવ્ય | ૧૯૪૬-૪૭ | ૧૯૪૭ | „ | „ |
| ૧૬. આરાધિકા | „ | ૧૯૪૯-૪૮ | ૧૯૪૮ | „ | „ |

## અભ્યાસ—સામગ્રી

'પારિજાત' માટે, ૧. પ્રો. ઠાકોરની તે પુસ્તકની પ્રસ્તાવના. ૨. 'વિવેચના'—પ્રો વિ. ર. ત્રિ. ૩. 'સ્ફુલિંગ'—ભા. ૧-૨. શ્રી. શાંતિલાલ ઠાકર. ૪. 'પ્રસ્થાન' વૈશાખ ૧૯૯૫. ૫. 'પરિભ્રમણ' ભા. ૨. શ્રી ઝવેરચંદ મેઘાણી.

# પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી

શ્રી. દીવાનજીનો જન્મ વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં ઈ. સ. ૧૮૫૧ની ૨૮મી જૂનના દિવસે તેમના મૂળ વતન સુરતમાં થયેલો. તેમના પિતાનું નામ શ્રી. ચંદ્રશેખર અને માતાનું નામ શ્રી. ઈશાનગૌરી. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૧૦માં શ્રી. ઊર્મિલાદેવી સાથે થયું છે.

તેમણે પ્રાથમિક શિક્ષણ ભરૂચની મ્યુનિસિપલ શાળામાં, માધ્યમિક ભરૂચ, નડિયાદ અને સુરતની હાઈસ્કૂલોમાં, અને ઉચ્ચ શિક્ષણ મુંબઈની વિલ્સન કૉલેજ તથા વડોદરા કૉલેજમાં લીધું હતું. તેઓ ઈ. સ. ૧૯૦૫માં બી. એ, ૧૯૦૭માં એમ. એ, અને ૧૯૦૮માં મુંબઈની લૉ સ્કૂલમાંથી એલએલ. બી. થયા. ૧૯૧૨માં તેજ સંસ્થામાંથી તેઓ એલએલ. એમ. પણ થયા. તેમણે ૧૯૦૯થી'૧૦ સુરતમાં વકીલાત કરી; ૧૯૧૦–૧૫ મુંબઈ હાઈકોર્ટમાં ટ્રાન્સલેટર અને ઈન્ટરપ્રીટર તરીકે કામ કર્યું અને ૧૯૧૫થી'૪૦ સુધી ન્યાયખાતામાં ઉચ્ચ અધિકારી તરીકે કામગીરી બજાવેલી. તેમાંથી નિવૃત્ત થતાં ૧૯૪૦થી ઍડવોકેટ તરીકેનો તેમનો વ્યવસાય ચાલુ છે અને તેમાંથી મળતા નવરાશના સમયમાં તેઓ શક્ય તેટલી સાહિત્યસેવા કરે છે.

લેખનપ્રવૃત્તિની શરૂઆત તેમણે ઈ. સ. ૧૯૧૫માં 'નવજીવન'માં 'નવજીવન અને સત્ય' નામનો લેખ આપીને અને 'Indian Review'માં 'Judicial administration in antimohomedan times' નામનો અંગ્રેજી લેખ લખીને કરી. ત્યારબાદ અંગ્રેજી–ગુજરાતી સામાયિકોમાં લેખો લખીને અને ગુજરાતી સાહિત્ય પરિષદો કે નડીઆદ, બોરસદ, અમદાવાદ, વલસાડનાં સાહિત્યમંડળો જેવી સંસ્થાઓમાં અભ્યાસલેખો વાંચીને કે વ્યાખ્યાનો આપીને પોતાની લેખનપ્રવૃત્તિને આજ સુધી તેમણે સજીવ રાખી છે. તેમનું પ્રથમ પુસ્તક 'Guide to the Bombay Presidency' ઈ. સ. ૧૯૨૦માં પ્રસિદ્ધ થયેલું.

શ્રી. હંસસ્વરૂપ, શ્રી. સચ્ચિદાનંદ, શ્રી. અરવિંદ આદિ યોગીઓએ તેમજ સ્વ. મણિલાલકૃત ગીતાનું ભાષાંતર, નરસિંહ મહેતાનાં અદ્વૈત વેદાંતનાં પદો, શ્રીમદ્ ભગવદ્ગીતા ને ઉપનિષદો, બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય, યોગસૂત્ર, હઠયોગ પ્રદીપિકા, મધુસૂદન સરસ્વતીની ગીતા ઉપરની ટીકા, અદ્વૈતસિદ્ધિ, સિદ્ધાન્તબિન્દુ અને પ્રસ્થાનભેદ આદિ ધર્મ–તત્ત્વજ્ઞાનનાં

પુસ્તકોએ તેમના વ્યક્તિત્વનું ઘડતર કર્યું છે. ધર્મ-તત્ત્વજ્ઞાન એમના અભ્યાસ તથા લેખનના મુખ્ય વિષયો છે. તેમનો પ્રિય ગ્રંથ ગીતા છે. શ્રી. રમણ મહર્ષિ તેમના આરાધ્ય ગુરુ છે ઇતિહાસ, ન્યાય, રાજ્યબંધારણ, સમાજશાસ્ત્ર ઇત્યાદિનો પણ સંગીન અભ્યાસ તેમણે કર્યો છે, જેના ફળરૂપે તે તે વિષયના મનનીય લેખો તેમણે લખ્યા છે.

વિશાળ અનુભવને કારણે નિવૃત્તિ બાદ પ્રાપ્ત થતી ઉચ્ચ અધિકાર કે પગારની નોકરી નહિ સ્વીકારતાં મુખ્યતયા લેખનપ્રવૃત્તિ દ્વારા જનહિત સાધવાનું અને ગરીબોને યથાશક્ય મદદ કરવાનું લક્ષ્ય તેમણે રાખ્યુ છે.

તેઓ અનેક સાહિત્યિક તથા સાંસ્કારિક પ્રવૃત્તિઓ ચલાવતી સંસ્થાઓના આજીવન સભ્ય છે. તેમાં રોયલ એશિયાટિક સોસાયટી, ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, ઇન્ડિયન ફિલોસૉફિકલ કૉંગ્રેસ, ઑલ ઇન્ડિયા ઓરીએન્ટલ કૉન્ફરન્સ, ગુજરાત રીસર્ચ સોસાયટી, ફાર્બસ ગુજરાતી સભા મુખ્ય છે. ઈ. સ. ૧૯૪૫માં ત્રિવેન્દ્રમ ખાતે ભરાયેલ ઇન્ડિયન ફિલોસૉફિકલ કૉંગ્રેસમાં હિંદી તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે તેઓ ચુંટાયા હતા.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર કે વિષય | ભાષા | પ્રકાશન-સ્થળ | પ્રકાશન-સાલ |
|---|---|---|---|---|
| ૧. Guide to the Bombay Presidency | પ્રવાસ | અંગ્રેજી | તઝગાવ (સતારા) | ૧૯૨૦ |
| ૨. સિદ્ધાંતબિંદુ | વેદાંત | સંસ્કૃત-અંગ્રેજી | વડોદરા | ૧૯૩૩ |
| ૩. પ્રસ્થાનભેદ | તત્ત્વજ્ઞાન | સંસ્કૃત-ગુજરાતી | જલગાંવ, (પૂર્વ ખાનદેશ) | ૧૯૩૫ |
| ૪. Charitable & Religious Trusts Act, 1920 | કાયદો | અંગ્રેજી | ” | ૧૯૨૩ |
| ૫. વૈશાલીની વનિતા | નાટક | ગુજરાતી | અમદાવાદ | ૧૯૩૮ |

| પુસ્તક | વિષય | ભાષા | પ્રકાશક | વર્ષ |
|---|---|---|---|---|
| ૬. રશ્મિકલાપ આ. ૧ | નિબંધો, વ્યાખ્યાનો | ગુજરાતી | મુંબઇ | ૧૯૪૦ |
| ૭. Bombay Agricultural Debtor's Relief Act, 1939 | કાયદો | અંગ્રેજી | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ | ૧૯૪૨ |
| ૮. Indian Political Riddle | હિંદી રાજ્ય-બંધારણ | અંગ્રેજી | ન્યુ બુક કું. મુંબઇ | ૧૯૪૨ |
| ૯. Critical word— Index to the Bhagavadgita with an Introduction | હિંદી સંસ્કૃત તત્ત્વજ્ઞાન અને | અંગ્રેજી | મુંબઇ | ૧૯૪૬ |
| ૧૦. The Bombay Agricultural Debtor's Relief legislation, 1939–'47 | કાયદો | અંગ્રેજી | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ | ૧૯૪૭ |

આ સિવાય ગ્રંથસ્થ નહિ થયેલા ૫૦ જેટલા તેમના અભ્યાસ—લેખોમાંથી કેટલાક અંગ્રેજી લેખો નીચે આપવામાં આવે છે, જે તેમની વિશાળ વિદ્વત્તાના સમર્થ પુરાવા રૂપ છે. તેમની કૃતિઓ ને અભ્યાસ-લેખો બતાવે છે કે વિદ્યાભ્યાસંગ એમના સ્વભાવનો ખાસ ગુણ છે.

### કેટલાક અભ્યાસલેખો

૧. 'Judicial Administration in Ancient India'.

૨. Law of Evidence in Ancient India.

૩. Madhusūdana Saraswatī : His life and works.
૪. Date and Place of origin of the Yoga-Vāsiṣṭha.
૫. Nāgara Apabhrams'a and Nāgari Script.
૬. Influence of the Vedant Philosophy on Gujarati Literature.
૭. Practical side of the Advaita Doctrine.
૮. Problem of Freedom in Indian Philosophy.
૯. Further Light on the Date of the Yogavāsiṣṭha.
૧૦. Lankāvatārasūtra on Non-vegetarian Diet.
૧૧. Text of the Laghu Yogavāsiṣṭha.
૧૨. Aspars'a Yoga of Gauḍapāda & S'ankar's સાંખ્યવાદ.
૧૩. Three Gujarati Legal Documents of the Mogul Period.
૧૪. Source of Legal obligation ( Hindu Law ).
૧૫. Origin of the Bhāgavata & Jaina Religions.
૧૬. Analytical and Applied Psychology.
૧૭. Pre-Historic Aryan settlements on the soil of Gujarat.
વગેરે વગેરે,

## અભ્યાસ—સામગ્રી

૧. 'પ્રસ્થાન ભેદ'—માટે, 'કૌમુદી'—ઓક્ટોબર ૧૯૩૫.
( પ્રો. ગોવિંદલાલ ભટ્ટનું અવલોકન )

# પ્રેમશંકર હરિલાલ ભટ્ટ

શ્રી. પ્રેમશંકર ભટ્ટનો જન્મ સંવત ૧૯૭૧ના ભાદરવા સુદ એકમે સૌરાષ્ટ્રના ધ્રાંગધ્રા રાજ્યમાં આવેલા તેમના વતન રાજસીતાપુર ગામમાં ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયેલો. તેમના પિતાનું નામ હરિલાલ મોતીરામ ભટ્ટ અને માતાનું નામ ગોદાવરીબહેન. ઇ. સ ૧૯૩૮માં શ્રી. સવિતાગૌરી સાથે તેમનું લગ્ન થયેલું છે.

તેમણે પ્રાથમિક કેળવણી ધ્રાંગધ્રા રાજ્યની જુદી જુદી ગામડી શાળાઓમાં અને માધ્યમિક ધ્રાંગધ્રાની સર અજીતસિંહજી હાઇસ્કૂલમાં લીધી હતી. ઇ. સ. ૧૯૩૮માં મુખ્ય વિષય ગુજરાતી લઈને ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી તેઓ બીજા વર્ગમાં બી. એ. પાસ થયા અને તે વિષયમાં પ્રથમ આવવા બદલ ભાવનગર સાહિત્ય સંમેલન તરફથી તેમને ચંદ્રક મળ્યો હતો. એ જ કૉલેજમાંથી તેઓ ઈ. સ. ૧૯૪૦માં એમ. એ. પણ બીજા વર્ગમાં પાસ થયેલા .અને મુખ્ય વિષય ગુજરાતીમાં પ્રથમ વર્ગના ગુણ મેળવેલા.

એમ. એ. થયા પછી એક વર્ષ તેમણે મુંબઈના ભારતીય વિદ્યાભવનમાં અધ્યાપક તરીકે, પાંચ વર્ષ બર્મા શેલ કંપનીમાં પ્રકાશન–અધિકારી તરીકે અને કેટલોક સમય ખાલસા કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કર્યું હતું. ત્યારબાદ મુંબઈમાં સિદ્ધાર્થ કૉલેજની સ્થાપના થઈ ત્યારથી તેઓ તે કૉલેજમાં ગુજરાતીના મુખ્ય અધ્યાપકનું કાર્ય કરી રહ્યા છે.

કિશોર વયમાં તેમના મિત્ર શ્રી. લાભશંકર શુક્લ સાથે હાથે ચડયું તે તમામ સાહિત્ય તેમણે વાંચી કાઢેલું. મેટ્રિક થયા પછી શામળદાસ કૉલેજના ગુજરાતીના અધ્યાપક શ્રી. રવિશંકર જોષીએ તેમના વાચનને વ્યવસ્થિત કર્યું અને લેખનકાર્ય માટે તેમને પ્રોત્સાહન આપીને સાહિત્ય-સેવાની લગની લગાડી. એ સાહિત્યપ્રીતિ અને નિશાને વશ થઈને જ આર્થિક દૃષ્ટિએ સારી ગણાય તેવી બર્મા શેલ કંપનીની નોકરી છોડી દઈને અધ્યાપનનું કાર્ય તેમણે સ્વીકાર્યું છે.

કૉલેજની કારકિર્દી દરમિયાન કાવ્યરચના અને વિવેચનકાર્યમાં તેમને પ્રો. જોષીનું ઉત્તમ માર્ગદર્શન સાંપડ્યું હોવાથી કવિ અને વિવેચક તરીકે

## ફિરોઝ કાવસજી દાવર

શાંતપણે વર્ષોથી અંગ્રેજીના અધ્યાપકનું કાર્ય બજાવતા પ્રો. દાવરનો જન્મ ઈ. સ. ૧૮૯૨માં અહમદનગરમાં પારસી જરથોસ્તી કોમમાં થયેલો. તેમનું મૂળ વતન તો સુરત પણ લગભગ આખું જીવન તેમણે અમદાવાદમાં પસાર કર્યું છે. તેમના પિતાનું નામ કાવસજી ડોસાભાઈ દાવર અને માતાનું નામ દીનબાઈ. ઈ. સ. ૧૯૩૬માં તેમણે શ્રી. સુનાબાઈ સાથે લગ્ન કરેલું છે.

અધ્યયન જેમનું આજીવન ધ્યેય રહ્યું છે તેવા આ વિદ્વાન અધ્યાપકનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું. ગુજરાત કૉલેજમાંથી ઈ. સ. ૧૯૧૨માં તેમણે બી. એ.ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી અને કૉલેજમાં પ્રથમ નંબરે આવતાં તેઓ તેના દક્ષિણા ફેલો નિમાયા. એમ. એ. પણ તે જ કૉલેજમાંથી ઈ સ. ૧૯૧૩માં બીજા વર્ગમાં પસાર કરી. મુખ્ય વિષય અંગ્રેજીમાં આખી યુનિવર્સિટીમાં સૌથી વધુ ગુણ મેળવ્યા હોઈ સર લૉરેન્સ જેન્કીન્સ શિષ્યવૃત્તિના ખરા અધિકારી તેઓ હતા પણ તે માટે અરજી ન કરતાં તે શિષ્યવૃત્તિ તેમને મળી નહિ. એમ. એ સુધીની તમામ પરીક્ષાઓમાં ફારસીમાં પણ પ્રથમ વર્ગના ગુણ તેમણે મેળવેલા. ત્યારબાદ ઈ. સ. ૧૯૧૬માં તેમણે એલ્‌એલ. બીની પરીક્ષા મુંબઈની સરકારી લૉ કૉલેજમાંથી બીજા વર્ગમાં પસાર કરી હતી અને એમ. એમ. બનાજી પારિતોષિક મેળવ્યું હતું.

અધ્યયન ને અધ્યાપનની પ્રવૃત્તિમાં ખૂબ રસ હોવાથી વિદ્યાર્થી તરીકેની કારકિર્દી સમાપ્ત કરી કે તરત જ ઈ. સ. ૧૯૧૬–૧૮માં અમદાવાદની નેટિવ ઇન્સ્ટિટ્યૂશન નામની શાળાના હેડમાસ્તર તરીકે તેઓ નિયુક્ત થયા. ત્યારબાદ ઈ. સ.૧૯૧૮થી'૨૦ સુધી પૂનાની ડેક્કન કૉલેજમાં, અને ઈ. સ. ૧૯૨૦થી'૪૭ સુધી સતત અમદાવાદની ગુજરાત કૉલેજમાં તેમણે અંગ્રેજી ભાષા–સાહિત્યના અધ્યાપક તરીકે પ્રશસ્ત કાર્ય કર્યું. ઈ. સ.૧૯૪૭માં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થતાં તેઓ અમદાવાદની શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે જોડાઈને આજે પણ પોતાનું ઇષ્ટ શિક્ષણકાર્ય નિષ્ઠાપૂર્વક બજાવી રહ્યા છે.

એમના જીવનને ઘડનારી પ્રેરક વ્યક્તિઓ મિસિસ એની બીસેન્ટ અને સ્વામી વિવેકાનંદ જેવી ધાર્મિક વિભૂતિઓ છે. વિદ્યાર્થીકાળ દરમ્યાન

તેમણે પ્રગતિ કરેલી છે. કવિ તરીકે હૃદયની સંવેદનાઓને મધુર વાણીમાં વ્યક્ત કરવાની કુશળતા તેમણે સિદ્ધ કરી બતાવી છે. કલ્પનાતરંગો, ભાષાની કુમાશ, અને ગેય ઢાળો તરફ તેમનું વલણ વધુ છે. તેમનાં વિવેચનો મનોહર ભાષામાં, શૈલીને રંગીન બનાવવાની સતત કાળજી રાખીને લખાયેલા કર્તા કે કૃતિ પરના અભ્યાસ-લેખો છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક કે સંપાદન ? |
|---|---|---|---|---|
| ૧. ચયનિકા | કાવ્યસંગ્રહ | ૧૯૪૨ | કવિતા કાર્યાલય, મુંબઈ | સંપાદન |
| ૨. ધરિત્રી | ,, | ૧૯૪૩ | સી. શાન્તિલાલ એન્ડ કું. મુંબઈ | મૌલિક |
| ૩. મધુપર્ક | વિવેચનસંગ્રહ | ૧૯૪૭ | ,, | ,, |
| ૪. જીવતરની બાજી | નવલકથા | ૧૯૪૮ | ,, | ,, |

## અભ્યાસ–સામગ્રી

'ધરિત્રી'–'ઊર્મિ' માર્ચ ૧૯૩૪.

'મધુપર્ક'—'સંસ્કૃતિ' વર્ષ–૨, અં. ૪; એપ્રિલ, ૧૯૪૮.

## ફિરોઝ કાવસજી દાવર

શાંતપણે વર્ષોથી અંગ્રેજીના અધ્યાપકનું કાર્ય બજાવતા પ્રો. દાવરનો જન્મ ઈ. સ. ૧૮૯૨માં અહમદનગરમાં પારસી જરથોસ્તી કોમમાં થયેલો. તેમનું મૂળ વતન તો સુરત પણ લગભગ આખું જીવન તેમણે અમદાવાદમાં પસાર કર્યું છે. તેમના પિતાનું નામ કાવસજી ડોસાભાઈ દાવર અને માતાનું નામ દીનબાઈ. ઈ. સ. ૧૯૩૨માં તેમણે શ્રી. મુનાબાઈ સાથે લગ્ન કરેલું છે.

અધ્યયન જેમનું આજીવન ધ્યેય રહ્યું છે તેવા આ વિદ્વાન અધ્યાપકનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું. ગુજરાત કૉલેજમાંથી ઈ. સ. ૧૯૧૨માં તેમણે બી. એ.ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી અને કૉલેજમાં પ્રથમ નંબરે આવતાં તેઓ તેના દક્ષિણા ફેલો નિમાયા. એમ. એ. પણ તેજ કૉલેજમાંથી ઈ સ. ૧૯૧૩માં બીજા વર્ગમાં પસાર કરી. મુખ્ય વિષય અંગ્રેજીમાં આખી યુનિવર્સિટીમાં સૌથી વધુ ગુણ મેળવ્યા હોઈ સર લોરેન્સ જેન્કીન્સ શિષ્યવૃત્તિના ખરા અધિકારી તેઓ હતા પણ તે માટે અરજી ન કરતાં તે શિષ્યવૃત્તિ તેમને મળી નહિ. એમ. એ સુધીની તમામ પરીક્ષાઓમાં ફારસીમાં પણ પ્રથમ વર્ગના ગુણ તેમણે મેળવેલા. ત્યારબાદ ઈ. સ. ૧૯૧૬માં તેમણે એલએલ. બીની પરીક્ષા મુંબઈની સરકારી લૉ કૉલેજમાંથી બીજા વર્ગમાં પસાર કરી હતી અને એમ. એમ. બનાજી પારિતોષિક મેળવ્યું હતું.

અધ્યયન ને અધ્યાપનની પ્રવૃત્તિમાં ખૂબ રસ હોવાથી વિદ્યાર્થી તરીકેની કારકિર્દી સમાપ્ત કરી કે તરત જ ઈ. સ. ૧૯૧૬–૧૮માં અમદાવાદની નેટિવ ઇન્સ્ટિટ્યૂશન નામની શાળાના હેડમાસ્તર તરીકે તેઓ નિયુક્ત થયા. ત્યારબાદ ઈ. સ.૧૯૧૮થી'૨૦ સુધી પૂનાની ડેક્કન કૉલેજમાં, અને ઈ. સ. ૧૯૨૦થી'૪૭ સુધી સતત અમદાવાદની ગુજરાત કૉલેજમાં તેમણે અંગ્રેજી ભાષા–સાહિત્યના અધ્યાપક તરીકે પ્રશસ્ત કાર્ય કર્યું. ઈ. સ.૧૯૪૭માં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થતાં તેઓ અમદાવાદની શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે જોડાઈને આજે પણ પોતાનું ઇષ્ટ શિક્ષણકાર્ય નિષ્ઠાપૂર્વક બજાવી રહ્યા છે.

એમના જીવનને ઘડનારી પ્રેરક વ્યક્તિઓ મિસિસ એની બીસેન્ટ અને સ્વામી વિવેકાનંદ જેવી ધાર્મિક વિભૂતિઓ છે. વિદ્યાર્થીકાળ દરમ્યાન

એમની જ્ઞાનપિપાસા એટલી તો જાગ્રત હતી કે તે કાળ પૂરો થતાં એમનો બુદ્ધિકોષ વિરલ ખંત અને નિષ્ઠાથી કરેલા વિવિધ વિષયોના વાચન-મનનથી સમૃદ્ધ બન્યો.

થિયોસોફી અને ગીતાના પરિશીલને તેમના જીવન-ઉદ્દેશને ઘડયો છે. તેમનો જીવન ઉદ્દેશ અધ્યાપન દ્વારા ઉચ્ચ વિચારો રજૂ કરી સસ્કાર, સયમ, ચારિત્ર અને જ્ઞાનનો વિદ્યાર્થીઓ દ્વારા સમાજમાં ફેલાવો કરવાનો છે. સાહિત્યનો હેતુ માત્ર જીવન-ઉલ્લાસ નથી પરતુ જીવન-ઉત્કર્ષ પણ' છે, એ એમની માન્યતા છે. વિદ્યાર્થીઓને પરીક્ષા પસાર કરવામાં મદદ કરવી તેના કરતાં તેમને ઉચ્ચ જીવન જીવતાં શીખવાડવુ એ વધુ ઇષ્ટ છે; જ્ઞાન આપવુ છતાં વિદ્યાર્થીઓના વૃત્તિ વલણુ ને ચારિત્ર પ્રત્યે દુર્લક્ષ સેવવુ એ તેમની કુસેવા કરવા બરાબર છે; પ્રભુ-અને ધર્મમા ઊંડી શ્રદ્ધા રાખ્યા વિના નીતિનો પાયો દઢ રહેતો નથી; નીતિ અને ચારિત્ર વિનાના વિદ્વાનો તેલ વિનાના દીવા જેવા છે' આ અને આવા સિદ્ધાંતો દ્વારા ફલિત થતો અધ્યાપનનો આદર્શ અમલમા મકવાના તેમણે જીવનભર સમર્થ પ્રયત્નો કર્યા છે.

યુવાનીમાં શેકસપિયર, મેકાલે અને ટેનિસને અને ત્યારબાદ અદ્યાપિ પર્યંત એમર્સન, ડૉ. રાધાકૃષ્ણન અને આચાર્ય ધ્રુવે તેમના પ્રિય લેખકોનું સ્થાન લીધુ છે. ડૉ. રાધાકૃષ્ણનની પ્રતિભા અને શૈલીના ચમકારે, એમર્સનની વિચારગહનતાએ અને આચાર્ય ધ્રુવની તુલનાત્મક અભ્યાસ અને શાંત માધુર્યયુક્ત વિદ્વત્તાએ એમના માનસ પર સચોટ છાપ પાડી છે. કિશોરાવસ્થામાં 'અરેબિયન નાઇટ્સ', 'ગુલીવર્સ ટ્રાવેલ્સ', 'ડૅાન ક્વીકઝોટ' જેવાં પુસ્તકો-તો પછીના કાળમાં ફિરદૌસીનું 'શાહનામે' અને ટેનિસનનાં કાવ્યો તેમને પ્રિય બન્યાં છે. ટેનિસનનું 'ઇન મેમોરિયમ' તેમનું માનીતું પુસ્તક છે. એમાંની ઊંડી ધાર્મિકતા અને સુંદર શલી પ્રત્યે તેમને ખૂબ પક્ષપાત છે. એમના પ્રિય સાહિત્યપ્રકારો ઇતિહાસ, જીવનચરિત્ર અને આત્મચરિત્ર છે. પ્રજાઓ અને મહાપુરુષોએ કઈ રીતે મુસીબતોનો સામનો કર્યો અને મહત્તા પ્રાપ્ત કરી તેના અભ્યાસમાં તેમને ઊંડો રસ છે. ઈરાનનો ઇતિહાસ, તેનો પ્રાચીન ધર્મ, ફિલસૂફી, સંસ્કૃતિનો અભ્યાસ, તુલનાત્મક ધર્માભ્યાસ અને રહસ્યવાદ તરફ તેમને સ્વાભાવિક આકર્ષણુ છે.

તેમણે લેખનપ્રવૃત્તિની શરૂઆત ઈ. સ. ૧૯૨૫માં 'સાંજ વર્તમાન'ના પતેતી ખાસ અંકમાં લેખ આપીને કરી. ત્યારથી દર વર્ષે એ પત્રના

પતેની અંકમાં તેઓ નિયમિત લેખ આપ્યા કરતા હતા. તેમનું ૩ પુસ્તક—'આર્ટ એન્ડ મોરેલીટી એન્ડ અધર એસેઝ'—અંગ્રેજી ભાષામાં ઈ ૧૯૩૫માં પ્રગટ થયું. એમનું લેખક થવાનું મુખ્ય કારણ આનંદ ઉપરાંત સ્વવિચારોને વ્યક્ત કરી યથાશક્તિ વિચારસાહિત્યમાં ફાળો આ અને તે દ્વારા સમાજને વિચારતો કરવો એ છે. તેઓ અમદાવાદની 'ગુજ સાહિત્ય સભા'ના અને 'ગુજરાત વિદ્યાસભા'ના આજીવન સભ્ય છે.

તેમનાં પુસ્તકો મુખ્યત્વે ધર્મ, તત્ત્વચિંતન અને જરથોસ્તી સંસ્ ઉપરનાં છે. ચિંતન અને બોધના ઉચ્ચ સાહિત્યમાં તેમણે અમૂલ્ય ફ આપ્યો છે. સ્વસ્થ, શાંત છતાંય પ્રેરક વિચારણા અને અંતરનો ઉજ પ્રકાશ આપણને તેમના નિબંધોમાંથી મળે છે. તાજેતરમાં ગુજ વિદ્યાસભા તરફથી પ્રગટ થયેલ 'મોત પર મનન' નામનો તેમનો મૌ ચિંતન અને વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ આના સમર્થ પુરાવારૂપ છે. પ્રો. દાવ આ ગ્રંથ ગુજરાતી ભાષાના મૃત્યુવિષયક સાહિત્યને સમૃદ્ધ કરે તેવો આ એક જ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં તેમને સ્થાન અપાવવા બસ

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના કાલ | પ્રકાશન સ લ | પ્રકાશક | મૌલિક, સંપાદ |
|---|---|---|---|---|---|
| ૧. Art & Morality & other Essays | અભ્યાસલેખો | ૧૯૨૮ થી ૧૯૩૫ | ૧૯૩૫ | ડી. બી. તારાપોરવાલા એન્ડ સન્સ મુંબઈ | મૌ |
| ૨. જરથોસ્તી અને બહાઈ ધર્મો ઉપર પ્રકાશ પાડતા લેખો | નિબંધો | ૧૯૪૩ | ૧૯૪૩ | 'બઝમે—જરને રૂઝે બહેરામ' અમદાવાદ | સંપ |
| ૩. મોત પર મનન | પ્રબંધ | ૧૯૪૪ | ૧૯૪૭ | ગુજરાત વિદ્યાસભા અમદાવાદ | મૌ |

## અભ્યાસ—સામગ્રી

'મોત પર મનન' માટે—૧. ઈ. સ. ૧૯૪૭નું ગ્રંથસ્થ વાઙ્મય.
૨. 'પ્રજાબંધુ'નું અવલોકન.
૩. 'રેખા' એપ્રિલ, ૧૯૪૮.

# બાલાભાઈ વીરચંદ દેસાઈ

'જયભિખ્ખુ'ના તખલ્લુસથી નવલિકા લખતા શ્રી બાલાભાઈ દેસાઈનો જન્મ સૌરાષ્ટ્રમા આવેલા જસદણ તાલુકાના વીંછિયા ગામમા વિ સ. ૧૯૬૪ના જેઠ વદી ૧૩ ને દિવસે વીશા શ્રીમાળી જૈન જ્ઞાતિમાં થયેલો તેમના પિતાનુ નામ વીરચદ હેમચદ દેસાઈ અને માતાનુ નામ પાર્વતીબહેન તેમનુ મૂળ વતન સાયલા તેમના લગ્ન શ્રી જયાબહેન સાથે ઈ સ ૧૯૩૦માં થયેલા છે

પ્રાથમિક શિક્ષણ ઉત્તર ગુજરાતમા આવેલા વીજાપુર ગામમા લઈ તેમણે ત્રણ અગ્રેજી સુધીનો અભ્યાસ અમદાવાદમા શેઠ લલ્લુભાઈ રાયજીની બોર્ડિંગમા રહીને કર્યો ત્યારબાદ મુબઈ જઈ શ્રી વીરતત્ત્વ પ્રકાશક મડળ નામની જૈન સસ્થામા અગ્રેજી તેમજ સસ્કૃત સાહિત્યનો તેમણે અભ્યાસ કર્યો ત્યાથી કાશી અને આગ્રામા કેટલોક વખત રહ્યા બાદ તેમણે ગ્વાલિયરમા આવેલા શિવપુરીના ગુરુકુળમા સસ્કૃત ન્યાયશાસ્ત્ર અને જૈન આગમોનો અભ્યાસ કર્યો અને કલકત્તા સસ્કૃત એસોસીએશનની ઉપાધિ 'ન્યાયતીર્થ' અને ગુરુકુળની ઉપાધિ 'તર્કભૂષણ' તેમણે પ્રાપ્ત કરી આ વખતે દર્શનશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રનો પણ તેમણે ઊડો અભ્યાસ કર્યો. હાલ તેઓ અમદાવાદના શારદા મુદ્રણાલયનુ સચાલન કરે છે

ગ્વાલિયરના ગુરુકુળનુ વાતાવરણ, ત્યા પ્રાપ્ત કરેલ જૈન ધર્મના ઉપદેશક તરીકેનો શિક્ષણાનુભવ, યુરોપીય વિદ્વાન ડૉ ક્રાઉઝ સાથેનો સપર્ક અને અગ્રેજી, બગાળી, મરાઠી, ઉર્દૂ અને સસ્કૃત સાહિત્યનો પરિચય તેમના વ્યક્તિત્વને ઘડનારા પ્રેરક બળો છે એ ઉપરાત તેમના વ્યક્તિત્વ ઉપર સ્વ ગોવર્ધનરામે તેમની કૃતિ 'સરસ્વતીચદ્ર' દ્વારા સારી અસર કરી છે તેમને ગ્રથકાર તરીકે બહાર લાવવાનો યશ 'રવિવાર' સાપ્તાહિકને ફાળે જાય છે.

'પતુજી'નો ધધો નહિ રુચવાથી અને અતરની આકસ્મિક પ્રેરણાથી પોતાના મતવ્યોને રજૂ કરવાના સુદર વાહન તરીકે લેખન ઇષ્ટપ્રવૃત્તિ હોવાથી તે પ્રવૃત્તિને તેમણે ધધા તરીકે અપનાવી છે

તેમના લેખનનો મુખ્ય આશય સાપ્રદાયિક તત્ત્વોને વિશાળ માનવતામાં લઈ જઈને ચર્ચવાનો હોય છે, તેમણે 'વિક્રમાદિત્ય હેમૂ'મા મુસ્લિમ ધર્મ, 'પ્રેમભક્ત કવિ જયદેવ'મા વૈષ્ણવ ધર્મ, 'ઋષભદેવ' માં માનવધર્મ

અને 'કામવિજેતા સ્થૂલિભદ્ર'માં જૈનધર્મ અંગેની ચર્ચાઓમાં આ ઉદ્દેશ તેમણે સુંદર રીતે ચરિતાર્થ કરી બતાવ્યો છે.

જીવનમાં મળેલ વિશિષ્ટ ખાસિયતોવાળા માનવોને સાહિત્યમાં સાકાર કરવાનું તેમને બહુ ગમે છે. જીવનમાં એમને થયેલ નેકી, વફાદારી અને પારદર્શક સહૃદયતાના અનુભવને ચીતરતાં તેમનું સર્જક માનસ સોળે કળાએ ખીલી ઊઠે છે. જુવાનોને મસ્ત જીવનરસ પાય અને કિશોરોને સાહસિક પરાક્રમો કરવા પ્રેરે તેવી સત્ત્વપૂર્ણ વાર્તાઓ રચીને પ્રેરક નવલકથાકાર તરીકેનું કર્તવ્ય તેમણે પ્રશસ્ય રીતે બજાવ્યું છે

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|
| ૧. વિદ્યાર્થી વાચન-માળા-૨૦૦ પુસ્તિકાઓ | બાલ-સાહિત્ય | ૧૯૩૩ થી ૧૯૩૯ | ધીરજલાલ ટો. શાહ, વડોદરા | ૭૦ પુસ્તિકાઓ મૌલિક; બાકીનીનું સંપાદન |
| ૨. ભાગ્યવિધાતા | નવલકથા | ૧૯૩૬ | 'રવિવાર' કાર્યાલય મુંબઈ | મૌલિક ,, |
| ૩. શ્રી. ચારિત્રવિજય ચરિત્ર | | ૧૯૩૬ | ચરિત્ર સ્મારક ગ્રંથમાળા વિરમગામ | ,, |
| ૪. કામવિજેતા સ્થૂલિભદ્ર | નવલકથા | ૧૯૪૨<br>બી.આ. ૧૯૪૭ | સારાભાઈ નવાબ અમદાવાદ | ,, |
| ૫. મહર્ષિ મેતારજ | | ૧૯૪૨<br>બી.આ. ૧૯૪૭ | ,, | |
| ૬. ભગવાન ઋષભદેવ | | ૧૯૪૭ | યશોવિજય જૈન ગ્રંથમાળા, અમદાવાદ | ,, |
| ૭. પ્રેમભક્ત કવિ જયદેવ | નવલકથા | ૧૯૪૭ | ગુર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ,, |
| ૮. ઉપવન | નવલિકાઓ | ૧૯૪૪ | ગુર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ,, |
| ૯. પારકા ધરની લક્ષ્મી | ,, | ૧૯૪૬ | ,, | ,, |
| ૧૦. મીઠા ભાગ્યો | | ૧૯૩૮<br>બી આ. ૧૯૪૪ | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧. મગધરાજ | નવલકથા | ૧૯૩૮ | ગુર્જર ગ્ર. ર. કા. | મૌલિક. |
| | બી. આ. | ૧૯૪૪ | અમદાવાદ | |
| ૧૨. ઝાંસીની રાણી | ચરિત્ર | ૧૯૪૬ | ,, | ,, |
| ૧૩. કસ્તુરબા | ,, | ૧૯૪૬ | ,, | ,, |
| ૧૪. વીરધર્મની વાતો | જૈન કથાઓ | ૧૯૪૭-૧૯૪૯ | ,, | ,, |
| ૧૫. ભાગ ૧-૨ | | | ,, | ,, |
| ૧૬. જવાંમર્દ | સાહસ કથા | ૧૯૩૯ | ,, | ,, |
| | બી.આ. | ૧૯૪૬ | | |
| ૧૭. એક કદમ આગે | ,, | ૧૯૪૬ | ,, | ,, |
| ૧૮. હિંમતે મર્દા | ,, | ૧૯૪૮ | ,, | ,, |
| ૧૯. ગઈ ગુજરી | ,, | ૧૯૪૯ | ,, | ,, |
| ૨૦. વિક્રમાદિત્ય હેમુ | નવલકથા | ૧૯૪૮ | ,, | ,, |
| | બી.આ. | ૧૯૪૮ | | |
| ૨૧. આત્મનિર્માણ | ,, | ૧૯૪૯ | ,, | ,, |
| ૨૨. મત્સ્ય-ગલાગલ | ,, | ૧૯૫૦ | ,, | ,, |
| ૨૩. મારે વતન | નવલિકાઓ | ,, | ,, | ,, |
| ૨૪. બુદ્ધિસાગર | ચરિત્ર | ,, | ,, | ,, |

## અભ્યાસ—સામગ્રી

તેમની દરેક કૃતિના અવલોકન માટે તે તે સાલનાં પ્રગટ થયેલાં ગુજરાત

## મગનભાઇ ભૂધરભાઇ પટેલ

'પતીલ' અને 'ઇકલેસરી'ને નામે મસ્ત શૈલીના કાવ્યો રચનાર શ્રી. મગનભાઈ પટેલનો જન્મ ઈ. સ. ૧૯૦૬માં લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં તેમના મૂળ વતન અંકલેશ્વરમાં થયેલો. તેમના પિતાનું નામ ભૂધરભાઇ જયરામભાઇ અને માતાનું નામ ભૂરીબહેન. તેમનું લગ્ન માત્ર ૭ વર્ષની ઉમરે ઈ. સ. ૧૯૧૨માં શ્રી. ચંચળલક્ષ્મી વેરે થયેલું, પણ તેમનો સ્વર્ગવાસ થતાં હાલ તેઓ વિધુરાવસ્થા ગાળે છે.

પ્રાથમિક પાંચ ધોરણો સુધીનું શિક્ષણ અંકલેશ્વરની મુખ્ય સ્કૂલમાં તેમણે લીધેલું. ઈ. સ. ૧૯૨૪માં ત્યાંની મ્યુનિસિપલ હાઈસ્કૂલ (હાલની ઇ. એન. જીનવાલા હાઇસ્કૂલ) માંથી તેઓ મેટ્રિક પાસ થયેલા. પછીથી તેઓ આગળ અભ્યાસ કરી શક્યા નહિ. ત્યારબાદ ઉદરનિર્વાહ અર્થે તેમણે નોકરી સ્વીકારી;—જે લેખનકાર્યમાં અંતરાયરૂપ હોવાની તેમની સતત ફરિયાદ છે.

ઈ. સ. ૧૯૩૦માં પ્રો. રામનારાયણ વિ. પાઠક સાથે તેમને પ્રથમ પરિચય થયો. પ્રો. પાઠક દ્વારા પ્રો. બળવંતરાય ઠાકોર વગેરે સાક્ષરોએ તેમની કવિતાઓને સત્કારીને ઉત્તેજન આપ્યું. ગુજરાતીમાં કવિતારચનાનો પ્રયોગ તેમણે પ્રથમ તો અંગ્રેજીમાં અંગ્રેજી પદ્ધતિનાં કાવ્યો લખવાની રમતો કરતાં કરતાં કરેલો; પણ જેમ જેમ તેમની કાવ્યમસ્તી ગુજરાતી ભાષામાં ઊછળતી ચાલી અને માન્ય વિવેચકોએ તેમની કવિતાને આદર આપ્યો તેમ તેમ કાવ્યકલાની હથોટી તેમને સિદ્ધ થતી ગઈ.

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે સંસારનાં ત્રિવિધ સુખોનો અનુભવ કરવાનો. કાવ્યપ્રવૃત્તિ દ્વારા તે ઉદ્દેશને પાર પાડવાનો અખતરો તેઓ કરી રહ્યા છે.

તેમનો પ્રિય કવિ બાયરન છે. બાયરનના જેવો પરિતાપ પોતે પણ અનુભવતા હોવાથી તેની મસ્તી અને રંગીનતા તરફ પોતાને ખૂબ આકર્ષણ હોવાનું તેઓ કહે છે. તેમનો સૌથી પ્રિય ગ્રંથ છે 'ચાઇલ્ડ હેરોલ્ડની યાત્રા'. એમનો પ્રિય કાવ્યપ્રકાર ગઝલ છે—જો કે બીજા કાવ્યપ્રકારોના પ્રયોગો પણ તેઓ કરે છે. તેમનો મનગમતો લેખનવિષય પ્રેમ છે, કેમકે એના નિરૂપણમાં યથાક્રમે જ્ઞાનનાં બધાં અંગો ઓછેવત્તે અંશે સમાઈ જાય છે એમ તેમનું દઢ મંતવ્ય છે. દેશદેશની કવિતા માટે તેમને દિલચસ્પી

છે જગતભરની કવિતાના અભ્યાસ દ્વારા વિવિધ પ્રયોગો કરી ગુજરાતી કવિતાને ઉન્નત ગનાવવાના ઉત્કટ અભિલાષ તેઓ ધરાવી રહ્યા છે.

તેમણે સૌપ્રથમ 'નર્મદાને' નામનુ કાવ્ય 'પ્રસ્થાન'માં ઈ સ ૧૯૩૧ની સાલમા પ્રગટ કર્યું હતુ ત્યારથી અવારનવાર ગુજરાતના ઘણા-ખરા સામયિકોમા તેમના કાવ્યો પ્રગટ થતા રહ્યા છે અને જુવાન વાચક વર્ગના આકર્ષણનો વિષય બન્યા છે કેટલોક સમય તેમણે સુરતના દૈનિક પત્ર 'ગુજરાત'ના સાહિત્યવિભાગનુ સપાદન કર્યું હતુ આ પત્રમા 'યશો-માલા', સ્નેહનૈયા, જયમેના' અને 'નીલપદ્મ' જેવાં તખલ્લુસોથી હળવા લખો, વિવેચનો અને પ્રાસગિક ટીકાઓ તેમણે લખેલા.

પ્રો ઠાકોરે 'આપણી કવિતાસમૃદ્ધિ'ની બીજી આવૃત્તિમાં અને 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'-મા અદ્યતન કાવ્યપ્રકારો અને શૈલીનુ અવલોકન કરતા શ્રી પતીલની કેટલીક કૃતિઓને દૃષ્ટાંત તરીકે લઈને તેની લાક્ષણિકતાઓ બતાવી છે

તેમની કવિતા અદ્યતન કવિતાપ્રવાહમાં નવી જ ભાત પાડે છે ગઝલના ઢાળમા તેમની રોમેન્ટિક પ્રકૃતિ નવા નવા આસમાની રગો પકડી લાવે છે અને દિલની વેદનાઓ, ખુમારી, ફકીરી અને મહોબતના કડવા મીઠા જામ તેમની કવિતા બેપરવાઈથી ઢોળતી રહે છે. તેમની કાવ્યભાવના ફારસી અને મધ્યકાલીન કવિતાનો બુલદ પડઘો પાડે છે

### કૃતિઓ

| કૃતિનુ નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| ૧ પ્રભાતનર્મદા | કાવ્યો | ઇ ૧૯૩૧ થી ૧૯૪૦ | ઇ સ. ૧૯૪૦ | પોતે | મૌલિક |

પ્રગટ થયેલા કાવ્યો કરતા ઘણી મોટી સખ્યામા અપ્રગટ કાવ્યો તેમની પાસે પડેલા છે

### અભ્યાસ-સામગ્રી

'પ્રભાતનર્મદા' માટે—ઈ સ ૧૯૪૦નુ ગ્રંથસ્થ વાઙ્મય

# મગનલાલ લાલભાઈ દેસાઈ

'દીપક'ના નામથી કાવ્યોનો પ્રવાહ વહાવતા આ કવિનો જન્મ સુરત જિલ્લાના પારડી તાલુકાના મોગરાવાડા ગામમાં અનાવિલ બ્રાહ્મણ જ્ઞાતિમાં ઈ સ ૧૯૧૪ના મે માસની ૩૦મી તારીખે થયેલો તેમના પિતાનુ નામ લાલભાઈ ભગવાનજી દેસાઈ અને માતાનુ નામ તાપીબહેન તેમનુ મૂળ વતન સુરત જિલ્લાનુ ગામ ટુકવાડા તેમનુ લગ્ન ઈ સ ૧૯૨૯મા શ્રી મણિબહેન સાથે થયેલુ છે

તેમનો અભ્યાસ પ્રીવિયસ સુધીનો છે મેટ્રિકની પરીક્ષા તેમણે મુંબઈની માધ કબીબાઈ હાઈસ્કૂલમાંથી ઈ સ ૧૯૩૩મા પસાર કરી હતી એ પરીક્ષામા તેમની શાળાના ૭૦ વિદ્યાર્થીઓમા તેઓ પ્રથમ આવેલા તેઓ હાલમા વનગાર્ડ સ્ટુડીઓઝના જાહેરખબર વિભાગમા કામ કરે છે અને 'કવિતા' માસિકનુ તંત્રીપદ સભાળે છે પહેલા થોડોક વખત 'માધુરી' નામનુ ત્રૈમાસિક પણ તેમણે ચલાવેલુ

તેઓ મેટ્રિકમા હતા ત્યારથી કવિતાઓ–ગીતો વગેરે રચતા કવિ ખબરદારના કાવ્યોના વાચનમનને તેમ કવિશ્રીના નિકટ પરિચય તેમની સર્જનપ્રવૃત્તિને વિશેષત ઉત્તેજી છે

તેમના પ્રિય પુસ્તકોમા ટેનિસનનું 'ઇન મેમોરિયમ' કવિ ખબરદારનુ 'દર્શનિકા', ગ્રેનુ 'એલિજી રીટન ઇન એ કન્ટ્રી ચર્ચયાર્ડ' કાલિદાસનુ 'મેઘદૂત' અને ગાંધીજીની 'આત્મકથા' મુખ્ય છે કાવ્યવાચન જીવનની વિષમતાને ઘડીભર ભુલાવી દે છે એટલે કવિતા માટે પોતાને પક્ષપાત છે એમ તેઓ કહે છે તેમના પ્રિય અભ્યાસવિષયો આત્મકથા, ઇતિહાસ અને કાવ્યશાસ્ત્ર છે

તેમનુ પ્રથમ પુસ્તક 'પ્રિયા—આગમન' નામે એક ખંડકાવ્ય, ઈ સ ૧૯૩૭મા પ્રગટ થયેલુ ઈ સ ૧૯૪૬મા રા મ કમળાશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળાના ઉપક્રમથી સુરતમા 'કવિતા' ઉપર વ્યાખ્યાન આપવાનુ વિશિષ્ટ માન તેમને મળ્યુ હતુ તેઓ વિલેપાર્લેની સાહિત્ય સભા, મુંબઈ લેખકમિલન વગેરે સંસ્થાઓની કાર્યવાહી સમિતિઓના સભ્ય છે

તેમની કવિતામા સમહૃદયનો પ્રવાહ સંભળાય છે કવિના ચિત્ત ઉપર ખબરદારની તરંગલીલા અને ભાવાલાલિત્યનો પ્રભાવ પડેલો છે કવિનો વિવિધ છંદો પરનો કાબૂ પ્રશસ્ય છે

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ ? |
|---|---|---|---|---|
| ૧. પ્રિયા-આગમન | ખંડકાવ્ય | ૧૯૩૭ | સી. જમનાદાસ એન્ડ કો. મુંબઈ | મૌલિક |
| ૨. સાન્ધ્યગીત | કાવ્યો | ૧૯૩૮ | પોતે | ,, |
| ૩. સ્વાતિ | ,, | ૧૯૪૦ | ,, | ,, |
| ૪. પ્રેમ-ધનુષ્ય | સળંગ કાવ્ય | ૧૯૪૨ | ,, | ,, |

## અભ્યાસ-સામગ્રી

તેમના જીવન તેમજ સાહિત્ય માટે—૧. 'ચયનિકા'નો ઉપોદ્ઘાત.
૨. 'સાન્ધ્યગીત'ની પ્રસ્તાવના.

'સાન્ધ્યગીત' માટે—'ઊર્મિ', માર્ચ ૧૯૩૯.

'પ્રેમ ધનુષ્ય' માટે—ઊર્મિ' એપ્રિલ ૧૯૪૫.

આ ઉપરાંત ગુજરાત સાહિત્યસભાનાં વાર્ષિકો.

# મનસુખલાલ મગનલાલ ઝવેરી

કાવ્યો, વિવેચનલેખો અને અધ્યાપનકાર્યથી ગુજરાતમાં જાણીતા થયેલા શ્રી. મનસુખલાલનો જન્મ ઈ. સ. ૧૯૦૭ના આક્ટોબર માસની ત્રીજી તારીખે જામનગરમાં થયેલો તેમના પિતાનુ નામ મગનલાલ ઝવેરી અને માતાનું નામ જડાવબહેન તેમની જાતિ નાગોરી વણિકની. ઈ. સ. ૧૯૨૭માં શ્રી હેમગુણગૌરી સાથે તેમનુ લગ્ન થયેલુ છે.

જામનગરની તાલુકા હાઈસ્કૂલમા પ્રાથમિક શિક્ષણ લઈ ત્યાંની વિભાજી ઇંગ્લિશ સ્કૂલ અને નવાનગરની હાઇસ્કૂલમાં તેમણે માધ્યમિક શિક્ષણ પ્રાપ્ત કર્યું. ૧૯૩૧ મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી ભાવનગરની શામળદાસ કોલેજમાં તેમણે ઉચ્ચ અભ્યાસ કર્યો ત્યાંથી ૧૯૩૫મા ગુજરાતી અને સસ્કૃત ઐચ્છિક વિષયો લઈને બી. એ.મા પ્રથમ વર્ગમાં પસાર થવાથી તેમને પીતાંબરદાસ પારિતોષિક, તથા લોર્ડ નોર્થકોટ, ગૌરીશ કર અને ભાવનગર સાહિત્ય પરિષદના ચદ્રકો એનાયત થયા તેમજ એ વર્ષ મારેની કોલેજની ફેલોશિપ પણ પ્રાપ્ત થઈ. ત્યારબાદ ઈ. સ. ૧૯૩૭માં એમ. એ.માં ગુજરાતી મુખ્ય વિષય લઈને તેઓ બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયા. પછીથી થોડાંક વર્ષો મુબઈની રૂઈઆ કોલેજમાં અને રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરીને હાલ તેઓ મુબઈની સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં તેજ વિષયના અધ્યાપક તરીકે કામગીરી બજાવી રહ્યા છે

તેમના જીવન ઉપર સૌથી વધુ પ્રબળ અસર પાડનાર તેમના મમતાળુ અને બુદ્ધિશાળી દાદાજી શ્રી હરજીવનદાસ રતનશી ઝવેરી અને તેમના ગુરુ શ્રી. રામેશ્વરદત્ત શર્મા—એ બે વ્યક્તિવિશેષો અને 'શ્રીમદ્ ભગવદ્‌ગીતા' તથા 'સરસ્વતીચંદ્ર' એ બે ગ્રંથમણિઓ છેઃ તેમના જીવનનો ઉદ્દેશ તેમની કાવ્યભાવના દ્વારા તે કહી જાય છે "સામાન્યોના રાગ ને દ્વેષ વચ્ચે રાખી હૈયાપાંખડીને અડોલ, આત્મા કેરી વર્ધવી સત્કલાને." તેમનો પ્રિય લેખક કાલિદાસ, માનીતો ગ્રંથ 'ભગવદ્‌ગીતા', મનગમતો સાહિત્યપ્રકાર કાવ્ય, અને પ્રિય અભ્યાસવિષય કાવ્યમીમાંસા છે.

હાઇસ્કૂલના છઠ્ઠા ધોરણ પછી છ વર્ષ લગી તેમણે અભ્યાસ તજી

દીધો હોવા છતાં તેમનું વલણ હમેશા અભ્યાસશીલ રહ્યું હતું બાર–તેર વર્ષના તેઓ હતા ત્યારથી છાને ખૂણે નાના મોટાં માસિકોમાં ગદ્યપદ્ય લખાણો આપવાનું શરૂ કરેલું તેમણે રચેલા પહેલા પદ્યની પંક્તિ 'ફરી છે બેલ પર સ્વારી, અરે ભૂતનાથ ભિખારી!'–મહાદેવની સ્તુતિ માટેની હતી પંદર વર્ષની ઉમરે જામનગરમાંથી પ્રગટતા 'અંકુશ' નામના સામયિકમાં વિવિધ લેખકોના પુસ્તકોમાંથી વીણેલા સુવિચારો 'ગુલાનમાળા' શીર્ષક હેઠળ તેઓ આપતા હતા. ત્યારબાદ 'રંગરાગ' નામના એક સાપ્તાહિકમાં કેટલીક વાર્તાઓ પણ તેમણે છપાવેલી હતી એમનું પ્રથમ કાવ્ય 'સતીનો શાપ' 'હિંદુસ્તાન પ્રજામિત્ર'ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયું હતું આમ ઉત્તરોત્તર શિષ્ટ માસિકોમાં તેમને સ્થાન મળવા લાગ્યું તેવામાં જ તેમના ગુરુ શ્રી રામેશ્વરદત્ત શર્માએ સંસ્કૃત સાહિત્યનો તેમને રસ લગાડ્યો તેને પરિણામે તેઓ કાલિદાસ અને ભવભૂતિના કાવ્યનાટકોના રસિક અભ્યાસી બન્યા આના ફળરૂપે તેમની પ્રથમ ગ્રંથાકારે છપાયેલી કૃતિ 'રામસંહિતા'માં ધર્મગ્રંથો ને પુરાણોમાંથી વીણેલા શ્લોકોના શિષ્ટ ને પ્રવાહી ભાષાંતરો, 'અભિજ્ઞાન શાકુન્તલ'નો 'શાપિત શકુંતલા'ના નામે અનુવાદ અને 'મેઘદૂત'ની અનુકૃતિ રૂપે 'ચંદ્રદૂત' નામનું કાવ્ય ગુજરાતી સાહિત્યને મળ્યાં તેમના કાવ્યોની છંદશુદ્ધિ તરફ તેમનું પ્રથમ વાર ધ્યાન દોરનાર શ્રી રામનારાયણ વિ પાઠક હતા

તેમની વિદ્વત્તા અને કલાપ્રિયતાથી હાલ તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત લેખક મિલન, મુંબઈ લેખક મિલન, P. E. N ગુજરાતીના અધ્યાપકોનો સંઘ આદિ સંસ્થાઓ સાથે સક્રિય સભ્ય તરીકે સંકળાયેલા છે તેમની મોટા ભાગની કૃતિઓના પ્રકાશક તેઓ જાતે જ બન્યા છે, કેમકે તેમની અગાઉની કૃતિ 'શાપિત શકુંતલા' પ્રગટ કરતા પ્રકાશકોની વેપારી વૃત્તિનો પોતાને કડવો અનુભવ થયો હતો એમ તેઓ કહે છે

રંગીન અને વાસ્તવલક્ષી કરતા વિશેષ કરીને દિવ્ય અને ભાવના પ્રધાન' કાવ્યકૃતિઓને પ્રૌઢ અને પ્રાસાદિક સંસ્કૃત ભાષા–સાહિત્યના સંસ્કારવાળી સ્વસ્થ અને ઋજુ ભાષા–શૈલીમાં નિરૂપીને શ્રી મનસુખલાલે નવીન ગુજરાતી કવિસમુદાયની પ્રથમ પંક્તિમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે તેમના વિવેચનો રસિક અને કુશળ અભ્યાસીના, લલિત અને સંમાર્જિત શૈલીમાં લખાયેલા, કર્તા, કૃતિ કે વાઙ્મય ઉપરના મનનીય અભ્યાસલેખો છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. રામસંહિતા (પ્રથમ વિભાગ) | પ્રકીર્ણ શ્લોક સંગ્રહ | ૧૯૨૬ | ૧૯૨૬ | પોતે | અનુવાદ |
| ૨. શાપિત શકુંતલા | નાટક | ૧૯૨૭ | ૧૯૨૭ | આર. આર. શેઠની કંપની, મુંબઇ. | અનુવાદ |
| ૩. ચંદ્રદૂત | ખંડકાવ્ય | ૧૯૨૯ | ૧૯૨૯ | પોતે | અનુકૃતિ |
| ૪. અભિમન્યુ | ,, | ૧૯૨૯ | ૧૯૨૯ | પોતે | મૌલિક |
| ૫. રામસંહિતા (દ્વિતીય વિભાગ) | પ્રકીર્ણ શ્લોકસંગ્રહ | ૧૯૨૧ | ૧૯૨૯ | ,, | અનુવાદ |
| ૬. ફૂલદોલ | કાવ્યસંગ્રહ | ? | ૧૯૩૩ | ,, | મૌલિક |
| ૭. આરાધના | ,, | ? | ૧૯૩૯ | આર. આર શેઠની કં. મુંબઈ | ,, |
| ૮. દશમસ્કન્ધ (અ. ૧થી ૨૫) | કાવ્ય | | ૧૯૪૨ | કિતાબઘર, રાજકોટ | સંપાદન |
| ૯. થોડા વિવેચન-લેખો | વિવેચન | ? ? | ૧૯૪૪ | પોતે | મૌલિક |
| ૧૦. ગુજરાતી ભાષાનું પાઠ્ય-વ્યાકરણ અને પુસ્તક લેખન | | ૧૯૪૨ | ૧૯૪૬ | વોરા એન્ડ કંપની, મુંબઇ | ,, |
| ૧૧. અભિસાર | કાવ્ય સંગ્રહ | ? | ૧૯૪૩ | પોતે | ,, |

### અભ્યાસ-સામગ્રી

તેમના જીવન ને કવન માટે—'નવચેતન'—મે ૧૯૪૫

'ચંદ્રદૂત' માટે—તેનો પ્રવેશક (શ્રી. રા. વિ. પાઠક).

'ફૂલદોલ' માટે—૧. 'કાવ્યની શક્તિ' (શ્રી. રા. વિ. પા.) ૨. 'કૌમુદી' સપ્ટેમ્બર ૧૯૩૪. ૩. ઇ. ૧૯૩૩નું ગ્રંથસ્થ વાઙ્મય.

'આરાધના' માટે—૧. 'ઊર્મિ', સપ્ટે. ઑક્ટો. ૧૯૪૦. ૨. 'રેખા' ઈ. સ. ૧૯૪૦. ૩ ઇ સ. ૧૯૩૯ નું ગ્રંથસ્થ વાઙ્મય.

'અભિસાર' માટે—૧. 'રેખા' માર્ચ ૧૯૪૮ ૨ ઈ. સ ૧૯૪૩નું ગ્રંથસ્થ વાઙ્મય.

# મનુભાઈ રાજારામ પચોળી

'દર્શક' તખલ્લુસથી સાહિત્યમા સુપ્રસિદ્ધ રા મનુભાઈનો જન્મ વાકાનેર તાલુકાના પચાશીઆ ગામમા સં ૧૯૭૦ ના આસો વદી ૧૧ ના રોજ થએલો તેમનુ મૂળ વતન વઢવાણ પિતાનુ નામ રાજારામ હરજીવન ભાઈ અને માતાનુ નામ શ્રી મોતીબાઈ તેમનુ લગ્ન ઇ ૧૯૩૭ ના અરસામા શ્રી વિજયાબહેન પટેલ સાથે થયેલું છે

તેમનો શાળાનો અભ્યાસ માત્ર અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો છે વાકાનેર હાઇસ્કૂલમા થોડુ ઘણુ શિક્ષણ પ્રાપ્ત કર્યા બાદ અનુભવની શાળા તેમની શિક્ષણસંસ્થા બની છે હાલ સૌરાષ્ટ્રમા આંબલા ગામમા ગ્રામ દક્ષિણામૂર્તિ શાળામા તેઓ શિક્ષક છે

તેમની જીવનભાવનાને ગાંધીજી, સ્વામી આનંદ, નાનાભાઇ, રવિશંકર મહારાજ અને સ્વ મેઘાણી વગેરે સંસ્કારસેવકોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ઘડી છે વિક્ટર હ્યુગોની 'લા મિઝરેબ્લ', ટોલ્સ્ટોયની 'વૉર ઍન્ડ પીસ' અને વૉટ ગેલ વી દુ ધેન', રોમે રોલાની 'જીન ક્રિસ્ટોફ', મુનશીની 'ગુજરાતનો નાથ', શરદબાબુની 'સ્વામીનાથ' અને ટાગોરની 'ઘરે બાહિરે' —નવલકથાઓએ તેમની વાર્તાકલા તેમજ જીવનદૃષ્ટિને સંસ્કારી છે

નાનપણથી લખવાનો શોખ હોવાથી લેખક થવાની હોશ તેમને હતી તેવામાં ઇ ૧૯૩૦ ના સત્યાગ્રહના આંદોલનમાં પ્રત્યક્ષ ભાગ લેવાથી કેટલાક જીવન-અનુભવો તેમને થયા તે અરસામા પ્રખર કેળવણીકાર શ્રી નાનાભાઇના સમાગમમાં લેખક આવ્યા, 'ઘરે બાહિરે' ની નવલકથાનુ અનેક વાર મનન-પરિશીલન કર્યું, એ સર્વને પરિણામે પોતે પણ અનુભવોમાથી વાર્તાઓ આપવી એવા દૃઢ નિશ્ચય સાથે તેમણે વાર્તાલેખનની પ્રવૃત્તિ આદરી

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ આત્માના ઉત્કર્ષ અને જગતના સુખને માટે જીવવાનો છે એ ઉદ્દેશ સંપૂર્ણ સિદ્ધ તો જીવાતા જીવન દ્વારા જ કરી શકાય તો પણ લેખનપ્રવૃત્તિ એ પ્રકારના જીવનની અતૃપ્ત ઝંખનાના કંઇ રૂપે હોવાથી તેને પોતે ઉપાસી રહ્યા હોવાનુ તેઓ કહે છે

એમના પ્રિય સાહિત્યપ્રકારો નવલકથા, નાટક અને મહાકાવ્ય છે તેમના પ્રિય અભ્યાસવિષયો ઇતિહાસ ને ખેતીવાડી છે

તેમની પ્રથમ કૃતિ 'જલિયાંવાલા' 'સૌરાષ્ટ્ર' પ્રકાશન દ્વારા પ્રસિદ્ધ થયેલી; તેની બીજી આવૃત્તિ તાજેતરમાં પ્રગટ થઈ છે.

મુખ્યત્વે સત્યાગ્રહનાં અહિંસાનો અને ગ્રામસેવામાંથી તેમની નવલોની વિષયપસંદગી થએલી છે. ભાવનાશીલ યુવક-યુવતી દેશસેવાના કાર્યમાં શા ભોગ આપે છે અને કેવી વૃત્તિઓ સેવે છે તે બતાવી સર્જાતા ઇતિહાસનું સુરેખ નિરૂપણ કરવાનો તેમનો પ્રયત્ન છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|
| ૧. જલિયાંવાલા | નાટક | ૧૯૩૫<br>બી.આ. ૧૯૪૭ | 'ફૂલછાબ' રાણપુર<br>ભારતી સા. સ.<br>અમદાવાદ | મૌલિક |
| ૨. ૧૮૫૭ | ,, | ૧૯૩૫<br>બી આ. ૧૯૪૭ | 'ફૂલછાબ' રાણપુર<br>ભારતી સા. સં.<br>અમદાવાદ | ,,<br>,, |
| ૩. બંદીઘર | નવલકથા | ૧૯૪૬ | ,, | ,, |
| ૪. બંધન અને મુક્તિ | ,, | ૧૯૩૯ | ,, | ,, |
| ૫. કલ્યાણયાત્રા | ,, | ૧૯૩૯ | ,, | ,, |
| ૬. પ્રેમ અને પૂજા | ,, | ૧૯૪૪ | આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ | ,, |
| ૭ દીપનિર્વાણ | ,, | ૧૯૪૪<br>બી આ. ૧૯૪૬ | ગ્રામ દક્ષિણામૂર્તિ, આંબલા | ,, |
| ૮. બે વિચારધારા | નિબંધ | ૧૯૪૫ | ,, | ,, |
| ૯. ઇતિહાસ-કથાઓ રોમ | કથાઓ | ૧૯૪૬ | , | ,, |
| ૧૦. ઇતિહાસ-કથાઓ ગ્રીસ | ,, | ૧૯૪૭ | ,, | ,, |

## અભ્યાસ—સામગ્રી

જલિયાંવાલા' માટે:— 'કૌમુદી' સપ્ટે. ૧૯૩૪
તેમની અન્ય કૃતિઓ માટે:—તે તે સાલનાં ગ્રંથસ્થ વાઙ્મયો

# માધવજી ભીમજીભાઇ મચ્છર

શ્રી માધવજીભાઈ મચ્છરનો જન્મ ગોરખીમા ઇ ૧૮૯૦ ના સપ્ટેમ્બરની ૯ મી તારીખે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમા થયેલો તેમનુ મૂળ વતન કચ્છ (ભુજ) પિતાનુ નામ ભીમજી ગોકળદાસ માતાનુ નામ હીરાબહેન તેમનુ લગ્ન ઇ સ ૧૯૧૩ મા શ્રી નર્મદાગૌરી સાથે થયેલુ છે

પ્રાથમિક કેળવણી કચ્છની અંજાર સ્ટેટ સ્કૂલમા લીધા બાદ અંગ્રેજી ખીજા ધોરણમા તેમને સંજોગવશાત અમદાવાદ આવવાનુ થયુ અને અભ્યાસ તરફ રુચિ ન જણાતા એક ડાકટરને ત્યા કમ્પાઉન્ડરી અને થોડુક અંગ્રેજી શીખવાની શરતે માસિક રૂ ૧) ના પગારે તેઓ નોકર રહ્યા પરતુ ત્યાં કડવા અનુભવો થતા ફરીને પિતાની ઇચ્છાથી ધી જે એલ ન્યુ ઇગ્લીશ સ્કૂલમા તેમણે અભ્યાસ ચાલુ કર્યો મેટ્રિકમા હતા ત્યારે અમદાવાદની બી જે મેડીકલ સ્કૂલમા મેડીકલ સ્યુપીલ તરીકે મેટ્રિકના વિદ્યાર્થીઓમાથી પસદ કરવા પ્રવેશિક પરીક્ષા થઈ તેમા તેઓ પ્રથમ નબરે પાસ થવાથી રાજકોટની 'વેસ્ટ હૉસપીટલ'મા માસિક રૂ ૭ ના વેતનથી 'સ્યુપીલ' તરીકે તેમની નિમણૂક થઇ કુટુબની ગરીબાઇને લીધે કૉલેજમા તેઓ જઈ શકે એમ ન હતુ ત્યારબાદ સરકાર તરફથી રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં અગ્રેજીના અભ્યાસની સગવડ તેમને કરી આપવામાં આવી હતી બે વર્ષ બાદ અમદાવાદની મેડીકલ સ્કૂલમા સરકાર તરફથી તેમને મોકલવામાં આવ્યા અને ઇ ૧૯૧૨ માં ડૉકટરી પરીક્ષાઓ પસાર કરી તેઓ ત્યા જ સબ એસિ સર્જન તરીકે જોડાઈ ગયા નવ વર્ષ સુધી આ નોકરી તેમણે બજાવી અને ઈ ૧૯૨૧ માં અસહકારની ચળવળે અને સરકારી નોકરીમા પ્રવર્તતી અઘેર રીતિ–નીતિએ તેમને રાષ્ટ્રપ્રેમનાં કાર્યો તરફ વાળ્યા તેમણે સરકારી નોકરીનુ રાજીનામુ આપ્યુ ત્યારથી અદ્યાપિ પર્યંત તેઓ સ્વતત્ર દવાખાનુ ચલાવી રહ્યા છે હાલ તેઓ દવાખાનુ ચલાવવા ઉપરાત અમદાવાદની 'ગુજરાત મહિલા પાઠશાળા'મા જીવવિદ્યા, ઇંદ્રિયવિજ્ઞાન અને આરોગ્યશાસ્ત્રના અધ્યાપક તરીકે પણ કામ કરે છે

હાઈસ્કૂલમા ભણતા ત્યારે વિદ્યાર્થીમિત્રો સાથે મળીને 'Friends' Literary Union' નામનુ એક મડળ તેમણે કાઢેલુ તેમા તેમને સાંસ્કારિક પ્રવૃત્તિઓ ચલાવવાની સારી તાલીમ મળી હતી એ અરસામાં

નાટકો જોવાનો શોખ ખૂબ હોવાથી નાટકી ઢાળનાં ગીતો લખવા તે પ્રેરાએલા, જે 'સમાલોચક' વગેરે સામયિકોના દીપોત્સવી અંકોમાં પ્રગટ થયા હતા. ઈ. ૧૯૨૧ થી ઇ. ૧૯૨૩ સુધી તેમની જ્ઞાતિનું મુખપત્ર 'બ્રહ્મક્ષત્રિય શુભેચ્છક' તેઓ ચલાવતા. આમ તેમની લખવાની શરૂઆત તો વહેલી થઈ ચૂકેલી; પણ એ વૃત્તિને ખરું પ્રોત્સાહન તો અધ્યાપન-કાર્યને અંગે જીવવિજ્ઞાન વિષયનું જે વિશેષ વાચનમનન તેમને કરવું પડ્યું અને તેને અંગે વર્ગનોંધો તૈયાર કરવી પડી, તેને લીધે મળ્યું. એથી તો 'જીવવિજ્ઞાન' વિષય ઉપર તેઓ એક શાસ્ત્રીય પુસ્તક આપી શકયા. ઈ સ. ૧૯૨૨ થી'૩૫ સુધી નાટકો જોવાવાંચવાનો શોખ ખૂબ હોવાથી રંગભૂમિ અને નાટકરચનાનો અભ્યાસ તેમણે કરેલો અને પ્રસંગોપાત્ત એ વિષય ઉપર કેટલાક લેખો પણ લખેલા.

તેમના જીવનને ઘડનાર બળોમા મુખ્યત્વે 'સરસ્વતીચંદ્ર' અને તેના કર્તા, 'Life Divine' અને શ્રી. અરવિંદ, તેમના શાળાજીવનમાં કસરત શિક્ષક તરીકે કામ કરતા ડૉ. હરિપ્રસાદ દેસાઈ અને એક શિક્ષક શ્રી. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈ છે. શ્રેયસાધક અધિકારી વર્ગના લેખકોએ પણ તેમના ઉપર સારી અસર પાડી છે

અમદાવાદની સાહિત્યપ્રવૃત્તિમાં ડૉ મજમુદાર વર્ષોથી જીવંત રસ ધરાવે છે એટલું જ નહિ, પરંતુ સક્રિયપણે એમાં ભાગ પણ લેતા રહ્યા છે. ઈ. ૧૯૨૨ થી ઈ. ૧૯૩૫ સુધી તેઓ ગુજરાત સાહિત્ય સભાના માનાર્હમંત્રી હતા. અમદાવાદ મેડીકલ સોસાયટીના માનાર્હમંત્રી તરીકે પણ તેમણે ઈ. ૧૯૨૧ થી ઇ. ૧૯૩૨ સુધી કામ કર્યું હતું.

### કૃતિઓ

| કૃતિનું નામ | વિષય | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| 'જીવવિજ્ઞાન' | વિજ્ઞાન | ૧૯૪૦ | ૧૯૪૧<br>૧૯૪૮ (દ્વિતીય આવૃત્તિ) | ગુજરાત વિદ્યાસભા. અમદાવાદ | મૌલિક |

### અભ્યાસ-સામગ્રી

'જીવવિજ્ઞાન' માટે: ૧. ગુજરાત સાહિત્ય સભાની ઈ. ૧૯૪૧ની કાર્યવહી. ૨. 'પ્રકૃતિ' ત્રૈમાસિક ચૈત્ર, ૧૯૯૫.

# યશવંતરાય ગુલાબભાઈ નાયક

શ્રી. નાયકનો જન્મ તેમના મૂળ વતન સુરત જિલ્લાના વેગામ ગામમાં અનાવિલ જ્ઞાતિમાં તા ૬-૭-૧૯૦૯ના રોજ થયેલો. તેમના પિતાનું નામ ગુલાબભાઇ ફકીરભાઈ નાયક અને માતાનું નામ જમનાબહેન છે. તેમનું લગ્ન ઈ. ૧૯૨૩ માં શ્રી. મણિબહેન સાથે થયેલું છે.

પ્રાથમિક અભ્યાસ સુરત જિલ્લાના વેગામ, દાંડી અને નાગધરા ગામમાં કર્યા બાદ તેમણે માધ્યમિક કેળવણી અનુક્રમે વેગામ, મ દ્રિર અને નવસારીમાં લીધી હતી. ત્યારબાદ ઇ. ૧૯૨૮ માં વડોદરા કોલેજમાંથી બી. એસસી. ની પરીક્ષા પહેલા વર્ગમાં માનસહિત પસાર કરીને તેઓ યુનિવર્સિટીમાં બીજે નંબરે આવ્યા અને વડોદરા કોલેજના ફેલો નિમાયા. તે પછી ઈ ૧૯૩૨ માં એમ. એસસી. અને ઈ. ૧૯૩૭ માં પીએચ. ડી. ની ઉપાધિઓ મુબઈની રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં નોકરી કરતાં કરતાં તેમણે મેળવી હતી હાલમાં તેઓ અમદાવાદની ગુજરાત કોલેજમાં ભૌતિકશાસ્ત્રના મુખ્ય અધ્યાપક તરીકે કામ કરે છે.

તેમના જીવન ઉપર ઊંડી અસર કરનાર 'રામાયણ', 'મહાભારત', 'લા મિઝરાબ્લ', 'વિકાર ઑફ વેકફિલ્ડ', 'રિઝર્સ એજ' વગેરે જગવિખ્યાત ગ્રંથો છે. તેમનો જીવન-ઉદ્દેશ વિજ્ઞાનની સેવા કરવાનો છે. તેમના પ્રિય લેખકો વિકટર હ્યુગો અને ટૉમસ હાર્ડી છે. તેમનો પ્રિય લેખનવિષય ભૌતિકશાસ્ત્ર છે. વિજ્ઞાનની અનેક સંસ્થાઓ જેવી કે 'ગુજરાત પ્રકૃતિ મંડળ', 'ઇન્ડિયન સાયન્સ કોન્ગ્રેસ', 'તારક મંડળ,' વગેરે સાથે તેઓ જોડાએલા છે. તેમનો મનપસંદ સાહિત્યપ્રકાર નવલિકા છે.

શ્રી. પોપટલાલ ગો. શાહ સાથેના ગાઢ પરિચયે વિજ્ઞાનનાં પુસ્તકો લખવામાં તેમને પ્રોત્સાહન આપ્યું હતું. ઇ. ૧૯૩૯ માં મળેલી વિજ્ઞાન પરિષદ પણ તેમની લેખનપ્રવૃત્તિનું ઉત્તેજક બળ બની હતી. તેમણે વિજ્ઞાનની શોધખોળના બાર-તેર જેટલા મૌલિક લેખો અંગ્રેજીમાં પ્રગટ કર્યા છે. પારિભાષિક શબ્દોની રચનામાં ફાર્બસ ગુજરાતી સભામાં તેમણે સક્રિય ફાળો આપ્યો છે. શાળાઓ અને કોલેજોમાં ઉપયોગી થાય તેવાં વિજ્ઞાનનાં ગુજરાતી પાઠ્ય પુસ્તકો પણ તેમણે રચ્યાં છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | વિષય | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. પૃથ્વીનો ઇતિહાસ | વિજ્ઞાન | ૧૯૩૫ | ૧૯૩૬ | ફાર્બસ સભા મુંબઈ | મૌલિક |
| ૨ પદાર્થ વિજ્ઞાન અને રસાયણ | વિજ્ઞાન | ૧૯૩૬ | ૧૯૩૭ | એજ્યુકેશનલ બુક્સ કો. મુંબઈ | ,, |
| ૩. સૃષ્ટિવિજ્ઞાન ભા. ૧-૨-૩ | ,, | ૧૯૩૭ | ૧૯૩૮ | જનરલ બુક ડીપો, મુંબઈ | ,, |
| ૪. સરળ આરોગ્ય વિજ્ઞાન | ,, | ૧૯૩૮ | ૧૯૩૮ | ,, | ,, |
| ૫ બાળકોનું વિજ્ઞાન ભા ૧ થી ૭ | બાળવિજ્ઞાન | ૧૯૪૩ | ૧૯૪૫ | એજ્યુકેશનલ બુક્સ કો. તથા બબાભાઇ સો શાહ | ,, |
| ૬. પદાર્થ વિજ્ઞાન અને રસાયણની પરિભાષા | વિજ્ઞાન | ૧૯૪૨ | ૧૯૪૩ | મુંબઇ યુનિવર્સિટી | ,, |
| ૭. Text book of F. Y Sc. Physics. | વિજ્ઞાન | ૧૯૩૬ | ૧૯૩૬ | Educational Publishing Co Bombay | ,, |
| ૮. Text book of I. Sc. Physics | ,, | ૧૯૪૩ | ૧૯૪૩ | Khadyata Book Depot, Ahmedabad | ,, |

# રતિલાલ નાનાભાઈ તન્ના

'શારદાપ્રસાદ વર્મા'ને નામે નાટકો, વાર્તાઓ અને ચરિત્રો લખતા શ્રી રતિલાલ તન્નાનો જન્મ ઇ. ૧૯૦૧ ના સપ્ટેમ્બરની ૧૮ મી તારીખે તેમના મૂળ વતન સુરતમા લોહાણા જ્ઞાતિમા થયેલો તેમના પિતાનુ નામ નાનાભાઇ મોતીરામ અને માતાનુ નામ મણિબહેન પત્નીનુ નામ શાન્તાગૌરી

સુરતની ચંદુ મહેતાની ગામઠી નિશાળ, મુબઇની મ્યુનિસિપલ શાળા અને સુરતની મ્યુનિ શાળા નં ૬—એ ત્રણ નિશાળોમા થઇને માત્ર દોઢ વર્ષમા તેમણે પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યો હતો પછી મુબઇની સેન્ટ ઝેવિયર્સ સ્કૂલ અને સુરતની યુનિયન હાઈસ્કૂલમા તેમણે માધ્યમિક શિક્ષણ પ્રાપ્ત કર્યું હતુ ત્યારબાદ સુરતની એમ ટી બી. કોલેજમા ઇન્ટર આર્ટ્સ ની પરીક્ષા પાસ કરી પણ દસ વર્ષની વયે માતાનુ અને તે પછી બે જ વર્ષમા પિતાનુ અવસાન થયેલુ હોવાથી દુન્યવી જવાબદારીઓ માથે આવી પડવાથી અભ્યાસમા ચિત્ત કેન્દ્રિત ન થઈ શક્યુ વળી તેવામા જ અસહકારના આંદોલનો શરૂ થયેલા, તેથી લેખકે અભ્યાસ છોડી સત્યાગ્રહમા ઝુકાવવાની હોશ કરી પણ પોતે 'કોર્ટ ઑફ વૉર્ડ્ઝ'ના આશ્રયે હોવાથી હિલચાલમા સક્રિય ભાગ ન લઈ શક્યા, ને તેમની ઇચ્છા મુજબ વિદ્યાપીઠમા પણ ન જોડાઇ શક્યા પછી સાહિત્ય દ્વારા દેશસેવા કરવાની ભાવનાથી 'યુગાતર કાર્યાલય' નામની પ્રકાશન સંસ્થા તેમણે સુરતમા સ્થાપી હાલ એ પ્રકાશન સંસ્થા ચલાવવા ઉપરાંત લેખનનો વ્યવસાય પણ તેઓ કરી રહેલ છે.

શ્રી તન્ના માધ્યમિક શાળામા હતા ત્યારથી નાટકો અને સવાદો લખતા હતા, જે પ્રસંગોપાત્ત શાળાઓમા ભજવાતા પણ સન ઇ ૧૯૨૪ મા 'ગીતાની વ્યાખ્યા' નામના પુસ્તકમા કેટલાક ગીતા ઉપરના નિબંધોનો અનુવાદ પ્રગટ કરીને તેઓ પ્રસિદ્ધિમા આવ્યા

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ સાહિત્ય દ્વારા માનવતાની સેવા અને આરાધના કરવાનો છે તેમના જીવન તેમ જ સાહિત્ય ઉપર સ્વામી શ્રી રામતીર્થના અધ્યાત્મવિષયક પુસ્તકોએ અને ગાધીજીએ શરૂ કરેલાં સાસ્કારિક આદોલનોએ ઊંડી અસર પાડી છે એમના પ્રિય લેખકો શ્રી અરવિંદ અને સ્વામી રામતીર્થ છે એ યોગીઓનાં પુસ્તકો તેમજ

ગીતાઉપનિષદના પરિશીલનમાંથી તેમને જીવનનાં સત્ત્વો સાંપડ્યાં છે. તેમના મનગમતા લેખનપ્રકારો નાટક અને જીવનચરિત્ર છે. ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવો તેમને ખૂબ ગમે છે.

તેમનું ઘણુંખરું સર્જન ઉદ્દેશલક્ષી હોય છે. કોઈક ભાવના કે વિચારને પોતાનાં નાટકોમાં કેન્દ્રવર્તી સ્થાને રાખીને તેઓ વસ્તુ, પાત્ર ને વાતાવરણની સંકલના કરે છે. શ્રી. બટુભાઇ ઉમરવાડિયાની સંવાદશૈલી અને નવીન વિચારોને તેજસ્વી રીતે ચમકાવવાની તેમની રીતિની અસર તેમનાં નાટકોમાં જણાય છે. એકંદરે તખ્તાલાયકી જાળવી રાખે તેવાં તેમનાં નાટકો છે. બાલસાહિત્યમાં પણ તેમની દૃષ્ટિ સંસ્કાર, કેળવણી અને સુધારણાની છે. તેમની 'બે નાટકો', 'દુર્ગારામ મહેતાજી', 'નવા યુગની સ્ત્રી' વગેરે કૃતિઓને જાણીતા વિદ્વાન લેખકો રમણલાલ, ઉમરવાડિયા આદિની પ્રસ્તાવનાઓનો લાભ મળ્યો છે. 'ફોરમ'ની અનેક લહરીઓમાં પથરાયેલા તેમના બાલસાહિત્યને શ્રી. જ્યોતીન્દ્ર દવે, સ્વ. ગિજુભાઈ અને સ્વ. મોતીભાઈ અમીનનાં પ્રોત્સાહક પુરોવચનો પ્રાપ્ત થયાં છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ |
|---|---|---|---|---|---|
| ૧. ગીતાની વ્યાખ્યા | નિબંધો | ૧૯૨૪ | ૧૯૨૪ | યુગાન્તર કાર્યાલય સુરત | અનુવાદ |
| ૨. બે નાટક | નાટકો | ૧૯૨૮–૧૯૨૯ | ૧૯૩૦ | ,, | મૌલિક |
| ૩. ફોરમ લહરી ૧ થી ૧૨ | બાલ-સાહિત્ય | ૧૯૩૫-૧૯૩૬ | ૧૯૩૬ | ,, | ,, |
| ૪. નવા યુગની સ્ત્રી | નાટક | ૧૯૩૨–૧૯૩૪ | ૧૯૩૬ | ,, | ,, |
| ૫. વન વનની વેલ | વાર્તાઓ ને એક નાટક | ? | ૧૯૩૯ | ,, | ,, |
| ૬. મુસોલિની | ચરિત્ર | ? | ,, | ,, | ,, |
| ૭. કમાલ આતા તુર્ક | ,, | ? | ,, | ,, | ,, |
| ૮. વર્તમાન યુગના વિધાયકો | ,, | ? | ,, | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯. મંદિરને પગથિયે | નિબંધિકાઓ | ? | ૧૯૪૩ | યુગાન્તર કાર્યાલય | મૌલિક |
| ૧૦. દુર્ગારામ મહેતાજી અને બીજાં નાટકો | નાટકો | ? | ૧૯૪૦ | ,, | ,, |
| ૧૧. આશા અથવા એક શબ્દ | નવલકથા | ? | ૧૯૪૪ | ,, | અનુવાદ |
| ૧૨. પુરાણનાં પાત્રો | બાલસાહિત્ય | | ૧૯૪૪ | ,, | મૌલિક |
| ૧૩. ઉપનિષદની વાતો | ,, | ? | ૧૯૪૪ | ,, | ,, |
| ૧૪. કથાનકો | ,, | ? | ૧૯૪૮ | ,, | સંપાદન-અનુવાદ |

## અભ્યાસ-સામગ્રી

'ફોરમ' બાલસાહિત્ય માટે:—સ્વ. મોતીભાઈ અમીનના પત્રો તેમજ શ્રી. જ્યોતીન્દ્ર દવે અને સ્વ. ગિજુભાઈની પ્રસ્તાવના

'બે નાટકો' માટે:— સ્વ. બટુભાઈ ઉમરવાડિયાની પ્રસ્તાવના.

'નવા યુગની સ્ત્રી' માટે:— શ્રી. રમણલાલ દેસાઈની પ્રસ્તાવના.

'દુર્ગારામ મહેતાજી' માટે:— પ્રો. મનજારામ મ. દેસાઈનું વિવેચન

# રવિશંકર મહાશંકર જોષી

પ્રો. રવિશંકર જોષીનો જન્મ ઈ. ૧૮૯૭ ના સપ્ટેમ્બર માસની ૧ લી તારીખે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં રાજૂલા ગામમાં થયેલો. તેમનું મૂળ વતન બોટાદ; તેમના પિતાનું નામ મહાશંકર બહેચરલાઈ અને માતાનું નામ શ્રી. અંબાબહેન. તેમનું લગ્ન ઈ. ૧૯૧૪ માં શ્રી. નર્મદાબહેન સાથે થયેલું છે.

શિહોર પ્રાંતમાં આવેલા રાજૂલા ગામની શાળામાં પ્રાથમિક શિક્ષણ પ્રાપ્ત કરી શિહોર મિડલ સ્કૂલમાંથી તેઓ મેટ્રિક પાસ થયા ત્યારબાદ ભાવનગરની શામળદાસ કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ મેળવી ઈ. ૧૯૨૪ માં તેઓ એમ. એ. પાસ થયા અને મુખ્ય વિષય ગુજરાતીમાં યુનિવર્સિટીમાં પ્રથમ નંબર તેમણે મેળવ્યો. ત્યારથી તેઓ શામળદાસ કૉલેજમાં ગુજરાતીના પ્રૉફેસર તરીકે કામ કરી રહ્યા છે.

જીવનના જુદા જુદા તબક્કે વિધવિધ પ્રકારનાં પુસ્તકો અને પુરુષોએ તેમના વ્યક્તિત્વનું ઘડતર કર્યું છે તેમની બાલ્યાવસ્થામાં 'સરસ્વતીચંદ્ર' અને 'ચંદ્રકાન્ત'-એ બે પુસ્તકોની, તેમના કૉલેજ-જીવનમાં 'લા' મિઝરેબ્લ', 'બ્રધર્સ કારમાઝોવ' અને ૧૯ મા સૈકાના અંગ્રેજી કવિઓનાં કાવ્યપુસ્તકોની, અને ઉત્તરાવસ્થામાં 'લીડ બીટર', 'ગીતા' અને 'ઉપનિષદો'ની તેમજ પ્રિન્સિપાલ શાહાણી, સર પ્રભાશંકર પટ્ટણી અને શ્રી. ઇશ્વરલાલ મહેતાના વ્યક્તિત્વની અસર તેમણે ઝીલી છે. તેમના પ્રિય લેખકો પણ એજ પ્રમાણે બદલાતા રહ્યા છે. ૧૨ થી ૨૫ વર્ષની વય સુધી કાલિદાસ અને શેક્સપિયર, ૨૫ થી ૩૩ સુધી વિક્ટર હ્યુગો, ડૉસ્ટૅવસ્કી અને ટાગોર, ૩૩ થી ૪૦ સુધી 'ગીતા' થીઓસોફી તેમજ રહસ્યવાદને લગતાં પુસ્તકો, ૪૦ થી ૪૮ સુધી 'ઉપનિષદો' અને પછીથી 'યોગવાસિષ્ઠ' અનુક્રમે તેમના પ્રિય ગ્રંથકારો અને ગ્રંથો બનેલ છે.

તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ પરમાત્માનો અનુભવ ને તે દ્વારા તેની પ્રાપ્તિ કરવાનો છે. સાહિત્યને તેમના આ લક્ષ્યના એક સાધનરૂપ તેઓ માને છે. કૉલેજમાં અધ્યાપક તરીકેના શાંત જીવનથી અને તે દરમિયાન તેમને થયેલા કેટલાક આધ્યાત્મિક અનુભવોથી તેમનો જીવનવિકાસ થયો હોવાનું તેઓ કહે છે.

તેમણે જીવનમાં લખવાની શરૂઆત પંદરમા વર્ષથી કરેલી અને કેટલાંક કાવ્યો, નવલિકાઓ અને લેખો તેમણે સામયિકોમાં છપાવેલા, પણ તે દિશામાં તેમણે ઝાઝી પ્રવૃત્તિ પછીથી ચાલુ રાખી હોય એમ જણાતુ નથી. ગુજરાતી ભાષા અને સાહિત્યના એક સમર્થ અધ્યાપક તરીકે, ગુજરાતના એક બહુશ્રુત વિદ્વાન તરીકે અને શાંત જીવન જીવનાર એક સહૃદયી સરળ માનવ તરીકે તેઓ પ્રસિદ્ધિ પામ્યા છે. વિવેચનસાહિત્યમા તેમનો ફાળો ઘણો ઓછો છે તો પણ તેમા જેટલુ તેમણે લખ્યુ છે તેટલું તેમની સમર્થ શક્તિનો પરિચય કરાવે છે. તેમણે લખેલા 'કાન્તની કાવ્યકલા', 'વલ્લભનાં આખ્યાનોની કૃત્રિમતાનો પ્રશ્ન', 'શામળ એક સમસ્યા', 'શ્રી મુનશીની સ્ત્રીત્વની ભાવના,' 'સાહિત્યમાં જીવનદર્શન, 'કાવ્યાગના', 'રસિકના કાવ્યો' વગેરે પુસ્તકોની પ્રસ્તાવનાઓ ઇત્યાદિ લેખો તેમની કોમળ ભાષા, મધુર વિવેચનશૈલી અને કૃતિનું સાંગોપાગ રસદર્શન કરાવવાની તેમની કુશળતાના પરિપાકરૂપ છે.

## કૃતિઓ

| કૃતિનુ નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ ? |
|---|---|---|---|---|---|
| ૧. અનુભવબિન્દુ | કાવ્ય | ૧૯૩૩ | ૧૯૪૬ | પોતે | સંપાદન |
| ૨. ગુ. સા સભાની સમીક્ષા ઈ. ૧૯૪૦-૪૧ ની કાર્યવહી | | ૧૯૪૦ | ૧૯૪૧ | ગુ. સા. સભા, અમદાવાદ | મૌલિક |

# શાંતિલાલ સોમેશ્વર ઠાકર

શ્રી. શાંતિલાલ ઠાકરનો જન્મ ઈ ૧૯૦૪ ના સપ્ટેમ્બર માસની ૧૫ મી તારીખે બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં તેમના મૂળ વતન નડિયાદમાં થયેલો. તેમના પિતાનું નામ સોમેશ્વર અચરતલાલ અને માતાનું નામ રેવાબહેન. તેમનું લગ્ન ઈ. ૧૯૧૬ માં શ્રી. સવિતાબહેન વેરે થયેલું છે.

ચરાદની ગુજરાતી શાળામાં પ્રાથમિક ત્રણ ધોરણોનું શિક્ષણ લઇ તેમણે માધ્યમિક શિક્ષણ નડિયાદની સરકારી હાઇસ્કૂલમાં પ્રાપ્ત કર્યું હતું. ઈ. ૧૯૨૨ માં મેટ્રિક થયા બાદ ગુજરાત કૉલેજમાંથી ઇ. ૧૯૨૪ માં ઇન્ટરની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી કૉલેજની શિષ્યવૃત્તિ તેમજ યુનિવર્સિટીની પાટિલ સંસ્કૃત શિષ્યવૃત્તિ તેમણે મેળવી હતી. ઈ. ૧૯૨૬માં સંસ્કૃત-અર્ધમાગધી ઐચ્છિક વિષયો લઈ બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં પણ કૉલેજમાં પ્રથમ નંબરે પાસ કરતાં તેમને ગુજરાત કૉલેજની દક્ષિણા ફેલોશિપ મળી હતી. ઇ. ૧૯૨૮ માં સંસ્કૃત અર્ધમાગધી ઐચ્છિક વિષયો લઈ તેઓ એમ. એ થયા. ત્યારબાદ ઇ. ૧૯૩૮ માં તેઓ મુંબઈની એસ. ટી. ટી. કૉલેજમાંથી બી. ટી. પણ પાસ થયા હતા. તેમનો વ્યવસાય શિક્ષકનો છે. કેટલોક સમય ખેડાની અને નડિયાદની હાઇસ્કૂલોમાં આચાર્યનું કામ કરીને હાલ તેઓ બોરસદની હાઇસ્કૂલમાં આચાર્યપદે છે.

કૉલેજકાળ દરમિયાન સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ, શ્રી. રામકૃષ્ણ પરમહંસ અને શ્રી. અરવિંદ ઘોષ જેવા યોગીઓનાં ચરિત્રો અને લખાણોએ તેમજ સાધનાકાળ દરમિયાન સ્વામી શ્રી. પ્રકાશાનંદ (ગોદડિયા મહારાજ) અને અરવિંદાશ્રમવાળાં શ્રી. માતાજીના પ્રત્યક્ષ પરિચયે તેમના વ્યક્તિત્વ ઉપર ઘણી મોટી છાપ પાડી છે. 'ગીતા' અને 'ઉપનિષદો' જેવા તત્ત્વદર્શનના ગ્રંથોએ તેમના જીવનને ઘડયું છે.

પ્રભુ નિમિત્તે કાર્ય કરી આંતરવિકાસ સાધવાનો તેમનો જીવન-ઉદ્દેશ છે. રવિબાબુ તેમના પ્રિય સાહિત્યકાર છે. 'ગીતા' તેમનો પ્રિય ગ્રંથ છે; નિબંધ તેમનો માનીતો સાહિત્યપ્રકાર છે. તેમના મનગમતા લેખન ને અભ્યાસવિષયો ધર્મ, સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાન છે.

તેમણે જીવનમાં લખવાની શરૂઆત પંદરમા વર્ષથી કરેલી અને કેટલાંક કાવ્યો, નવલિકાઓ અને લેખો તેમણે સામયિકોમાં છપાવેલાં; પણ તે દિશામાં તેમણે ઝાઝી પ્રવૃત્તિ પછીથી ચાલુ રાખી હોય એમ જણાતું નથી. ગુજરાતી ભાષા અને સાહિત્યના એક સમર્થ અધ્યાપક તરીકે, ગુજરાતના એક બહુશ્રુત વિદ્વાન તરીકે અને શાંત જીવન જીવનાર એક સહૃદયી સરળ માનવ તરીકે તેઓ પ્રસિદ્ધિ પામ્યા છે. વિવેચનસાહિત્યમાં તેમનો ફાળો ઘણો ઓછો છે તો પણ તેમાં જેટલું તેમણે લખ્યું છે તેટલું તેમની સમર્થ શક્તિનો પરિચય કરાવે છે. તેમણે લખેલા 'કાન્તની કાવ્યકલા', 'વલ્લભનાં આખ્યાનોની કૃત્રિમતાનો પ્રશ્ન', 'શામળ: એક સમસ્યા', 'શ્રી મુનશીની સ્ત્રીત્વની ભાવના,' 'સાહિત્યમાં જીવનદર્શન, 'કાવ્યાંગના', 'રસિકનાં કાવ્યો' વગેરે પુસ્તકોની પ્રસ્તાવનાઓ ઇત્યાદિ લેખો તેમની કોમળ ભાષા, મધુર વિવેચનશૈલી અને કૃતિનું સાંગોપાંગ રસદર્શન કરાવવાની તેમની કુશળતાના પરિપાકરૂપ છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન-સાલ | પ્રકાશક | મૌલિક સંપાદન કે અનુવાદ? |
|---|---|---|---|---|---|
| ૧. અનુભવબિન્દુ | કાવ્ય | ૧૯૩૩ | ૧૯૪૬ | પોતે | સંપાદન |
| ૨. ગુ. સા. સભાની ઈ. ૧૯૪૦-૪૧ ની કાર્યવહી | સમીક્ષા | ૧૯૪૦ | ૧૯૪૧ | ગુ. સા. સભા, અમદાવાદ | મૌલિક |

ઇ ૧૯૨૭ થી કૉલેજ સામયિકોમાં અને નડિયાદની સાર્વજનિક વ્યાયામશાળા તરફથી ચાલતા 'નારાયણ' માસિકમા તેમણે લેખો લખવાની શરૂઆત કરી હતી. પછી તો અનેક સામયિકોના પ્રોત્સાહનથી તેમનુ લેખનકાર્ય ઉત્તરોત્તર મહોરતું ગયુ. તેમનુ પ્રથમ પુસ્તક 'સંવાદમાલા', યુનિવર્સલ પ્રેસ, નડિયાદ તરફથી ઈ. સ. ૧૯૩૪ માં પ્રગટ થયું હતુ.

તેઓ ગુજરાતના એક કુશળ વક્તા તરીકે જાણીતા છે. ઇ. સ. ૧૯૩૮ મા મુબઈ ઇલાકાની આંતર કૉલેજ વકતૃત્વકળાની હરીફાઈ જીતીને તેમણે સુવર્ણચંદ્રક મેળવ્યો હતો. નિબંધલેખક તરીકે પણ તેમણે સારી ગુણવત્તા બતાવી છે. 'મહાત્મા ગાંધીજીનું રાજકારણ અને હિંદી તત્ત્વજ્ઞાન' એ વિષય પર શ્રેષ્ઠ નિબધ લખવા બદલ અમદાવાદની હિંદી તત્ત્વજ્ઞાન સમિતિ તરફથી ઇ સ ૧૯૪૭ માં તેમને સુવર્ણચંદ્રક એનાયત થયો હતો. 'પુસ્તકાલય' પર શ્રેષ્ઠ નિબધ લખવા બદલ કપડવજની સાર્વજનિક પુસ્તકાલય રજતમહોત્સવ સમિતિ તરફથી તેમને શ્રી. વિનોબા ભાવેને હાથે પારિતોષિક આપવામાં આવેલું. તે ઉપરાંત 'શ્રી કૃષ્ણતત્ત્વ' અને 'લગ્નની લાયકાત' એ બે નિબધો લખીને તેમણે પ્રથમ પારિતોષિકો મેળવેલાં.

શ્રી. ઠાકર એક સારા વિચારક પણ છે તેમના વિચારો પર શ્રી. અરવિંદની અને ચિંતનપદ્ધતિ ઉપર શ્રી. અબાલાલ પુરાણીની સારી અસર પડેલી છે. તેમના નિબંધોના વિષયો પણ ઘણુંખરું ભક્તિ, તત્ત્વજ્ઞાન કે અગમ્યવાદને લગતા જ હોય છે.

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના-સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક- | મૌલિક સંપાદન કે અનુવાદક ? |
|---|---|---|---|---|---|
| ૧. સંવાદમાલા | સંવાદો | ૧૯૩૩ | ૧૯૩૪ | યુનિવર્સલ પ્રેસ, નડિયાદ | અનુવાદ |
| ૨. સાવન સૂક્તાવલિ | ગદ્ય | ૧૯૩૫ | ૧૯૩૬ | હિંદુ અનાથાશ્રમ પ્રેસ, નડિયાદ | „ |
| ૩. સ્ફુલિંગ ભા. ૧ | નિબધો | ૧૯૪૨ | ૧૯૪૪ | ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ | મૌલિક |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪. ભક્ત મીરાં | નિબંધ | ૧૯૪૪ | ૧૯૪૫ | ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ | મૌલિક |
| ૫. સ્ફુલિંગ ભા. ૨ | નિબંધો | ૧૯૪૬ | ૧૯૪૮ | ,, | ,, |
| ૬. નીતિશતક | પદ્ય | ૧૯૪૮ | ,, | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ | અનુવાદ |
| ૭. વૈરાગ્યશતક | ,, | ,, | ,, | ,, | ,, |
| ૮. તુલસીદાસની સાખીઓ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯. કહેવતો | ,, | ,, | ,, | ,, | સંપાદન |
| ૧૦. મૃત્યુંજય | ,, | ,, | ,, | મહાગુજરાત પબ્લિશિંગ કું. મુંબઈ | અનુવાદ |
| ૧૧. દશકુમારચરિત | ગદ્ય | ,, | ,, | ,, | ,, |
| ૧૨. નડિયાદનો ઇતિહાસ | ,, | ૧૯૪૯ | ,, | ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ | મૌલિક |

# પંડિત શ્રી. સુખલાલજી સંઘજી સંઘવી

ભારતવર્ષના મહાન દાર્શનિકોમાંના એક પંડિત શ્રી. સુખલાલજીનો જન્મ સૌરાષ્ટ્રમા વઢવાણ પાસે આવેલા લીમલી નામના નાના ગામડામા ઈ. ૧૮૮૦ મા જૈન વેપારી પિતાને ત્યા શ્રીમાળી વૈસ્ય જ્ઞાતિમાં થયેલો. તેમના પિતાનુ નામ શ્રી સંઘજી અને માતાનુ નામ શ્રી સંતોકબહેન છે.

પંડિતજીએ તેમના વતનમા જ સાત ગુજરાતી સુધીનુ શિક્ષણ લીધુ. તેમનુ બાલજીવન પણ ત્યા જ વ્યતીત થયુ. સોળ વર્ષની ઉમરે શીતળાના ભયંકર દર્દના તેઓ ભોગ બન્યા આ દર્દે તેમની આંખોનુ તેજ હરી લીધુ. પણ તેથી જરાયે નાસીપાસ થયા વિના ઉત્કટ જ્ઞાનપિપાસાને તૃપ્ત કરવાના પ્રયત્નો સાથે તેઓ આગળ વધ્યા

પ્રજ્ઞાચક્ષુ બનેલા પંડિતજીએ સંસ્કૃત સાહિત્ય ને તત્ત્વજ્ઞાનનો શોખ કેળવ્યો. એ શોખને સંતોષવા ઠેઠ બનારસ જેટલે દૂર દેશ તેઓ ગયા અને ત્યાની શ્રી. યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળામાં મહામહોપાધ્યાય પંડિતરત્ન શ્રી વામાચરણ ભટ્ટાચાર્ય પાસે રહી ન્યાયશાસ્ત્રમા તેઓ પારંગત થયા. વર્ષો સુધી તેમણે ત્યા વિદ્યોપાસના કરી અને તત્કાલીન અનેક વિશિષ્ટ પંડિતોના સંસ્કાર ગ્રહણ કર્યા સારવાદ સાથી તેઓ મિથિલા ગયા અને મહામહોપાધ્યાય શ્રી. બાલકૃષ્ણ મિશ્ર પાસે રહીને વિશેષ અધ્યયન કર્યું.

અહી તેમની ગુરુભક્તિ અને આર્થિક સંકડામણું માટે તેમના જીવનમા બનેલો એક પ્રસંગ સંભારવો ઘટે છે. પંડિતજીની આર્થિક મુશ્કેલી ઘણી હતી, સંસ્કૃત પાઠશાળાઓમા ભણતા વિદ્યાર્થીઓ તેમના ગુરુ પાસે કેવી દશામાં રહીને ભણે છે એ તો કોઇથી અજાણ્યુ નથી. એક વખત પંડિતજીએ પહેરેલુ ગરમ સ્વેટર તેમના ગુરુએ જોયુ અને તે તેમને ખૂબ પસંદ પડ્યુ. બીજે જ દિવસે મિથિલાના શિયાળાની કડકડતી ઠંડીનો જરા પણ વિચાર કર્યા સિવાય ,પંડિતજીએ તે તેમના ગુરુજીને આપી દીધુ. સૂતી વખતે ઠંડીથી બચવા સારુ પોતાના શરીરને ઘાસથી ઢાંકી દઇને, કોઈ ન જુએ તે માટે ફાટેલો કામળો તે ઉપર તેઓ ઓઢી લેતા. વિદ્યાર્થી અવસ્થામા માસિક બે કે ત્રણ રૂપિયાથી વધુ ખર્ચ તેમના ભોજન માટે કદી તેમણે કર્યો ન હતો. આ તેમનું વ્રત હતુ

મિથિલાથી ફરી પાછા તેઓ બનારસ આવ્યા અને ત્યાં કેટલાંક વર્ષો રહી સંસ્કૃત વેદાંત તેમજ અન્ય સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને તે વિષયોમાં નિપુણતા મેળવી.

લેખનનો પ્રારંભ આગ્રા શહેરથી થયો. ત્યાં પંડિતજીએ 'પંચપ્રતિક્રમણ', 'ચાર કર્મગ્રંથ', 'યોગદર્શન', અને 'યોગવિંશિકા'નું સંપાદન કર્યું. આ સંપાદનોએ તેમની વિદ્વત્તાને પંડિતવર્ગમાં પ્રતિષ્ઠિત કરી. આ પછી મહાત્માજીએ અમદાવાદમાં સ્થાપેલ 'ગૂજરાત વિદ્યાપીઠ'ના પુરાતત્ત્વ વિભાગમાં તેમની ભારતીય દર્શનશાસ્ત્રના અધ્યાપક તરીકે નિમણૂંક થઈ. અહીં તેમણે પંડિત શ્રી. બહેચરદાસજીના સહકારથી મહાન જૈન દાર્શનિક શ્રી. સિદ્ધસેન દિવાકરરચિત 'શ્રી સન્મતિતર્ક'નું સંપાદન કર્યું. આ સટીક મૂળ ગ્રંથના પૂરા પાંચ ભાગોના સંપાદને અને છઠ્ઠા ભાગમાંના તેના વિવેચને પૂરાં દસ વર્ષ જેટલો તેમનો સમય લીધો. આ દરમિયાન તેમણે ઉમાસ્વાતિના 'તત્ત્વાર્થસૂત્ર'નું તથા 'ન્યાયાવતાર'નું ગુજરાતીમાં તેના અનુવાદ સહિત સંપાદન કર્યું. ત્યારબાદ ઈ. સ. ૧૯૩૩માં બનારસ હિંદુ યુનિવર્સિટીમાં જૈન દર્શનના અધ્યાપક તરીકે તેઓ જોડાયા. ત્યાં રહી શ્રી. યશોવિજયજીકૃત 'જૈન તર્કભાષા' અને 'જ્ઞાનબિંદુ' તેમજ શ્રી. હેમચંદ્રાચાર્યકૃત 'પ્રમાણમીમાંસા'નું સંપાદન ટિપ્પણો તેમજ વિસ્તૃત પ્રસ્તાવના સહિત તેમણે પ્રગટ કર્યું. સંસ્કૃત ગ્રંથોના સંપાદન–સંશોધનની પદ્ધતિમાં આ કૃતિએ નવો જ ચીલો પાડ્યો. પં. જયરાશિકૃત 'તત્ત્વોપપ્લવ' ગ્રંથના સંશોધને એમની જૈનેતર દર્શનો વિષેની પ્રતિષ્ઠાને ગૌરવ અપાવ્યું. તાજેતરમાં બૌદ્ધ ન્યાયશાસ્ત્રોના સુપ્રસિદ્ધ ગ્રંથકાર પં. ધર્મકીર્તિરચિત 'હેતુબિંદુ'ની અર્ચટકૃત ટીકા અને દુર્વેકકૃત અનુટીકાના સંપાદન દ્વારા તેમણે બૌદ્ધ દર્શનના ઈતિહાસ પર નવો પ્રકાશ ફેંક્યો છે.

વિદ્યા માટેનાં તેમનાં તપ, ત્યાગ ને તિતિક્ષા અપૂર્વ છે. હૃદય અને બુદ્ધિની સમતુલા, જ્ઞાન અને સંસ્કારનો પ્રકાશ અને ચિંતનશીલ પ્રતિભાએ તેમને મૌલિક વિચારક અને તત્ત્વચિંતક બનાવ્યા છે. સર્વ દર્શનોનો તુલનાત્મક સમન્વય સાધવાનું કૌશલ એ પંડિતજીની ખાસ વિશેષતા છે. સામાન્યતઃ જૈન ધર્મનાં મૂલ તત્ત્વો પ્રતિ તેમનું વલણ હોવા છતાં તેમની દૃષ્ટિ હમેશાં અસાંપ્રદાયિક રહી છે.

તેમના જીવન ઉપર સમર્થ ભારતીય ચિંતકો અને સંતોના જીવન તેમ જ ગ્રંથોએ પ્રાથમિક અસર કરી છે; મહાત્માજીના જીવને તેમની સંસ્કારલક્ષી પ્રવૃત્તિઓને વિકસાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ગાંધીજીના દક્ષિણ આફ્રિકાથી હિંદમાં આવ્યા બાદ તેમની લેખનપ્રવૃત્તિમાં વેગ આવ્યો.

પંડિતજીને ભારતીય પ્રાચીન સાહિત્ય, વ્યાકરણ, દર્શન, અલંકાર પુરાણ, અર્થશાસ્ત્ર આદિ વિષયો તરફ સહજ પક્ષપાત છે. તેમના પ્રિય લેખનવિષયો તત્ત્વજ્ઞાન, સાહિત્ય, સમાજ અને ઇતિહાસ રહ્યાં છે.

તેઓ અત્યારે મુમ્બઈનું 'ભારતીય વિદ્યાભવન' અમદાવાદની 'ગુજરાત વિદ્યા સભા' બનારસનું 'જૈન સંસ્કૃતિ મંડળ' અને આગ્રાનું 'આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ' વગેરે જાણીતી શિક્ષણસંસ્થાઓ સાથે સંસ્કાર–પ્રચારના હેતુથી સંકળાએલા છે.

કૃતિઓ :

| કૃતિનુ નામ | રચના સાલ | પ્રકાશક | સંપાદન, અનુવાદ કે મૌલિક ? |
| --- | --- | --- | --- |
| ૧. योगदर्शन | ૧૯૧૬-૧૯૨૧ | આત્માનંદ જૈન પુસ્તક પ્રચાર સભા, આગ્રા, | હિન્દીમાં અનુવાદ-સંપાદન |
| ૨. चार कर्मग्रंथ | ,, | ,, | ,, |
| ३. पचप्रतिक्रमण | ,, | ,, | ,, |
| ૪. दण्डक | ,, | ,, | ,, |
| ૫-૧૦. सन्मतितर्क (छ भाग) (प. बेचरदास साथे) | ૧૯૨૨-૧૯૩૦ | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | પ્રથમ પાચ ભાગ મૂલનું સંપાદન છઠ્ઠા ભાગનો ગુજરાતીમા અનુવાદ. |
| ૧૧. જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય–વિચાર | ,, | ,, | મૌલિક |
| ૧૨. तत्त्वार्थाधिगम सूत्र | ,, | ,, | ગુજરાતી તથા હિન્દી વિવેચન |
| ૧૩. न्यायावतार | ,, | જૈન સાહિત્ય સંશોધક, અમદાવાદ | ગુજરાતી ભાષાંતર સહિત સંપાદન |
| ૧૪. प्रमाणमीमांसा | ૧૯૩૫-૧૯૪૦ | સિંધી જૈન સિરીઝ | હેમચંદ્રના ગ્રંથનું હિંદીમાં સંપાદન |
| ૧૫. जैनतर्कभाषा | ,, | ,, | ,, |
| ૧૬. ज्ञानबिंदु | ૧૯૩૫-૧૯૪૦ | ,, | ,, |
| ૧૭. तत्त्वोपप्लव | ૧૯૪૫-૧૯૪૭ | ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ વડોદરા | સંપાદન |
| ૧૮. वेदवादद्वात्रिंशिका | ,, | 'ભારતીય વિદ્યા ભવન,મુંબઈ | ગુજરાતી અનુવાદ |
| ૧૯. हेतुबिंदु | ૧૯૫૦ | ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ | સંપાદન |

આ ઉપરાંત તેમણે 'આધ્યાત્મિક વિકાસક્રમ' તથા 'ધર્મવીર મહાવીર અને કર્મવીર કૃષ્ણ'–એ બે પુસ્તિકાઓ ગુજરાતીમાં અને 'भ. महावीरका जीवन: एक ऐतिहासिक दृष्टिपात', 'निर्ग्रन्थ सम्प्रदाय', 'जैन संस्कृतिका हृदय' 'जैनधर्मका प्राण', दीर्घ तपस्वी महावीर–એ પાંચ પુસ્તિકાઓ હિંદીમાં લખી છે.

## હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય

એમનો જન્મ વિક્રમ સંવત ૧૯૫૩ નો શ્રાવણ વદિ ૧૧ ને બુધવાર, તા. ૨૫ ઑગસ્ટ ૧૮૯૭ ના રોજ, ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં, એમના મોસાળ વીરમગામમાં થયો હતો. ઉત્તર ગુજરાતમાં આવેલું ઊંઝા એમનું વતન. એમના પિતાનું નામ ગિરધરલાલ ત્રિભુવનજી આચાર્ય અને માતાનું નામ રેવાબાઈ. તેમણે બે વાર લગ્ન કર્યાં છે પહેલી વાર તેમનાં લગ્ન તેમની દસ વર્ષની ઉમરે વીરમગામમાં સૌ. ગોદાવરીબહેન સાથે થયેલાં. બીજું લગ્ન પણ વીરમગામમાં જ સૌ. વિજ્યાબહેન સાથે થયેલું.

વતનમાં જ ઊગરા મહેતાની ગામઠી શાળામા પ્રાથમિક અભ્યાસનો આરંભ કરીને ગાયકવાડી સરકારી નિશાળમાં ગુજરાતી છઠ્ઠું ધોરણ પૂરું કરી એ વધુ અભ્યાસ માટે સિદ્ધપુર ગયા, ત્યાં એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલમાં તથા પછીથી પાટણની હાઈસ્કૂલમાં અંગ્રેજીનો અભ્યાસ કરીને ઈ. સ ૧૯૧૪માં તેઓ મેટ્રિક પાસ થયા ત્યાર પછી ઉચ્ચ અભ્યાસ માટે અમદાવાદ જઈ ગુજરાત કૉલેજમાંથી સંસ્કૃતનો વિષય લઈ બી. એ. (ઑનર્સ) થયા કૌટુંબિક પરંપરાગત સંસ્કાર, ઊગતા અભ્યાસકાળથી જ કેળવાયેલો વાચનનો શોખ અને શરૂઆતનાં વર્ષોમાં શ્રેય સાધક અધિકારી વર્ગનાં પ્રકાશનોની અસરથી એમનું સંસ્કૃતનું તથા વેદાંત આદિ તત્ત્વજ્ઞાનના વિષયોનું જ્ઞાન એટલું સારું હતું કે કૉલેજના અભ્યાસ દરમિયાન, સંસ્કૃતના તે સમયના અધ્યાપક સ્વ. આનંદશંકર ધ્રુવના અગ્રણી શિષ્યો પૈકી તે એક ગણાતા. વીસમી સદીના પ્રારંભના એ દાયકાઓમાં પશ્ચિમી પોશાકાદિ આકર્ષણોથી વ્યાપ્ત વાતાવરણ વચ્ચે પણ એમણે વતનનો તળપદો ગ્રામપોશાક કાયમ રાખેલો, એ હકીકત એમના સ્વદેશપ્રેમ અને મજબૂત મનની દ્યોતક છે. ઈ. સ. ૧૯૧૯ માં બી. એ. પસાર કરી એ કાયદાના અભ્યાસ માટે મુંબાઈ ગયા અને ત્યાં ગોકળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં શિક્ષકનો વ્યવસાય સ્વીકારી તેમાંથી ગુજરાન ચલાવતા જઈને સરકારી લૉ કૉલેજમાં પહેલી એલ એલ. બી. નો અભ્યાસ શરૂ કર્યો. પણ તેની પરીક્ષા આપવાનો સમય આવતાં જ ગાંધીજીએ અસહકારની લડત આરંભી એટલે તેની અસરથી અભ્યાસને તિલાંજલી આપી મુંબઈની ચંદારામજી ગર્લ્સ હાઈસ્કૂલમાં તથા ટિળક રાષ્ટ્રીય કન્યાશાળામાં કેટલોક સમય અધ્યાપનકાર્ય કર્યું. પછી તો મહાત્માજીએ અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી એટલે તેઓ

ગુજરાત મહાવિદ્યાલયના ગુજરાતી, સંસ્કૃત અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે અમદાવાદ આવ્યા.

પોતાના અધ્યાપનના વિષયોમાં મેળવેલી પારંગતતા તેમજ વિશાળ વાચનને લીધે કેળવાયેલી બહુશ્રુતતાને લીધે તેઓ વિદ્યાપીઠમાં એટલા વિદ્યાર્થીપ્રિય થઈ પડયા કે પર્યટનો, વ્યાયામો, નાટ્યપ્રયોગો, ઉત્સવો, સાહિત્યચર્ચાઓ અને અંધારી રાતના લાંબા સાઇકલપ્રવાસો જેવી ખડતલ પ્રવૃત્તિઓમાં પણ વિદ્યાર્થીઓ તેમને કેન્દ્રસ્થાને રાખી ટોળે વળતા.

ઇ. સ. ૧૯૨૮ માં આવું વિદ્યા, વ્યાયામ, જ્ઞાન અને અભ્યાસનું નિરાળું વાતાવરણ છોડી એમણે અમદાવાદની ભરતખંડ ટેક્સ્ટાઈલ મિલમાં મેનેજરની નોકરી લીધી એ તદ્દન અજાણ્યા ક્ષેત્રમાં પણ ટૂંક સમયમાં જ તેમણે એવી કુશળતા બતાવી, કે ઈ. સ. ૧૯૪૫ માં એ સ્થાન છોડ્યું ત્યારે અમદાવાદની આટલી વિપુલ સંખ્યાવાળી મિલોના મેનેજરોમાં સૌથી કાબેલ અધિકારીઓ પૈકીના એક તરીકે તેમની ગણના થયેલી. તેથી જ, ત્યારબાદ તરત અમદાવાદના મિલ ઓનર્સ એસોસીએશનના સહાયક મંત્રી તરીકેના જવાબદારીભર્યા સ્થાને સારા પગારે એમની નિમણૂંક થઈ. આજે તેઓ મિલ ઓનર્સ એસોસીએશનના મંત્રીપદે છે.

ઈ. સ. ૧૯૨૦ ની શરૂઆતમાં એમને દમનો વ્યાધિ લાગુ પડયો હતો. એ વ્યાધિએ લીધેલા ગંભીર રૂપને અંતે એમનું પડછંદ શરીર તદ્દન કૃશ થઈ ગયું અને તેનાથી તે એવા તો કંટાળી ગયા કે આપઘાત કરવા સુધીનો વિચાર પણ આવી ગયેલો. પરંતુ નિર્બળતા અને રોગ સામે ઝઝૂમવાનો તેમનો મૂળથી જ સ્વભાવ હોવાથી દેહને ખડતલ અને સુદૃઢ બનાવવાનો તેમણે દૃઢ નિર્ધાર કર્યો: પોતાના રોગના નિદાન માટે અસંખ્ય પુસ્તકો તેમણે વાંચવા માંડ્યાં. એમાં અમેરિકાના વિખ્યાત શરીરવિજ્ઞાની તથા વ્યાયામવીર બર્નાર મેકફેડનનાં લખાણોએ એમનામાં શ્રદ્ધા પ્રેરી. મેકફેડન સાથેના પત્રવ્યવહાર તથા શરીરશાસ્ત્રના પોતાના જ્ઞાન પરથી કરેલી અનેક વિચારણાને અંતે તેઓ એવા નિર્ણય પર આવ્યા કે એ વ્યાધિનું મૂળ નબળી હોજરી ને આંતરડામાં હતું, એટલે તેને માટે દોડવું, લાકડાં ફાડવાં, જમીન ખોદવી વગેરે પેટ તથા પેઢુને વલોવી નાંખનારો વ્યાયામ જરૂરી હતો. તરત એમને પોણોસો વર્ષથી અવાવરુ પડી રહેલું ઊંઝા પાસેનું પોતાનું ખેતર યાદ આવ્યું, અને એમાં જ એ ઉપચાર અજમાવવાનો નિશ્ચય કરીને ઉનાળાની રજાઓમાં ઊંઝા ગયા ને દોઢેક માસમાં તો એક શેઢાથી બીજા શેઢા સુધીનું આખું ખેતર તેમણે એવું તો ખોદી કાઢ્યું

કે ફરી એ પાક આપતું થઈ ગયું અને એમના શરીરમાંથી દમનો જીવલેણ વ્યાધિ પણ સદાને માટે અદશ્ય થઈ ગયો.

આ સફળતા પછી તો શરીરસૌષ્ઠવ અને વ્યાયામવિજ્ઞાનમાં એમનો રસ પાર વગરનો રેલાયો. અનેક વ્યાયામપ્રકારો વડે શરીરને પલોટ આપી આપીને તેમણે તેને સમપ્રમાણ અને બલિષ્ઠ બનાવ્યું. દુનિયામાં જેટલા વ્યાયામપ્રકારો ખેડાયેલા છે તે સર્વનું તેમણે એટલું ઊંડું અને શાસ્ત્રીય જ્ઞાન મેળવ્યું કે સ્વ. પ્રો. રામમૂર્તિ પણ તેમના શરીરસૌષ્ઠવ તેમજ તદ્વિષયક જ્ઞાન પર મુગ્ધ થયેલા. સ્વ. રામમૂર્તિ ગુજરાતમાં સ્થાયી થઈને એક આદર્શ વ્યાયામ વિદ્યાલય કાઢવાનો મનસૂબો કરતા હતા. તેમને આખા વિદ્યાલયની રૂપરેખા, અભ્યાસક્રમ આદિ શ્રી. આચાર્યે ગોઠવી આપેલા. ગુજરાતભરની વ્યાયામ-હરીફાઈઓમાં નિષ્ણાત અને તજ્જ્ઞ-પંચ (અમ્પાયર) તરીકે શ્રી. આચાર્યની જ નિમણૂંક થતી. વજન ઉપાડવાનો (વેઈટ લિફ્ટિંગ) વ્યાયામમાં પણ તેમણે એટલું પ્રભુત્વ મેળવ્યું કે માથા ઉપર બે હાથે ૨૧૦ રતલથી ય વધુ અને પગની પેશીઓના ઘડતર માટે ૨૫૦ થી ૪૦૦ રતલ સુધીનું વજન તેઓ ઊંચકી શકતા. આમ છતાં તેઓ ખોટી હરીફાઈઓમાં પડ્યા નથી. એમનું સમગ્ર લક્ષ વજન ઊંચકવાના વ્યાયામ દ્વારા શરીરને દઢ અને બળવાન બનાવવા પર જ કેન્દ્રિત રહેતું. પરિણામે, ૨૭ ઈંચ સાથળ, ૪૬ ઈંચ છાતી, ૧૮ ઈંચ ગરદન અને ૧૪ ઈંચ પ્રકોષ્ઠ કેળવવા એ શક્તિમાન થયા હતા. એ વખતનો એમનો શરીરવિકાસ અતિ ઉચ્ચ કક્ષાએ પહોંચેલો. એમનું પોતાનું વજન ૨૧૦ રતલ હતું.

વ્યાયામના સર્વાંગીણ જ્ઞાન સાથે શરીર અને આરોગ્યના શાસ્ત્રનું પણ તેઓ સારું જ્ઞાન ધરાવે છે.

મનના નિર્વ્યાજ આનંદને ખાતર વિવિધ વિષયનું તલસ્પર્શી જ્ઞાન મેળવવાની ઝંખના એમનામાં છેક હાઈસ્કૂલના દિવસોથી ઊગેલી. ગામની લાઈબ્રેરીને બારણે, સાંજે છેક અક્ષરો ન ઊકલે ત્યાંસુધી સંધ્યાના અંધારાં પથરાતાં લગી વાંચતા એ બેસતા. વાર્તાઓ, જીવનચરિત્રો ને કવિતા—સાહિત્યથી થયેલી શરૂઆત ધીમે ધીમે ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયો ઉપરાંત પુરાતત્ત્વ, સિક્કાશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર આદિ અનેકવિધ ક્ષેત્રોમાં વિસ્તરી. લોકસાહિત્યના આદિ પુરસ્કર્તા સ્વ. રણજિતરામ પછી, પણ ગિજુભાઈ ને મેઘાણીની પહેલાં શ્રી. આચાર્યે ગામડે ગામડે ફરી લોકગીતો ભેગાં કરેલાં; કવિતાના ક્ષેત્રમાં પણ એમની કલમ ચાલેલી. છેક ઈ. સ.

ઉત્કંઠા મારા મનમાં જાગ્રત થઈ. અંગ્રેજી સાહિત્યના વાંચન દ્વારા પતંગિયાનાં એ લોકોનાં અભ્યાસ અને રસવૃત્તિથી હું પરિચિત હતો, પરંતુ આપણા દેશમાં આવાં રૂપાળાં પતંગિયાં થાય છે ને એનો અભ્યાસ સામાન્ય જન પણ સરળતાથી કરી શકે છે તેનું તો મને એ ઘડીએ જ ભાન થયું. એ થતાં જ, મેં, લેખકે પ્રમાણરૂપ ગણાવેલો એવન્સપ્રણીત 'ભારતવર્ષનાં પતંગિયાં' ગ્રંથ ખરીદ્યો. પ્રકૃતિ-અવલોકનના ક્ષેત્રમાં મારું એ પ્રથમ પાદાર્પણ. એ સમયે ઉત્પન્ન થયેલું કુતૂહલ સામાન્ય જનસુલભ કુતૂહલ જ માત્ર હતું. એ સમયે મેં કલ્પેલું નહિ કે આવી એક અતિ સામાન્ય જિજ્ઞાસા દ્વારા મારું અભ્યાસક્ષેત્ર પલટાઈ જશે ને યદૃચ્છા રોપાયેલા એક બીજમાંથી આટલો વિશાળ વૃક્ષાધિરાજ ફાલશે ફૂલશે.............એક સેરૂભિસ જજ કલાપ્રેમી અને પક્ષીઓના ભારે અભ્યાસી હતા. એમની સાથે મારો પરિચય વધતાં એમણે મને પક્ષીઓમાં રસ લેતો કર્યો. સવિશેષ પક્ષીઓ પાળવાનો શોખ તો એમણે જ મને લગાડેલો. એ વખતે મારું સમગ્ર ધ્યાન, કીટકસૃષ્ટિનાં અભ્યાસ-અવલોકનમાં સ્થિર થયું હતું. એટલે પક્ષી-અવલોકનમાં મને વધુ ઉત્સાહ થયો ન હતો. પરંતુ એ સજ્જનના સંબંધના યોગે પક્ષીપાલનનો તો હું ગાંડો બનેલો.

એ વાતને વીસ વર્ષ થઈ ગયાં. આરંભની પતંગિયાંની સૃષ્ટિના પરિચયમાંથી અન્ય કીટકસૃષ્ટિનો પરિચય, પક્ષીપાલનમાંથી પક્ષીપરિચય, પછી સાપ, ઘો આદિ સરિસૃપો તથા મીઠા જળની માછલીઓની સૃષ્ટિ, પછી કરોળિયા,—એમ ઉત્તરોત્તર મારી જિજ્ઞાસા વધતાં હું પ્રકૃતિનાં અન્યોન્ય અંગોનાં પરિચય, અવલોકન અને અભ્યાસમાં પરોવાયો. એ પળથી આજ સુધીનાં અશેષ વર્ષોમાં આહારાદિ શરીર-વ્યવહારો અને વિત્તોપાર્જનના વ્યવસાય કરવામાંથી બચેલા સમગ્ર સમયનો ઉપયોગ મેં મારા આ નવા વ્યાસંગમાં કરેલો છે. એ માટે મેં ભારે પુરુષાર્થ પણ કર્યો છે. અરધી રાતે એકાદ અજાણ્યા પક્ષીને બોલતું સાંભળીને સફાળો જાગીને એનો પરિચય કરવા દોડ્યો છું. વર્ષો સુધી, પ્રત્યેક રજાએ, બ્રાહ્મ મુહૂર્તથી રાત્રિ પર્યંત, આખો દિવસ અમદાવાદના પરિસરોમાં ખભે ખડિયો ભરાવીને હું આથડ્યો છું. એ જ વિષયના વધુ દઢીકરણ અર્થે અવકાશ મળ્યે મેં પગપાળા અનેક પરિભ્રમણો કર્યાં છે. પરિણામે પ્રાણીજીવનનાં વિવિધ પાસાંઓનું જે જ્ઞાન મને રણભૂમિ, અરણ્યો અને પહાડી પ્રદેશોમાં થયું છે એ અનેક ગ્રંથોના વાચનથી પણ હું ભાગ્યે જ મેળવી શક્યો હોત.'

છતાં મારો અભ્યાસ કેવળ પ્રાણીજીવનમાં જ પરિમિત રહેલો નથી. પ્રાણીજીવનની કાલિક ઉત્ક્રાન્તિના પ્રશ્નના વિચાર અંગે મારે ભૂવિદ્યાનો,

૧૯૨૭ માં 'સમાલોચક'માં 'વનફૂલ'ની સહીથી લખેલા 'સીતા-વિવાસન' નામે લાંબા કાવ્યમાંથી માત્ર વાનગી તરીકે થોડીક પંક્તિઓ અહીં ઉતારીએ.

> ઊગે શશાંક, રજની રમણી ધીરેથી
> આલિંગને ભુજ ભીડી નિજ કંઠ બાંધે;
> તારાવલિ ચમકતી કહિં વ્યોમભાગે.
> મંદાકિની જલ-પડયાં કુમુદાવલિ શી.

આ અરસામાં કવિ ન્હાનાલાલના નિકટ પરિચયમાં તેઓ આવેલા. એમની લેખનપ્રવૃત્તિ શરૂઆતમાં 'કુમાર' અને પછી 'પ્રકૃતિ' પૂરતી જ મર્યાદિત રહી છે, પણ એમાં વહેવડાવેલ સમૃદ્ધ જ્ઞાનરાશિથી તેઓ ગુજરાતના અનન્ય પ્રકૃતિવિદ્ તરીકે ખ્યાતિ પામ્યા છે. એ સૌથી વધુ પ્રસિદ્ધિ પામ્યાં, કદાચ 'કુમાર'માં 'વનેચર'ની સહીથી લખેલી એમની લેખમાળા 'વનવગડાના વાસી'માં અપાયેલા, પક્ષી-પ્રાણીઓના અભ્યાસ અને નિરીક્ષણભર્યા રસપ્રદ પરિચયોથી, એમનાં બીજાં લખાણો પણ ઉચ્ચ કક્ષાનાં છે રામમૂર્તિ, ગામા અને ઝિબિસ્કો જેવા મલ્લશિરોમણિઓનાં ચરિત્રો, થોડી પક્ષી-પ્રાણી—કથાઓ તથા 'સ્વાસ્થ્ય—શક્તિસૌન્દર્ય'ના વિભાગમાં આવતી શરીર-સૌષ્ઠવ-પરની નોંધો ઉપરાંત 'અખાડો' ને 'ખભે ખડિયો' નામના તેમણે સભાળેલા 'કુમાર'ના વિભાગો પણ એટલા જ લોકપ્રિય નીવડેલા.

પ્રકૃતિવિજ્ઞાનના અભ્યાસમાં પોતે કેમ પ્રવેશ કર્યો એની તેમણે નીચે આપેલી હકીકત લક્ષમાં રાખવા જેવી છે: "પ્રકૃતિ-અવલોકનના અભ્યાસનો મારા જીવનમાં પ્રવેશ થયો છે કેવળ અકસ્માત રૂપેજ. સને ૧૯૨૯ નો ડિસેમ્બર માસ હતો. એક દિવસે બપોરે હું કુમાર કાર્યાલયમાં બેઠો હતો. એ વખતે શ્રી બચુભાઈ ટપાલમાં આવેલા કાગળો વાંચતા હતા, મને નિરુદ્યમી બેસી રહેલો જોઈ એમણે ટપાલમાં આવેલો 'ઇંડિયન સ્ટેટ રેલ્વેઝ મેગેઝીન'નો નાતાલ નિમિત્તે પ્રસિદ્ધ થયેલો ખાસ અંક કાળ વ્યતીત કરવા આપ્યો, અવસપણે એનાં પાનાં ફેરવવા માંડતાં 'ભારતવર્ષની દિવાચર પતંગિકાઓ (Butterflies)' વિષયનો લેખ એમાં મારા જોવામાં આવ્યો. એના લેખક મુંબાઈની 'નેશનલ હિસ્ટરી સોસાયટી'ના ક્યુરેટર શ્રી. એસ. એચ. પ્રેટર હતા. લેખની સાથે પતંગિકાઓની સુંદર દેહછટા ને વર્ણશોભાની પ્રતીતિ આપતું રમણીય ચિત્ર પણ હતું. ચિત્રથી આકર્ષાઈ હું એ લેખ વાંચી ગયો. અને એ વિશેનું વિશેષ જ્ઞાન મેળવવાની

ઉત્કંઠા મારા મનમાં જાગ્રત થઈ. અંગ્રેજી સાહિત્યના વાંચન દ્વારા પતંગિયાનાં એ લોકોના અભ્યાસ અને રસવૃત્તિથી હું પરિચિત હતા, પરંતુ આપણા દેશમાં આવાં રૂપાળા પતંગિયાં થાય છે ને એનો અભ્યાસ સામાન્ય જન પણ સરળતાથી કરી શકે છે તેનું તો મને એ ઘડીએ જ ભાન થયું. એ થતાં જ મે, લેખકે પ્રમાણરૂપ ગણાવેલો એવન્સપ્રણીત 'ભારતવર્ષનાં પતંગિયાં' ગ્રંથ ખરીદ્યો. પ્રકૃતિ-અવલોકનના ક્ષેત્રમાં મારું એ પ્રથમ પાદાર્પણ. એ સમયે ઉત્પન્ન થયેલું કુતૂહલ સામાન્ય જનસુલભ કુતૂહલ જ માત્ર હતું એ સમયે મેં કલ્પેલું નહિ કે આવી એક અતિ સામાન્ય જિજ્ઞાસા દ્વારા મારું અભ્યાસક્ષેત્ર પલટાઈ જશે ને યદૃચ્છા રોપાયેલા એક બાજમાંથી આટલો વિશાળ વૃક્ષાધિરાજ ફાલશે ફૂલશે........ ........એક સેશન્સ જજ કલાપ્રેમી અને પક્ષીઓના ભારે અભ્યાસી હતા એમની સાથે મારો પરિચય વધતાં એમણે મને પક્ષીઓમાં રસ લેતા કર્યો. સવિશેષ પક્ષીઓ પાળવાનો ચેપ તો એમણે જ મને લગાડેલા. એ વખતે મારું સમગ્ર ધ્યાન, કીટકસૃષ્ટિનાં અભ્યાસ-અવલોકનમાં સ્થિર થયું હતું એટલે પક્ષી-અવલોકનમાં મને વધુ ઉત્સાહ થયો ન હતો. પરંતુ એ સજ્જનના સંબંધના યોગે પક્ષીપાલનનાં તો હું ગાંડા બનેલો

એ વાતને વીસ વર્ષ થઈ ગયાં આરંભની પતંગિયાની સૃષ્ટિના પરિચયમાંથી અન્ય કીટકસૃષ્ટિનો પરિચય, પક્ષીપાલનમાંથી પક્ષીપરિચય, પછી સાપ, ઘો આદિ સરિસૃપો તથા મીઠા જળની માછલીઓની સૃષ્ટિ, પછી કરોળિયા,—એમ ઉત્તરોત્તર મારી જિજ્ઞાસા વધતાં હું પ્રકૃતિનાં અન્યોન્ય અંગોનાં પરિચય, અવલોકન અને અભ્યાસમાં પરોવાયો. એ પળથી આજ સુધીનાં અશેષ વર્ષોમાં આહારાદિ શરીર-વ્યવહારો અને વિત્તોપાર્જનના વ્યવસાય કરવામાંથી બચેલા સમગ્ર સમયનો ઉપયોગ મેં મારા આ નવા વ્યાસંગમાં કરેલો છે. એ માટે મે ભારે પુરુષાર્થ પણ કર્યો છે. અરધી રાતે એકાદ અજાણ્યા પક્ષીને બોલતું સાંભળીને સફાળો જાગીને એનો પરિચય કરવા દોડયો છું. વર્ષો સુધી, પ્રત્યેક રજાએ, બ્રાહ્મ મુહૂર્તથી રાત્રિ પર્યંત, આખો દિવસ અમદાવાદના પરિસરોમાં ખભે ખડિયો ભરાવીને હું આથડચો છું. એ જ વિષયના વધુ દઢીકરણ અર્થે અવકાશ મળ્યે મેં પગપાળા અનેક પરિભ્રમણો કર્યાં છે. પરિણામે પ્રાણીજીવનનાં વિવિધ પાસાંઓનું જે જ્ઞાન મને રણભૂમિ, અરણ્યો અને પહાડી પ્રદેશોમાં થયું છે એ અનેક ગ્રંથોના વાચનથી પણ હું ભાગ્યે જ મેળવી શકચો હોત.

છતાં મારો અભ્યાસ કેવળ પ્રાણીજીવનમાં જ પરિમિત રહેલો નથી. પ્રાણીજીવનની કાલિક ઉત્ક્રાન્તિના પ્રશ્નના વિચાર અંગે મારે ભૂવિદ્યાનો,

સવિશેષ પુરાણુ જીવવિદ્યાનાં અંગ સમા ઉત્ખાત અશ્મીભૂત અવશેષોનો અભ્યાસ પણ કરવો પડયો છે. વનસ્પતિઓને પણ હું ભૂલ્યો નથી, એ કે એમનો સંગ્રહ કરવાની મારી પ્રવૃત્તિ સાધનોના અભાવે, વેગવતી થઈ શકી નથી."

આમ કેવળ પક્ષીપરિચય જ નહિ પણ સમસ્ત પ્રકૃતિના અભ્યાસ-અવલોકનનો શોખ જાગ્યો ત્યારે એ પ્રવૃત્તિએ એમના મન ને સમયનો કબજો લઈ લીધેલો. પછી તો ઘેર પણ પંખીઓ પાળ્યાં અને ભાડાંના નાના ઘરની સાંકડી પરસાળમાં પણ પાંજરાઓની ભીડ જામવા માંડી

માત્ર સાહિત્ય અને વિજ્ઞાનના જ નહિ, પરંતુ ધંધા—વ્યવસાય કે અન્ય નિમિત્તે હાથ ચડતા કોઈ પણ ક્ષેત્રના વિષયનું બને તેટલું બારીક જ્ઞાન મેળવવાની એમની ખાસિયત જ થઈ પડી છે.

ટૂંકમાં શ્રી. 'આચાર્ય' વિદ્વાન 'હૉબીઈસ્ટ' છે વિવિધ પક્ષીઓ તથા સર્પ, મત્સ્ય, કીટકો, કરોળિયા આદિનું તેમને ઊંડું જ્ઞાન છે. મુંબાઈના 'પ્રકૃતિ વિજ્ઞાન-મંડળ', તથા 'બૉમ્બે નૅચરલ હિસ્ટરી સોસાયટી'ના તેઓ અગ્રગણ્ય સભ્ય છે. એ સોસાયટીના મુખપત્ર કીટકજ્ઞાન વિશે ઓવેલી. એમનાં અમુક વિધાનોની નોંધો તદ્‌વિદોમાં માન્ય થઇ છે. જાત-જાહેરાત પ્રત્યે ઉદાસીન હોવાથી તેઓ પ્રમાણમાં જાહેરમાં ઘણા જ ઓછા જાણીતા છે. એમણે કદિ ભાષણો આપ્યાં નથી; 'કુમાર' અને 'પ્રકૃતિ' સિવાય ક્યાંય લેખો લખ્યાં નથી.

ઇ ૧૯૩૮ માં એમણે મિત્રો તથા એ વિષયમાં રસ લેનારાઓને પ્રેરી પ્રેરીને 'ગુજરાત પ્રકૃતિ મંડળ'ની સ્થાપના કરી, ને એ સંસ્થા તરફથી ગુજરાતીમાં વિજ્ઞાનનું પ્રથમ ત્રૈમાસિક 'પ્રકૃતિ' શરૂ કર્યું. તેના તંત્રી તરીકે તેમણે અભ્યાસપ્રચુર અને વિદ્વન્માન્ય લેખો, નોંધો તથા સંપાદન વડે ગુજરાતના નામને હિંદભરમાં ઊજળું કર્યુ છે. ગુજરાતના પ્રકૃતિવિજ્ઞાનના ક્ષેત્રમાં સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી પછી તેમનું નામ મોખરે આવે છે. તેમના પ્રકૃતિવિજ્ઞાનના ઊંડા અભિનિવેશને માટે શ્રી આચાર્યને ગુજરાત સાહિત્ય સભા તરફથી ઇ. સ ૧૯૪૭ નો રણજિતરામ સુવર્ણચંદ્રક પણ એનાયત થયેલો. માસિકોમાં દટાઈ રહેલાં તેમનાં લખાણો વહેલી તકે પુસ્તકાકારે પ્રગટ થાય તે ઇચ્છવાજોગ છે.*

### અભ્યાસ-સામગ્રી

૧. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૪૭-૪૮.

*ચંદ્રકપ્રદાન સમારંભ નિમિત્તે શ્રી બચુભાઈ રાવતે લખેલી તેમની પરિચય-પત્રિકા પરથી.

## કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ્ટ

સાહિત્યની દુનિયામાં લગભગ અપ્રસિદ્ધ છતાં છેલ્લાં ૨૦-૨૨ વર્ષથી એકધારી લેખન-પ્રવૃત્તિ ચલાવી રહેલ શ્રી. કૃષ્ણપ્રસાદ ભટ્ટ કપડવંજના વતની અને વીસનગરા નાગર બ્રાહ્મણ છે. તેમનો જન્મ તા. ૧૨-૯-૧૯૧૧ ના રોજ પંચમહાલ જિલ્લામાં આવેલા દાહોદ શહેરમાં થયેલો. તેમના પિતાનું નામ લલ્લુભાઈ રામશંકર ભટ્ટ તથા માતાનું નામ આનંદીબહેન છે. તેમણે બે વાર લગ્ન કરેલાં છે. પહેલું ઈ. સ. ૧૯૪૨માં શ્રી. વીરબાળા સાથે અને બીજું ઈ. સ ૧૯૫૧માં શ્રી. ઊર્મિલા સાથે.

દાહોદમાં પ્રાથમિક તેમ જ માધ્યમિક શિક્ષણ મેળવી ત્યાંની ન્યુ હાઈસ્કૂલમાંથી તેઓ ઇ. સ. ૧૯૨૫માં મેટ્રિક અને ઘેર બેઠે અભ્યાસ કરીને ઇ. સ. ૧૯૨૯માં અલીગઢ વિશ્વવિદ્યાલયના બી. એ. થયા છે. તેમનો મુખ્ય વ્યવસાય છાપખાનું ચલાવવા સાથે ગ્રંથ-લેખનનો છે.

ઇ. સ. ૧૯૩૦માં 'દોહદ ગૅઝેટ' નામનું વર્તમાનપત્ર અંગ્રેજી, ગુજરાતી અને હિંદી એમ ત્રણ ભાષામાં તેઓ પ્રગટ કરતા. એ અરસામાં સ્વ. પૂ. ઠક્કરબાપાના સંપર્કમાં આવતાં ભીલ જેવી આદિવાસી અને ગરીબ કોમની સેવા કરવાની ભાવના તેમનામાં જાગી. ત્યારથી સેવા અને કર્તવ્યપાલનની દૃષ્ટિથી તેમણે લેખનકાર્ય ચલાવ્યું છે. તેમણે દરિદ્રસ્થિતિની યાતનાઓનો સારી પેઠે અનુભવ કર્યો છે. એટલે દરિદ્ર-શ્રીમંતની વિરોધ-સ્થિતિ તેમનાં લખાણોનો પ્રધાન વિષય બને છે.

વિદ્યાર્થી-અવસ્થામાં હતા ત્યારથી જ તેમણે લેખનપ્રવૃત્તિ આરંભેલી. સોળ વર્ષ જેટલી નાની ઉંમરે તેમણે પોતાની પ્રથમ મૌલિક નવલકથા 'પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ' પ્રગટ કરેલી. ત્યારબાદ ઉર્દૂ, હિંદી, બંગાળી અને મરાઠી ભાષાનો તેમણે અભ્યાસ કર્યો. રેનોલ્ડ્ઝ, શરદબાબુ વગેરે લેખકોની વાર્તારચના અને તેમના સામાજિક વિચારોથી આકર્ષાતાં નવલકથાને તેમણે પોતાનો પ્રિય સાહિત્યપ્રકાર બનાવ્યો. ગીતાએ બતાવેલા કર્મયોગ અને સેવા તથા ત્યાગના વિચારોને રજૂ કરવાના હેતુથી પોતે નવલકથાઓ લખી છે એમ તેમનું વક્તવ્ય છે. નવલકથાના કલાસ્વરૂપ કે તેની આલેખન-શૈલીની દૃષ્ટિએ નહિ તેટલી તેમાં વ્યક્ત થતા જીવનના પ્રશ્નો, વિચારો કે આદર્શોની દૃષ્ટિએ તેમની નવલો ધ્યાનપાત્ર છે. સરળતા, બોધકતા અને ઊર્મિલતા તેમનાં લખાણોમાં મુખ્યત્વે વરતાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪. | પ્રણયયજ્ઞ | „ | ૧૯૩૬ | ૧૯૪૦ | રોઇઝ ગેઝેટ ઑફિસ | મૌલિક |
| ૧૫. | સમાજનો રાહુ | „ | ૧૯૪૧ | ૧૯૪૧ | કૃષ્ણનારાયણ પ્રેસ | „ |
| ૧૬ | રાસપુષ્પ | રાસ-કાવ્યો | „ | „ | „ | „ |
| ૧૭ | ભગવાન મહાવીર | જીવનચરિત્ર | ૧૯૪૩ | ૧૯૪૩ | સાગરમલ મૂળચંદ તલાટી | „ |
| | રત્નાકર પચ્ચીસી | કવિતા | „ | „ | „ | અનુવાદ સંસ્કૃત રત્નાકરપઞ્ચવિંશતિ |
| | મંગલ | નવલકથા | ૧૯૪૯ | ૧૯૪૯ | આદર્શ પુસ્તક ભંડાર | મૌલિક |
| | ગદ્યમુક્તકો | | ૧૯૫૦ | ૧૯૫૦ | „ | અનુવાદ ખલિલ જિબ્રાન કૃત 'ધ ગાર્ડન |

તેમણે અંગ્રેજી, સંસ્કૃત, ઉર્દૂ, હિંદી એમ જુદી જુદી ભાષાઓમાંથી અનુવાદકૃતિઓ આપી છે એ પણ તેમની વિશિષ્ટતા ગણાય. મૂળ ફારસીમાંથી ગુજરાતીમાં ઉતારેલું ખલિલ જિબ્રાનનું 'રુદનઅને હાસ્ય' જિબ્રાનના ગુજરાતમાં થયેલા અનુવાદોમાં સૌથી વિશેષ પ્રમાણભૂત છે. એક પુરુષની આસપાસ ગૂંથાયેલા એક વેશ્યા, વિધવા અને તેની નાની બહેનના પ્રણયકિસ્સાને અવલંબીને સમાજોન્નતિ, ગ્રામસુધારણા, બેકારી, હરિજનોની સેવા વગેરે પ્રશ્નોની મીમાંસા કરતી સામાજિક નવલકથા 'પ્રણયયજ્ઞ' તેમની સર્વોત્તમ મૌલિક કૃતિ છે. એનું પછીથી નાટકમાં રૂપાંતર કરવામાં આવેલું અને ફ્રીલેન્ડગંજના રેલ્વે ઇન્ડિયન ઈન્સ્ટિટ્યૂટે તે નાટકને ભજવી તેને ચંદ્રકને પાત્ર ઠરાવેલું. છેલ્લાં ચારેક વર્ષથી તેઓ અમદાવાદમાં સ્થિર થયા છે ને છાપખાનું ચલાવે છે.

## કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | રચના સાલ | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક, સંપાદન કે અનુવાદ | મૂળ કૃતિ કે કર્તાનું નામ |
|---|---|---|---|---|---|---|
| ૧. પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ | નવલકથા | ૧૯૨૭ | ૧૯૨૭ | ભટ્ટ બ્રધર્સ ઍન્ડ કાં. | મૌલિક | |
| ૨. પ્રતાપી મૃત્યુ | ઐતિહાસિક નવલકથા | ૧૯૨૮ | ૧૯૨૮ | રણજીતસિંહજી પ્રેસ | ,, | |
| ૩. પ્રપંચપ્રતિમા | ,, | ,, | ,, | પ્રભાત કાર્યાલય | ,, | |
| ૪. ચંદ્રવીણા | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૫. સ્નેહજ્યોતિ | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૬. બળવંત પ્રભા | ,, | ,, | ,, | મદદગાર, નડિયાદ | ,, | |
| ૭. ઝેરી નાગણ | ,, | ૧૯૩૦ | ૧૯૩૦ | રણછોડલાલ મોતીલાલ | ,, | |
| ૮. વેરી કે પ્રેમી? | ,, | ,, | ,, | પ્રકાશ કાર્યાલય | ,, | |
| ૯. પ્રેમી યુગલ | કણકાવ્ય | ,, | ,, | ,, | ,, | |
| ૧૦. ચંદ્રમોહિની | નવલકથા | ,, | ,, | ,, | ,, | |
| ૧૧. કીર્તનમાળા | ભજનો | ૧૯૩૧ | ૧૯૩૧ | ભટ્ટ બ્રધર્સ ઍન્ડ કાં. | ,, | |
| ૧૨. અદ્ભુત યોગી | નવલકથા | ૧૯૩૫ | ૧૯૩૫ | કૃષ્ણ-નારાયણ પ્રેસ | ,, | |
| ૧૩. પ્રણયજ્વાળ | ,, | ૧૯૩૧ | ૧૯૩૫ | ,, | અનુવાદ | રેનોલ્ડઝકૃત 'વેગર ધ વેરવુલ્ફ' |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | પ્રણયયજ્ઞ | „ | ૧૯૩૬ | ૧૯૪૦ | દોહદ ગેઝેટ ઑફિસ | મૌલિક | |
| ૧૫ | સમાજનો શત્રુ | „ | ૧૯૪૧ | ૧૯૪૧ | કૃષ્ણનારાયણ પ્રેસ | „ | |
| ૧૬ | રાસપુષ્પ | રાસ-કાવ્યો | „ | „ | „ | „ | |
| ૧૭ | ભગવાન મહાવીર | જીવનચરિત્ર | ૧૯૪૩ | ૧૯૪૩ | સાગરમલ મૂળચંદ તલાટી | „ | |
| ૧૮. | રત્નાકર પચ્ચીસી | કવિતા | „ | „ | „ | અનુવાદ | સંસ્કૃત रत्नाकरपञ्चविंशति |
| ૧૯ | બેડી માનવ | નવલકથા | ૧૯૪૯ | ૧૯૪૯ | આદર્શ પુ ભંડાર | મૌલિક | |
| ૨૦. | યુગપુરુષનું ઉપવન | મધમુક્તકો | ૧૯૫૦ | ૧૯૫૦ | „ | અનુવાદ | ખલિલ જિબ્રાન કૃત 'ધ ગાર્ડન ઑફ ધ પ્રોફેટ' |
| ૨૧. | રુદન અને હાસ્ય | , | „ | , | , | „ | જિબ્રાનકૃત 'અરક વત વરસુર્માંથી |
| ૨૨. | ધરતીના દેવ | „ | „ | „ | „ | „ | જિબ્રાનકૃત 'ધ અર્થ ગોડ્સ' |
| ૨૩ | સિંહ સેનાપતિ | નવલકથા | ૧૯૫૧ | ૧૯૫૧ | „ | , | રાહુલજીકૃત (હિંદીમાંથી) |
| ૨૪ | રાજા શ્રીપાલ | „ | „ | „ | નવચેતન સા મંદિર | મૌલિક | |
| ૨૫ | શિવપુરાણ | કાવ્ય | , | „ | મહાદેવ રા જાગુષ્ટે | અનુવાદ | સંસ્કૃત शिवपुराण |
| ૨૬ | ગરુડપુરાણ | „ | „ | , | , | „ | સંસ્કૃત गरुडपुराण |
| ૨૭ | જગસમ્રાટ | નવલકથા | ૧૯૫૨ | ૧૯૫૨ | આદર્શ પુ ભંડાર | મૌલિક | |

# (મુનિશ્રી) પુણ્યવિજયજી

પ્રાચ્યવિદ્યાના મહાન પંડિત અને પ્રાકૃત ભાષાના ઊંડા અભ્યાસી તથા સંશોધક મુનિશ્રી પુણ્યવિજયજીનું સંસારી નામ મણિલાલ હતું. તેમનો જન્મ વિક્રમ સંવત ૧૯૫૨ના કારતક સુદિ ૯ના રોજ થયેલો. તેમના પિતાનું નામ ડાહ્યાભાઈ દોશી, માતાનું નામ માણેકબહેન (દીક્ષિત થયા પછી શ્રી રતનશ્રીજી) અને વતન કપડવંજ.

કપડવંજમાં ચિંતામણિ પાર્શ્વનાથની ખડકીમાં મણિલાલનું ઘર હતું. તેઓ જ્યારે બે ત્રણ મહિનાના હતા, ત્યારે એક વખત તેમના મહોલ્લામાં કુદરતી કોપથી આગ લાગી. આખો ય મહોલ્લો બળીને ખાખ થઈ ગયો. મણિલાલનું ઘર પણ ભડકે બળવા લાગ્યું. બાળક મણિલાલ આ સમયે ઘરમાં ઘોડિયામાં સૂતા હતા. તેમનાં માતા નદીએ કપડાં ધોવા ગયેલ. ઘરમાં બીજું કોઈ હતું નહિ, કેમકે પિતા ધંધાર્થે મુંબઈ રહેતા. અંદરથી બાળકની ચીસો સાંભળીને કોઈ સાહસિક વહોરા સજ્જને બળતા ઘરમાં પેસી બાળકને બચાવી લીધો. બળતા નીભાડામાંથી ઈશ્વરકૃપાએ સલામત નીકળેલાં બિલાડીનાં બચ્ચાંની જેમ જ જાણે મણિલાલ જીવતા રહેવા પામ્યા.

આ આગના પ્રસંગ પછી પિતાજી કપડવંજ આવીને કુટુંબને મુંબઈ તેડી ગયા. આથી મણિલાલને નાનપણથી જ મુંબઈ રહેવાનો પ્રસંગ બન્યો. તેઓ લગભગ આઠેક વર્ષ મુંબઈ રહ્યા અને ત્યાં તેમણે ગુજરાતી ૭ ધોરણ સુધીનો અભ્યાસ પૂરો કર્યો. એટલામાં તેમના પિતાજી અવસાન પામ્યા. વિધવા થયેલાં માતાને જૈન દીક્ષા લેવાનો વિચાર થયો, પણ દસ વર્ષના અનાથ બાળકને રઝળતી સ્થિતિમાં છોડી કેમ દેવાય? તેથી તેમણે મણિલાલને પ્રથમ દીક્ષિત બનાવવા વિચાર્યું. બાળકને લઈ પાલિતાણા તીર્થસ્થાનમાં ચોમાસું કરી, ત્યાંની નવાણું યાત્રા વિધિપૂર્વક પતાવી તેઓ છાણી (વડોદરા) ગામમાં તે સમયે બિરાજમાન શ્રી કાન્તિવિજયજીના મુનિમંડળના ચરણે પહોંચ્યાં. ત્યાં તેર વર્ષની ઉમરના મણિલાલને તેમણે વિ. સં. ૧૯૬૫ના મહા વદિ પાંચમને દિવસે દીક્ષા અપાવી અને ગુરુશ્રી ચતુરવિજયજીએ બાળકનું ધર્મનામ પુણ્યવિજયજી રાખ્યું. બીજે જ દિવસે તેમનાં માતાજીએ પણ દીક્ષા લીધી.

પ્રગુરુ શ્રીકાન્તિવિજયજીની મમતા અને કાળજીએ શ્રીપુણ્યવિજયજીના વિદ્યાજીવનનું ઊંચું ઘડતર કર્યું. તેમના અભ્યાસ માટે જે બે ચાર અધ્યાપકોનો ઉપયોગ થયેલો તેમાં પંડિત શ્રી. સુખલાલજીનું નામ મોખરે છે. વળી ગુરુશ્રી ચતુરવિજયજી શાસ્ત્રના સંપાદન તથા સંશોધનના ભારે રસિક હોવાથી તેનો શોખ શ્રી પુણ્યવિજયજીને પણ લાગ્યો, તે એટલે સુધી કે શારીરિક કષ્ટો વેઠીને પણ સનિષ્ઠાપૂર્વક સંશોધનકાર્ય કરવાનું આજ સુધી તેમણે ચાલુ રાખ્યું છે. આઠ માસ ગામપ્રતિગામ ફરતાં ફરતાં તેમ ચોમાસાના સ્થિરવાસમાં પણ તેમની જ્ઞાનસાધના ચાલુ જ રહી છે.

પ્રગુરુ વૃદ્ધાવસ્થામાં હોવાથી મુનિજીને પાટણમાં લાગલાગટ અઢાર વરસ રહેવાનું થયું; તે દરમિયાન પાટણના એકેએક ભંડારનું અવલોકન તેમણે કર્યું અને જુદા જુદા તમામ ભંડારોને તેમના ગુરુ અને પ્રગુરુની પ્રેરણાથી એક વ્યવસ્થિત જ્ઞાનમંદિરના રૂપમાં ફેરવી નાખવાનો વિચાર મૂર્ત બન્યો. એને પરિણામે પાટણમાં હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરની સ્થાપના થઈ. ભંડારોના પુસ્તકોનું વર્ગીકરણ કરીને જે સરસ ગોઠવણી તેમાં થઈ છે, એની પાછળ મુનિશ્રીનો ભારે શ્રમ રહેલો છે ભંડારોના તમામ પુસ્તકોનું એક મોટું લખેલું સૂચિપત્ર પણ તેમણે તૈયાર કરેલું છે. એ જ્ઞાનમંદિરના પ્રવેશદ્વાર પાસે જે શિલાલેખ છે તેમાં મુનિશ્રી પુણ્યવિજયજીનું નામ પણ અંકિત થયેલું છે. ભંડારોની વ્યવસ્થા અને તેમાંનાં પુસ્તકોના વર્ગીકરણની સાથે સાથે જ સંપાદન-સંશોધનનું કાર્ય અને ઉચ્ચ અભ્યાસના વિદ્યાર્થીઓને તથા વિદ્વાનોને સંશોધનમાં મદદ કરવાનું કાર્ય પણ ચાલુ હતું.

તેમને હાથે અનેક શાસ્ત્રીઓ અને સંશોધકો ઘડાયા છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા, શ્રી જગદીશચંદ્ર જૈન, મૂર્તિશાસ્ત્રના અભ્યાસી અને વિક્ટોરિયા મ્યુઝિયમના ક્યુરેટર શ્રી. શાંતિલાલ છગનલાલ ઉપાધ્યાય ઇત્યાદિ તેમના શિષ્યો છે. ડૉ. બેંડર, ડૉ. આલ્સડોર્ફ, શ્રી. મધુસૂદન મોદી, પ્રો. કાન્તિલાલ વ્યાસ, શ્રી. જિતેન્દ્ર જેટલી ઇત્યાદિ વિદ્વાનો પણ પોતાના સંપાદન-સંશોધન-કાર્યમાં તેમની પાસેથી કીમતી માર્ગદર્શન પામતા રહ્યા છે.

તેમની સાહિત્યપ્રવૃત્તિમાં લીંબડી (સૌરાષ્ટ્ર)ના જ્ઞાનભંડારનું સંશોધન તથા તેના મોટા સૂચિપત્રનું પ્રકાશન નોંધપાત્ર છે. જૈન આગમોના સંપાદન તથા સંશોધનનું ભગીરથ કાર્ય તેમણે આરંભ્યું છે અને તે કાર્ય અદ્યતન ઢબે કરવાનો તેમનો મનસૂબો છે. તેમની સમગ્ર સંશોધન પ્રવૃત્તિનું પ્રેરક બળ મુખ્યત્વે આ કાર્યમાં રહેલું છે એમ કહી શકાય. એ પ્રવૃત્તિ માટે પ્રાચીનમાં

# શિવશંકર પ્રાણશંકર શુકલ

શ્રી. શિવશંકર શુકલનો જન્મ તેમના વતન ગોધરા ખાતે શ્રીગૌડ બ્રાહ્મણ જ્ઞાતિમાં ઇ. સ. ૧૯૦૮ માં થયો હતો. તેમના પિતાનું નામ પ્રાણશંકર દુર્ગાશંકર અને માતાનું નામ રેવાબહેન. પત્નીનું નામ શારદાબહેન. લગ્નસાલ ઇ સ. ૧૯૩૪.

પ્રાથમિક અભ્યાસ ગોધરામાં પૂરો કરીને શ્રી. શુકલે માધ્યમિક પહેલાં ત્રણ ધોરણો અમદાવાદની સરકારી મિડલ સ્કૂલમાં અને પછીનાં બે આર. સી હાઇસ્કૂલમાં પૂરાં કર્યાં હતાં. એટલામાં અસહકારની લડત શરૂ થતાં, તેઓ પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમાં દાખલ થયા અને ત્યાંજ મેટ્રિક સુધી ભણ્યા. ઈ. સ. ૧૯૨૪ માં તેઓ એ વખતે ગાંધીજીની દોરવણી નીચે રાષ્ટ્રિય શિક્ષણ આપતા ગુજરાત વિદ્યાપીઠના મહાવિદ્યાલયમાં દાખલ થયા અને ૧૯૨૭ માં એ જ સંસ્થામાંથી પ્રાચ્યવિદ્યાના સ્નાતક થઈને બહાર આવ્યા. આયુર્વેદ તેમનો પ્રિય અભ્યાસવિષય હતો. એમનો તે વિષયનો અભ્યાસ એટલો સંગીન હતો કે પૂનાની આયુર્વેદ કૉલેજમાં એક વર્ષ અધ્યાપક તરીકે કામ કરવાની તક તેમને સાંપડી હતી. પછી તો તેમણે રીતસર વૈદ્યનો ધંધો શરૂ કર્યો. અમદાવાદ, ગોધરા અને શહેરામાં કેટલાંક વરસ તેમણે સ્વતંત્ર દવાખાનું ચલાવ્યું હતું. ઈ. સ ૧૯૪૬ માં વિષમ કૌટુંબિક પરિસ્થિતિને કારણે તેમનું ચિત્ત થોડો વખત અસ્વસ્થ રહ્યું હતું. પછી સ્વસ્થતા પ્રાપ્ત થતાં તેઓ ગુજરાત વિદ્યાપીઠના પુસ્તકાલયમાં સહાયક ગ્રંથપાલ તરીકે જોડાયા હતા, હાલ તેઓ અમદાવાદના મજૂર મહાજનના પુસ્તકાલયના ગ્રંથપાલ તરીકે કામ કરે છે.

શ્રી શિવશંકરે લેખન-પ્રવૃત્તિનો આરંભ ભદ્ર-વ્યાયામશાળાના હસ્તલિખિત માસિકથી કર્યો હતો. વિદ્યાપીઠમાં જોડાયા બાદ 'સાબરમતી' માસિકનું તંત્ર સંભાળવાની ફરજ આવી પડતાં તેમની સાહિત્ય-પ્રવૃત્તિને સારો વેગ મળ્યો. ગ્રંથપાલના વ્યવસાયે તેમના વાચનને બહુવિધ બનાવ્યું. કાલિદાસ, જિબ્રાન, ચેખોવ, ટોલસ્ટોય, ટાગોર, ગાંધીજી અને કાલેલકર તેમના પ્રિય ગ્રંથકારો છે. ભૂગોળ, વૈદક, વનસ્પતિઓ, પ્રકૃતિસૌન્દર્ય અને મજૂરજીવન એમ વિવિધ વિષયો માટેનો શોખ તેમનું રુચિવૈવિધ્ય બતાવે છે. ભિન્ન ભિન્ન વિષયો પર તેમણે છૂટક લેખો રૂપે તેમજ ગ્રંથસ્વરૂપે રસાળ અને સત્ત્વશીલ લખાણ ઠીક પ્રમાણમાં કરેલું છે.

લેખનકાર્યમાં આત્મશ્રદ્ધા બેસતાં શ્રી શુકલે સૌથી પ્રથમ ચેખોવની વાર્તાઓનો અનુવાદ કર્યો અને તેના બે સંગ્રહો પ્રસિદ્ધ કર્યા. પછી તો કાકાસાહેબની છત્રછાયામાં તેમની પ્રવૃત્તિ મહોરતી ગઈ અને શૈલી પણ ખીલતી ગઈ—જો કે કાલેલકર ઉપરાંત તેમનો ભાઈ શ્રી. ચંદ્રશંકર શુક્લ, ગાંધીજી અને અમુક અંશે મુનશીની શૈલીની અસર તેમનાં લખાણોમાં વરતાયા વિના રહેતી નથી.

'સરિતાથી સાગર' શ્રી શુક્લની શ્રેષ્ઠ કૃતિ છે. એમાં તેમણે ગાંધીજીની ઐતિહાસિક દાંડીકૂચનું જીવંત અને પ્રમાણભૂત વર્ણનચિત્ર આપેલું છે. પારસમણિના સ્પર્શથી લોહનું સુવર્ણ થઈ જાય એવી ગાંધીજીના એ ચોવીસ દિવસના અંતઃપ્રેરિત યુદ્ધપ્રવાસની ચમત્કારિક અસર તેમણે વર્ણવી બતાવી છે. મહાત્માજી અને તેમના સૈનિકોને કેન્દ્રમાં રાખીને ગુજરાતનાં ગામડાંમાં આવેલ ચેતન, દેશભરમાં જાગેલ આન્દોલન અને રાજ્યસત્તાને થયેલ સંક્ષોભનું એકી સાથે યથાર્થ દર્શન તેમાં તેમણે કરાવ્યું છે. વળી દાંડીકૂચના બનાવને ઇતિહાસની હકીકત તરીકે કેવળ વર્ણનાત્મક કે કથનાત્મક શૈલીમાં કહી જવાને બદલે તેમણે તેની સાથે થોડોક કલ્પનાનો સંભાર પણ ભર્યો છે. બીજા અનેકોની જેમ ત્રણ જુવાન વિદ્યાર્થીઓને સત્યાગ્રહીઓની સાથે પ્રવાસ કરતા કલ્પીને લેખકે દાંડીકૂચના પ્રત્યેક દશ્યે પાડેલી છાપને આત્મલક્ષી રંગે રંગવાની ઠીક અનુકૂળતા કરી લીધી છે. તેમાં નિરૂપાયેલી પ્રકૃતિની પ્રસન્નગંભીર ભૂમિકા અને લેખકની સ્મૃતિમાંથી સ્વયમેવ સરી પડતા કાવ્યોદ્‌ગારો પુસ્તકમાંના ભવ્ય ને સઘન ઇતિહાસ-ચિત્રને સુંદર ઉઠાવ આપે છે. ગાંધીજીએ પ્રજાને કરાવેલી સ્વરાજ્ય-યાત્રાના અદ્‌ભુત ને અમર પ્રસંગ દાંડીકૂચ પર મહાકાવ્ય તો રચાય ત્યારે ખરું; પણ તેની ઇતિહાસશુદ્ધ હકીકતને સુંદર ચિત્રરૂપે સાકાર કરીને શ્રી શુકલે એને ચિરકાળ પર્યંત—નિદાન મહાકાવ્યનો લખનાર આવે ત્યાં લગી-લોકકલ્પનામાં મઢી લેવાનું ઇષ્ટ કાર્ય કર્યું છે એ તેમની ન્હાનીસૂની સાહિત્યસેવા નથી.

કાકાસાહેબની હળવી અને પ્રસન્નગંભીર શૈલીનું સફળ અનુસરણ કરતું 'ગુજરાતની લોકમાતાઓ' નામનું પુસ્તક શ્રી શુક્લનું બીજું વિશિષ્ટ અર્પણ છે. એમની આ પ્રકારની ગદ્યકૃતિઓ આ દાયકાના એક આશાસ્પદ નિબંધિકાકાર તરીકે શ્રી. સિવશંકરનો પરિચય કરાવે છે. તેમની પાસે વાચન, અવલોકન, અનુભવ, કલ્પના અને વર્ણનશક્તિનું સારું એવું ભાથું છે.

તેમની શૈલીમાં વૈયક્તિક વિશિષ્ટતા અને ચિંતનમાં પક્વતા આવતાં ગુજરાતના સમર્થ નિબંધકારોમાં તેમને અવશ્ય સ્થાન મળશે.

'માધવનિદાન' નામનું તેમનું વૈદક-વિષયક પુસ્તક વર્ષોથી આયુર્વેદ કોલેજોમાં પાઠ્ય પુસ્તક તરીકે વપરાય છે.

કૃતિઓ

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશન સાલ | પ્રકાશક | મૌલિક કે અનુવાદ | મૂળકૃતિનું નામ |
|---|---|---|---|---|---|
| ૧. હૃદયમંથન ભા. ૧ | વાર્તાઓ | | | અનુવાદ | ચેખોવની વાર્તાઓ |
| ૨. " ભા ૨ | " | | | " | " |
| ૩. ટેકને ખાતર | નવલકથા | | | " | પ્રેમચંદજી કૃત |
| ૪. સુગાતર | " | | | મૌલિક | — |
| ૫. માધવનિદાન | આયુર્વેદ મીમાંસા | | | સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર-સંપાદન | |
| ૬. સરિતાથી સાગર | ઐતિહાસિક કથાનક | ૧૯૪૫ | ગુર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | મૌલિક | — |
| ૭. ગુજરાતની નદીઓ | નિબંધિકાઓ | ૧૯૪૯ | કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ | " | |

અભ્યાસ-સામગ્રી

૧. 'રેખા' ફેબ્રુઆરિ, ૧૯૫૦.

# ગ્રંથકારોની સૂચિ

('ગ્રંથ અને ગ્રંથકાર', પુસ્તક એકથી દસ)

| ગ્રંથકારનું નામ | પુસ્તક | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૯. ઈમામખાન કયસરખાન | ૫ | ૧૫૦ |
| ૩૦. ઇમામશાહ આલમશાહ બાનવા | ૨ | ૪ |
| ૩૧. ઈમામુદ્દીન દરગાહવાલા | ૨ | ૧૧૭ |
| ૩૨. ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ (પેટલીકર) | ૧૦ | ૧૮ |
| ૩૩. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ | ૩ | ૭ |
| ૩૪. ઈશ્વરલાલ મૂળચંદ વીમાવાળા | ૯ | ૧૦૩ |
| ૩૫. ઉછરંગરાય કેશવલાલ ઓઝા | ૩ | ૯૦ |
| ૩૬. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી | ૧૦ | ૨૩ |
| ૩૭. ઉમાશંકર જેઠાલાલ જોષી | ૩ | ૧૧૮ |
| ૩૮. એરચ જેહાંગીર તારાપોરવાલા | ૨ | ૬ |
| ૩૯. એલેક્ઝાન્ડર કિન્લોક ફૉર્બ્સ | ૧૦ | ૨૩ |
| ૪૦. કનુભાઈ હકુમતરાય દેસાઈ | ૨ | ૧૧ |
| ૪૧. કનૈયાલાલ ભાઈશંકર દવે | ૧૦ | ૧૨ |
| ૪૨. કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧ | ૩૫ |
| ૪૩. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ૪ | ૯૪ |
| ૪૪. કરસનદાસ નરસિંહ માણેક | ૯ | ૧૦૪ |
| ૪૫. કરસનદાસ મૂળજી | ૫ | ૧૬૩ |
| ૪૬. કરીમમહમદ માસ્તર | ૨ | ૭ |
| ૪૭. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા | ૧ | ૧૮ |
| ૪૮. કલ્યાણરાય નથુભાઈ જોષી | ૧ | ૧૬ |
| ૪૯. કાન્તિલાલ બળદેવરામ વ્યાસ | ૧૦ | ૧૪ |
| ૫૦. કાલિદાસ ભગવાનદાસ કવિ | ૨ | ૧૧૮ |
| ૫૧. કાશીબહેન બહેચરદાસ જડિયા | ૨ | ૧૧૯ |
| ૫૨. કાશીરામ ભાઈશંકર ઓઝા (પ્રેમી) | ૨ | ૯ |
| ૫૩. કિલાભાઈ ઘનશ્યામ ભટ્ટ | ૯ | ૭ |
| ૫૪. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા | ૨ | ૧૧ |
| ૫૫. કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા | ૨ | ૧૩ |
| ૫૬. કુંવરજી આણંદજી શાહ | ૯ | ૧૦૫ |
| ૫૭. કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ્ટ | ૧૦ | ૬૫ |
| ૫૮. કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટિયા | ૯ | ૭ |
| ૫૯. કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી | ૨ | ૫૪ |
| ૬૦. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | ૧ | ૩૮ |

| | ગ્રંથકારનું નામ | પુસ્તક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૯૩. | ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ | ૧૦ | ૧૭ |
| ૯૪. | ગોપાળરાવ હરિ દેશમુખ | ૧૦ | ૪૧ |
| ૯૫. | ગોપાળરાવ ડાહ્યાભાઈ એન્જીનિયર | ૫ | ૧૫૮ |
| ૯૬. | ગોવર્ધનદાસ કહાનદાસ અમીન | ૫ | ૧૫૬ |
| ૯૭. | ગોવિંદભાઈ રામભાઈ અમીન | ૧૦ | ૧૯ |
| ૯૮. | ગોવિંદભાઈ હરિભાઈ પટેલ | ૯ | ૧૦૮ |
| ૯૯. | ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ | ૨ | ૧૬ |
| ૧૦૦. | ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી (ધૂમકેતુ) | ૧ | ૫૦ |
| ૧૦૧. | ચતુરભાઈ શંકરભાઈ પટેલ | ૩ | ૨૧ |
| ૧૦૨. | ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ | ૧ | ૫૧ |
| ૧૦૩. | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૪ | ૧૨૪ |
| ૧૦૪. | ચંદુલાલ મણિલાલ દેસાઈ | ૩ | ૧૪૧ |
| ૧૦૫. | ચંદ્રવદન ચીમનલાલ મહેતા | ૮ | ૧૧૫ |
| ૧૦૬. | ચંદ્રવદન ચુનીલાલ શાહ | ૩ | ૨૧ |
| ૧૦૭. | ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડ્યા | ૪ | ૧૨૩ |
| ૧૦૮. | ચંદ્રશંકર અમૃતલાલ બૂચ | ૧ | ૫૮ |
| ૧૦૯. | ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા | ૧ | ૫૩ |
| ૧૧૦. | ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ | ૨ | ૨૦ |
| ૧૧૧. | ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ | ૨ | ૧૮ |
| ૧૧૨. | ચંપકલાલ લાલભાઈ મહેતા | ૧ | ૫૯ |
| ૧૧૩. | ચીમંતી ચાર્લોટ | ૨ | ૧૩૬ |
| ૧૧૪. | ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી | ૧ | ૬૦ |
| ૧૧૫. | ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ | ૮ | ૧૦૫ |
| ૧૧૬. | ચીમનલાલ દામોદરદાસ ત્રિપાઠી | ૧ | ૬૧ |
| ૧૧૭. | ચીમનલાલ મગનલાલ ડૉકટર | ૧૦ | ૨૧ |
| ૧૧૮. | ચુનીલાલ વર્ધમાન શાહ | ૧ | ૬૨ |
| ૧૧૯. | છગનલાલ ઠાકોરદાસ મોદી | ૨ | ૧૩૨ |
| ૧૨૦. | છગનલાલ વિદ્યારામ રાવળ | ૧ | ૬૪ |
| ૧૨૧. | છગનલાલ હરિલાલ પંડ્યા | ૧ | ૬૬ |
| ૧૨૨. | છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી | ૯ | ૧૮ |
| ૧૨૩. | છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર | ૭ | ૨૨ |
| ૧૨૪. | છોટાલાલ નરભેરામ ભટ્ટ | ૧ | ૭૦ |

| | ગ્રંથકારનું નામ | પુસ્તક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧૮૯ | દુર્ગારામ મંછારામ દવે (મહેતાજી) | ૧૦ | ૫૮ |
| ૧૯૦ | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ૧ | ૯૩ |
| ૧૯૧ | દુર્ગેશ શુળજાશંકર શુકલ | ૧૦ | ૩૨ |
| ૧૯૨ | દુર્લભ શ્યામ ધ્રુવ | ૯ | ૩૬ |
| ૧૯૩ | દુર્લભજી ત્રિભુવન ઝવેરી | ૪ | ૧૨૮ |
| ૧૯૪ | દુલેરાય છોટાલાલ અંજારિયા | ૩ | ૩૮ |
| ૧૯૫ | દૂલાભાઈ ભાયાભાઈ કાગ | ૯ | ૧૨૦ |
| ૧૯૬ | દેવકૃષ્ણ પીતાંબર જોષી | ૯ | ૧૨૧ |
| ૧૯૭ | દેવચંદભાઈ શેઠ | ૮ | ૧૨૧ |
| ૧૯૮ | દેવશંકર વૈકુંઠજી ભટ્ટ | ૯ | ૩૮ |
| ૧૯૯ | દેશળજી કહાનજી પરમાર | ૧ | ૯૬ |
| ૨૦૦ | દોલતરામ કૃપારામ પંડ્યા | ૯ | ૭૯ |
| ૨૦૧ | ધનજીભાઈ ફકીરભાઈ | ૧૦ | ૩૪ |
| ૨૦૨ | ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ૩ | ૪૦ |
| ૨૦૩ | ધનશંકર હીરાશંકર ત્રિપાઠી | ૧ | ૯૮ |
| ૨૦૪ | ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા | ૧ | ૧૮૦ |
| ૨૦૫ | ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ | ૨ | ૩૬ |
| ૨૦૬ | ધીરજલાલ ટોકરશી શાહ | ૪ | ૧૨૯ |
| ૨૦૭ | ધીરસિંહ વહેરાભાઈ ગોહિલ | ૪ | ૧૩૧ |
| ૨૦૮ | નગીનદાસ નારણદાસ પારેખ | ૫ | ૧૬૬ |
| ૨૦૯ | નટવરલાલ ઇચ્છારામ દેસાઈ | ૨ | ૪૦ |
| ૨૧૦ | નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ | ૩ | ૪૫ |
| ૨૧૧ | નટવરલાલ મૂળચંદ વીમાવાળા | ૪ | ૧૩૪ |
| ૨૧૨ | નટવરલાલ રણછોડદાસ શાહ | ૬ | ૬૯ |
| ૨૧૩ | નત્થુસિંહ હ ચાવડા | ૭ | ૧૯૪ |
| ૨૧૪ | મહારાજશ્રી નથુરામ શર્મા | ૨ | ૪૨ |
| ૨૧૫ | નથુરામ સુંદરજી શુકલ | ૯ | ૪૦ |
| ૨૧૬ | નરભેશંકર પ્રાણજીવન દવે (કાઠિયાવાડી) | ૧૦ | ૩૬ |
| ૨૧૭ | નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ | ૧ | ૧૦૨ |
| ૨૧૮ | નરસિંહભાઈ મૂળજીભાઈ શાહ | ૧૦ | ૩૮ |
| ૨૧૯ | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | ૧ | ૧૦૪ |
| ૨૨૦ | નરહરિ દ્વારકાદાસ પરીખ | ૨ | ૩૭ |

| ગ્રંથકારનું નામ | પુસ્તક | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૨૧. નરહરિ બી. શર્મા | ૩ | ૪૧ |
| ૨૨૨ નર્મદાશંકર દેવશંકર મહેતા | ૧ | ૧૦૮ |
| ૨૨૩. નર્મદાશંકર બાળાશંકર પંડ્યા | ૫ | ૧૧૨ |
| ૨૨૪. નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત | ૬ | ૬૮ |
| ૨૨૫. નર્મદાશંકર લાલશંકર કવિ | ૫ | ૨૧૩ |
| ૨૨૬. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી | ૫ | ૧૧૪ |
| ૨૨૭. નલિનકાન્ત નરસિંહરાવ દીવેટિયા | ૯ | ૪૧ |
| ૨૨૮. નવલરામ જગન્નાથ ત્રિવેદી | ૫ | ૧૧૫ |
| ૨૨૯ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા | ૬ | ૮૭ |
| ૨૩૦. નંદશંકર તુળજારામ મહેતા | ૫ | ૨૧૯ |
| ૨૩૧. નાગરદાસ અમરજી પંડ્યા | ૩ | ૪૨ |
| ૨૩૨. નાગરદાસ ઈશ્વરભાઈ પટેલ | ૨ | ૪૯ |
| ૨૩૩. નાગરદાસ રેવાશંકર પંડ્યા | ૭ | ૧૯૫ |
| ૨૩૪. નાગેશ્વર કવિ | ૬ | ૧૦૧ |
| ૨૩૫. નાજુકલાલ નંદલાલ ચોકસી | ૩ | ૪૪ |
| ૨૩૬. નાથાલાલ ભાણજી દવે | ૧૦ | ૪૧ |
| ૨૩૭. નારાયણ મોરેશ્વર ખરે | ૯ | ૪૧ |
| ૨૩૮. નારાયણ વિસનજી ઠક્કુર | ૯ | ૪૨ |
| ૨૩૯. નારાયણ હેમચંદ્ર | ૮ | ૧૨૫ |
| ૨૪૦. નારાયણશંકર દેવશંકર વૈદ્યશાસ્ત્રી | ૯ | ૪૫ |
| ૨૪૧. નૃસિંહપ્રસાદ ભગવાનદાસ વિભાકર | ૧૦ | ૬૬ |
| ૨૪૨. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ | ૧ | ૧૨૦ |
| ૨૪૩. શ્રી. નૃસિંહાચાર્યજી | ૬ | ૧૦૪ |
| ૨૪૪. મુનિશ્રી ન્યાયવિજયજી | ૭ | ૧૯૬ |
| ૨૪૫. ન્હાનાલાલ ચમનલાલ મહેતા | ૪ | ૧૩૭ |
| ૨૪૬. ન્હાનાલાલ દલપતરામ કવિ | ૫ | ૧૧૬ |
| ૨૪૭ પન્નાલાલ નાનાલાલ પટેલ | ૧૦ | ૪૪ |
| ૨૪૮ પાલનજી બરજોરજી દેસાઈ | ૧ | ૧૨૨ |
| ૨૪૯. પીરોજશા જહાંગીર મર્ઝબાને (પીલ્લુમ) | ૯ | ૪૬ |
| ૨૫૦. પીંગળશી પાતાભાઈ નરેલા | ૯ | ૪૭ |
| ૨૫૧. મુનિશ્રી પુણ્યવિજયજી | ૧૦ | ૯૮ |
| ૨૫૨ પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ | ૧૦ | ૪૭ |

| ગ્રંથકારનું નામ | પુસ્તક | પૃષ્ઠ |
|---|---|---|
| ૩૪૯. મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ૧ | ૧૫૬ |
| ૩૫૦. માણેકલાલ ગોવિંદલાલ જોષી | ૫ | ૧૭૦ |
| ૩૫૧. માધવજી ભીમજીભાઈ મચ્છર | ૧૦ | ૭૪ |
| ૩૫૨. માધવરાવ બાબારાવ દીવેટિયા | ૯ | ૭૩ |
| ૩૫૩. માધવલાલ ત્રિભુવન રાવળ | ૩ | ૬૫ |
| ૩૫૪. માનશંકર પીતાંબરદાસ મહેતા | ૨ | ૭૬ |
| ૩૫૫. માવજીભાઈ દામજી શાહ | ૨ | ૧૨૭ |
| ૩૫૬. મુકુન્દરાય વિજયશંકર પટ્ટણી (પારાશર્ય) | ૯ | ૧૨૭ |
| ૩૫૭. મુરલીધર રામશંકર ઠાકુર | ૯ | ૧૨૮ |
| ૩૫૮. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા | ૯ | ૭૪ |
| ૩૫૯. મૂળજી દુર્લભજી વેદ | ૯ | ૧૨૯ |
| ૩૬૦. મૂળજીભાઈ પી શાહ | ૮ | ૧૪૯ |
| ૩૬૧. મૂળશંકર પ્રેમજી વ્યાસ | ૬ | ૭૮ |
| ૩૬૨. મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક | ૫ | ૬૭ |
| ૩૬૩. મૂળશંકર હરિનંદ મૂંલાણી | ૯ | ૧૩૦ |
| ૩૬૪. સર મેહબુબમિયાં ઈમામબક્ષ કાદરી | ૪ | ૧૪૮ |
| ૩૬૫. મોતીલાલ રવિશંકર ઘોડા | ૨ | ૮૪ |
| ૩૬૬. મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી | ૨ | ૭૯ |
| ૩૬૭. મોહનલાલ તુળસીદાસ મહેતા (સોપાન) | ૯ | ૧૩૨ |
| ૩૬૮. મોહનલાલ પાર્વતીશંકર દવે | ૧ | ૧૫૧ |
| ૩૬૯. યજ્ઞેશ હરિહર શુકલ | ૫ | ૧૫૯ |
| ૩૭૦. યશવંત સવાઈલાલ પંડ્યા | ૨ | ૮૬ |
| ૩૭૧. યશવંતરાય ગુલાબભાઈ નાયક | ૧૦ | ૭૬ |
| ૩૭૨. યુસુફ અબ્દુલગની માંડવિયા | ૯ | ૧૩૩ |
| ૩૭૩. રણછોડજી અમરજી દીવાન | ૯ | ૭૭ |
| ૩૭૪. રણછોડદાસ ગીરધરદાસ | ૪ | ૧ |
| ૩૭૫. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી | ૯ | ૧૩૫ |
| ૩૭૬. રણછોડભાઈ ઉદયરામ દવે | ૮ | ૧૫૯ |
| ૩૭૭. રણજીતરામ વાવાભાઈ મહેતા | ૬ | ૧૧૭ |
| ૩૭૮. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા | ૯ | ૭૬ |
| ૩૭૯. રતિલાલ નાનાભાઈ તન્ના (શારદાપ્રસાદ વર્મા) | ૧૦ | ૭૮ |
| ૩૮૦. રતિલાલ મોહનલાલ ત્રિવેદી | ૩ | ૬૯ |

| ગ્રંથકારનું નામ | પુસ્તક | પૃષ્ઠ |
|---|---|---|
| ૪૭૭. હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી | ૯ | ૧૪૧ |
| ૪૭૮. હરગોવિંદદાસ ઇશ્વરદાસ પારેખ | ૬ | ૧૪૪ |
| ૪૭૯. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા | ૧ | ૨૦૨ |
| ૪૮૦. હરજીવન સોમૈયા | ૧૦ | ૧૧૦ |
| ૪૮૧. હરદાન પીંગળશી નરેલા | ૯ | ૧૪૩ |
| ૪૮૨. હરભાઈ દુર્લભજી ત્રિવેદી | ૧ | ૨૦૫ |
| ૪૮૩. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટિયા | ૪ | ૧૫૬ |
| ૪૮૪. હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય | ૧૦ | ૮૯ |
| ૪૮૫. હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ ( મસ્તફકીર ) | ૩ | ૮૬ |
| ૪૮૬. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ | ૧ | ૨૦૬ |
| ૪૮૭. હરિરાય ભગવન્તરાય બુચ | ૧ | ૨૦૮ |
| ૪૮૮. હરિલાલ નરસિંહરામ વ્યાસ | ૪ | ૧૫૭ |
| ૪૮૯. હરિલાલ માધવજી ભટ્ટ | ૯ | ૯૨ |
| ૪૯૦. હરિલાલ મૂળશંકર મૂલાણી | ૯ | ૧૪૪ |
| ૪૯૧. હરિલાલ હર્ષદરાય ધ્રુવ | ૭ | ૨૧૮ |
| ૪૯૨. હરિશંકર ઓધડભાઈ ઠાકર | ૫ | ૧૮૭ |
| ૪૯૩. હરિશંકર માધવજી ભટ્ટ | ૯ | ૯૩ |
| ૪૯૪. હરિશ્ચંદ્ર ભગવતીશંકર ભટ્ટ | ૯ | ૧૪૫ |
| ૪૯૫. હરિહર પ્રાણશંકર ભટ્ટ | ૯ | ૧૪૬ |
| ૪૯૬. હસમુખલાલ મણિલાલ કાજી | ૩ | ૮૯ |
| ૪૯૭. હંસાબ્હેન મહેતા | ૨ | ૧૧૫ |
| ૪૯૮. હાજીમહમદ અલારખિયા શિવજી | ૯ | ૯૪ |
| ૪૯૯. હામીદમિયાં ડોસામિયાં સૈયદ | ૫ | ૧૮૬ |
| ૫૦૦. હાશીમ યુસફ ભરૂચા ( ગાર રદિરી ) | ૯ | ૧૪૭ |
| ૫૦૧. હિંમતલાલ ગણેશજી અંજારિયા | ૧ | ૨૧૦ |
| ૫૦૨. હિંમતલાલ ચુનીલાલ શાહ | ૨ | ૧૧૧ |
| ૫૦૩. હીરાચંદ કસ્તૂરચંદ ઝવેરી | ૯ | ૧૪૮ |
| ૫૦૪. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ | ૨ | ૧૧૨ |
| ૫૦૫. હીરાલાલ રસિકદાસ કાપડિયા | ૬ | ૮૧ |
| ૫૦૬. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ | ૯ | ૯૮ |
| ૫૦૭. મુનિશ્રી હેમાંશુવિજયજી | ૫ | ૧૮૮ |